સંદેશ ગ્રંથમાળા

શ્રેણી ૧લી : પુસ્તક : ૨

# અપંગ પંખીડાં

## સામાજિક નવલકથા

*

: લેખક :

શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા

એમ. એ. બી. ટી.



# પ્રસ્તાવના

**માનવોને** પણ ઊડવાનું ગમે છે. પંખીઓની નકલ કરતાં માનવીઓ કૃત્રિમ પાંખો વડે ઊડવા અખતરા કરે છે. આ માનવીઓ અપંગ હોય તો યે ઊડી શકે; પણ જે પંખીઓને સ્વાભાવિક પાંખો હોય છે તેઓ અપંગ થતાં ઊડી શકતાં નથી. માનવ સંસારમાં અપંગ પાંખવાળાં પંખીઓ અનેક ઊડે છે પણ તે પછડાઈ પડે છે. જાણે કુદરત નિયમનની અપેક્ષાનો અત્યાજ્ય નિયમ અનિવાર્ય રાખવા કૃતનિશ્ચય બની છે !!

શિસ્ત શાળામાં જ હોય, કાયદાઓ કચેરીમાં જ હોય, નિયમો શાસ્ત્રમાં જ હોય એવું નથી. કોઈ સ્વતંત્ર નથી એમ કુદરત જાહેર કરે છે. દરેક સર્જન અન્ય સર્જનની સહાય અપેક્ષે છે. દરેક સર્જન પર કુદરતનો પૂર્ણ અધિકાર છે. સંસારમાં કુદરતનું નિયમન સર્વત્ર દેખાય છે. છતાં સંસારી માનવ. એ નિયમનને ઉપેક્ષતો હોય તેમ વિહારવા મથે છે, ઠોકર ખાય છે, પડે છે, ઊઠે છે, વિગેરે અનુભવ લેતો જીવન ગાળે છે. ભાગ્યે કોઈક જ સરળતાથી એ નિયમનોને વશ થતો સરળમાર્ગે જઈ શકે છે. આમ પુરૂષાર્થ અને કર્મવાદ સંભવે છે. પુરૂષાર્થમાં સફળ થતો માનવ પુરૂષાર્થ પ્રશંસે છે. એમાં નિષ્ફળ થતો માનવ કર્મવાદનો આસરો લે છે. છતાં કર્મવાદીને પુરૂષાર્થ કરવો જ પડે છે. ગીતાજીમાં કહ્યું છે તેમ કોઈ નિષ્કર્મી રહી શકતો નથી. **न तिष्ठति कश्चित्कर्मकृत्** તેમ પુરૂષાર્થ અલ્પ પ્રયાસે સિદ્ધ થાય, તેમ થતા સરળતા પ્રાપ્ત થાય, વિઘ્નો આવેજ નહિ એ પણ સ્થિતિ પ્રારબ્ધ પર અવલંબે છે ક્વચિત્ દીર્ઘદ્રષ્ટિ અનુભવ વિગેરેથી પણ તે સાધ્ય થાય છે. આમ જીવનમાં માનવને સફળતા પ્રાપ્ત થવી એ સહેલું નથી. એટલે જીવન એક પ્રકારના સંગ્રામનું સ્વરૂપ ધારણ કરે છે.

કેળવણી જીવનના સંગ્રામને સરળ કરનાર, તે સંગ્રામમાં સફળતા પ્રાપ્ત કરાવનાર હોય તો તે લીધેલી કામની કેવળ આજીવિકા પ્રાપ્ત કરાવવામાં તે સફળતા આપતી હોય તો તે ઠીક ઠીક. કેળવણી દીર્ઘદૃષ્ટિ ખૂલતી હોય, અન્યના અનુભવોને સમજીને લાભ લેતાં આવડે એવું એથી થતું હોય, પોતાની શક્તિ કેટલી છે, કેટલી ખીલી છે, ને કેટલી ખીલી શકે એવું છે એનું માપ લેતાં આવડતું હોય વિગેરે ઉપયોગી તત્ત્વો એથી પ્રાપ્ત થતાં હોય તો ઠીક નહિ તો જીવન એક અખતરા જેવું રહેવાનું. work on and learn by doing કાર્ય મગ્ન રહો ને કાર્ય કરતાં શીખો આમ અનુભવ પછી જ આગળ ધપવાનું હોય. એટલે કેળવણી સ્વતઃ પ્રાપ્ત કરવાની રહે છે. આમ અનેક પંખીઓ અપંગ રહે અને ઉડવા જતાં ફેંકાય અને અનેક પ્રયાસ પછી તેમને પાંખો નવી ફૂટે અથવા જૂની પાંખો સફળ બને.

ઉઘડતી આંખ જો આ અપંગ પંખીડાંને જોઈ શકે તો તેમને આ કોયડો ઉકેલવાની પ્રેરણા પ્રાપ્ત થાય. જીવનની ધરી કેવા પ્રકારની છે. અને એ ધરી કેવી કરવી યા રાખવી જોઈએ તે સમજાય તો પંખીઓને અપંગ રહેવાનું રહે નહિ.

નવી કેળવણીથી, પાયાની કેળવણીથી, પંખીડાનું અપંગત્વ જશે કે કેમ તેનો વિચાર ઉંડાણથી કરવો ઘટે. અપંગત્વ છે અને તે જવું જોઈએ. નવા સંક્રાંતિ કાળમાં આ પ્રશ્નની વિચારણા થાય છે અને ઉકેલ આવશે એમ આશા રાખવી વ્યર્થ નથી.

અપંગ પંખીડાનાં અપંગત્વનું કાંઈક ભાન કરાવવા સંદેશ કાર્યાલયના સંચાલકોએ અમને અમૂલ્ય તક આપી છે એથી એમનો આભાર માનવા દિલ પૂર્ણ પ્રેરાય છે. રા. નંદલાલ બોડીવાળાના એ માટે અમે ઉપકૃત છીએ.

દેવગઢ બારિયા — ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા

# પ્રકાશકનું નિવેદન

**'સંદેશ ગ્રંથમાળા'**ની છઠ્ઠી શ્રેણીના ગ્રાહક બન્ધુઓના કરકમલમાં **'ગરાસણી'** આપ્યા પછી આ બીજું નવલકથાનું પુસ્તક **'અપંગ પંખીડાં'** આપતાં આનંદ થાય છે.

આ પુસ્તકના લેખક **ભાઈશ્રી ગજેન્દ્રશંકર પંડ્યા** એક સુપ્રસિદ્ધ લેખક હોઈ જનતા એમને સારી રીતે પિછાને છે.

**'અપંગ પંખીડાં'** આ પુસ્તકમાં લેખકે જુદા જ દૃષ્ટિકોણથી સમાજનાં અનેકવિધ પાસાંઓ આપતું ચિત્ર રજૂ કરી એ પર વેધક પ્રકાશ પાડ્યો છે. આજની કેળવણીની માર્મિક ચર્ચા કરી લેખકે ભણેલાં અપંગ પંખીડાંઓની જીવનધારા કેવા પ્રકારની છે, તેનો સ્પષ્ટ ચિતાર રજૂ કર્યો છે.

આજના સંક્રાંતિકાળમાં આ નવલકથાનું પ્રકાશન સમયસરનું ગણાશે એમ અમે માનીએ છીએ.

પુસ્તકનું કદ ધાર્યા કરતાં ખૂબ જ વધી જવાથી આ પુસ્તક અપાતાં જ છઠ્ઠી શ્રેણી પૂરી થાય છે તેની નોંધ લેવા અમારા ગ્રાહક બંધુઓને વિનંતિ છે.

સાતમી શ્રેણીની યોજના આ પુસ્તકમાં જ આપી છે જે વાંચી જવા આપને વિનંતિ છે.

**'અપંગ પંખીડાં'**ને આપ સત્કારશો એવી આશા સહ વિરમું છું.

સંદેશ પ્રકાશન મંદિર
**અમદાવાદ.**

લિ.
**નંદલાલ ચુનીલાલ બોડીવાલા**
મેનેજિંગ ડીરેક્ટર 'ધી સંદેશ લિ.'

# ‘સંદેશ ગ્રંથમાળા’ના ગ્રાહક બનો

## સાતમી શ્રેણીની ખાસ યોજના

**ગ્રાહક બંધુઓ !**

‘સંદેશ ગ્રંથમાળા’ની છઠ્ઠી શ્રેણીનું પ્રથમ પુસ્તક **‘ગરાસણી’** આપ્યા પછી આ બીજુ પુસ્તક **‘અપંગ પંખીડાં’** રજુ કરતાં આનંદ થાય છે.

કેટલાક અનિવાર્ય કારણોને લઈ **‘અપંગ પંખીડાં’** ધાર્યાં કરતાં થોડુંક મોડું પ્રગટ થાય છે, એ બદલ ક્ષમા માગીએ છીએ. અમારા ગ્રાહક બંધુઓએ આજ સુધી જે ધિરજ રાખી છે એ માટે અમે સર્વના આભારી છીએ.

છઠ્ઠી શ્રેણીમાં અમે ૧૦૦૦ પૃષ્ઠ આપવાની જાહેરાત કરી હતી અને તેમાં ત્રણ પુસ્તકો આપવાની સામાન્ય ગણતરી હતી. પરંતુ ‘ગરાસણી’નું સચિત્ર પુસ્તક ૫૪૮ પૃષ્ઠનું થયું અને બીજુ પુસ્તક **‘અપંગ પંખીડાં’** ધાર્યા કરતાં પૃષ્ઠ સંખ્યામાં ખૂબ જ વધી જતાં **૫૧૬ પૃષ્ઠનું** પુસ્તક થયું. આમ એકંદરે છઠ્ઠી શ્રેણીના ગ્રાહક બંધુઓને ૧૦૦૦ પૃષ્ઠનું વાંચન આપવાનું જાહેર કરેલું તે વધી જઈ **૧૦૬૪ પૃષ્ઠનું વાચન** થઈ ગયું અને આથી ત્રીજા પુસ્તકનો છઠ્ઠી શ્રેણીમાં સમાવેશ થઈ શક્યો નહિ. આથી અમારા ગ્રાહકોને તો કંઈ જ ગેરલાભ થયો નથી કારણ કે વાંચન ૧૦૦૦ પૃષ્ઠથી પણ અમે વિશેષ આપ્યું છે.

આશા છે કે, અમારા સુજ્ઞ ગ્રાહકો આ બાબતની ખાસ નોંધ લઈ તેઓનું સાતમી શ્રેણીનું લવાજમ મોકલી આપી ગ્રાહક તરીકે ચાલુ જ રહેશે.

## ગ્રંથમાળાના ગ્રાહક બનો

સાતમી શ્રેણીના ગ્રાહકોને અમે ૮) રૂપિયામાં ૧૦૦૦ પૃષ્ઠનું ઉત્તમ સાહિત્ય આપવાનું નક્કી કર્યું છે. સાતમી શ્રેણીમાં ગ્રાહક થનારને નીચેનાં પુસ્તકો અપાશે.

૧ નરવાહન (ઐતિહાસિક નવલકથા)
લેખક: શ્રી. ગોકુળદાસ રાયચુરા

૨ મૂછમાં હસો ( અદ્ભૂત હાસ્ય કથા )
લેખક: શ્રી ભરતરામ ભાનુસુખરામ મહેતા

૩ સોહિણી ( સામાજિક નવલકથા )
લેખક: રમણિકલાલ જયચંદભાઈ દલાલ

૪ ?............ લેખક....? ( નવલિકા સંગ્રહ )

## ખાસ લાભ મેળવો

સાતમી શ્રેણીના ૧૦૦૦ પૃષ્ટના વાચનનું લવાજમ રૂા. ૮) આઠ રૂપિયા રાખવામાં આવ્યું છે. પરંતુ તા. ૩૦મી જુન ૧૯૪૯ સુધીમાં જેઓ 'સંદેશ ગ્રંથમાળા'ના સાતમી શ્રેણીના ગ્રાહક થશે તેમનું લવાજમ રૂા. ૭) સાત રૂપિયા પ્રમાણે સ્વીકારવામાં આવશે. તા. ૩૦ મી જુન પછી આ ગ્રંથમાળાનું લવાજમ રૂપિયા આઠ પ્રમાણેજ સ્વીકારાશે. માટે આપ આજેજ આપનું લવાજમ રૂા. ૭) સાત રૂપિઆ મોકલી આપી આ ખાસ લાભ મેળવી લ્યો.

આશા છે કે, આપ 'સંદેશ ગ્રંથમાળા'ના ગ્રાહક બની અમને આપનો ઉમદા સહકાર આપ્યો છે તેવોજ સહકાર ચાલુ રાખશો અને સાતમી શ્રેણીના ગ્રાહક બનશો. આપનાથી બની શકે તો આપ આપના સ્નેહી મિત્રમંડળમાં પણ આ યોજના સમજાવી તેમને ગ્રાહક થવા આગ્રહ કરશો એમ ઇચ્છીએ છીએ.

સાતમી શ્રેણીના ૪ ચારે પુસ્તકો ઉચ્ચ કક્ષાનાં અને વિદ્વાન લેખકોએ લખેલાં હોઈ આપને માત્ર ૭) રૂપિયાના સસ્તા લવાજમમાં ખૂબજ શ્રેષ્ઠ સાહિત્ય પૂરૂં પાડશે તેની ખાત્રી રાખશો.

'સંદેશ'ના બહાર ગામના એજન્ટોદ્વારાં પણ આ ગ્રંથમાળાના ગ્રાહક થઈ શકાય છે. અથવા તો નીચેના સરનામે મ. ઓ. કરી ગ્રાહક તરીકે નામ નોંધાવી શકાશે.

ઘી કાંટા રોડ
પિત્તળીયા બંબા સામે
અ મ દા વા દ.

વ્યવસ્થાપક :
સંદેશ પ્રકાશન મંદિર

# અનુક્રમણિકા

"દૂર હઠ, નહિ તો માથું ભાંગી નાખીશ." આવેશપૂર્વક બોલતા યુવાને ત્રીજા વર્ગના ઉતારુઓના ખાનામાંથી અંદર બેસવા જતા ઉતારુની ટ્રંકને પકડી નીચે ફેંકતાં કહ્યું. ટ્રંક નાની હતી. નીચે પડી.

"તારા બાપની ગાડી છે એમ?" બાંય ચઢાવતો લાલચોળ આંખો કરતો સ્ટેશન પરનો ઉતારુ બોલ્યો.

"જગા નથી."

"તો તે અમે કરી લઈશું."

"છે જ નહિ તો પછી તારું કપાળ કરવાનો છે?"

"તો આ આવ્યો અંદર થાય તે કરી લે."

આમ બોલી સ્ટેશન પરનો ઉતારુ બળ જોરથી ડબ્બાનું બારણું ઉઘાડવા ગયો. ડબ્બે ચાવી મારેલી હતી. પોતાની ચાવી લગાડી ડબ્બો ઉઘાડવા ગયો ત્યાં જ અંદરના ઉતારુએ તેના હાથને ઠોંસો માર્યો. ચાવી પ્લેટફોર્મ અને ગાડીની વચ્ચેની જગ્યામાંથી સરકી જતી રેલ્વે લાઈન પર પડી.

"સુવ્વર!" સ્ટેશન પરના ઉતારુએ ક્રોધમાં જોરથી મુક્કી મારી. અંદરનો ઉતારુ સ્હેજ ખસી ગયો અને મુક્કી બારીની બારસાખ પર વાગી. આ ઉતારુ વધારે ચીઢાયો.

"ગાર્ડ ગાર્ડ? સ્ટેશન માસ્તર!" બૂમ પાડી ઉઠયો.

ગાર્ડ આવી પહોંચ્યો.

"ક્યા હય!"

સાહેબ! "આ ડબ્બો ખોલી આપો. આ હરામખોર બેસવા નથી દેતો. મને અંદર બેસવાની જગા આપો." હાંફતો હાંફતો આ ઊતારુ બોલ્યો.

"દુસરી જગા—દુસરે ડબ્બેમેં જાઓ."

"સાહેબ જગા જ કયાં છે? આખી ગાડી ચીકાર છે.":

ગાર્ડને ભાન આવ્યું કે વાત ખરી છે. એણે અંદર જોયું. એક માણસની જગા થઈ શકે એમ હતું. ગાર્ડ ચાવી લઈ દરવાજો ખોલવા માંડયા.

"બસ, ગાર્ડ સાહેબ. એક પણ ઊતારુને અહિં દાખલ કરશો તો ગાડી ચાલવા નહિ દઉં. આ સાંકળ ખેંચું છું." અંદરના ઊતારુએ સાંકળ ઉપર હાથ નાખ્યો.

"તે તારા બાપની ગાડી છે?" બહારના ઊતારુએ સક્રોધ પૂછયું. "મારા બેટા અંદર ભરાઈ બેઠા એટલે રાજાભોજ થઇ ગયા." હાથ લંબાવી લંબાવીને સાચો પ્રત્યુત્તર ન મળતાં લોકો તરફ દષ્ટિ ફેંકતો બોલ્યો. ગાર્ડ હવે ચાવીથી દરવાજો ખોલતો હતો.

"મિસ્ટર ગાર્ડ! હું આ બધાની સાક્ષીએ ચેતાવું છું. દશ માણસની જગા આ ખાનામાં છે. અહિં દશ માણસો ઉપર એક અગિયાર છે. રેલ્વેના કાયદા કાનુન જાળવવાને બદલે તમે તેનો ભંગ કરો છો. યાદ રાખજો હું સોલિસીટર—"

આ વાકય પૂરૂં થાય તે પહેલાં ગાર્ડ અટકી ગયો. ચાવી અડધી ફરી હતી તે પાછી ફેરવી ખેંચી લીધી.

"સાબ! સ્ટેશન માસ્તર બોલાવે છે. જલદી—" પોર્ટર કહી ગયો.

ગાર્ડ ગયો.

સ્ટેશન પરના ઊતારુનો મિજાજ ગયો. પણ એના મિત્રે આવી એને ખેંચીને આગળ જવા માંડયું.

"ચાલ, મારી પાસે જમા છે."

ન છૂટકે તે બડબડતો ગાળો બોલતો જવા લાગ્યો.

"આ જ લાગના છે નહિ તો બકરાંઓની પેઠે આ રેલ્વે-વાળા આપણને ગોંધી મારી નાખી જીવ લે." ઉતારુએ વિજય ડંકો વગાડતાં અંદર શાંત બેઠેલા બીજાઓ તરફથી પ્રશંસાની અપેક્ષા રાખી આ શબ્દો ઉચ્ચાર્યા.

"ભાઇ! આજે એનો વારો ને કાલે આપણો વારો." એક જણે કહ્યું.

"તો આપણે પણ ભોગવવું પડે. છતાં એવી વખતે આપણે ભાઇબાપા કરી, આજીજી કરી કામ કાઢી લઇએ. પણ આ તો જાણે જાગીરદારનો દીકરો ન હોય તેમ નવાબશાહી ચલાવવા મંડી પડયો ત્યારે મારે આમ કરવું પડયું." બેસવા જતાં ઉતારુએ કહ્યું.

સ્ટેશન પર વાગેલા છેલ્લા વોર્નિંગ ઘંટે (ગાડી ઉપડવાના ઘંટનાદે) આ ઉતારુના શબ્દોનો પડઘો પાડયો.

"આ કયું સ્ટેશન! ઉપર પાટીઆ પર સૂતેલા એક જણે કહ્યું.

"મહેસાણા."

"હેં!" એકદમ સફાળો ઊઠયો અને નીચે ઊતર્યો. એનો પગ તડાક દેતોક પેલા શેખીખોર ઉતારુ સજ્જનની દાઢીએ વાગ્યો.

"કેમ! આંખ છે કે નહિ?" તે ભભડી ઊઠયો.

"ના જી! પગને આંખ નથી. માથાને છે. પણ માથું ઊંચું હતું એટલે આંખ ઊંચી હતી." આ ઊતારુએ નમન કરતાં કહ્યું.

"તમારે ઊતરવું હતું તો અત્યાર સુધી શું જખ મારવા સૂર્યા કીધું?" પેલાએ ચીઢાઇને કહ્યું.

"ઘોરવાનું મને પુષ્કળ પસંદ છે. અને જખ મારવી એ તો મારો મુદ્રાલેખ છે. માફ કરજો મહેરબાન. આપની દાઢીએ મારા પગની ધૂળ લાગી હોય તો આપની મંજુરી મળતાં સાફ કરવા આ સેવક તૈયાર છે." તેણે જરા અભિનયથી કહ્યું.

"નીચે ઊતરવું હોય તો ઊતરો. ગાર્ડની સીટી વાગી છે. આ ગાડી–"

"ભલેને ઉપડે. આપણે ક્યાં એને ના કહીએ છીએ?" આ ઊતારુનું આવું વિચિત્ર બોલવું સાંભળી પ્રસન્ન તેના સામે જોઈ રહ્યો.

"મહેરબાન! આપનું નામ?"

"કેમ! આપે કહ્યું તો ખરૂં?"

"શું?"

"મહેરબાન"

"તમારૂં નામ મહેરબાન?"

"આપના જેવા પુરૂષ–રૌઇબા મારાં ભાગ્યે પ્રાપ્ત થાય એમાં કાંઇ શરમાવા જેવું છે?" સ્મિત કરતાં આ ઊતારુએ કહ્યું.

"મિસ્ટર! મજાક બજાક જવા દેજો. સમજ્યા! નાનાં છોકરાં સાથે વાત નથી કરતા–હા." પ્રસન્ને આંખો ચઢાવી રૂવાબભર્યા અવાજે કહ્યું.

"એ પ્રકારની આપની મુલાયકાત—"

ઉતારૂ વધુ બોલી ન શક્યો. ગાડી ઉપડી. આંચકો આવ્યો. સમતોલપણું ગયું. પણ ઉપરનું પાટીયું ઝાલી લીધું.

"ચાલો, મ્હેસાણા ગયું." ઉતારૂએ પ્રસન્નની સામી બાજુએ બે જણની વચ્ચે જરાક માર્ગ કરતાં એક ચતુર્થાંશ બેસીને કહ્યું.

"મિસ્ટર! તમે ક્યાંના રહેવાશી છો?" પ્રસન્ને પૂછ્યું."

"ભારતવર્ષનો"

"ભારતવર્ષમાં ક્યાંના?" પ્રસન્ને જરાક કડક અવાજે પૂછ્યું.

"જન્મદાતા માતૃભૂમિ" ફરી ડાવકે મ્હોંએ એણે કહ્યું.

"તે કયી!" પ્રસન્ને ફરી પ્રશ્ન કર્યો. બીજાઓને રમુજ આવતી હતી.

"ભારતવર્ષનો એક ભૂ ભાગ"

"પણ તે કયો?"

"જ્યાં મારા પિતાનું નિવાસસ્થાન છે તે."

"પણ તે ક્યાં છે?" પ્રસન્ન અકળાયો.

"જ્યાં મારી માતૃભૂમિ છે ત્યાં."

પ્રસન્ને મ્હોં મચકોડ્યું. બીજાઓએ પોતાનું સ્મિત શ્મશ્રુ-રેખાની બહાર જવા ન દીધું.

"આપ લેખક છો?" પ્રસન્ને પૂછ્યું.

"ના જી."

"વક્તા છો?"

"ના જી."

"નોકર છો-કોઈ સ્થળે?"

"સર્વ સ્થળે."

"આપનો ધંધો?"

"બધો જ."

"ઘર ફાડવાનો પણ?" પ્રસન્ને વિજય મેળવવાની આશાથી આંખો ચમકાવતાં સક્રોધ પૂછ્યું.

"હાજી."

"કેટલાં ઘર ફાડ્યાં?"

"મળ્યાં તેટલાં."

"પોલીસની મહેમાનગીરી ચાખી હશે!"

"ના જી."

"ત્યારે તો તમે મકાનના—કોન્ટ્રાકટર—આઇમીન...હાં કોન્ટ્રેકટર લાગો છો."

"આપની આંખે."

પ્રસન્ન મહાત થયો. સાર્વભૌમ વિજયનો વાવટો ઝુંટવાતો હોય તેમ તેને લાગ્યું. આગગાડી એકાએક અટકી—એન્જીને સિસોટી મારી.

"ડેમઇટ—છટ્—કલાક તો ગાડી મોડી છે તેમાં પાછી મોડી થાય છે." પ્રસન્ને કાંડાઘડીઆળ સામે જોતાં કહ્યું.

"આપ જરૂર જ ધારેલા સ્થળે પહોંચી શકશો." પેલા ઉતારૂએ કહ્યું.

"તે તો પહોંચશુ જ ને. કાંઇ અહીં મરી રહેવાના છીએ. પણ પારકે ઘેર ઉતરવું અને મોડી ગાડીએ મોડા થવું એ વસમું."

"રેલ્વેવાળાઓ કેટલા બેદરકાર છે તેનો—" ફટ દેતું બાજુનું બારણું ખૂલ્યું.

"ટિકિટ"

"ટિકિટ તપાસવા માટે ગાડી થોભાવી મોડી કરો છો?" પ્રસન્ને કરડી આંખે ટિકિટ ઇન્સ્પેકટર સામે જોતાં કહ્યું. "અને તે પણ કેટલીકવાર તપાસવાની. જાણે બધાજ ઉતારૂઓ લુચ્ચા ઠગ ના હોય!! ખરેખર રેલ્વે સત્તાધીશોનો જૂલ્મ છે."

ટિક્ટિ ઇન્સ્પેકટરે કાંઇપણ ઉત્તર દીધા વિના ટિકિટો તપાસી ટિકિટ વગરના બે ને ધકેલી બાજુના ડબ્બામાં લઇ ગયો.

"હાશ." પ્રસન્ને જરા મોકળાશથી બેસતાં છૂટકારાનો શ્વાસ લીધો. ગાડી ચાલી.

"તમારી આંગળીએ વાગ્યું લાગે છે. લોહી છે." ઉતારુની દૃષ્ટિ પ્રસન્નના હાથની ટચલી પર પડતાં તેણે કહ્યું.

પ્રસન્નની નજર પણ હમણાં જ પડી. લોહી ફરી સૂકાયું હતું.

"આ—હા. એતો પેલા સ્ટેશને-પેલા હરામખોરની ટ્રંક ફેંકી દીધી તે વખતનું આ નિશાન. સાળો વગાડતો ગયો." પ્રસન્ને આમતેમ આંગળી દાબી તે તરફ જોતાં કહ્યું.

"ખરી યાદગીરી" પેલા ઉતારુએ કહ્યું.

"મિસ્ટર! તમે ક્યારના મશ્કરી ને મજાક કરો છો તે સારી પેઠે સમજું છું, માનમાં રહેજો." પ્રસન્ને ખીસ્સામાંથી રેશમી રૂમાલ કાઢી તેમાંના સેંટની સુવાસ ક્ષણવાર ફેલાવી રૂમાલ ખીસામાં મૂકી, ટટાર થઈ, કૂતરા–કૉલરની બે પાંખ બે હાથના અંગુઠા તથા પહેલી આંગળી વડે ખેંચી કહ્યું. "આ જમાનામાં જેમ જેમ નરમ થઈએ તેમ તેમ બધા દાદાગીરી કરતા જ આવે છે."

"અહિંસામાં નહિ માનતા હો." ઉતારુએ પૂછ્યું.

"અરે, અહિંસા વળી કેવી?—આટઆટલાં ઢોરો કપાઈ મરે છે ને લાખો સૈનિકોનો લઢાઈમાં કચ્ચરઘાણ નીકળે છે ત્યાં અહિંસા શી? નકામાં અહિંસાનાં બણગાં ફૂંકવાં" **अशक्तिमान् भवेत् साधु.** કાંઈ ન ફાવ્યું. એટલે અહિંસા. એકવાર મને મારી મનગમતી નોકરી મેળવવા દો પછી બતાવું છું અહિં-સાવાદીઓને કે તેઓ કેટલા ને કેવા મૂર્ખા છે." ફરી પ્રસન્ને વાંકાચૂકા થતાં કહ્યું.

"આપને નોકરી નહિ મળે એવી શંકા શા માટે રહે છે?" ઉતારુએ પૂછ્યું.

"અરે, એ માટે તો જાઉં છું અને મને શંકા તો છે જ નહિ. મારી પાસે આ આટલાં તો પ્રમાણપત્રો છે, આ—આટલી સિફારસ છે અને લાયકાતની કોણ શંકા કરી શકે એમ છે? ગ્રેજ્યુએટ તો છું અને ટીપટાપ બરાબર કરું છું." પ્રસન્ને કહ્યું અને કહેતાં કહેતાં ખીસામાંથી કાગળો કાઢ્યા.

આ વિષયમાં ખાસ રસ ન લેનાર છતાં કાને પડતા બોલો સાંભળનાર એક ગૃહસ્થ ડબ્બાના ખાનાના ખૂણાની બારી આગળ બેઠો હતો તેને કાને પડ્યા. ક્ષણિક દૃષ્ટિ તેણે પ્રસન્ન પર નાખી. અચાનક પ્રસન્નની દૃષ્ટિ પણ તેના પર પડી. જાણે બે વીજળીના ચમકારા થયા; એની ઉંમર લગભગ પ્રસન્ન જેટલી જ હશે.

"આપને વાંધો ન હોય તો આપને નોકરી મળતાં આપ મને જણાવશો તો હું પ્રસન્ન થઈશ." ઉતારુએ કહ્યું.

"એ તો મારું નામ."

"ઓહો—તમારું નામ પ્રસન્ન છે?"

"તો આપનું નામ ખિન્ન હશે—કેમ? ફરીથી આંખમાં તોફાન આણતાં પ્રસન્ને કહ્યું.

"ઉતારુ ફક્ત હસ્યો.

"આપને કયે શિરનામે જણાવવું?"

"આપનું શિરનામું મને આપશો એટલે પત્ર લખી આપને મારું શિરનામું મોકલીશ." ઉતારુએ કહ્યું.

"તમે કોઈ વિચિત્ર મનુષ્ય છો એવું તમને નથી લાગતું?" પ્રસન્ને પૂછ્યું.

"પ્રભુનાં સર્વ સર્જનમાં વિચિત્રતા છે જ. કોઈનું નાક ટૂંકું તો કોઈનું લાંબું, કોઈનું કપાળ મોટું તો કોઈનું કોડીઆ જેવડું. મનુષ્યને મ્હોં, પોપટને ચાંચ—વગેરે વગેરે ઘણું વિચિત્ર છે." ઉતારુએ કહ્યું.

"પણ તમે તમારું નામ આપતા નથી, ઠામ જણાવતા નથી, વળી મારે સરનામે તમારું શિરનામું જણાવવા ઇચ્છો છો આ બધુંજ–" પ્રસન્ન બોલવા જતો હતો.

"વિચિત્ર છે. આપ અહિં બેઠા છો–હું અહિં બેઠો છું. ગાડી દોડે છે. આપણે વગર દોડયે વગર ચાલ્યે પણ દોડીએ છીએ–આ બધુંજ વિચિત્ર છે." ઊતારુએ કહ્યું.

"તમને આ ખાદી ખરબચડી નથી લાગતી ! જાડું ધગડ" પ્રસન્ને વાત ફેરવી.

"બધા પહેરે છે એટલે આપણે પહેરીએ છીએ." ઊતારુએ કહ્યું.

"ગાડરીઓ પ્રવાહ હં" તિરસ્કારભર્યું પ્રસન્ને હાસ્ય કર્યું. "અને–હાં–તમે અહિંસાના તો ઉપાસક હશો જ ! ખાદી અને અહિંસા એ તો એક માજણી જ બહેનો ને ?" પ્રસન્નકુમારે કહ્યું.

"મારી તો પ્રણયપત્ની છે."

"બાકી તો કુંવારા હશો ?" પ્રસન્ને પાછું તિરસ્કારભર્યું હાસ્ય કર્યું.

"પત્ની હયાત હોવા છતાં મનુષ્ય કુંવારો હોય એવો અનુભવ આપને છે ?" ઊતારુએ પૂછયું.

"તમારા બોલવા ઉપરથી લાગે છે." પ્રસન્ને વિજય પોતાનો કીધો.

"તો તેમ હશે." ઊતારુએ કહ્યું. પ્રસન્ને હોઠ કરડયા. આગગાડીની સિસોટી વાગી.

"હા–આ-આશ–અમદાવાદ આવ્યું ખરું." પ્રસન્ને આળસ મરડયું.

"આવવાનુંજ હતું."

"તમને મારાથી મારી સ્મરણ-પોથીમાંથી કાઢી નહિ નખાય." પ્રસન્ને કહ્યું.

"મારાં અહોભાગ્ય."

"ચાલો તમે તો ક્યાં-માતૃભૂમિમાં જવાના છોને ?" ગાડી ઉભી રહેતાં પ્રસન્ને પુછ્યું.

ઊતારુંએ સ્મિત કીધું.

ડબ્બો ખાલી થયો.

પ્રસન્ને ત્વરાથી દરવાજા બહાર નીકળવા માંડ્યું. દરવાજા પર તેને અટકાવવામાં આવ્યા.

"મિસ્ટર ! સામાન તોળાવો.

"એટલે !" પ્રસન્ને વાંકી ભમર કરી પૂછ્યું.

"સામાન તોળાવો એ. એક ટિકિટમાં જાય તેના કરતાં વધારે છે." ટિકિટ માસ્તરે કહ્યું.

"પણ-તે-તમે—તે ઉતારૂઓને હેરાન કરવા જ માગો છો શું ?" એક તો ગાડી મોડી, ભીડ ઘણી, તેમાં સામાન તોળાવો. આ બધું છે શું ?" પ્રસન્ને મિજાજ ખોયો.

"બાજુમાં ઊભા રહો. બીજાઓને જવા દો.

પ્રસન્ન દાંત કચકચાવી ઉભો રહ્યો. પેલો ઊતારૂ હેન્ડબેગ લઈ બહાર નીકળ્યો હતો. એણે ધીમેથી ટિકિટ માસ્તરના કાનમાં કાંઇ કહ્યું. ટિકિટ માસ્તરે પ્રસન્ન સામે જોયું.

"ઠીક, જાઓ, મિસ્ટર.

"તો હવે ઠેકાણે આવ્યા કેની ! પહેલાં શું જખ—"

ટિકિટ માસ્તરે સક્રોધ દૃષ્ટિ ફેંકી. પણ કંઈ બોલ્યો નહિ.

"પોર્ટર-ચાલ." પ્રસન્નકુમારે હાક મારી. સામાન લઇ બહાર નીકળ્યો, ગાડી કરી બેઠો.

"એલિસબ્રિજ—અસારવારોડ—અજય વિલા;નહિ—સરખેજરોડ અજય વિલા." પ્રસન્ને ખીસ્સામાંથી કાગળ કાઢી વાંચતા કહ્યું.

"દોઢ રૂપિયો પડશે શેઠ" ગાડીવાળો બોલ્યો.

"પોણા બે—પછી કાંઇ!"

ગાડી ચાલવા માંડી.

"શેઠ—મજુરી!"

પ્રસન્ને બારીમાંથી આઠ આના ફેંકયા.

## પ્રકરણ ૨ જું ] [ અજય વિલા

અજય વિલા લોકોનું ખાસ ધ્યાન ખેંચે એવે સ્થળે આવ્યું નહોતું. એના માલીક કેદારનાથે થોડાંકજ વર્ષો ઉપર એ સ્થળ પસંદ કર્યું હતું અને ત્યાં બંગલો બંધાવી બહારના કંપાઉન્ડને દિવાલ ચણાવી હતી. આશરે પોણા એકર જમીનમાં આ બંગલો બાંધવામાં આવેલો હતો. બહારથી જોનારને એ ખાસ આકર્ષક નહોતો. નીચેના ભાગમાં આગળ એક વિશાળ હોલ અને તેમાંથી પડતા ત્રણ બારણાઓમાંથી બે બાજુ ત્રણ ત્રણ ઓરડાઓની પાંખ નીકળતી હતી. અને એની પાછળ બીજા બબ્બે ઓરડાઓ બંગલાની બ્હાર પડતા નીકળતા હતા. મકાનનું બાંધકામ તદ્દન સાદું હતું. કોઇ પ્રકારનાં કોતરકામ કે કારીગરી નહોતાં. આથી બંગલાના ઉપરના ભાગમાં આવેલી વિશાળ અગાશી વચ્ચે ચાર ઓરડાનું ચોકઠું હતું અને એના ઉપર અગાશી હતી. બંગલો જોતાં જ લાગતું કે બંધાવનાર માલીકને અગાશીનો શોખ હોવો જોઇએ. વાત પણ સાચી હતી. કેદારનાથનાં પત્નીને હર પૂનમે આ અગાશીમાં ગરબાપાર્ટી ગોઠવવાની ગરજી થતી. એને ગરબાનો ઘણો શોખ હતો અને લગભગ દરેક ગરબાપાર્ટીમાં એક બે નવી ગરબીઓ તેઓ ગવડાવતાં જ. સ્ત્રીવર્ગ ઉપરની અગાશીમાં ગરબીનો આનંદલ્હાવ લેતી અને પુરુષમિત્રો નીચેની અગાશીમાં બેસી ધ્યાનમસ્તચિત્તે મધુર સૂર અને લ્હેજતનું પાન કરતાં "વાહ, વાહના" પ્રશંસોદગાર કાઢતા.

અગાશીની કિનારી ઉપર વીજળીના આછા લીલા રંગના કાચના ગોળાવાળા દીવા રહેતા અને તેથી ચાંદનીમાં સાદું પણ રમ્ય દ્રશ્ય તરવરતું.

અજય વિલાની આજુબાજુ સાદી ઢબે રચેલી વાડી હતી. બંગલાની ચારે દિશામાં સુંદર વિલાયતી ફૂલના ગોળાકાર વચ્ચે

ફુવારા ઉડતા હતા. એ ફુવારાની વચ્ચે વિજળીનો ભૂરો દીવો રહેતો. વિલાયતી ફૂલોનો ઉપયોગ કેવળ આવા ગોળાકાર રાખવામાં જ થતો. બાકી શેઠને જાઇ, જુઇ, મોગરો, અને ચંપેલી પર વિશેષ પ્રેમ હતો. કેદારનાથનાં પત્ની નંદકુંવરને ગુલાબ વધુ પ્રિય હતાં, આથી એમણે ગુલાબોની અનેક કલમો નખાવી હતી.

બંગલાની અને વાડીની બહાર કમ્પાઉન્ડની અંદર મહેમાનોને રહેવા માટે ખાસ નાની નાની પણ આકર્ષક, બંગલીઓના આકારની બબ્બે ઓરડીઓ બાંધવામાં આવી હતી. અવરનવર મહેમાનોની આવજા રહ્યાં જ કરતી.

અજય વિલા સરખેજ રોડ પર આવેલો છેક છેલ્લો બંગલો ન હતો છતાં મોટરબસ-સર્વીસ અને ગાડાંઓ સિવાય ખાસ અવર જવર રહેતી નહિ. આ બાજુ ચોરીઓનો ઉપદ્રવ વિશેષ થતો અને કોઈબમાં તો દર આઠ દસ દિવસે બૂમ પડતી જ. કેદારનાથે 'જાળ' ઢબની મજબૂત લોખંડની જાળીઓ અને ભાંડાઇ જાય એવી બારણાંઓ આગળ જાળીઓ નંખાવી હતી. કોટની દિવાલ ઉપર તીણા અણીદાર કાચ અને તેની વચ્ચે લોખંડના અણીદાર ત્રિશળ જેવા સળીઆ નંખાવ્યા હતા. બંગલાનું રક્ષણ કરવા ત્રણ જંગી કૂતરા ખાસ રાખવામાં આવ્યા હતા. એક રીતે અજય વિલા તે બંગલા ઢબનો કિલ્લોજ હતો.

કેદારનાથના પિતા અવંતિનાથ સિદ્ધપૂરના વતની હતા. નાની ઉમરમાં જ એને માથે વિતક વીતી હતી. સાત વર્ષની ઉમરે અવંતિનાથના પિતા ગુજરી ગયા હતા. બે વર્ષ પછી માતા અને એક વર્ષ બાદ મોટાભાઇ. આથી સત્તર વર્ષની વયે પાંચ વર્ષની એક નાની બેન તથા પંદર વર્ષના ભાઇનાં પોષણ તથા કેળવણીની જોખમદારી એને માથે આવી પડી હતી.

અવંતિનાથમાં પિતાની સહનશીલતા અને ખંત ઊતર્યાં હતાં. આથી એમણે મેટ્રિક થતાં જ અભ્યાસ છોડી દઇ એક

વ્હોરા વહેપારીને ત્યાં વીશ રુપીએ નોકરી લીધી હતી. ખંત, મહેનત અને પ્રમાણિકપણાનાં પૂર બળે એ વ્હોરા વેપારીની એના પર મહેરબાની વધતી ચાલી. બીજાં આઠ વર્ષમાં તો અવન્તીનાથે પિતાનું દેવું પુરૂં કીધું અને ભાઇને ગ્રેજ્યુએટ કીધો, એ વર્ષ બાદ પોતાનાં લગ્ન થયાં. વ્હોરા શેઠને લગ્ન વખતે જાણે પોતાનો જ દીકરો પરણતો હોય તેમ તેમણે અવન્તિનાથને સારી મદદ આપી. પણ કેટલીક વાર દૈવની કૃપાની હેલી વરસે છે ત્યારે તેમાં જ કેટલીક વાર દુષ્કાળના ચિન્હો દેખાય છે અથવા જેમ મહાકવિ કહે છે તેમ ચક્રના આરા ચક્રના ફરવાથી ઘડીમાં ઉપર જાય અને તે જ ઘડીમાં નીચે જાય, જેમ ફુટબોલને લાત લાગવાથી તે ગગનવિહારી બની ક્ષણમાં પૃથ્વી પર પછડાય તેમ અવન્તિનાથને થયું. પોતે પરણ્યા, કેદારનાથનો જન્મ થયો, બે વર્ષ વીત્યાં ત્યાં પોતાનો નાનો ભાઇ ગુજરી ગયો. વ્હોરા શેઠને એકાએક મોટી ખોટ આવી. તે આફ્રિકાથી પાછા ફર્યા જ નહિ. એનું કુટુંબ હિન્દુસ્થાનના કિનારે આવવા હિંમત કરી શક્યું નહિ. હુકમ મળ્યા મુજબ બધી જ પતાવટ અવંતિનાથને કરવી પડી.

આ વખતે અવન્તિનાથે પોતે સિદ્ધપુરમાં ઘર વેચાતું લીધેલું અને બ્હેનનાં લગ્ન કરવાની તૈયારીમાં હતા. મુસ્કેલીમાંથી નીકળ્યા. શેઠને એમણે અનેકવાર હિન્દુસ્થાન આવવા કાગળ લખ્યા, પોતાની ટૂંક મુડી એમને ચરણે ધરવાની આંતરઇચ્છા બતાવી પણ શેઠે માન્યું નહિ. ઉલટું પોતાના એક મિત્ર પર ભલામણ પત્ર લખી અવંતિનાથને પૂરતી મદદ કરવા સૂચવ્યું.

બે વર્ષ બાદ અવન્તિનાથને ત્યાં લક્ષ્મીનો જન્મ થયો. એનું નામ સુમતિ પાડવામાં આવ્યું. જાણે લગ્ન અને મરણનો કંઇ વિશેષ સંબંધ હોય તેમ સુમતિના જન્મ બાદ એક જ વર્ષમાં અવંતિનાથની બ્હેન વસુમતિને વૈધવ્ય દશા પ્રાપ્ત થઇ. યુવાવસ્થામાં જ બહેનની આ દશા જોતાં અવન્તિનાથના હૃદય પર સખ્ત ઝટકો પડયો. છ માસ સુધી તો બહેનનું મ્હોં જોવાની પણ તેનામાં

હિંમત નહોતી. અચાનક પ્રસંગ આવતાં બ્હેનનું મ્હો જોતાં જ નાના બાળકની પેઠે તે રડી પડયા. બેન ઉંમરે નાની હોવા છતાં પણ જાણે તે અજબ અનુભવ અને ગાંભીર્યની મૂર્તિ હોય તેમ તેણે મોટાભાઇને પૂર્ણ આશ્વાસન આપ્યું. જાણે જગતનો આશ્વાસન ક્રમ ઊલટાઈ ગયો નહોય!! જાણે સ્ત્રીશક્તિ પ્રતિ તિરસ્કારની દૃષ્ટિમાં ઓટ ન આવી ગઇ હોય!! જાણે પુરુષોની માનસિક અને નૈતિક નબળાઈ પ્રતિ સ્ત્રીશક્તિ દયાની દૃષ્ટિ નિક્ષેપતી ન હોય!!

"મોટાભાઇ! ભાવીના નિર્ણયને કોણ ઉત્થાપી શકે છે? કોણ ઉત્થાપી શક્યું છે? એણે આણેલી સ્થિતિને મને કમને કોણ વશ થયું નથી? મારાં પ્રારબ્ધ અંગે જેટલું સુખ મારે માટે નિર્માણ થયું હતું તે મેં ભોગવ્યું. અલબત્ત, એ સુખ આટલે જ વિરમશે એનું મને ભાન નહોતું છતાં પ્રભુએ એવું જ નિર્માણ મારે માટે નક્કી કર્યું છે તો શા માટે એની અગાધ-શક્તિના યોગે આવેલી આ સ્થિતિમાં ખેદ કરવો? ખેદ કરવો એ શું પાતક નથી? વિધિ યા પરમાત્મા મારા ધૈર્યની, મારી સહનશીલતાની, મારી નીતિની, મ્હારા હૃદય બળની, મારી વૃત્તિની આ કસોટીની ભઠ્ઠીમાં કસોટી કરે છે. મને યા તમને એની આડે આવવાનો શો અધિકાર છે?"

બ્હેનનાં આવાં ડહાપણભર્યાં વચનો સાંભળતાં જ અવન્તિનાથ ચકિત થઈ ગયો હતો. અને વધુ ન બોલતાં "મારી બેન! તું તો સાક્ષાત્ માતાની મૂર્તિ છો" એવાં વાક્યો ઉચ્ચારતો ગળગળો થઇ તેને ભેટી પડયો હતો. અવન્તિ-નાથની પત્નીથી પણ આ દૃશ્ય દેખી શકાયું નહોતું. નણંદ અને ભોજાઇનો સંબંધ સગી બ્હેન જેવો હતો. તે નણંદને ક્ષણભર પણ વ્હેલી મૂકતી નહિ. ઘણીવાર વસુમતિ તેને દૂર રાખવા મથતી, પત્નીએ પતિની પાસે જ રહેવું જોઇએ એમ

કહેતી છતાં "મારી બેન! તારી આ દશામાં મને કાંઈ ન સૂઝે" છેવટે વસુમતિએ સુમતિ તથા કેદારને હરહંમેશ પોતાની પાસે રાખવા માંડયાં, અને બહાનાં કાઢી અવન્તિનાથ પાસે ભાભી રહે તેમ કરતી. વસુમતિનો આશય તેની ભાભી સમજી ગઇ.

આ પ્રમાણે કેદારનાથ અને સુમતિ ઉપર એક સંસ્કારી વિધવાના ઉચ્ચ આદર્શોની છાપ પડવા લાગી. એ બંને જાણે પોતાનાં જ સંતાન હોય તેમ વસુમતિએ તેમની કેળવણી પ્રતિ લક્ષ આપવા માંડયું. ભાભીએ પણ નણંદની આ વૃત્તિ જોતાં નણંદને જ ઘરની અધિષ્ઠાત્રી માની તેનું માન સંપૂર્ણ જાળવવા માંડયું અને વસુમતિ જે કહે તેજ થાય એવી સ્થિતિ એણે ધીમે ધીમે આણી.

વસુમતિના સાસરામાં તેના દીયર તથા તેની દેરાણી હતાં. દેરાણી ઈર્ષાખોર અને અદેખી હતી. જેઠાણીને પાઈ પણ ન મળે એ હેતુથી જ્યારે જ્યારે એ સાસરે આવે ત્યારે ત્યારે એને મહેણાં વિગેરેથી અધમુઇ કરવાનો લાગ શોધે. વસુમતિ બધું જ સમજતી હતી. અવંતિનાથને એણે એ સંબંધી કાંઇ કહ્યું નહિ. પોતાને સંતાન હતું જ નહિ એટલે એણે પોતે ભોગવી લેવા નિશ્ચય કર્યો. એના દીયરે પણ એના પ્રતિ અણગમો બતાવવા માંડયો. ઘરનાં મુખ્ય માણસની શેહ જતાં નિકટનાં સગાં પણ નિરપેક્ષ બને છે એ સ્થિતિ વસુમતિએ આવકારી. અવંતિનાથને આ બાબતની ખબર પડી. એણે વસુમતિ પાસે લખાવી દીધું કે મારે મારા પતિનો હક જતો કરવો છે. મારે મારા દીયર પાસેથી હકસાઇ પણ કાંઇ જોઇતું નથી. દિયર દેરાણી રાજી થયાં. વસુમતિ અવંતિનાથને ત્યાં જ રહેતી થઈ ગઈ હતી.

અવન્તિનાથને અનેકવાર વસુમતિના વિચાર આવતાં "શા માટે એણે પુનર્લગ્ન ના કરવું? આપણે બ્રાહ્મણ છીએ તેથી શું? એણે સ્મૃતિઓ વાંચી, વિદ્વાનોની ચર્ચાઓ વાંચી, કેટલાક સુધારક મિત્રોએ એને આ પગલું ભરવા પૂર્ણ સંમતિ આપી.

અવન્તિનાથે કેટલીકવાર આવી સૂચક વાતો વસુમતિ આગળ કરી હતી. વિધવા વિવાહની તરફેણમાં પોતે છે. એવું સ્પષ્ટ જણાવ્યું હતું. વસુમતિએ આવી ચર્ચામાં ભાગ લીધો નહોતો અને પોતાનો અભિપ્રાય પણ આપ્યો નહોતો. અવન્તિનાથ આથ. કાંઇ સમજી શકયો નહોતો. બહેન નાની હોવા છતાં પણ એનાં મુખ-ગાંભીર્ય, તેજ અને પ્રતિભા આગળ આ વિષય સ્પષ્ટ શબ્દોમાં કહેવાની તેની હિંમત નહોતી. એકવાર પોતાની પત્નીને તેણે કહ્યું હતું.

"હું નથી ધારતી કે એને લેશ માત્ર પણ પુનર્લગ્નનો વિચાર હોય."

"પણ પૂછી જોવામાં શું ? એને કદાચ એમ લાગતું હોય કે હું પુનર્લગ્નની વિરૂદ્ધ છું, યા તો સમાજથી ડરૂં છું તો ?"

"પણ તમે તો અનેકવાર તમારો અભિપ્રાય વ્યકત કર્યો છે."

"એ ખરું. પણ એ અભિપ્રાય જ માત્ર સમાજથી ડરતો નથી અને આ પગલું ભરવા તૈયાર છું એવું એના આગળ મેં કહ્યું નથી. એ તો તું જ કહી શકે."

"પણ એમની વૃત્તિ એ તરફ હોય તો કહી શકાય.

"તેથી જ તેને ચકાસી જોવા સુચવું છું ને !"

પતિની સૂચના અનુસાર પત્નીએ નણંદ આગળ ખૂબીથી વાત ઉપાડી. "ભાભી ! લગ્ન એટલે શું ?" વસુમતિએ હસતાં હસતાં પૂછયું.

ભાભી કાંઇ ઉત્તર આપી ન શકી.

"હૃદય એટલે શું ? જેમાથી લોહી ફેફસાં તરફ સ્વચ્છ થવા જાય તેજને ?"

"ના, એ તો શારીરિક હૃદય."

તો લાગણીનું સ્થાન હૃદય તે શું ?"

" લાગણીઓ ઉત્પન્ન કરવાની શક્તિ હશે."

" હું ભણેલી છું પણ લાગણી, હૃદય, મન, વૃત્તિ વગેરેનો સંબંધ શાસ્ત્રીય દૃષ્ટિએ જાણતી નથી. એટલું તો કહી શકું છું કે જો મન નબળું હોય, મનમાં અવારનવાર જે જે વિચારો આવ્યાં કરે તેવી તેવી લાગણીઓ હૃદયમાં થાય છે. આથી મન અને હૃદયને સંબંધ છે એમ હું માનું છું. મનમાં સ્ત્રીને પુરૂષના વિચારો આવે અને પુરૂષને સ્ત્રીના વિચારો આવે અને કેવળ તેથી શારીરિક ઇન્દ્રિયોની વૃત્તિ ઉશ્કેરાય. આ વૃત્તિઓ ઉશ્કેરાય એટલે નબળું પડેલું મન તેને પોષવા ધસે અને સ્ત્રી યા પુરૂષને કાર્ય કરવા પ્રેરે. પરંતુ હૃદય જો મજબુત હોય, તે વૃત્તિ યા વિકારને વશ થતું ન હોય તો જે જે શુદ્ધ લાગણીઓ શુદ્ધ સ્વરૂપે તે ઉદ્ભવાવે છે તે તે પોતાનું શુદ્ધ સ્વરૂપ જાળવી શકે. મન હૃદય પર કાબુ મેળવી શકે તો હૃદય શુદ્ધ જ રહે. આથી જે શુદ્ધ પ્રેમની લાગણી છે તે શુદ્ધજ રહે અને તે શુદ્ધ પ્રેમ સ્વરૂપનેજ જુએ તેથી તે પ્રેમમય બની રહે. પછી વિકારને તે સ્થાન ક્યાંથી આપી શકે ? " વસુમતિએ બુદ્ધિ પ્રમાણે શુદ્ધ પ્રેમનું નિદાન કર્યું.

"પુનર્લગ્નમાં પ્રેમને સ્થાન નથી?"

"પ્રેમ તે જ શુદ્ધ કહી શકાય કે જે એકને માટે જ હોય."

"તો તમારો મારા પ્રતિ, તમારા બાઇ પ્રતિ, મારાં સંતાનો પ્રતિ પ્રેમ છે તેનું શું?"

" પ્રેમના એ રીતે પ્રકાર પાડી શકાય. જેવી રીતે એકજ મનુષ્યનું પ્રતિબિંબ જુદા જુદા કાચમાં પડવાથી અનેક આકૃતિઓ પોતાની બનાવી શકે તેવી રીતે. પતિપ્રેમ તે એક પ્રકાર, વત્સલતા તે બીજો પ્રકાર, વિશ્વબંધુત્વ તે ત્રીજો પ્રકાર અને ભક્તિ એ પ્રેમનો ચોથો પ્રકાર. બાબા! પ્રેમ પ્રભુ છે; વિકાર શયતાન છે, માયા છે, પામર પ્રાણીઓને અધોગતિના વમળમાં ખેંચનારી અજબ આકર્ષક જાદુઇ શક્તિ છે. જેને

પોતાના પતિ માટે શુદ્ધ પ્રેમ છે તે પતિ અસ્તિત્વમાં હોય વા ન હોય તોયે શું? એનો પ્રેમ અસ્ખલિત છે. વિકાર એવા પ્રેમનો ગુલામ બની શકે. પણ તે ગુલામી પતિના અસ્તિત્વમાં જ સંભવે. પુનર્લગ્ન તો વિકારવશ માનવને માટે જ હોય, વસુમતિએ ગંભીર પણ સ્પષ્ટ અવાજે કહ્યું.

નણંદે કરેલી પ્રેમ અને વિકારની આ વ્યાખ્યાથી ભાભી સ્તબ્ધ બની ગઇ. ક્ષણભર કાંઇ બોલી શકી નહિ.

"ભાભી! એક સ્ત્રી અને એક પુરુષ અનેક સર્જન ઉત્પન્ન કરી શકે છે. પૃથ્વીમાં જન્મતાં મનુષ્યોની સંખ્યા અતિ વૃદ્ધિ પામતી જાય છે. પુનર્લગ્નને ઉત્તેજન આપવાની પ્રથાથી તે સંખ્યા નિરર્થક વધે છે તેમજ ઉત્પન્ન થયેલી સંતતિ વિકારી અને નિર્માલ્ય થતી જાય છે. છતાં વ્યભિચાર કરતાં તે કાંઇક અંશે ઠીક છે પરંતુ વ્યભિચારની જેમ અધોગતિએ પહોંચે તેવો મને ભય છે. પુનર્લગ્નમાંના અપવાદ રૂપે જ શુદ્ધ પ્રેમ સ્વરૂપ સમજનારાં અને અનુભવનારાં લગ્ન થતાં હશે. હું સર્વદા એની વિરુદ્ધ છું. ભાભી! માઠું મા લગાડશો. તમે તો મારા ભલા માટે કહો છો તે હું સમજું છું. પણ મને તો મારા સ્વમાન-ની જ ઝંખના છે. હું હરહંમેશ એમને મારી સમીપ જ ભાળું છું. મારા હૃદયમાં એમની મૂર્તિ છે. હું એને પૂજું છું. એમણે પણ મારી પ્રેમપૂજા કરી હતી. મારે તે પણ ભૂલવું ના જોઇએ. વસુમતિએ મીઠા અવાજે મીઠી દ્રષ્ટિ નાંખતાં કહ્યું.

પરિણામે અવન્તિનાથે મૌન સેવ્યું. ',અહો ! મારી બ્હેન ! મારી બહેનની આવી ઉંચી ભાવના ! આ ઉંચા આદર્શો ! ક્યાંથી એણે પ્રાપ્ત કર્યા ! અરે, હું જે સમજતો ન હતો તે એણે સમજાવ્યું ! મારૂં હૃદય આજે ગર્વથી ઉછળે છે. ચાલો મને હવે ચિન્તા નથી. સુમતિ અને કેદાર પર આવા ઉંચા હૃદયના સંસ્કારો પડે એ જ યોગ્ય છે."

સમય સમયનું કામ કરવા લાગ્યો. કેદારનાથ ચોવીસ વર્ષનો થયો. એનાં લગ્ન નંદકુંવર સાથે થયાં. સુમતિ પણ મેટ્રિક થઈ કોલેજમાં ગઈ. દૈવવશાત્ એજ વર્ષમાં ત્રણ દિવસના તાવે તેનું અવસાન થયું. એ જ વખતે અવન્તિનાથની સ્ત્રીએ પુત્રીને જન્મ આપ્યો. સુવાવડમાં સુમતિનું અવસાન સાંભળ્યું. ધ્રાસકો લાગ્યો. શરીર ક્ષીણ થતું ચાલ્યું. ત્રીજે માસે નાની બાળપુત્રીને મૂકી તેણે દેહ છોડયો.

શી પ્રભુની લીલા! એક લગ્ન કે એક જન્મ અને એક મરણ એ ક્રમ જાણે આ કુટુંબમાં ચાલતો જ રહ્યો!!! અને એ બનાવની પ્રથા ચાલુ રાખવા જાણે વિધાતાએ નિર્ણય કર્યો હોય તેમ નાની બાળકી શાશ્વતીને વર્ષ પૂરૂં થયું હશે તે સમયે કેદારનાથની સ્ત્રી નંદકુંવરે પૂત્રને જન્મ આપ્યો. તેને બીજે માસે અવન્તિનાથે ટાઈફોડની બિમારીમાં દેહ છોડયો. કુટુંબ પોષણનો ભાર કેદારનાથને માથે આવી પડયો.

કેદારનાથની સ્ત્રી નંદકુંવર બી. એ. માં નપાસ થઇ હતી. ફરી પરીક્ષા આપવા તેને હવે ઊર્મિ નહોતી. એ કહેતી કે "એથી શું વિશેષ?" છતાં તમારી મરજી જ હોય તો હું આપીશ.' કેદારનાથના આગ્રહથી તેણે પરીક્ષા આપી બી. એ. થઇ.

કેદારનાથને પિતાની ખાસ જાણવા જેવી મિલ્કત મળી નહોતી. સિદ્ધપુરમાં એક ઘર હતું. તે ઉપરાંત આશરે દશ બાર હજારના શેર હતા. પરન્તુ અવન્તિનાથે દેહ છોડયો તેના દોઢ મહિના ઉપર શેઠ ઇસ્માઇલ જે પોતાના શેઠના મિત્ર હતા તેની સાથે ચાર આની ભાગમાં વેપાર કર્યો હતો. દૈવયોગે શેઠ ઇસ્માઇલને એ વેપારમાં ત્રણ લાખનો નફો થયો હતો અને કેદારનાથને તેણે વગર માગ્યે તે રકમમાંનો ચોથો ભાગ આપ્યો હતો. આ પછી ઇસ્માઇલની સમજાવટથી કેદારનાથે ભાગ રાખવાનું જારી રાખ્યું અને પછીનાં લગભગ પંદરેક વર્ષમાં કેદારનાથ પાસે સારી રકમ થઇ હતી. ઇસ્માઇલ પોતે શેનો વેપાર કરે છે અને કેવી રીતે કરે

છે તે તેને જણાવતો જ નહિ. એ એમજ માનતો કે ભાગ્યશાળી મનુષ્યના ભાગમાં વેપાર કરીએ તો કમાઇએ. આથી તે કેદારનાથનું નામ રાખતો અને વેપાર કરતો. દૈવવશાત્ આ લાંબો સમય ટક્યું નહિ કેમકે ઇસ્માઇલ છેલ્લી મુસાફરી કરવા રંગુન ગયો તે ગયો. કેદારનાથને તેણે કહ્યું હતું કે રંગુન જઇ કાગળ લખીશ પરન્તુ કાગળ આવ્યો જ નહિ. સિદ્ધપુરમાં ખબર કાઢતાં જણાયું કે ઇસ્માઇલ શેઠે કોઈ કારણસર રંગુનમાં આપઘાત કર્યો હતો. કેદારનાથે જાતે જઇ એનાં બાળબચ્ચાં સ્ત્રી વિગેરેની માહિતી મેળવી તેમને સહાય કરવા સંપૂર્ણ તત્પરતા અને મમતા બતાવી. શેઠે સારી મીલકત મૂકેલી હોવાથી તેની આ ઇચ્છા પૂર્ણ થઇ શકી નહિ.

કેદારનાથ પાસે આ પ્રમાણે ઠીક મિલકત થઇ હતી. અમદાવાદમાં મીલ કાઢવા તેને સલાહ મળી પણ તે તેણે માની નહિ. મિલ મજુરો પાસે દમ ભરાવી કામ કરાવવા તેની ઇચ્છા ન હતી. પૈસો ખાસ મહેનતથી મળેલો ન હતો. માટે તેમાંનો ઘણો ભાગ લોકોપયોગી કામમાં કાઢવો અને પોતે તથા પોતાનાં સંતાને કમાવું અને ખાવું એવી એની ઇચ્છા હતી. વસુમતિએ આ વિચારને પૂર્ણ ટેકો આપ્યો હતો. આથી કેદારનાથે પોતાને મળેલી રકમમાંથી અડધો અડધ લોકોપયોગી કામ માટે કાઢી હતી પરન્તુ તેની રૂપરેખા તેણે કોઇને જણાવી ન હતી. વર્ષો, જતાં આ રકમ બેવડી થઈ જવા આવી હતી. એનો પુત્ર ગંગાનાથ બી. એ. થઈ ગયો હતો. શાશ્વતી એનાથી એક વર્ષે મોટી હતી પરન્તુ તે મેટ્રિક થઈ પછી બે વર્ષ કોલેજમાં તેણે ભણવાનું મૂકી દીધું હતું. કોણ જાણે કેમ એને કોલેજ જીવન ગમતું નહોતું. માંડમાંડ તેણે ઇન્ટર સાયન્સ સુધીનો અભ્યાસ કર્યો હતો. કેદારનાથના આગ્રહથી એ અભ્યાસ એણે જારી રાખ્યો હોત પરન્તુ કેદારનાથના મિત્ર અને જાણીતા ડોક્ટર કૃષ્ણચંદ્ર અખ્યારની સૂચનાથી તેણે એમ. બી. બી. એસ.નો અભ્યાસક્રમ

લીધો. તે પરણી નહોતી. ગંગાનાથ પણ પરણ્યો નહોતો. ગંગાનાથથી ચાર વર્ષે નાનો અજયનાથ અત્યારે પ્રિવિયસમાં હતો અને એનાથી પાંચ વર્ષે નાની અલીન્દ્રા અંગ્રેજી પાંચમું ધોરણ ભણતી હતી.

વસુમતિ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થઇ હતી છતાં હજી તેના મ્હોં પર પૂર્ણ તેજ હતું. સંસારમાં કૌટુંબિક વિટંબના ખેડવામાં તેણે સંપૂર્ણ ફાળો આપ્યો હતો. પહેલાંની જેમ એની સાઠ-બાસઠ વર્ષની વયે પણ એનું સંપૂર્ણ માન સચવાતું અને ફોઇબાની સૂચના પણ પડયા બોલની માફક ઉપાડી લેવાતી. ફોઇબા એજ ઘરનું અને કુટુંબનું કેન્દ્ર હતું. એમની સૂચના અનુસાર છોકરાં નવ દશ વાગે સૂઇ જતાં, સવારના સાડા પાંચે ઊઠતાં. સૂતાં બધાંજ ફોઇબાની સમક્ષ આવી શ્રીશંકરની મૂર્તિ સમક્ષ હાથ જોડી પ્રાર્થના કરતાં. સવારના પણ નાહી ધોઇ છ વાગે પ્રાર્થના કરતાં. પ્રાર્થના કરી મોટાંને પગે લાગી દૂધ પીતાં અને કામે લાગતાં. વસુમતિએ પોતે જ સંસ્કૃત પ્રાર્થના શોધી કાઢી હતી અને સ્પષ્ટ ઉચ્ચારે તૈયાર કરાવી હતી. એનો અર્થ પણ પોતે જ તે અર્થને અનુકુળ વાર્તાઓ કહીને કહેતાં. આથી પ્રાર્થના કરતી વખતે સર્વને આનંદ આવતો. નાનાં મોટાં સર્વ સાથે જ પ્રાર્થના કરતાં.

વસુમતિની ઇચ્છા નહોતી તોપણ કેદારનાથે રસોઇઓ રાખ્યો હતો. આ રસોઇઆને પણ સર્વ પ્રકારની પવિત્રતા જાળવવી પડતી. એને પણ પ્રાર્થના કરવી પડતી. ઘરને યોગ્ય રસોઇ વસુમતિની સૂચના મુજબ કરવી પડતી. મહારાજ ઘરના કુટુંબીજન જેવો થઇ રહ્યો હતો. તેની વહુ પણ હવે અહિં જ રહેતી હતી. મહારાજને કોઇ સંતાન નહોતું.

બહારનું બજારનું ન ખાવાનો પ્રતિબંધ વસુમતિએ હજી ઊંચકી લીધો નહોતો. બહાર મળતી અનેક ચીજો તે ઘરમાં

તૈયાર કરાવતી. છતાં મુસાફરીના અંગે કે એવા કોઈ અનન્ય પ્રસંગમાં બહારનું ખાવું પડે એવી સ્થિતિમાં તે વાંધો લેતી નહોતી.

કેદારનાથના કુંટુબમાં જાણ્યે અજાણ્યે જૂનું અને નવું જોડાયેલું રહ્યું. વસુમતિએ પણ સમયને યોગ્ય થતો સુધારો થવા દીધો હતો પરંતુ પોતાની પ્રતિભા અને ઘરમાં જળવાતાં માન અને અન્યજનોની પોતાની પ્રતિની લાગણીનો લાભ લઈ તેને ફરેલપણે કાબુ રાખ્યો હતો. આ પ્રમાણે કેદારનાથનાં જીવનની મધ્યાવસ્થામાં ઘર ઠરી ગયું હતું, અને એના મત અનુસાર ફોઈબાનાં માર્ગદર્શન અને કેળવણીને લીધે તથા માતાપિતાનાં પુણ્ય અને આશીર્વાદને અંગે પોતે આ સુખ ભોગવવા ભાગ્યશાળી થયો હતો.

કેદારનાથે 'અજય વિલા'માં ઑફિસ માટે નાની બંગલી બંધાવી હતી. અહિં તે બેસીને બધું કામકાજ કરતો. પીલી તૈયાર થયલાં રૂ ને મુંબઈ યા બીજાં અન્ય બંદરે મોકલવાનું તથા ગ્રાહકોને પૂરૂં પાડવાનું તેણે માથે લીધું હતું. આને લીધે તેને અવરનવર મુસાફરી કરવી પડતી. રૂમાંથી છૂટા પડેલા કપાસીઆ પણ તે વેચાવી શકતો. કપાસીઆમાંથી તેલ કાઢી તે તેલનો પ્રચાર કરવામાં તેણે જહેમત ઉઠાવી હતી. એના પુત્ર ગંગાનાથને હજી તેણે આ કામમાં લીધો નહોતો. ગ્રેજ્યુએટ થઈ ગયો હતો. એના વિચાર પ્રમાણે તે બી. એસ. સી. થાય તો તેણે એમ. એસ. સી. થવું અને ત્યારબાદ એક વિશાળ પાયા પર દવાની દુકાન કાઢવી. ગંગાનાથ બી. એસ. સી. થયો હતો પણ ગાંધીયુગના પવનથી રંગાયેલો હતો એટલે એનું ચિત્ત દેશસેવા કરવા તરફ વળ્યું હતું. હજી ખાસ કાંઈ નિર્ણય થયો નહોતો. કેદારનાથને ગાંધીજીના ઘણા વિચારો અનુકૂળ હતા પણ કેટલાક વિચારો પ્રતિકૂળ લાગવાથી એ ચળવળમાં જોડાવાની અનુમતિ એણે ગંગાનાથને આપી નહોતી. ગંગાનાથમાં નવો પવન દાખલ

થયો નહોતો. પિતાની સૂચના અને અનુમતિ મેળવીને જ કામ કરવું એવી તેની ઇચ્છા હતી; છતાં મુક્ત હૃદયે એણે પોતાના વિચારો પિતાને દર્શાવ્યા હતા.

નંદકુંવરે શાશ્વતીને ડૉકટર થવા માટે પૂરતી પ્રેરણા આપી હતી. એને એમ હતું કે જે લોકોપયોગી કામ પતિ કરવા ઇચ્છે છે તેવું એક કામ ગરીબ સ્ત્રીઓની અલ્પમૂલ્યે સુવાવડખાનામાં સેવા કરવાનું છે. ઘણા ડૉકટરો એવું કામ કેવળ ધન કમાવાની ઇચ્છાથી કરે છે, કેટલીક સંસ્થા ટ્રસ્ટી નીમી એ કામ લે છે પરંતુ અનેક પ્રકારની કનડગત ત્યાં થાય છે. તેમજ સ્ત્રીઓને તેમના શારીરિક બંધારણ અને શારીરિક આરોગ્યનો તથા સ્ત્રીવિષયક અન્ય પ્રશ્નો સંબંધી મેજીકલેન્ટર્નની તકતીઓ બનાવરાવી અવરનવર જ્ઞાન આપવું. ગંગાનાથે તો ગામડાંઓમાં વસતા લોકોનું અજ્ઞાન દૂર કરવા, તેમને યોગ્ય જ્ઞાન મળે તે માટે વિવિધ પ્રકારની ફિલ્મોની યોજના ઘડવા માંડી હતી. આ માટે તે ઘણીખરીવાર કેળવણીકારોને, અનુભવી શિક્ષકોને બોલાવી અથવા મળી ચર્ચા કરતો અને તેની નોંધ લેતો. સિનેમા કંપનીના માલીકો અને નટોને મળતો તથા ખર્ચ વિગેરેનો અડસટ્ટો કાઢતો. કેદારનાથ એની આડે આવતો નહિ. એને ઉત્તેજન આપતો.

આમ બે પ્રકારની યોજનાઓ આ ઘરમાં ઘડાઈ રહી હતી. ગંગાનાથે આથી હાલ તુરત એમ. એસ. સી. થવાનું મોકુફ રાખ્યું હતું. વસુમતિએ આ પ્રસંગે એનાં તથા શાશ્વતીનાં લગ્નની ઉહાપોહ શરૂ કરી હતી. બંને તરતમાં પરણવા રાજી નહોતાં. વસુમતિ જમાનાને અનુસરી વિશેષ દબાણ કરતી નહોતી છતાં એ પ્રસંગ સાધવા માટે તેણે નંદકુંવરને અનેક પ્રમાણોથી સમજાવી તૈયાર કરી હતી. કેદારનાથ આ જાણતો હતો.

કેદારનાથે પુત્રની વૃત્તિ જોતાં તેને પોતાના ધંધામાં સાથે જોડવાની તરત ઇચ્છા બતાવી નહિ. એને પોતાની સાથે એક

સેક્રેટરીની જરૂર હતી. ઘરમાં એક બે ગુમાસ્તા હતા પરન્તુ હિસાબ કિતાબ વિગેરેમાં તે રોકાયેલો રહેતા. પોતાની સાથે હરે ફરે, પત્રવ્યવહાર કરે એ માટે માણસની જરૂર હોવાથી તેમજ એવો માણસ ગ્રેજ્યુએટ હોય તો સારું એમ વિચારી એણે યોગ્ય માણસ મેળવવા જાહેરાત પુનઃ પુનઃ આપી હતી.

ગંગાનાથ કામસર સિદ્ધપુર ગયો હતો. તે સાંજના આવી પહોંચ્યો હતો. મોટર તેડવા ગઈ હતી. એને આવ્યાને પાએક કલાક થયો હશે અને એ કેદારનાથ તથા વસુમતિ વિગેરેની આગળ હોલમાં બેસી સિદ્ધપુરની કેટલીક હકીકત કહેતો હશે ત્યાં નોકરે આવી મહેમાનો આવ્યાની ખબર આપી.

"જી – મહેમાનોમાંના બે હમણાં આપને મળવા ઈચ્છે છે." નોકરે કહ્યું.

"એમને કહે કે આપ હમણાં આરામ કરો. કાલે સવારે મળીશું. હમણાં જરા કામમાં છીએ." કેદારનાથે કહ્યું.

નોકર ગયો પણ બે મિનિટમાં પાછો આવ્યો અને કેદારનાથના હાથમાં તેણે એક કાર્ડ આપ્યું. કેદારનાથે તે વાંચ્યું અને સ્મિત કીધું. ગંગાનાથને આપ્યું. તેણે મોટેથી વાંચ્યું.

Best Regards from Mr. Prasann Mehta will see your honour tomorrow as desired.

અહા! મિસ્ટર પ્રસન્ન! ભઈ! આ મિસ્ટર પ્રસન્ન આપને પ્રણામ કહેવડાવે છે અને આપને આપની ઈચ્છા અનુસાર કાલે મળવા ઈચ્છે છે." ગંગાનાથે કહ્યું.

"પણ તેમાં કાર્ડ શાનું મોકલવાનું!" શાશ્વતીએ કહ્યું.

"એનું નામ વિનયી ગ્રેજ્યુએટ" ગંગાનાથે કહ્યું.

"એની તો સારી ભલામણ આવી છે." કેદારનાથે કહ્યું.

ગંગાનાથે કાર્ડ ટેબલ પર મૂક્યું. હસ્યો ને ગણગણતો ઊઠયો.

અપંગ પંખીડાં ! ઊડશો ક્યાં સુધી !
ગગન વિશાળ; વિશાળ નભવાટિકા,
નાનેરી પાંખનાં ઊડવાં ક્યાં સુધી !

"અલ્યા ! એ શું ?" વસુમતિએ પૂછ્યું.

"સિદ્ધપુરમાં મળેલા એક કેળવણીકારનું વચનામૃત." ગંગાનાથે કહ્યું.

"કોઇબા ! ઇચ્છા હોય તો ગાઉં પુરૂં."

"ભલે, હજી જમવાની થોડીકવાર છે." વસુમતિએ કહ્યું.

"મહેમાનો ભૂખ્યા થઇ જશે તે ?

"ના. એમની રસોઇ ત્યાં એમને રસોડે છે. આપણે એ પ્રથા નવી દાખલ કરી છે."

"ઠીક ત્યારે લલકારું." ગંગાનાથે દિલરૂબા લીધું અને કહ્યું.

"ફોઇબા ! બિહાગ છે હો ! તમને તો તે ગમે છે."

"તેથી જ કહું છું ને."

ગંગાનાથે ગાવું શરૂ કર્યું.

અપંગ પંખીડાં ! ઊડશો ક્યાં સુધી ?
ગગન વિશાળ, વિશાળ નભવાટિકા,
નાનેરી પાંખનાં ઊડવાં ક્યાં સુધી !—અપંગ૦
અંગ વિકલાંગ, ઉપાંગ સુતંગ છે,
ઉંચેરાં આભમાં, ઊડવાં ક્યાં સુધી !—અપંગ૦
ઝરણ વહેતાં, મહાનદ મળતાં,
ગિરિતટ ઊંચા, ચઢવાં ક્યાં સુધી ?—અપંગ૦

"વાહ મઝાનું, ફક્કડ, ખરેખર, સમજવા જેવું. પણ તે આ ગાવાનું તને અત્યારે ક્યાંથી સુઝયું ?" વસુમતિએ પૂછ્યું.

"ફોઇબા ! એ વાતનું મુહૂર્ત કાલે છે." ગંગાનાથે હૉલમાંથી જતાં જતાં કહ્યું.

બીજે દિવસે સૂર્યનાં પ્રથમ કિરણો અજય વિલાના મહેમાનોની બંગલીની જાળી પર પડતાં, તેમાંથી મહેમાનોના નયન પર સરકી પડી તેમની કીકી પર અસર કરવા લાગ્યાં. મહેમાનો સફાળા જાગ્યા. નોકરે દંતધાવનાદિની પ્રક્રિયા કરાવી.

દોઢેક કલાક વીત્યે આમંત્રણ મળ્યાં. સહર્ષ, સોત્સુક વસ્ત્ર પરિધાન કરી તત્પર થતાં ત્રણે જણા ત્રણે બારણામાંથી બહાર નીકળતાં અન્યોન્યને જોતાં મંત્રમુગ્ધ બની ગયા હોય તેમ એક બીજાનાં ડાચાં જોતા ઊભા રહ્યા. શોક્યને જોતાં પ્રથમ પરણેલીનું હૈયું ઉશ્કેરાય અને ઇર્ષ્યા અને અદેખાઇની મહેમાનગીરી સ્વીકારે, તેમ તેઓનાં નયનોમાં વિદ્યુતના ઝાંખા છુપાયલા ચમકારા તેજસ્વી થવા લાગ્યા.

"તો મિસ્ટર! તમે પ્રથમ મળી આવો." સુંદરલાલે કહ્યું.

"ના, મારે શી ઉતાવળ છે? આ મિસ્ટર મળી આવે." કંચનલાલે કહ્યું.

"ઑલરાઇટ," પ્રસન્ને એમ બોલતાં તરત જ નોકર સાથે ચાલવા માંડ્યું.

"આપ પણ પધારો." નોકરે સુંદરલાલ તથા કંચનલાલને કહ્યું.

"એમને ખાનગી મુલાકાત આપવાની છે." પ્રસન્ને કહ્યું.

"પણ શેઠે આપ ત્રણે મહાશયોને સાથે તેડી જવા ફરમાવ્યું છે." નોકરે કહ્યું.

"ત્રણ–અપશુકનીઆ સંખ્યા." પ્રસન્ન બબડ્યો.

મંત્રમુગ્ધ ઉંદર, બિલાડી અને કૂતરા જતા હોય તેમ, એક બીજાને સ્પર્શ થતાં પોતાની લાયકાત, ઓજ, પ્રભા અને સિદ્ધારસમાં ઓટ આવતી હોય તેમ, માનભરી માનુનીની ગજ ચાલે ચાલતા તેઓ કેદારનાથની ઑફિસનાં પગથીઆં પર ધીમી ધીમી ગતિએ જાણે પવનગઢની ટેકરી ચઢતા હોય તેમ પદઐણી પાડવા લાગ્યા. કેદારનાથ કોઇ જંગલી પશુ હશે, કદાચ દેવ હશે, કદાચ રાક્ષસ હશે, કદાચ જાદુગર હશે, કદાચ કિમિયાગર હશે એવો ભયસંચાર થતો ન હોય તેમ એમનાં ધડકતાં હૃદય, મંદગતિ, અસ્થિર નયનો, કપોલ વિભાગ પર પથરાતી ભાવોની છાયા, મૂંગા પોકારો કરી એમના આત્મવિશ્વાસની જાહેરાત કરતી હતી. નોકરની એમની આ શિથિલતા ઉપર દૃષ્ટિ જતાં એણે એમને વેગ આપવા જાણે ખોંખારો ખાધો ન હોય, એમને બળ આપવા જાણે સહાનુભૂતિ બતાવી ન હોય, એમના પર દયા લાવી એમને આત્મબળ આપવા ઇચ્છયું ન હોય તેમ જોરથી ઉધરસ ખાતાં, પગ ઉપાડી મંદ હાસ્ય કીધું. અજબ આ કિમિયાનાં અજબ અસરથી, આ અજબ અપંગ પંખીડામાં અજબ જોમ આવ્યું. ત્રણેએ અજબ ખોંખારા ખાધા. અજબ નયનોમાં અજબ તેજ આવ્યું. હરણાંને શરમાવે એવા અજબ પગમાં ગજબ ગતિ આણી. એકે પગથીઆને નમસ્કાર કરતાં હસ્તરેખાને ઉજ્વળ કીધી. બીજાએ તેની સ્પર્ધામાં હારી ન જવાની હિંમત કરતાં સવિનય સાષ્ટાંગ કરી પોતાના દૂધને શરમાવે એવા લેંઘાને વિભૂષિત કર્યો. આ બંને તરફ વિજયની દૃષ્ટિ ફેંકતાં પ્રસન્ન કૂતરા કોલર સીધો કરી, બટન પર હાથ નાખી, રેશમી રૂમાલના સેંટથી સહચારીઓને સાવધ કરી, નાક પર ન આવેલી શરદી લૂછી નાખી વ્યાઘ્રગતિથી આગળ ચાલવા માંડયું. એની ઉગ્ર પ્રતિભાથી, સુંદર ચાલથી, અનેરી છટાથી લેવાઇ જતો નોકર જરા ગભરાતો એની આગળ ગયો. "બિરાજો" નોકરે મંદ અવાજે ઓટલા પરના સોફા તરફ આંગળી કરીને કહ્યું. પોતાને વ્યાયામ કરવાની સારી આદત છે

એવું સિદ્ધ કરવા, તેમજ વ્યાયામની અસરથી ડોકાની ગરદનની મજબૂતાઈ બતાવવા, સ્થિર મસ્તકને સ્થિર રાખીને આંખના ખૂણાથી સોફા તરફ દૃષ્ટિ ફેંકતાં જ તે તેના પર બેઠો. બેઠો તેવો ચમક્યો, ઊભો થયો. નિતંબ પર હાથ ફેરવતો જોવા લાગ્યો. જરા સ્મિત કર્યું અને, "આઇ સી – હવે સમજ્યો" એમ મનમાં બોલી સોફા પર બેઠો. એના આ વિજયથી જાણે પોતે શરમાયા ન હોય તેમ મિસ્ટર સુંદરલાલ તથા કંચનલાલ પણ તેની સાથે બેઠા. તેનું મુખારવિંદ નિહાળવા લાગ્યા. પ્રસન્ને મેળવેલા વિજયથી તેની છાતી ખીલતી હતી. સોફાના કઠેરા પર હાથની કોણી રાખી તે બેઠો. તેનાં નયને કોઈ ફોટોગ્રાફરની શોધ કરવા માંડી પણ તે સુભાગી માનવનો સ્ટુડિયો હજી બંધ જ હતો.

સુંદરલાલ તથા કંચનલાલની આશ્ચર્યભરી નજર પ્રસન્નના સુનિપુણ રીતે પરિધાન કરેલાં વસ્ત્રો તરફ પડી. દોરીવાળાં, પ્રતિક્ષણ પ્રસન્નની પ્રતિમા હૃદયપર ધારણ કરી રાખનારા ઝગઝગાટ પૉલિશવાળાં બૂટ ! તે જ રંગનાં મોજાં ! તે જ રંગનાં ગાર્ટર ! તે જ રંગનું શોર્ટ ! તે જ રંગનો હાફકોટ ! એમાંથી દેખાતું સ્વચ્છ ચાંદની જેવું ખમીસ !! કર્ણધાર સુધી પહોંચતાં કૉલરનાં શિખરો !! ગાલપરના હેઝેલીન સ્નોના સુગંધની ફોરમ ! આછા ગુલાબી પાઉડરની લાલી !! વાળમાં નાખેલાં હેરઑઇલથી વાંકડા સમુદ્રનાં મોજાં જેવા વાળના ગુચ્છા ! ! વાંકીચૂકી ટેકરીઓની હારમાંથી સડસડાટ જતી નાજુક પણ નિર્મળ નદી જેવી સેંથી !!!

બંને જણાને લાગ્યું કે અમે મહાત થયા છીએ.

કેટલીકવાર નયનના જાદુમાં આકર્ષક બળ હોય છે. બંનેના મુગ્ધ દૃષ્ટિપાતે પ્રસન્નનાં નયનો તેમના પ્રતિ ખેંચાયાં. સુંદરના લંબગોળ નાજુક, ગોરા મુખ પર ઠરતા જ તેને સોળવર્ષની સુંદરીનું ભાન થયું હોય તેમ તેણે સ્મિત કીધું. એના માથા પરની ગાંધી કેપ જોતાં એ સ્મિત જરા વિસ્તૃત કીધું. કફની જોતાં જાણે પોતાની છાતી કફથી ઘેરાઇ ન હોય તેમ ખોંખારો

ખાધો. પગ પરનો પાયજામો જોતાં પઠાણ યાદ આવ્યો હોય તેમ જરા સંકોચાયો. પગમાં પહેરેલાં ચંપલ પ્રતિ નજર ઠરતાં પોતાના વિજયી બૂટની એડીથી જમીન પર તાલ લેવા માંડયાં. અને કંચન! કંચનને કથીર માનવાની હિંમતભરી હોંશિયારી ન કરતાં કેવળ તેનાં નયનદ્વારા પ્રસન્ને તેના હૃદયમાં પ્રવેશવા તૈયારી કીધી! ભૂરાટાં આકાશને શરમાવી નાખે એવું એનું વિશાળ બદામી કપાળ, આકાશ પર ધસી આવતા રાત્રિની કાલિમા સરખા ઊભા સીધા હોળેલા વાળ, સમુદ્રમાં ધસી જતી ભૂશિર સમી નાસિકા, બેટ સમા ખીલેલા ગાલ અને તેની વચ્ચે આવેલી નહેરસમી ઓકલતામાંથી દેખાતી શ્વેતદંતાવલિ વિગેરેનાં ઓજસથી તે તેનાં સામે કુતુહલથી નિહાળવા લાગ્યો. સિનેમાની વિધવા વેશપરીધાન કરતી નટીની સ્મૃતિ એને થઇ પરંતુ કૂતરાના વળેલા કાન જેવા કોલરે તેને તે પદવીદાન અપાતું ખાળી દીધું. "આઉટ ઑફ ડેઈટ પુઅર ઑય – ઑગણીસમા સદીનો બિચારો" હોય એવું તેને લાગ્યું. શા માટે અન્ય વસ્ત્ર પરિધાન પ્રતિ દષ્ટિ ફેંકવી? ફેંકુ યા ન ફેંકું એવા મહાન વિચાર સંકટમાં પ્રસન્ન પડયો હતો ત્યાં ઑફિસના ઓરડામાંથી ટનનનન અવાજ થયો. ત્રણે જણાની મૂર્તિઓનું મૂલ્ય મનમાં આંકવાનો પ્રયાસ કરતો મહાઅપરાધી નોકર જાગૃત થયો, અંદર ગયો, પાછો આવ્યો. પ્રસન્ન ઊભો થયો.

"આપનું નામ કંચનલાલ!" નોકરે પૂછ્યું.

"તારી ભૂલ થાય છે. હું પ્રસન્નકુમાર" પ્રસન્ને ઑફિસમાં જવા પગલું ભર્યું.

"કંચનલાલભાઇને શેઠ બોલાવે છે." નોકરે કહ્યું.

કંચન ઊભો થયો. "ડગલું ભર્યું તો ના હટવું ના હટવું" એ સૂત્ર હૃદયમાં રમી રહેલું હોવાથી પ્રસન્ને ચુસ્ત નર્મદાશંકર-પણું જાળવ્યું. સોફા પર ન બેસતાં સોફાની બાજુની ખુરસી

પર બેઠો. ખુરસીએ એની પ્રશંસા કરતાં એને ખોળામાં સ્વીકાર્યો પરંતુ જે ખુરસી પ્રસન્નની આવા પ્રસંગે મહત્તા જાળવતી હતી તેને પદસ્પર્શથી અપમાનિતા ન કરવી એવા હેતુથી પ્રસન્ને પગ હતો ત્યાં જ રાખ્યો. કંચનલાલ આગળ વધ્યા પગમાં ઝણઝણાટ વધ્યો. નોકરે ઓફિસનું બારણું ખોલ્યું. સંસારમાં ડગલે ને પગલે ઠોકર ખાવાની એ સૂત્રનું જાણીબુજીને ભાન કરતો ન હોય તેમ કંચનલાલનો પગ પ્રસન્નના પગને અથડાયો પણ તેણે સાષ્ટાંગ પ્રણામ ન કરતાં સ્વમાન જાળવ્યું. ઑફિસમાં ગયો.

"બૂટ" અનીચ્છા હોવા છતાં પ્રસન્નના બેવફા અવાજે શબ્દોને વેગ આપ્યો. જિહ્વા બેવફા નીવડે તેને બિચારો પામર માનવી શું કરે?

કંચનલાલ બહાર આવ્યા નહોતા ત્યાં નોકરે સુંદરલાલને બૂમ મારી. સુંદર ઊઠયો અને ગયો.

"શું? મારો નંબર ત્રીજો! આટઆટલી સિફારસ – બસ – ખતમ!!" પ્રસન્ને હિંમત રાખવા ખુરસીની પીઠનો ટેકો લીધો ખુરસીએ પ્રસન્ન સાથે લાડ કીધું. બાળકને વ્હાલપૂર્વક માતા ગોદમાંથી સરકાવે તેમ ખુરસીએ વ્હાલથી સરકવા દીધો. પ્રસન્નને ખુરસી નિષ્પ્રેમ થતી લાગી. તે ઊઠયો. તેના તરફ ઘુરકયો. ખીસામાંથી રૂમાલ કાઢી તેની ખુશબોથી મોઢાની પ્રસન્નતા જાળવી પાછો સોફા પર બેઠો. કંચન અને સુંદરને 'ઇન્ટરવ્યુ' મુલાકાત માટે પ્રથમ પસંદગી આપનાર શેઠના સ્વભાવ શરીર. શકિત અને બુદ્ધિ વિષે તર્ક કરવામાં રોકાયો.

સ્થૂલ, વિપુલ, ઠીંગણું શરીર, ગોળ મ્હોં, ઝીણી આંખો, માથામાં તાલ, ખાદીનો ઝબ્બો, પગમાં પાવડી, મુખમાં પાન એવી કોઇ આકૃતિ તર્ક ભૂમિકામાં ધીમે ધીમે ખડી થતી હતી ત્યાં એની આંખની અદેખાઇ કરતા કાને એને કહ્યું.

"પ્રસન્નકુમાર"

એક દીર્ઘ શ્વાસ નીકળી ગયો. નોકરની સ્થિર દૃષ્ટિએ જોઇ લીધું. પ્રસન્નની શરીરાકૃતિ ઊભી થઇ. એ શરીરના હસ્તની અંગુલિએ કૉલરનાં શિખરો સતેજ કર્યાં, બટનને પંપાળ્યાં, પગમાં ગતિ આવી. દસ્સાદાર ચાલે પગે ચાલવા માંડયું. હાથ હાલવા માંડયા પણ બંને પર સ્વામીત્વ ભોગવનારું બાકીનું શરીર પોતાની મહત્તા જાળવતું અડગ સ્થિર જ રહ્યું. આ આકૃતિ ઑફિસમાં દાખલ થઇ. સ્વિંગનું દ્વાર બંધ થયું. નોકરની મૂર્ખ દૃષ્ટિને મળતો સહજ આનંદ લુપ્ત થયો. એનું હૃદય પણ નિસાસો નાખી રહ્યું અને દૃષ્ટિ નમી જતી એ છાપ પાડનારી આકૃતિની છાયા શોધવા લાગી. છાયા તો ન જડી પરન્તુ બુટ પર ચોંટેલી, બહેનપણું જાળવવા ઠેઠ સુધી વળગી વળગીને સાથે આવતી મૃત્તિકા જેને એવક્ષ બુટે તલ્લાક આપી હતી તે જડી આવી. સ્મિત પર દૃષ્ટિ નાખતા તે મૂર્ખ નોકરે એ પવિત્ર રજકણોને ખભા પરના કટકાથી દૂર હાંકી કાઢી.

પ્રસન્નકુમારે પ્રવેશ કર્યો.

"ગુડ મોર્નિંગ સર." એણે શિસ્ત વચનો પૂકાર્યાં.

"નમસ્તે. આવો. બિરાજો." કેદારનાથે ઊભા થઇ હાથ જોડી નમન કરતાં ખુરસી બતાવી.

કંચન અને સુંદનની શરીરાકૃતિને શોધતાં નયનો કેદારનાથ પર ઠર્યાં. ક્ષણભર મુગ્ધ થયાં. પોતે કલ્પેલા કેદારનાથ કરતાં આ કેદારનાથ વિપરીત કેમ? મારી તર્કશકિતનું આ શેઠ આમ સ્પષ્ટ અપમાન કરે છે તો પછી મારું માન શું જાળવશે એવો વિચાર કરે છે ત્યાં તો કેદારનાથની ભવ્ય મૂર્તિ કાંઇ બોલતી હોય એવું એને ભાન થયું. પ્રસન્નકુમારને આશ્ચર્ય થયું કે આ વ્યકિતનાં મીઠાં તેજસ્વી નયનો, ભવ્ય કપાળ, ઘાટિલી મુખમુદ્રા, તો હોય પણ અવાજમાં પણ મીઠાશભર્યું ગાંભીર્ય કયાંથી? અવાજમાં પણ આવું આરોગ્ય કયાંથી? શરીર કસરતી ને આરોગ્ય-

વાળું તો કોઈનું પણ હોઇ શકે, પણ અવાજમાં, દૃષ્ટિમાં, હીલચાલમાં, વિનયમાં પણ આરોગ્ય હોઇ શકે ખરું ?

" તમે સુરેશકુમારના પુત્ર છો ? " કેદારનાથના મુખમાંથી શબ્દો નીકળતા હોય એવું પ્રસન્નને લાગ્યું.

" અરજીમાં એવું જણાવેલું છે." યંત્રવત્ જેમ તેમ પ્રસન્ને જવાબ આપ્યો.

" ખરું. પણ આપ જ સુરેશકુમારના પુત્રને ? આપનું જ નામ પ્રસન્નકુમારને? " કેદારનાથે ફરી પૂછ્યું.

" હા. " આટલું સમજી શકવાની કેદારનાથમાં શક્તિ નથી એવું લાગવાથી ટૂંકે પતાવવા પ્રસન્ને ખેદયુક્ત ઉત્તર દીધો.

" તમે ગ્રેજ્યુએટ છો ? કઈ સાલના ? "

" બધું જ અરજીમાં જણાવેલું છે."

" ઑલ રાઇટ. આ અરજી તમારી જ છે ને ! " કેદારનાથે યોગ્ય ઉત્તર મેળવવા નવી કોશીષ કરતાં પ્રસન્નના નામવાળી અરજી તેના તરફ ધરી.

" ખરેખર. આ અરજી મારી જ લખેલી છે. એમાંની વિગત પણ મેં જ ભરેલી છે. અંગ્રેજી લખાણ પણ મારું જ ઘડેલું છે. " વિજયની આશાએ પ્રસન્ને જડબાતોડ જવાબ દીધો.

" મેં અરજી ગૂજરાતીમાં માગી હતી પણ એ અંગ્રેજીમાં છે તેથી આપને આ પ્રશ્નો પૂછવા પડયા. " કેદારનાથે વિનય કર્યો.

" તે ખરું પણ હું બી. એ. થયો તે ગૂજરાતી વિષય લઇને નથી થયો. મારો વિષય 'હીસ્ટરી–ઇકોનોમીક્સ' આઈ મીન –ઇતિહાસ અને–અને-હો-હતો. તેથી મેં અંગ્રેજીમાં અરજી લખી." પ્રસન્ને કહ્યું.

કેદારનાથે સ્મિત કર્યું.

" આપનાં પ્રમાણપત્રો ? " કેદારનાથે પ્રમાણપત્રો માગ્યાં.

"આ અરજી સાથે જ છે. આ રહ્યાં." પ્રમાણપત્રો અરજી સાથે હોવા છતાં નિરર્થક પ્રશ્ન પૂછવા માટે પ્રસન્નને કેદારનાથ પ્રતિ તિરસ્કાર ઉપજ્યો.

"હાજી. પણ એ નકલ છે. આપને મૂળ પ્રમાણપત્રો લઈને આવવા અમે લખ્યું હતું."

"તે તો મારી બેગમાં છે. નોકરે લઇ આવવાનું કહ્યું નહોતું. કહ્યું હોત તો જરૂર જ લાવત. તમારી મરજી હશે તો અહીંથી જઈશ કે તરત જ તમને મોકલી આપીશ. એમાં કાંઈ મોટી વાત નથી." પ્રસન્ને રુમાલ વડે મ્હોં લૂછતાં કહ્યું.

"વેરીગુડ. આપ પરણેલા છો ?"

"પણ તેને અને-ના." ટૂંકા જવાબ દેજે એવી બાપની આજ્ઞા પ્રસન્નકુમારને એકાએક યાદ આવી.

"હમણાં આપ આપના પિતા સાથે રહો છો ?"

"હા"

"મારી સાથે આપને મુસાફરીએ અવરનવર આવવું પડશે. આવવા જવાનો રહેવા કરવાનો વિગેરેનો ખર્ચ જે થશે તે હું તમને આપીશ. આપને પત્રવ્યવહાર પર ધ્યાન રાખવાનું, ખર્ચનો હિસાબ રાખવાનું વિગેરે સેક્રેટરીને અનુકૂળ કામ કરવાનું છે. હું જેમ માર્ગદર્શન કરું તેમ આપને ચાલવાનું છે. આપનાથી એ બની શકશે ?" કેદારનાથે પ્રશ્ન કર્યો.

"તેથી જ મેં અરજી આપી છે. હું સર્વ પ્રકારે સંતોષ આપીશ. તમે હિરાચંદ કાકાને ઓળખતા હશો. આ એમનો પત્ર છે. આ મૂળશંકર કાકાનો પત્ર છે. આ મારી બાનો પત્ર છે. આ—"

આપનાં માતુશ્રીનો પત્ર ?—"

"હા. તમારાં વહુ–આઇમીન–વાઇફ ઉપર છે. એ બે જણાંને બહેનપણાં હતાં." કેદારનાથ ખાસ કાંઇ બોલ્યો નહિ થોડું ગાંભીર્ય એના મ્હો પર છવાયું.

"મારી લાયકાત બતાવનારા બે પત્રો હજી છે. પણ તે બેગમાં રહી ગયા છે.

"આટલા પુરતા છે." કેદારનાથે પત્રો લઇ બાજુ ઉપર વાંચ્યા વિના એમના એમ મૂકયા.

"તમે વાંચી જોશો એટલે મારા સ્વભાવ, વર્તન વગેરેની એમાંથી તમને રજેરજ માહિતી મળશે. આ ઉપરાંત હું બીજું પણ જાણું છું. હારમોનીયમ વગાડી ગાઇ શકું છું, ટેનિસ બેડમિંગટન, કેરમ રમી શકું છું: અને ધંધા સંબંધી તો જેમ જેમ કામ આવશે તેમ તેમ સૂઝ પડશે જ. કામ કામને શીખવે છે. એતો મારો અનુભવ જ છે. હું બી. એ. માં લેન્ગ્વેજીસ–આઇમીન–ભાષા લેવાનો હતો પણ બધા કહે કે "હિસ્ટ્રીઇકેનોમીકશ" વધારે અઘરાં. એટલે મેં એ વિષય લીધો અને તરત ઝામી ગયો. " ગર્વથી પ્રસન્ને કહ્યું.

"આપ કયા વર્ગમાં આવ્યા?" અરજીમાં જોવાનો પ્રયાસ કરતાં કેદારનાથે પૃછયું.

"ફર્સ્ટક્લાસ કે સેકન્ડ કલાસમાં આવવું અઘરું નહોતું. પરંતુ હમણાં તો થર્ડ અને સેકન્ડ કે ફર્સ્ટ બધાની કિંમત સરખી જ છે. વળી મારે તરત જ નોકરીએ લાગી જવું પડે એવું છે એટલે જ્યાં ત્યાંથી પુરું કીધું." પ્રસન્ને કહ્યું.

કેદારનાથથી સ્મિત થઇ ગયું.

"વારુ, આપ મહેસાણાથી આવ્યા ખરુંને? લ્યો, તમારે આવવાના ખર્ચનું બીલ કરો." કેદારનાથે એક કાગળ આપતાં કહ્યું.

પ્રસન્ન જોઇ રહ્યો.

"નીમણુંક વિષે નક્કી કરીને હું પછી આપને જણાવીશ" કેદારનાથે પ્રસન્નનું દિલ કળી જતાં કહ્યું.

"પણ આ બધા પત્રો વાંચશોને ?" પ્રસન્ને પોતે આપેલા સિફારસના પત્રો તરફ દૃષ્ટિ ફેંકતાં કહ્યું.

"અવશ્ય."

પ્રસન્ને કાગળ લીધો. બીલ કીધું. કેદારનાથને આપ્યું. કેદારનાથ બીલ સામે જોઈ રહ્યો.

"મ્હેસાણાથી આપ આવ્યાને ?"

"હા સેકન્ડકલાસમાં."

કેદારનાથ ખાસ કંઇ બોલ્યા નહિ. ટનનન ઘંટડી વાગી. નોકર આવ્યો. "ભાઇને બોલાવ."

નોકર ગયો. ગંગાનાથ આવ્યો પણ પ્રસન્નનું ધ્યાન તેના તરફ નહોતું. એની દૃષ્ટિ બાજુમાં ભીંત પર ટાંગેલી શાશ્વતીની છબી પર સ્થિર થઈ ગઇ હતી.

"આ પ્રસન્નકુમારભાઇનું બીલ છે. ચૂકવી આપો." કેદારનાથે ગંગાનાથને બીલ આપતાં કહ્યું,

ગંગાનાથે બીલ જોયું. હસ્યો.

"શ્રીયુત પ્રસન્નભાઇ ?" ગંગાનાથનો અવાજ સાંભળતાં જ પ્રસન્નનું ધ્યાન તે તરફ ખેંચાયું. ગંગાનાથ પર દૃષ્ટિ પડતાં જ તેની આંખો અને મ્હોં પોતે કરેલું બીલ પાછું ગળી જવા અજગરની માફક તત્પર થઇ ગયાં હોય એમ પહોળાં થઇ ગયાં.

"આપ તો મારી સાથે જ થર્ડ કલાસમાં હતા. આપે ભૂલમાં સેકન્ડ કલાસનું બીલ કર્યું હશે ?"

"તે–તે" પ્રસન્નથી બોલાયું નહિ.

"અથવા કદાચ ટિકિટ માસ્તરે સેકન્ડનો ચાર્જ કરી થર્ડની ટિકિટ આપી હશે." ગંગાનાથે સ્મિત કરતાં કહ્યું.

"શેઠ ! આપે બીલ પાસ કર્યા પછી મહેતાજીને કાંઇ અધિકાર હોય ખરો ?" પ્રસન્ને ગુસ્સાને કાબુમાં રાખી વહી જતી પ્રતિષ્ઠાનાં પૂર સામે માટીનો બંધ બાંધવો શરૂ કર્યો.

"છતાં આપને સખેદ જાહેર કરવું પડે છે કે આ માણસે ગાડીમાં અનહદ ત્રાસ આપી હયરાન કર્યો છે."

"ત્યારે આપણે બે એક જ ડબામાં હતા ખરું ને ?"

"તેથી શું ?" ભવાં ચઢાવી પ્રસન્ને કહ્યું.

"કાંઇ નહિ. એટલું જ કે હું થર્ડકલાસમાં આવ્યો હતો. આપ પણ તેમાં હતા. એટલે આપે થર્ડકલાસનું ભાડું લેવું જોઇએ." ગંગાનાથે સસ્મિત કહ્યું.

"મિસ્ટર ! આપના શેઠની પ્રતિષ્ઠા જાળવવા જ મારે સેકન્ડનું બીલ કરવું પડયું છે. હું થર્ડમાં આવું કે ચાલતો આવું છતાં શેઠ નામંજુર કરે તો મારે કાંઇ જોઇતું નથી." પ્રસન્ને કહ્યું. "મારે તો નોકરી કરવી છે."

"ગેઇટ ઉપર તમારે સામાન તોળાવવો પડયો હતો ? તેનો તમે દોઢ રૂપીઓ આપ્યો છે ખરું ને ?" ગંગાનાથે પૂછ્યું.

"જે હશે તે લખ્યું હશે." પ્રસન્ને કહ્યું. "શેઠે મંજુર કર્યું છે."

"ભાઇ ! ગેઇટ પર ટિકિટ ઇન્સ્પેકટર નયનસુખ હતો. આ પ્રસન્નભાઇને એ અટકાવતો હતો. મેં અટકાવી ઉભા રાખ્યા હતા. મેં એના કાનમાં કહ્યું હતું કે એ અમારા મહેમાન છે તેથી આવવા દે જે. એણે આવવા દીધા પછી હું મોટરમાં ઘેર આવ્યો." ગંગાનાથે કહ્યું.

"તમે કેમ જાણ્યું કે હું તમારા શેઠનો મહેમાન છું ? પ્રસન્ને પૂછ્યું.

" તમે આગગાડીમાં બતાવેલાં સિફારસનાં પત્રો પર મારા પિતાશ્રીનું નામ હતું. " ગંગાનાથે સસ્મિત કહ્યું.

" એ પત્રો પર તો શ્રીયુત કેદારનાથ અવન્તીનાથનું નામ છે. " પ્રસન્ને જરા ગર્વથી કહ્યું.

" હા જી. હું પણ આપશ્રીને અનુમત છું. કેદારનાથ અવન્તીનાથ તે આપની સમક્ષ બેઠા છે અને હું તેનો પુત્ર ગંગાનાથ, આપશ્રીની ચરણરજ સેવક છું." ગંગાનાથે જરા સ્મિત કરી ઊભા થઈ નમન કરતાં કહ્યું.

" પ્રસન્ન મ્હોં ફાડી તેના સામે જોઈ રહ્યો. પછી એણે કેદારનાથ તરફ દૃષ્ટિ ફેંકી. કેદારનાથે પણ સ્મિત કીધું.

" કાંઈ નહિ. પ્રસન્નભાઇ ! હોય, ભૂલ થઇ જાય. કાંઇ નહિ. માણસ માત્ર ભૂલને પાત્ર છે. To err is human. " ગંગાનાથે કહ્યું.

પ્રસન્ને હોઠ કરડયા.

" આપનો આ પ્રથમ અનુભવ છે. હોય. " ફરી ગંગાનાથે કહ્યું.

" હું દીલગીરછું. I am Sorry. " પ્રસન્ને શ્વાસ મૂકતાં કહ્યું.

" આપનું બીલ લઇ જાઓ, ચાલો, આપું. " ગંગાનાથે ઊભા થતાં કહ્યું.

પ્રસન્ન ઉભો થયો. નોકર આવ્યો. કાર્ડ લાવ્યો. પ્રસન્ન જરા ખચકીને ઊભો.

" આવવા દે. કેદારનાથે કહ્યું.

નોકર ગયો. આગન્તુક આવ્યો.

" નમસ્તે " એણે આઘેથી જ કેદારનાથને નમસ્કાર કર્યા.

" નમસ્તે. પધારો." કેદારનાથે સ્વાગત કર્યું " આપ–અનન્તકુમાર ? "

" જી, હા. " અનન્તકુમાર પાસે આવ્યો. કેદારનાથે બતાવેલી ખુરશી પર બેઠો.

પ્રસન્નની દૃષ્ટિ તેના ઉપર ઠરી. તે ચમક્યો. " આતો તે જ પેલો મારી સાથે ગાડીમાં બારી આગળ ખૂણામાં બેઠો હતો તે ! " એનું હૃદય બોલી ઉઠ્યું.

" પ્રસન્નભાઇ ! " અંદરથી ગંગાનાથનો અવાજ આવ્યો. પ્રસન્ન ધડકતે હૃદયે ગયો. હૃદયને નૃત્ય કરતું જોઇ એના પગને પણ નૃત્ય કરવા મન થયું. સારાએ શરીરમાં તંબુરાના તારનો ઝણઝણાટ થઇ ગયો.



" બા ! બા ! ભાઇ આવી પહોંચ્યા. નીરૂએ બારણે ઊભાં ઊભાં બૂમ મારી.

નીરૂની બા અંશુમતિ દોડી આવી.

ઘર આગળ ટાંગો ઊભો રહ્યો. પ્રસન્ન ઊતર્યો. ગાડીવાળાએ સામાન ઓટલા ઉપર મૂક્યો. પૈસા લઇ ચાલતો થયો. પ્રસન્ને છૂટકારાનો શ્વાસ મૂક્યો.

" કેમ, ભાઇ, આટલો વ્હેલો ? " એના સામું જોતાં અંશુમતિએ પૂછ્યું

પ્રસન્ન જવાબ આપ્યા વિના પેટી લઇ અંદર ગયો. નીરૂએ ભાઈની બેગ તથા લાકડી લઇ અંદર જવા માંડયું. અંશુમતિએ બિસ્તરો લીધો.

પ્રસન્ને મેડા ઉપર જઇ કોટ કાઢયો ને 'હાઆશ' કરી બેઠો. એની મા એની સામે આવી ઉભી.

" ભાઇ ! ચ્હા પીવી છે ? "

" કાંઇ પીવી નથી. "

અંશુમતિ સામે ખુરશી પર બેસી પુત્રના મનના વિચારો કળવા લાગી.

" નીરૂ ! પાણી. " પ્રસન્ને હોઠ કરડતાં બૂમ મારી.

" નીરૂ ! પાણી લાવ, ભાઈ માટે " અંશુમતિએ બૂમ મારી.

" લાવી. "

દાદર પર પગલાંનો અવાજ સંભળાયો.

"ઓહો! પ્રસન્ન આવી પહોંચ્યો? એટલામાં?" સુરેશે પુછ્યું.

"હા હમણાં જ આવ્યો. તમે પણ આજ કાંઇ વ્હેલા જ આવ્યા." અંશુમતિએ પતિએ ઉતારેલી પાઘડી તથા કોટ હાથમાં લેતાં કહ્યું.

નીરૂ પાણી લઇને આવી. ભાઇને આપવા જતાં જરા છલકાયું અને શર્ટ પર પડ્યું.

"આંધળી છે?" પ્રસન્નની આંખો લાલ થઇ ગઇ. નીરૂ ગભરાઇ ખસી ગઇ.

"પણ જોતી કેમ નથી? જેમાં ને તેમાં ઉતાવળ અને ઉધમાત! ઠરેલ તો થા. છેક જ પવનચક્કી જેવી શું થાય છે?" કોટ અને પાઘડી ઠેકાણે મૂકીને આવતાં અંશુમતિએ કહ્યું.

"હવે જરા પાણી ઢોળાયું તેમાં તું યે શેની આખડી પડે છે. હોય. છોકરાં છે."

સુરેશે હિંચકે બેસતાં કહ્યું. નીરૂની આંખમાં પાણી આવી ગયાં.

"ઓહોહો! એટલામાં તો આંખમાંથી શ્રાવણ ને ભાદરવો વરસવા માંડયો!" ફરી અંશુમતિએ ઠપકાની નજર ફેંકતાં કહ્યું. નીરૂ રડતી રડતી ચાલવા લાગી.

"જા. સ્ટવ સળગાવી ચ્હા મૂક બે પ્યાલા." અંશુમતિએ કહ્યું.

"તું કોઇક દિવસ એ છોકરીને જીવતી સળગાવી દેવાની છે. હજી ઉમર છે નવ વર્ષની, ત્યાં તું સ્પિરિટ અને સ્ટવ એના હાથે સળગાવરાવે છે, એ સ્પિરિટ સળગી ગયોને તો પછી તારું મ્હોં ચલ્લી જેવું થઇ જશે." સુરેશે જરા ગુસ્સામાં કહ્યું.

"પણ તે એને શીખવવું તો જોઇએને! શીખશે ક્યારે?"

"બરાબર, પણ તું પાસે બેસ, બતાવ ને શીખવ. હું ક્યાં ના કહું છું." સુરેશે કહ્યું.

"વારુ," અંશુમતિ ઊઠી "હું આવું ત્યાં સુધી પ્રસન્ન કાંઈ પણ વાત કરતો નહિ હો. મારા સમ છે." એમ કહેતી કહેતી ગઈ.

"સ્વભાવ જવાનો નહિ. ચાલો. મૂળશંકર આવ્યો તો કે ?" સુરેશે અંદર નજર નાખતાં પૂછ્યું.

"હમણાં પા અડધા કલાકમાં પાછા આવવાના છે." અંદરથી અંશુમતિએ જવાબ દીધો. એ જવાબની ઘોષણા કરતો પ્રતિધ્વનિ આવતો ન હોય તેમ સ્ટવ ધમધમાટ ગર્જના કરવા લાગ્યો.

"નીરુ ! ખાંડ તો લાવ. બાઘા જેવી મારા સામે શું જોયાં કરે છે ?" અંદરથી અંશુમતિનો અવાજ આવ્યો.

"તું જરા પણ ઉતાવળ મા કરીશ. તું શાંતિથી ચ્હા બનાવ. તું આવીશ, અહિં બેસીશ, પછીજ પ્રસન્ન બધી વાત કરવાનો છે. હમણાં તો એના બે કાગળો આવ્યા છે તે આપું છું. એ વાંચશે ને એટલામાં તારી ચ્હા પણ થશે." સુરેશે એમ બોલતાં ઊઠી, ટેબલ ઉપર દબાવી રાખેલા બે કાગળો લઈ પ્રસન્નને આપ્યા. પ્રસન્ને ભવાં ચઢાવી વાંચવા માંડ્યા.

પ્રસન્ન કાગળ વાંચી રહ્યો. ચ્હા આવી. પીધી.

"ચાલો હવે શું થયું તે કહે." સુરેશે કહ્યું.

"શું થાય વળી ?" પ્રસન્ને કહ્યું.

"કેમ ! શું થાય ? શેઠ સાથે શી વાત થઈ ?"

"આપણને તો બસો રૂપીઆ આપે ને તો પણ ત્યાં નોકરી નથી કરવી."

"કેમ ?"

"શો ફાયદો ? બધાના મિજાજ તો જાણે લખપતિના. 'જી' અને 'આપ' એ વિના તો જાણે બોલાય જ નહિ. અરે,

સામાન્ય વાતચિતમાં પણ આડંબર ! અને તે સાવ નકામો ? આપણને એ કૃત્રિમ જીવન જીવવું ન ફાવે." પ્રસન્ને કહ્યું.

"નંદકુંવરને મળ્યો કે નહિ ?" અંશુમતિએ પુછ્યું.

"કઇ નંદકુંવર !" પ્રસન્ને તોછડાઇથી પૂછ્યું.

"કેમ ! મેં તને કાગળ આપ્યો હતો. અમે એ સાથે ભણતાં હતાં. હું અંગ્રેજી પાંચમીમાંથી ઊઠી ગઇ અને એ મેટ્રિક થઇ બી. એ. થઇ." અંશુમતિએ યાદ આપી.

"આપણે કાંઇ એને મળવા ગયા નથી. એના ધણીના હાથમાં કાગળ મૂકયો." પ્રસન્ને કહ્યું.

"કાગળ તો એને મળ્યો હશે ને !"

"રામ જાણે. જેવો એનો વર અને જેવો એનો સ્વભાવ તેવો કાગળ મળવાનો સંભવ." પ્રસન્ને કહ્યું.

"પ્રસન્ન ! તારામાં વિવેક અને વિનય ઘણાં ઓછાં છે. તારી એ મોટી ખામી છે. જરા સભ્યતાથી તો બોલ." સુરેશે કહ્યું.

"તે ભઇ, મેં એમને કઇ ગાળ દીધી ?"

"ગાળની વાત નથી. પણ ભાષા જરા ઠીક વાપરવી જોઇએ." સુરેશે કહ્યું

"વારું પહેલેથી કહે. અહિંથી તું ગયો. સ્ટેશને ટિકિટ લીધી, ગાડીમાં બેઠો પછી શું થયું ?" અંશુમતિએ પૂછ્યું.

"પછી શું ? અહિંથી જ બોકાણું. ગાડીમાં ભીડ ઘણી હતી. તે માંડમાંડ જગા કરીને બેઠો. ત્યાંતો એક આવ્યો બીજો આવ્યો પણ મેં ગાડીમાં બેસતાં જ ચાવી મારી દીધેલી. કોઇનું કાંઈ ચાલ્યું નહિ. તકરાર તો ઘણીએ થઇ. આંગળીએ વાગ્યું પણ ખરું." પ્રસન્ને કહ્યું.

તકરાર કરવાની મેં તને ના નથી કહી ?" અંશુમતિએ લાગણીભર્યા અવાજે કહ્યું.

"તો બૈરાંની માફક બમ્યાં કરવું ?" ?

"વારુ, પછી.

"માથા પરના પાટિયા ઉપરજ રાહુ બેઠેલો. આપણને તેના ખબર નહિ. એટલે—"

"રાહુ ? તે કોણ ?"

"આ જેને ત્યાં જવાનો હતો—શું—કેદારનાથ, તેનો દીકરો, ધોએલા મૂળા જેવો." કચવાટભર્યા અવાજે પ્રસન્ને કહ્યું.

"એમ ! કેદારનાથનો દીકરો જ તને મળી ગયો ? ચાલો ત્યારે તો તને કાંઇ હરકત પડી નહી હોય." અંશુમતિએ કહ્યું.

"એથી જ ભાંગડો વટાયોને. મને ખબર નહિ કે એ એનો દીકરો છે અને એ હરામખોરે—"

"અરે—અરે—" સુરેશે વચ્ચે ટપકો આપ્યો.

"નામ પુછવા છતાં પણ પોતાનું નામ મને જરાપણ જણાવ્યું નહિ, ઠઠ્ઠામશ્કરી કરવા માંડી મારું નામઠામ પૂછી લીધું. મારી બનાવટ કીધી. મને ગુસ્સો ચઢયો." પ્રસન્ન બોલ્યો.

"એટલે તેં દાદાગીરી શરૂ કરી ?" સુરેશે વચ્ચે પૂછ્યું.

"એને કહેવા દોની વચ્ચે તમે શું કરવા માથું મારો છો ?" અંશુમતિ અકળાઇ.

"ભાઇ તો એમ જાણે છે કે હું મોટો ગધેડો છું. માનવા દો." રિસાઇ જતાં પ્રસન્ને મ્હોં મચકોડયું.

"નકામા, પૂછીએ છીએ ત્યાં ભંગાણ પાડો છો. શું તમારા હાથમાં આવે છે ?"

"કાંઈ નહિ, એટલું જ કે ભાઇ પોતે મીંડું વાળીને આવ્યા છે." સુરેશે કટ કાપ્યું.

"તે જણાશે મીંડું છે કે એકડો છે તે. પહેલેથીજ અપશુકન કરો છો." અંશુમતિ પતિ ઉપર ગુસ્સે થઇ. "હં પછી શું થયું ?"

"પછી શું થાય? પણ આવા લાખોપતિનાં ફિશ તો જો. આટઆટલા રૂપીઆ છતાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરે, મોટા ગાંધીજી ન હોય તેમ અહિંસાની વાતો કરે, પોતાનું નામ કહે નહિ અને પછી પાછળથી આબરૂ લે. શું પરમેશ્વરે માણસ ઘડ્યો છે!" અકળાઈ અકળાઇને પ્રસન્ન બોલ્યો.

"એણે તારી આબરૂ લીધી?" અંશુમતિએ પૂછ્યું.

"પોતે નામ ઠામ જણાવ્યું નહિ, હું એને ઘેર જ જવાનો હતો છતાં વિવેક કરીને મને પોતાની સાથે લઇ ન ગયો, દરવાજા પર ટિકિટ માસ્તરે મને હેરાન કર્યો તે કરવા દીધો, ઘેર પહોંચ્યાને મળવા માટે કાર્ડ મોકલ્યું તો કોઇને મળવાની ફુરસદ નહોતી. એટલે શેઠ આવ્યા તો નાખો વખારે; વખારમાં પડી રહ્યા." પ્રસન્ને કહ્યું.

"વખારમાં? કેદારનાથના બંગલામાં વખાર છે?"

"ત્યારે નાની નાની ઓરડીઓ તે વખાર જ કે બીજું કાંઇ? અમારા ત્રણે જણનો એજ મત થયો. મહેમાન તરીકે ગયા તો પછી એમના બંગલામાં જ ઉતારવા જોઇએ. તેને બદલે ખૂણાની બંગલીમાં નાખ્યા. અમારૂં ખાવાનું ને તેમનું ખાવાનું જુદું. અમારી રસોઇ જ જુદીને!"

"શું જમ્યો?

"એ તો હતો દૂધપાક. પણ કોણ જાણે એવો જાડો બનાવેલો—"

"પછી"

"પછી શું. મારી સાથે બીજા બે હજામ ભાઇ જેવા હતા. તેને પહેલી મુલાકાત આપી મને પોણો કલાક બેસાડી રાખ્યો અને પછી મળવા બોલાવ્યો."

"શું પૂછ્યું?"

"એ જ મોંકાણુ છેને. જે જે અરજીમાં લખેલું તે જ પૂછ્યું! એટલો વિચાર ન કરે કે અરજી લખનાર તે કોઇ પાસે લખાવીને લખતો હશે? મારું નામ પણ પૂછ્યું. અને કહે કે અરજી ગુજરાતીમાં કેમ ન લખી? તમે બી. એ.-સેકન્ડ ક્લાસમાં કેમ ન આવ્યા? તમે પરણેલા છો? હું પરણેલો કે કુંવારો, એને શી પંચાત! એને તે મારી નોકરી સાથે કામ કે મારી બૈરી સાથે–હું પરણ્યો છું કે નહિ તે સાથે?"

"તેં હિરાકાકાના ને મૂળશંકર કાકાના કાગળો આપ્યા?" -સુરેશે પુછ્યું.

"તે નહિ આપ્યા હોય ત્યારે? લઇ ગયો હતો આપવા માટે જ તે આપ્યા જ. છતાં તે વાંચે છે કોણ? એ પડયા હશે વેસ્ટ–પેપર–બાસ્કેટમાં. શાં ગુમાન! ફટ લેતા મૂક્યા ટેબલના ખૂણા ઉપર ને મૂક્યું તે પર શેરનું વજન." પ્રસન્ને ચીઢાઇને કહ્યું.

"છેવટે તને કાંઇ કહ્યું નહિ?" અંશુમતિએ પૂછ્યું.

"શું કહે બીલ માગ્યું. મેં આપ્યું. ત્યારે એના છોકરાએ આવીને, આ આટલી મજુરી શેની? આટલું ઘોડાગાડીનું ભાડું કેમ આપ્યું– આવી આવી નજીવી બાબતો કાઢી." પ્રસન્ને કહ્યું.

"મોટાં માણસોના જીવ આવા ટૂંકા કેમ?" અંશુમતિએ સુરેશ સામે જોયું.

"શરીર મોટાં, બંગલા મોટા એટલે જીવ ટૂંકા. પ્રસન્ન બોલ્યો.

"પછી?" અંશુમતિએ પૂછ્યું.

"પછી શું? પૂર્ણવિરામ." સુરેશ બોલી ઊઠયો.

"તમે વળી પાછું વચ્ચે—

"ભૂલ્યો. ભૂલ થઇ ગઇ." સુરેશે કહ્યું.

"નીમણુક કરીશ ત્યારે જણાવીશ. એમ કહ્યું." પ્રસન્ને કહ્યું.

"હું જોયું! નકામા પૂર્ણવિરામ ને અર્ધવિરામ કરો છો. અહિં તો આ વાત સાંભળી દિલમાં કાંઈ કાંઇ થઈ જાય છે ત્યારે તમને પૂર્ણવિરામ સૂઝે છે. કોણ જાણે તમારાં પુરુષોનાં હૃદયને કયી માટીમાંથી પ્રભુએ ઘડયાં છે!!" અંશુમતિએ કચવાટથી કહ્યું.

"ઓહો, માટીમાંથી ઘડયાં હોત તો;તો પૂર્ણવિરામ થાત જ નહિ. અલ્પવિરામ કે અર્ધવિરામ રહેત." સુરેશે કહ્યું.

"એટલે?"

"એટલે કહ્યું તેમ પૂર્ણવિરામ. કાંઈ જવાબ આવવાનો નથી ને નોકરી મળવાની નથી." સુરેશે કટ કાપી નાખ્યું.

"તમે શેના અપશુકન કરો છો. મારો કાગળ તો નંદકુંવરને મળવા દો. પછી બીજો લખું છું. નોકરી ના શું આપે!" અંશુમતિએ રુવાબમાં કહ્યું.

"આપેજ, કેમકે તારો એના પર અધિકાર. કેમ ન આપે!' તમે બે બેનપણીઓ—કેટલાં વર્ષ ઉપર? પછી કયો સંબંધ? કયું સગપણ? અને તારા દીકરાની આ રીતભાત ઉપર કયો માણુસ તેને નોકરીની વરમાળ પહેરાવે? હું જ એને નાલાયક ઠેરવું ને." સુરેશે કહ્યું.

"તમે તો છોજ એવા. પોતાનાં છોકરાંને ફેંકી દેવાનાં. એની રીતભાત શી ખોટી છે? ખોટી છે તો તમે સુધારતા કેમ નથી?" અંશુમતિએ મિજાજ ખોયો.

"અરે, અહિં તો રોજ એના એજ પાઠ પઢાવ્યા છે. ટાપટીપ કરવાની ના કહી છે. બોલવામાં વિવેક અને વિનય રાખવાનું શીખવવા મથી રહ્યો છું, પણ ભાઇ પોતે જે કરે તે ખરું. અને એમાં ગ્રેજ્યુએટ થયા છે એટલે પૂછવું જ નહિ. આકાશમાં ઊગતા તારાઓને પકડવાના." સુરેશે તડફડ કહી નાખ્યું.

"બાપ જ જ્યારે દીકરાની ખોડ કાઢે ત્યારે બીજા શું કરે? વાડ ચીભડાં ગળે પછી થાય શું?" અંશુમતિએ કહ્યું.

"એતો ભઇ ડંફાસ મારે છે ડંફાસ. બાકી મારી જગાએ ગયા હોત તો ખબર પડત ખબર. અવિનયી અને અવિવેકી હું હતો કે એ." પ્રસન્ને આંખો ચમકાવતાં કહ્યું.

"એ વાત ખરી, ખરી, ભાઇ, ખરી. ઠીક છે. હજી ક્યાં ગયું છે.? એક નહિ તો બીજું. એમાં શું?" સુરેશે કહ્યું.

"પણ હજી જવાબ તો આવવા દો." અકળાઇને અંશુમતિ બોલી.

"જવાબ આવશે તો યે હું જનારો નથી ને. જી. હાજી, આપ–આપણને એવી ગુલામી અને ખુશામત ના ગમે. અને દંભ તે કેટલો? હું અંદર એમને મળવા ગયો તો પધારો–બિરાજો. આપનું નામ પ્રસન્નકુમાર? આમ ખુરસી પરથી ઊભા થાય. નમસ્તે કહે ને કરે. આ શું. અપમાનજ ને? અરે કેવળ દંભ ને મિથ્યાડંબર." પ્રસન્ને કહ્યું.

"જોયું! આ ગ્રેજ્યુએટ થયા.– ખરેખર, કેદારનાથ કોઇ સારો ગૃહસ્થ જ હોવો જોઇએ." માનની લાગણીથી સુરેશ બોલી ઊઠતાં ઊભો થઇ આંટા મારવા લાગ્યો.

"ને હું લોફર!" પ્રસન્ન બોલતાં બોલતાં ઊભો થઈ ગયો.

"નહિ. પણ બેવકુફ, ગમાર, વેદીઓ." સુરેશે પણ એટલાજ ઉંચા અવાજથી કહ્યું.

"શું? હું બેવકુફ, ગમાર, વેદીઓ?" પ્રસન્નનો ક્રોધ પ્રજ્જ્વળી ઊઠયો.

"અલબત્ત."

સુરેશને પણ ક્રોધ ચઢયો હતો. પ્રસન્ને મિજાજ ખોયો હતો. અંશુમતિને થયું કે બાપ દીકરા લઢી પડશે. તે પણ ઊભી થઇ ગઇ.

"ચાલ, ભાઇ! કપડાં કાઢ." તેણે કહ્યું.

"પણ ભાઈ કહેવા શું માગે છે!" પ્રસન્ન તડુકયો.

"જે કહ્યું તે જ." સુરેશે કહ્યું.

"તો મારે—" પ્રસન્નનું વાકય અડધેથી કપાયું.

"કેમ આવ્યા કે નહિ? પ્રસન્નભાઈ આવી ગયા?" નીચેથી મૂળશંકરનો અવાજ સંભળાયો.

"આવો, આવો. ચાલો, સારું થયું આવી પહોંચ્યા. તમારી જ જરૂર હતી." અંશુમતિએ શ્વાસ લેતાં કહ્યું.

"કેમ? મારી શી જરૂર પડી?" મૂળશંકરે ઉપર આવતાં પૂછયું.

"આ બાપ દીકરા લઢે છે." અંશુમતિએ કહ્યું.

"હેં?" મૂળશંકરે આવીને બંને તરફ જોતાં આશ્ચર્યના ઉદ્‌ગારો કાઢયા.

"અરે ના રે ના. એ તો ગાંડી છે. કાંઈ સમજતી નથી. ભાઇ, કેદારનાથને મળવા ગયા હશે ત્યાં રીતભાત તથા બોલવા ચાલવામાં ઊકાળી આવ્યા લાગે છે. મેં જરા ઠપકો આપ્યો એ જ." સુરેશે કહ્યું.

"વારુ–, હોય, હોય. ચાલો બેસો, જોઉં, બેસી જાઓ." મૂળશંકરની છાપ પડી. મા દીકરો બેઠાં.

"નીરુ! કાકા માટે પાનની રકાબી લાવ." અંશુમતિએ ધાંટો પાડયો. નીરુના પગનો દડબડ અવાજ સાંભળી "જો જે, કાંઇ નવનું તેર ન કરી આવતી. સંભાળીને ઠાવકી થઇને લાવજે." એમ ચીપી ચીપીને કહ્યું.

"હં, તો કેદારનાથને મારો કાગળ તો આપ્યો'તો ને?" મૂળશંકરે તપખીરની દાબડી કાઢી.

"અરે, આખું જ આપ્યું'તું. પણ જોવું છે કોને?" પ્રસન્ને કહ્યું.

"વારુ, એ તો વાંચશે. તું પણ ગાંડો છે. તારા દેખતાં તે વાંચે? એ તો તારું પાણી કેટલું છે તે માપે સમજ્યો. તને શું લાગ્યું? રાખશે કે નહિ?" મૂળશંકરે પૂછ્યું.

"એને ત્યાં એને તો હવે રહેવું જ નથી." સુરેશે કહ્યું.

"પણ તે એને કહેવા દોની! તમે શું કરવા નકામા વચ્ચે કૂદી પડો છો?" અંશુમતિએ કહ્યું.

"હા, તે ખરું. મારે ન જ બોલવું જોઇએ. પણ પ્રસન્ને ચોકખું જ કહ્યું છે કે મને બસો રૂપીઆ આપે તો પણ મારે એને ત્યાં નોકરી કરવી નથી. એ વાત તો ખરી ને?" સુરેશે ચીપી ચીપીને વજન દઇ શબ્દો કહ્યા.

"ખરી વાત?" મૂળશંકરે પૂછ્યું.

"હા. આપણને ત્યાં નહિ ફાવે." પ્રસન્ને કહ્યું.

"જોયું? બસ હવે એ વિચાર જ પડતો મૂકોની. બીજું કાંઇ શોધી કાઢીશું. પણ, ભાઇ! હું તો તારા ભલા માટે કહું છું. નોકરી કરવાની આપણે ગરજ છે. નોકરી રાખનારને ઓછી. કેમકે આજના જમાનામાં અનેક બેકારોમાંથી એમને કોઇ પણ મળી આવે. વળી તમે બધા ભણેલાઓના મગજમાં વા ભરાયો છે કે આવી જ નોકરી કરવી. આમ જ કરવી. એ વા કાઢી નાખો. જમાનો સમજો. જો નોકરી કરવી જ હોય તો શાંત મગજ, સહનશીલતા, ખંત, મહેનત અને પ્રમાણિકપણું રાખો" સુરેશે કહ્યું.

"તો એમાંનું મેં શું નડોતું રાખ્યું?" પ્રસન્ને પૂછ્યું.

"પણ તારે તો હવે ત્યાં જવું જ નથી પછી શું?" સુરેશે કહ્યું.

પ્રસન્નની આંખ આગળ શાશ્વતીની છબી આવી રહી.

"કદાચ જાઉં તો ?

" તો-હમણાં તો ના જ કહેતો હતો ને– "

" બસો રૂપિયા આપે, મારૂં માન જાળવે તો જાઉં. "

" કેવી ગાંડી વાત કરે છે ? પચાસ રૂપિયાના પગારની જાહેરાત છે તે બસોની વાત કરાય ખરી ? એ વિચાર જ મૂર્ખાઇ-ભરેલો છે. " સુરેશે કહ્યું.

" વારૂ. ચાલ, તારે મુંબઇ આવવું છે ?" મૂળશંકરે પૂછ્યું.

" આવું. "

" માસ્તરની નોકરી છે. "

" પંતુજી ? " પ્રસન્ને પૂછ્યું. "

" જો, પ્રસન્ન ! મારે કાંઈ લેવાદેવા નથી. હું અને તારો બાપ બંને જૂના દોસ્ત છીએ. ખરૂં પૂછે તો તારો બાપ જે કહે તેમ હું હામાં હા ભેળવું એવો નથી. પણ મને જે ખરૂં લાગે છે તે કહું છું. તારે માનવું હોય તો માન નહિ તો તારી મુનસફી. તારામાં ઠરેલપણું નથી. તેમ તારામાં વિનય અને વિવેક ઓછાં છે" મૂળશંકરે કહ્યું.

" ખરી વાત, જોઉં–આટલું સાંભળતાં જ તારાથી ક્યાં મન પર કાબુ રખાય છે ? શાંતિથી સાંભળતો ખરો. હું ને મૂળશંકર કાંઈ તારા દુશ્મન છીએ !" સુરેશે સમજાવટભર્યા અવાજે કહ્યું.

" એનું કારણ છે. તું સીધો કૅાલેજમાંથી આવ્યો છે. દુનિયાનું તને ભાન નથી. તેની સમજ નથી; કેમકે તેં મુખ્યત્વે પુસ્તકની દુનિયા જોઈ છે. અનુભવ મળશે તેમ તેમ તું પણ ઠરીશ. એટલો તું હજી અપંગ છે. ખરૂ પૂછે તો જ્યાં જેવી નોકરી મળે તેવી લઇ લે. અનુભવ લે. પાયો મજબૂત કર અને પછી જેમ જેમ સંજોગો અનુકૂળ થાય તેમ ઉડતો જા

પણ અનુભવ વિના ઊડવાનો ફફડાટ કરીશ ને આસમાનના તારાઓ ઝડપવા જઇશ તો સમજજે કે તું નીચો જ પડવાનો."

મૂળશંકરે નાકમાં તપખીરની ચીપટી સમાવી દીધી, આંગળી ખંખેરી એવી ચતુરાઇથી કે લગભગ બધાંને જ છિકકાદેવીનું શરણુ લેવું પડયું.

"તે ગમે તે થાય. એને ધંધે તો વળગાડી જ દો." અંશુમતિએ કહ્યું.

"અરે કાલે. મારી સાથે આવે તો કાલે જ. કાંઇ એક જ નોકરીની છાપ મારી છે? ચાલ બાંધ સામાન. તૈયાર થા. કાલે જ હું મુંબઇ જવાનો છું. બોલ, છે વિચાર?" મૂળશંકરે પાણી ચઢાવવા માંડયું.

"આવશેસ્તો." અંશુમતિએ કહ્યું.

"પંતુજી?" પ્રસન્ને પૂછયું.

"અરે, પંતુજી તો પગથીઉં છે, પગથીઉં. કર કંકુના. આમ લેભાગુ શું બને છે? થા મર્દ." મૂળશંકરે કહ્યું.

"એ તો મરદ બચ્ચો જ છે. અને તમે સાથે છો પછી શું? લ્યો, પાન તો લ્યો." અંશુમતિએ પાનની રકાબી તરફ ધ્યાન ખેંચ્યું.

"વારૂ, લે, ત્યારે કરૂં છું શુકન." મૂળશંકરે પાનપટ્ટી બનાવવા માંડી. ધૂનમાં ને ધૂનમાં કાથાની દાબડી ઊંધી ઉઘાડી. આખું ધોતીઉં કાથામય થઇ ગયું.

❦

## પ્રકરણ ૫ મું ] [ અનન્તકુમાર

"એમ! આપ આબુથી આવો છો?" કેદારનાથે અનન્તકુમારને પૂછ્યું.

"હાજી."

"કાંઈ કામ પ્રસંગે ગયા હશો?"

"હાજી, નોકરીની શોધમાં."

"છેક આબુ સુધી?"

"જવું પડયું."

"નક્કી થયું?"

"નાજી. એ ભાઈ ઘણા મરજાદી છે. હું મરજાદ પાળી શકતો નથી. મને પહેલેથી જ ખબર હોત તો મુલાકાતે જાત જ નહિ. નકામો મારે એ ભાઈને ખર્ચ કરાવવો પડયો."

"એ શ્રીમાનનું નામ દેવામાં વાંધો તો નથી ને?"

"નાજી. એઓશ્રીનું નામ શામળદાસ જેઠાલાલ ચોકસી. બહુ ખાનદાન છે. વિવેકી અને વિનયી પણ પૂરા. મને સ્વભાવ બહુ ગમ્યો પરંતુ મારાથી કાંઈ પ્રમાદ થઇ જાય તો એમની લાગણી દુખાય. મેં ના પાડી." અનન્તે કહ્યું.

કેદારનાથ શામળદાસને ઓળખતો હતો. અનન્ત સાચું બોલ્યો હતો. સ્પષ્ટ વકતા અનન્તનાં પ્રૌઢ અને મજબૂત શરીર અને અસરકારક મુખમુદ્રા તરફ તે ક્ષણ જોઇ રહ્યો. એની શોધક દૃષ્ટિ નીચે અનન્તનાં નયનો નીચાં નમ્યાં. એના ભવ્ય કપાળમાં એક બે કરચલી પડી. એના ફૂલેલા ગાલ પર રતાશ ઝરી આવી.

" આપના પિતાશ્રી શું કરે છે?" કેદારનાથે પૂછયું.

" જી. એઓશ્રી વૈદ્ય છે. બારડોલીમાં."

" એમ! તો આપને વૈદ્ય થવું નથી? આઈમીન–એમ. બી. બી. એસ?" કેદારનાથે સહજ પ્રેરણાથી પૂછયું.

" નાજી. મને લખવા વાંચવાનો શોખ છે. હું એમ. એ. ગૂજરાતી અંગ્રેજી લઇ પાસ થયો છું. સેકન્ડ કલાસમાં. એટલે સાહિત્ય તરફ મારૂં વલણ છે."

" કાંઇ લખો છો?"

" પ્રસિદ્ધ કાંઇ કર્યું નથી. મારી શકિત હજી કેળવું છું. એક બે વાર્તા લખી, કે કવિતા લખી કે લેખ લખ્યો એટલે છાપામાં ડોકિયું કરી મારી શાકલની અન્યજનોને પિછાન કરાવવા મને ઉત્કંઠા નથી." અનન્તે કહ્યું.

" તમે બીજે કાંઈ નોકરી કરી છે?"

" ગ્રેજ્યુએટ થઇ બે વર્ષ શિક્ષકની નોકરી મુંબઇમાં પારસી સ્કૂલમાં કીધી. ઘેર રહી એમ. એ. નો અભ્યાસ કર્યો. પછી છ માસ સુધી મેં ખાનગી શિક્ષણો કર્યાં અને પછી આણુ જવું પડયું." અનન્તે કહ્યું.

" તમોને બારડોલીમાં ફાવ્યું નહિ?"

" નાજી. મેં મારી આજિવિકા સ્વહસ્તે પ્રાપ્ત કરવા નિર્ણય કર્યો છે."

" પરણેલા છો?"

" નાજી. હમણાં પરણવા વિચાર નથી."

" પિતા સાથે ફાવતું નહિ હોય?"

" ખાસ એવું નહિ. એઓ ઘણા મમતાળુ છે. બુદ્ધિશાળી છે. પરન્તુ મને પોતાને જ સ્વહસ્તે કમાવાની ધૂન છે. શામાટે

મારામાં રહેલી શકિતનો વિકાસ મારે જાતે જ ન કરવો ? મારા મત પ્રમાણે કસોટી, સંકટ, કપરા પ્રસંગો વિગેરે દ્વારા અનુભવ મળ્યે જ મનુષ્યની શકિતનું માપ અંકાય છે તથા છૂપી શકિત બહાર આવી શકે છે. મારે એ અખતરો કરવો છે. બાકી પિતા ધનાઢ્ય છે. એમની પાસે જ રહું એવું ઇચ્છે છે." અનન્તે કહ્યું

"તમને સેક્રેટરીનું કામ ફાવશે ?"

"ફાવશે જ."

"રહેવા, ખાવાપીવાનું અહિં જ."

"આપ મરજાદી છો ?"

"ખાસ નહિ."

"તો ફાવશે. પણ મારૂં સ્વમાન જળવાવું જોઇએ. હું આપની તમામ યોગ્ય સુચનાઓને અમલમાં મૂકીશ." અનન્તે કહ્યું.

"તો કયારથી હાજર થવું ફાવશે ?"

"અત્યારથી જ."

"માતાપિતાને મળવું મૂકવું–"

"નાજી. હું એમની રજા લઇને જ નીકળ્યો છું."

"તમારો સામાન વિગેરે કયાં છે ?"

"લોજમાં"

"અહિં કેમ ન આવ્યા ? તમને પત્રમાં અહિં આવવા લખ્યું હતું."

"જી. આપની વાત સાચી છે પરન્તુ નોકરીએ રહ્યા વિના એ હક્ક ભોગવવો છાજે નહિ." અનન્તે સસ્મિત કહ્યું."

"મહેમાન તરીકે—"

"નાજી ઉમેદવાર તરીકે. આપ મહેમાન ગણો એ આપની ખાનદાની." અનન્તે કહ્યું.

“આપનો અહિં આવવાનો ખર્ચ વિગેરે–”

“નાજી. મને આવવા જવાનો ખર્ચ આણુથી મળી ગયો છે.” અનંતે કહ્યું.

“આપ આજે સવારે આવ્યા? જમવા—”

“જી. બધી ગોઠવણુ છે.”

“પગાર શું લેશો?”

“આપને યોગ્ય લાગે તે જણાવો.”

“અહિં ખાવું, પીવું, અને રહેવું. તે ઉપરાંત પચાસ રૂપિઆ માસિક આપીશ.”

“કબૂલ છે. પરંતુ આપને મારા વિષે બીજી માહિતી મેળવવી હોય તો–વિલ્સન કોલેજના પ્રિન્સિપાલને તથા ન્યુ પારસી હાઇસ્કુલના પ્રિન્સિપાલને આપ પૂછાવી જોશો.” અનંતે કહ્યું.

“ઠીક છે. કાલથી અત્રે આવી જશો? સવારથી?”

“હાજી.”

“એક વાત રહી ગઇ. આપને ફુરસદના સમયમાં કંટાળો ન આવે તો થોડુંક શિક્ષકનું કાર્ય માર્ગદર્શક તરીકે કરવામાં વાંધો નહિ આવે ને? મારી પુત્રી તથા પુત્ર હજી વિદ્યાર્થીઓ છે.” કેદારનાથે મીઠી દ્રષ્ટિ નાખતાં કહ્યું.

“મને એ કાર્યમાં આનંદ આવશે. મારે તો પૂરતો અનુભવ લેવો છે. આળસુ બેસી રહેવું નથી.”

“ઠીક. હું એ વધુ કાર્યના રૂા. પચીસ આપને વધુ આપીશ.”

“જી–અનુભવ એ જ મહેનતાણું છે.–પછી જેવી આપની મરજી.”

“નમસ્તે.” સ્મિત કરતાં કેદારનાથે ઉભા થતાં પ્રણામ કર્યા. “નમસ્તે” અનંત નમીને ગયો. ગંગાનાથ દાખલ થયો.

" આ યુવક પણ મારી સાથે જ ગાડીમાં હતો. હું આણુથો બેઠો પણ ગીરદી બહુ જ હોવાથી પાટીયા ઉપર જઇ બેઠો. આ મારા પછી દાખલ થયો. કેમ લાગે છે ? " ગંગાનાથે પૂછયું.

" ઠીક છે. ચાર જણમાં સારો ખરો. ઘરના સંસ્કાર સારા લાગે છે. છતાં નીવડે વખાણ. " કેદારનાથે કહ્યું.

" ના ગાડીમાં પણ એ શાંત જ હતો. 'મેરી કોરેલી' નું કોઇક પુસ્તક એ વાંચતો હતો. કાલથી આવે છે ? "

" હા. "

" ઠીક. અજય અને અલીન્દ્રા, હું, એ અને શાશ્વતી. પાંચ થયાં. એકી સંખ્યા. એ શિક્ષક સાહિત્યનો શોખીન. હું ફિલ્મોનો રસિયો. વાહ. કયે ત્રાજવે શું તોળવું તેની સમજ નથી પડતી. " ગંગાનાથે કહ્યું.

" તને એ ત્રાજવું મળતાં હજી વાર છે. "

" એમ ? "

" તું પણ હજી એ વર્ગમાં ગણી શકાય. "

" અપંગ પંખીડાનાં પિંજરમાં ? "

" એ તું જેવી શબ્દરચના કરે તેવી ખરી. " કેદારનાથે સસ્મિત કહ્યું.

" હું એ એવું પંખી તો છું. મને ઘણી વાર લાગે છે. અહા ! ઊંચે, ઊંચે, ઉડું, ઉડું, ને લ્હેર કરું ? પણ ઉડવાં કયાં સુધી ? " ગંગાનાથ ઊંચી દ્રષ્ટિ નાખતો જવા લાગ્યો. જાણે ઓરડાની સિલિંગમાં માથું ભટકાયું હોય તેમ માથું ખંજવાળતો ઓરડા બહાર જતો હતો. કેદારનાથ તેની પાછળ જોઈ રહ્યો હતો. સામેથી અલીન્દ્રા આવી.

" ભાઈ ! ભઈ છે ? "

" કેમ ? પવન પાવડી ! શું છે ? "

" પવન પાવડી ન કહો. હું કાંઈ પાવડી નથી. ચાલો જોઉં ભઈ પાસે. " અલીન્દ્રા ગંગાનાથનો હાથ ખેંચતી અંદર આવી.

"ભાઈ! આ પાવડી આવી." ગંગાનાથે હસતાં કહ્યું.

"જો પાછું એ બોલ્યા! હું તમને પાવડો કહીશ. હા. પાવડીનો ભાઈ પાવડો." અલીન્દ્રાએ લાંબી આંખના ખૂણામાંથી ભાઈ તરફ ઊંચો દૃષ્ટિપાત કરતાં કહ્યું.

"આવ બહેન! આ અપંગ પંખી તને ચાંચ મારે છે, ખરું ને! બોલ! શું છે?" કેદારનાથે અલીન્દ્રાને પાસે બોલાવતાં પૂછ્યું.

"કાલે શાશ્વતી ફોઈ એમની બહેનપણીઓને બોલાવવાનાં છે તે—"

"હા, કાલે એનો જન્મદિવસ છે. ફોઈબાએ હા કહી છે." કેદારનાથે કહ્યું.

"તે હું-હું પણ પેલી મનોજ્ઞને બોલાવું?"

"ફોઈબાને પૂછી જો."

"ફોઈ બા તો હા કહે છે."

"તો બોલાવ" કેદારનાથે કહ્યું.

"બસ આટલા માટે મને પવનપાવડી અહિં ઘસડી લાવી!" ગંગાનાથે કહ્યું.

"ભાઈ! ગંગાનાથ ભાઈ! યાદ રાખજો, મને જો પવન પાવડી કહી છે તો હવે એ પવન પાવડી ગંગાનાથ માટે ગંગાને ખેંચી લાવશે. સમજ્યા?" અલીન્દ્રા બોલતી બોલતી દોડી ગઈ.

કેદારનાથ ખડખડ હસી પડયો. ગંગાનાથ હસતો હસતો અલીન્દ્રાની પાછળ દોડયો. "ઊભી રહે જે પાવડી."

કેદારનાથ જોઈ રહ્યો. ક્ષણભર વીજળીના ચમકારાની જેમ એના મનમાં ગંગાનાથના છોકરવાદી સ્વભાવના હજી કોઈ કોઈ વાર દેખાતા ચમકારાની કાંઈક ગ્લાનિકર છાપ પડી રહી.

"હજી, નાનો." એનું હૃદય બોલી ઊઠયું.



## પ્રકરણ ૬ ઠું.] [કાંઈક વિશેષ

અનન્તકુમારના સત્યવાદીપણાં અને પ્રામાણિકપણાં વિષે કેદારનાથે ઠીક મત બાંધ્યો હતો, પરન્તુ પિતાથી વિરૂદ્ધ તેનું વર્તન એને ખૂંચતું હતું. એણે મન વાળ્યું હતું કે જમાનાનો વા છે અને યુવકોમાં સ્વાતંત્ર્યની ખોટી ભાવનાએ આનસો પર આવો ઓપ ચઢાવ્યો છે. ઠીક છે. અખતરો તો કરવો જ. આ વિચારે એણે અનન્તની પસંદગી કરી હતી.

અનન્તના પિતા બારડોલીના મશહુર વૈદ્ય હતા. કૉલેજ જીવનમાં રજાના દિવસોમાં અનન્તે પણ પિતાની વૈદ્યપીઠના કાંઈ અનુભવો લીધા હતા. એમાં એને રસ પડતો પરન્તુ વનસ્પતિઓ ઓળખવી, તાજી છે કે જૂની તે સમજવું, તેનું પ્રમાણ યાદ રાખવું, તે ક્યાં ઉત્પન્ન થાય છે, કેવી રીતે મળી શકે છે તે યાદ રાખવું; તેને કયી ઋતુમાં, કયા નક્ષત્રમાં, કયા દિવસે ઉખેડાવી કેવી રીતે રાખવી, કેવી રીતે તેને વસ્ત્રગાળ કરવી વિગેરેમાં ખાસ લક્ષ આપવું ગમતું નહિ. નાડીપરીક્ષામાં તેને રસ પડતો હતો. પણ બરાબર સમજાતું નહોતું. એના પિતા રામચરણે અનેક યુક્તિપ્રયુક્તિથી એને સમજાવવા માંડેલું પરન્તુ અનન્તે એટલું જ કહેલું કે એતો પ્રભુદત્ત બક્ષિસ હોય તેજ સમજી શકે.

"આત્મપ્રયાસથી પણ સમજી શકાય." રામચરણે કહ્યું.

"હું નથી માનતો."

"તો તે તારી ભૂલ છે. જો આત્મપ્રયાસ કામ આવતો ન હોય તો આટલા વૈદ્યો કેવી રીતે નાડી પરીક્ષા કરી શકે છે? બધા જ લેભાગુ સૂંઠને ગાંગડે ગાંધી થનારા વૈદ્યો નથી. એ તો

અઠ્ઠાણું ટકા મહેનત અને બે ટકા બક્ષિસ. શકિતને બહાર લાવનાર, ઓપ આપનાર તે ખંત અને મહેનત." રામચરણે કહ્યું.

"એ મારે નથી જોઈતું."

"સાંભળ, તારે દેશી તેમજ અંગ્રેજી બંને પદ્ધતિઓ શીખવાની છે. સરખાવવાની છે. બંનેનું એકીકરણ કરી નવી શોધ કરવાની છે. ડૉકટરો કેવળ ચિકિત્સક છે નાડી પરીક્ષક નથી. તારે નાડી પરીક્ષક બનીને ચિકિત્સક થવાનું છે." રામચરણે કહ્યું.

"મારે ડૉકટર થવું નથી."

"થવું પડશે. આવતે વર્ષે તારે મેડીકલ કૉલેજમાં જવાનું છે."

"હું નથી જવાનો."

"જવું જ પડશે." ગર્જના કરતાં રામચરણે કહ્યું.

"હું સત્યાગ્રહ કરીશ."

"જહનમમાં જાય તારો સત્યાગ્રહ. ગાંધીજીએ પિતાની વિરૂદ્ધ આવી રીતે સત્યાગ્રહ કરવાનો કહ્યો નથી."

"છતાં હું કરીશ."

"અનન્ત! શા માટે મારી અનેરી આશાઓ અને આકાંક્ષાઓનો નાશ કરે છે?" રામચરણે ઠંડા પડતાં કહ્યું.

"શા માટે તમે જબરજસ્તીથી મારે માથે આ બોજો લાદો છો?"

"તારા ભલા માટે."

"ના, તમારી આશાઓ અને આકાંક્ષાઓને સફળ કરવા માટે."

"તો એમાં પણ શું ખોટું છે?"

"એ જ કે જે વિષયમાં મને રસ નથી તે વિષય મને મોળો લાગે છે."

"તને કયા વિષયમાં રસ છે?"

"સાહિત્યમાં."

"સાહિત્ય? તું સાહિત્યમાં શું કરવા માગે છે.?"

"ભૂખે મરતા કવિઓ, લેખકો અને વિવેચકોને રોજી આપવાની યોજના ઘડી તે અમલમાં મૂકવા માગું છું." અનન્તે દૃઢ અવાજે કહ્યું.

રામચરણ ખડખડ હસી પડયો.

"અનન્ત! તું હજી ઈન્ટરમાં છે. સાહિત્ય શું છે તે તું હજી પૂરેપૂરું સમજતો નથી. તારી પાસે મૂડી નથી. તું કવિઓ અને લેખકોનો માલીક નથી. તું આકાશમાં ઊડવાના શેખચલ્લીના વિચારોને શા માટે ઝડપી લે છે?"

"હું મૂડી ગમે ત્યાંથી લાવીશ." અનન્તે થોડીવાર વિચાર કરીને કહ્યું.

"લક્ષ્મીનો ખેતરમાં પાક થાય છે?"

"હા. મને એવું એક ખેતર મળ્યું છે."

ફરી રામચરણ હસ્યો.

"તારો મિત્ર મોહન–એના પર તું કૂદે છે. અનન્ત! મોહન હજી યુવાનીના હિંડોળે હવા ખાય છે. એ તને કાંઈ મદદ કરી શકે નહિ." રામચરણે કહ્યું.

"હસ્તલિખિત માસિક કાઢવાનો ખરચ આપે છે. એમાં જેઓ લેખ લખે છે તેને મહેનતાણું પણ આપે છે." અનન્તે કહ્યું.

"હં. પણ પછી છાપેલું માસિક બહાર પાડશો ત્યારે કેવી રીતે ખર્ચ પૂરો પાડશો?"

"એ પૂરો પાડવાનું મોહને માથે લીધું છે."

"અનન્ત! આ મૂર્ખ વિચાર છે. છતાં તારે એ પણ કામ કરવું હોય તો કર. પરન્તુ તારે ડૉકટર થવાનું છે."

"મરી જતાં હું થનારો નથી."

"તો હું તને આગળ ભણાવવાનો નથી."

"ભણવાના પૈસા કે ખર્ચ હું તમારી પાસે માગનારો નથી."

"એમ! મુંબઇની કૉલેજ હોસ્ટેલની ખોલીઓમાં આવી તુમાખી જ ભરેલી છે?"

જે વિષયમાં મને રસ પડે એ વિષય મારે લેવાનો નહિ એમ?"

"મારે તારું ભવિષ્ય જોવાનું છે. હું જાણું છું ને સમજું છું કે તું ધારે તો મારા જ ધંધાને સારી રીતે બહલાવી શકે. તને આજના જમાનાની બેકારીનો ખ્યાલ નથી. તારામાં બુદ્ધિ છે, વિચારશક્તિ છે પરન્તુ તું તેને યોગ્ય માર્ગે વાપરતો નથી. કેવળ તારા મિત્રોના તરંગી વિચારો અને મૃગજળ સમી મહત્વાકાંક્ષાઓનો ભોગ બન્યો છે." રામચરણે સખેદ કહ્યું.

"પણ નાનાભાઇને ડૉકટર બનાવો હું કયાં ના કહું છું?" અનન્તે કચવાતાં કહ્યું.

"એ હવે થઈ રહેશે. જેના પર આશા બાંધીએ તે જ તૂટી પડે ત્યારે બીજું શું થાય." રામચરણ ઊભો થઇ ગયો. "પણ યાદ રાખજે કે જો તેં મારા કહેવા મુજબ ન કર્યું તો હું તને ઘરમાં ઊભો રહેવા દેવાનો નથી."

"બરાબર છે. હું પણ ઊભો નહિ રહું."

"મારા જીવતાં કોઈની દયા કે ભિક્ષા ઉપર ટકયો છે તો મારો શ્રાપ તારા પર ઊતરશે એ યાદ રાખજે." રામચરણે ગુસ્સામાં મર્યાદા મૂકી.

"જરુર જ. હું મારી જાતે કમાઇ ભણીશ. કોઈની દયા કે ભિક્ષા પર નહિ જીવું."

"ઠીક. પણ મારી અભિલાષાઓને ભસ્મીભૂત કરીશ એમ જ ને!"

"ના. એમ નહિ. નાનો ભાઇ એ અભિલાષા પૂર્ણ કરે એને માટે હું સદાયે વ્યગ્ર રહીશ." અનન્તે કહ્યું.

"છતાં હઠ નહિ છોડે!"

"આ હઠ નથી."

"ભલે, તું હઠ ના કહે પણ છે હઠ."

પરિણામે અનન્તે બારડોલી છોડયું. મિત્રોની મદદથી ખાનગી શિક્ષણો રાખ્યાં. કમાતો ગયો અને ભણતો ગયો એમ તે સ્નાતક પદવી પ્રાપ્ત કરી શકયો. ઘણીવાર એના મનમાં થતું હતું કે ડૉકટર થયો હોત તો ઠીક થાત. પણ એના દુરાગ્રહી સ્વભાવને અનુસરી હવે પાછું પગલું ભરવાનો એણે વિચાર માંડી વાળ્યો હતો. એની માતાના અનેક કાગળો આવતા ત્યારે એ બારડોલી જતો બે ચાર દિવસ રહી પાછો મુંબઈ આવતો. એની માતા સુરમા સ્વભાવે મૃદુ અને પોચા દિલની હોવાથી રામચરણની આગળ અનન્ત માટે કાંઇ દલીલ કરી શકી નહોતી. અનન્ત આવતો, પિતાને મળતો, પિતા એની સાથે એના અભ્યાસ સંબંધી કોઇ જાતની વાત છેડતા જ નહિ. અનન્તને અતડું લાગતું. અનેકવાર થતું કે પિતાને પગે પડી ક્ષમા માગું પણ દુરાગ્રહી સ્વભાવ તેની વૃત્તિને ફેરવી નાંખતો. કોઇ મહેમાન આવ્યો હોય તેનું પિતાનું વર્તન જોતાં ઘણીવાર અનન્તને ખેદ થતો. પણ હવે તક ગઇ.

અનન્ત ખાનગી નિશાળમાં શિક્ષક થયો. બે વર્ષ રહી એમ. એ. થયો. માતાને એ સંબંધી પત્ર લખ્યો. પિતાને લખ્યો. પિતાએ ઉત્તર ન આપ્યો. પુત્ર એમ એ. થતાં માતા હર્ષઘેલી બની. એને હવે પરણાવવો જોઇએ એમ તે લાગ જોઇ, તક સાધી, અવરનવર રામચરણને કહેતી.

"આપકર્મીને પિતા પરણાવતો નથી." ટૂંકો ઉત્તર રામચરણ વાળતો.

"આ તમારો દઢાગ્રહ નથી?" એક દિવસ સુરમા હિંમત કરીને બોલી.

રામચરણની આંખો ક્રોધથી લાલ બની ગઈ. પણ ગમ ખાધી. એને નવાઇ લાગી કે કોઈ દિવસ નહિ ને આજે સુરમાએ આ પ્રમાણે એને કહેવાની હિંમત કેમ કીધી હશે? જરૂર જ માતાની વત્સલતાનું પૂર પૂર જોરથી વહેતું હતું.

"તમારામાં દઢાગ્રહ નહોત તો અનન્ત હઠીલો ન થાત." સુરમાએ બીજી હિંમત કીધી. રામચરણે જવાબ ન દીધો.

"વિવાહ કરવા વિષે એને પત્ર લખું?"

"તારો વિવાહ એ કબૂલ રાખશે?" રામચરણે સીધો પણ ઊંડો પ્રશ્ન પૂછયો.

સુરમા વિચારમાં પડી ગઈ. એને ખબર નહોતી કે અનન્તનો સ્વભાવ જરા વિચિત્ર છે. યુવાનોના વાતાવરણમાં રહેલો, પસંદગીનાં લગ્નના વાતાવરણના સંસ્કારોથી રંગાયલા કાનવાળો પુત્ર માતાની પસંદગી માન્ય કરશે કે કેમ એવો એને વિચાર માત્ર પણ આવેલો નહિ.

"કેમ! બોલી નહિ?"

"એને પૂછાવી જોઉં"

"હા. બાકી હોય તો તું પણ લ્હાવો લઇ લે."

સુરમાએ અનન્તને પત્ર લખ્યો. અનન્તે ટૂંકો જ ઉત્તર વાળ્યો કે મારી પાસે અમુક મૂડી થાય, મારી અંતરની ધગશ પૂરી પડવા માંડે પછી તમને સંતોષ આપવા તત્પર થઇશ. સુરમા રડી હતી. પુનઃ અનન્ત મળ્યો ત્યારે પણ એની આંખનાં ભીનાં આંસુ એણે જોયાં હતાં. માતાને એણે મીઠા શબ્દોમાં ધીરજ

આપી હતી. રામચરણે જોયું હતું કે અનન્તનો દઢાગ્રહ કાંઇ મોળો પડયો હતો પરન્તુ હજી તે નમી પડે એમ નહોતું. આથી તેણે પોતાના નાના પુત્ર વિરંચિ પર વિશેષ ધ્યાન આપવા માંડયું હતું.

અનન્ત કેદારનાથને ત્યાં નોકરીએ રહ્યો તેની ખબર તેણે તેજ દિવસે પોતાની માતાને કરી હતી. માતાને ધીરજ આપી હતી કે હવે સ્થિર નોકરી મળવાથી પોતે વહેલો પરણી માતાને સંતોષ આપશે. કદાચ પિતાને પણ સંતોષ આપવા સમર્થ બનશે. આનો અર્થ સુરમા સમજી નહિ. રામચરણે સમજ્યો નહિ કેમકે અનન્તે તો માતાને આશ્વાસન આપવા પૂરતું જ લખ્યું હતું. એ પણ સમજતો ન હતો કે પોતે શું લખે છે. વિધાતા કોઈ કોઈ વાર અજાણ્યે આવાં વાકયોનો ઉચ્ચાર કરાવે છે અથવા તે વાકયો લખાવે છે.

અનન્તે જે ચાર વર્ષો મુંબઇમાં મુશ્કેલીમાં ગાળ્યાં હતાં તે વર્ષોમાં માનસિક પરિશ્રમને પહોંચી વળવા તેણે દરરોજ "બોમ્બે જીમ્નેસ્ટિક ઇન્સ્ટીટયુટમાં જઇ કલાકનો વ્યાયામ કરવાનો નિયમ કીધો હતો. આથી એનું ખીલતું શરીર મજબૂત બન્યું હતું. ઊંચાઇ વધી હતી. મોંઢા પર તેજ આવ્યું હતું. પ્રથમ જોનારને તેની મુખમુદ્રા આકર્ષક લાગતી નહિ. કોઇનું તે વાસ્તવિક ધ્યાન ખેંચી શકતી નહિ પરંતુ જેમ જેમ એની સાથે પરિચય વધતો તેમ તેમ તે મનોહર અને અસરકારક રીતે આકર્ષક લાગતો.

અનન્તને ઠરવા માટે એક બે અનુભવો થયા. એને લાગ્યું કે પિતાનું કહેવું સર્વથા ખોટું ન હોતું. કેવળ સાહિત્ય પર મનુષ્ય જીવી શકતો નથી તેમજ અન્યને જીવાડી શકતો નથી. એમ જીવવાની ને જીવાડવાની યોજના ઘડનાર હાંસીપાત્ર થાય છે પરંતુ સાથે સાથે ભૂખે મરે છે. મિત્રો કયાં

સુધી [illegible] કરે ? વસ્તુતઃ અનેક વખત પીઠ ઠોકનાર તથા એને માટે નાણાં ખર્ચવા વચન આપનાર મોહનને એના પિતાએ ધંધાને અંગે સોલાપૂર મોકલ્યો. ધંધો મોહનને માથે પડયો. અનન્ત મૂંઝાયો પણ આ હકીકત પિતાને ન જણાવતાં નોકરી મળવાનો આણુમાં સંભવ લાગવાથી તે આણુ ગયો હતો અને જે હકીકત તેણે કેદારનાથને જણાવી હતી તે બની હતી.

અનન્તની દ્રષ્ટિએ કેદારનાથ પડતાં જ તેણે એને માટે ઉચ્ચ અભિપ્રાય બાંધ્યો હતો અને તેના હૃદયે કહ્યું હતું કે કોઇ પણ શરતો સ્વીકારી તું અહિં નોકરી લઇ લે જે. પરિણામે અનન્તને જાણે વિધાતાએ જ સહાય કરી હોય તેમ તે ત્યાં ગોઠવાઇ ગયો હતો.

જે દિવસે કેદારનાથ સાથે મુલાકાત થઇ તેના બીજે દિવસે સવારમાં નવ વાગે અનન્ત અજયવિલામાં આવી ગયો હતો, કેદારનાથે એક બે પત્ર લખાવ્યા હતા. અનંત થોડુંક ટાઇપરાઈટીંગ શીખ્યો હતો. એટલે એણે એ પત્રો છાપીને આપ્યા. બાદ તે વખતે, વિશેષ કામ આપવાનું કેદારનાથને યોગ્ય ન લાગવાથી ગંગાનાથ જોડે તેની ઓળખાણ કરાવી, અન્ય કુટુંબીજનો સાથે પિછાન કરાવવા ગંગાનાથ સાથે અનંતને તેણે મોકલ્યો. કુટુંબીજનો પર અનંતની સારી છાપ પડી.

અનન્ત ઑફિસમાંથી બંગલામાં દાખલ થતો હતો. અનન્તનું બારણામાં પેસવું અને સામું શાશ્વતીનું આવવું. અનન્તે સસ્મિત 'નમસ્તે' કર્યું. શાશ્વતીએ સસ્મિત 'નમસ્તે' ઝીલ્યું. અનન્તે શાશ્વતીને જવા માર્ગ આપ્યો. શાશ્વતીએ તે લાભ લીધો ન લીધો એટલામાં ઘરરર કરતી મોટર બંગલાના ઓટલા આગળ આવીને ઉભી રહી. અનન્તે પાછું ફરી જોયું. શાશ્વતી મોટર તરફ ગઇ. મોટરમાંથી હસમુખી લાવણ્યની પાંખે ઉડતી અસ્થિર તારલીને ચમકાવતી એક કોમળાંગી ઉતરતાં અનન્તે જોઇ. ક્ષણભર એનાં નયન ભેગાં થયાં. અનન્ત ચાલ્યો ગયો.

"કેમ વત્સલા! એકલી? શાશ્વતીએ જરા સાશ્ચર્ય પણ સખેદ પૂછ્યું.

"મેં તને કહ્યું હતું જ ને! એનું મગજ ઠેકાણે નથી." વત્સલાએ ઓટલા પર આવી જતાં કહ્યું. શાશ્વતી ક્ષણભર ઉભી રહી, જમીન તરફ દ્રષ્ટિપાત કરી વત્સલાનું મુખ નિહાળવા લાગી.

"મારી ચિઠ્ઠી તો ઠીક, પણ ફોઇબાના સંદેશાનો પણ અસ્વીકાર!" શાશ્વતીએ ખેદયુકત અવાજે કહ્યું.

"કોણ કોણ આવ્યું છે?" વત્સલાએ પૂછ્યું.

"એના સિવાય બધાં જ."

"હં."

"એ બધાં કહે છે કે એ નહિજ આવે. હું કહેતી હતી કે આવશે જ. એથી તારી મોટર જોતાં હું નીચે વહેલી વહેલી આવી."

"એ કોણ ?" અંદર ફરતા અનન્તને જોતાં વત્સલાએ કહ્યું.

"કેદારભાઈના નવા સેક્રેટરી. આજથી આવ્યા છે." શાશ્વતીએ કહ્યું.

"મેં કાંઈ એમને જોયા છે. હશે."

બંને જણાં વાતો કરતાં જમણી બાજુના ઓરડામાં ગયાં.

"શાશ્વતી ! તું હારી." મંજુલાએ કહ્યું.

"હું તો કહેતી જ હતી" ઉષા બોલી ઊઠી.

"એતો પ્રેમની પીડા. કહ્યું છે ને કે "પ્રેમની પીડા તે કોને કહીએ–" ઊર્મિલા ગણગણી.

"કેમ ! તને પણ તાલાવેલી લાગી છે કે શું ?" વત્સલાએ બેસતાં હસતાં હસતાં કહ્યું.

"તમે બધાં જાણે આનંદ પામતાં હો તેમ વાતો કરો છો પણ વિલાસે લીધેલો આ માર્ગ તમને બધાંને ગમે છે ખરો ?" જરા આવેશમાં આવી ખુરસી પર ટટાર થતી કેતકી બોલી ઊઠી.
"તારી બેન જ છે. વત્સલા ! બોલ, તુંજ બોલ, જોઉં."

"ચાલો, કેતકીએ કાંટા ભોંકવા માંડયા." ઉષા બોલી.

"કાંટા હોય કે મોગરા હોય. સાચું કહો જોઉં ? હું તો ગુણસુંદરીમાં વિલાસનાં છોડીઆં ફાડી નાખવાની છું. થાય તે ખરી. એનું દિલ કેવું, મન કેવું, વિચાર કેવા, વૃત્તિ કેવી, સંસારની ભાવના કેવી ! કેવળ સ્વાર્થ, સ્વાર્થને સ્વાર્થ ! અને તે પણ આવો આંધળો સ્વાર્થ ! ! પોતાના સ્વાર્થ ખાતર બિચારી નલિનીનું દિલ કાપી કાપી કટકા કરી કકળતા તેલમાં કકડાવી કાકડી કરી નાખવું એ તે કાંઈ સ્ત્રીનું હૃદય કહેવાય ! !" કક્કાના પ્રાસ કાયમ રાખવા પ્રયાસ કરતી કેતકી કકળી ઊઠી.

એના કકળાટની કાંઈક અસર થઈ. ઉષા, ઊર્મિલા અને મંજુલા જરા ગંભીર થયાં.

"નલિનીના મારા પરના પત્ર વાંચો તો ખબર પડે ખબર. નલિનીની દશામાં મૂકાઓ તો ભાન થાય ભાન. આતો પારકે ભાણે ટીકા છે. એ તો સારું જ થયું છે કે એણે પોતાની સુરત દેખાડી નથી. બાકી આપણે તો ઝામી જાત." કેતકીએ કહ્યું.

"પણ અમે ક્યાં કહીએ છીએ કે વિલાસ ડહાપણનું કામ કરે છે!" મંજુલાએ કહ્યું.

"હા. તે જ વાત છે ને. જો નલિની મોહનલાલને પરણી વરસ છ થયાં. એ બેનાં લગ્ન તો હજી મારી આંખ આગળ તરે છે. હું બડાશ મારું છું એમ તમને લાગશે પરંતુ ખરું પૂછો તો એ લગ્ન કરવા મેં નલિનીને અનેકવાર ના કહી હતી. કેમકે મોહનલાલનું ચિત્ત અતિ ચંચળ છે એમ મને પહેલેથી જ લાગ્યું હતું." કેતકીએ કહ્યું.

"એ શા પરથી?" શાશ્વતીએ પૂછ્યું.

"શા પરથી? પાંચેકવાર તો મને પરણવા સમજાવવા આવ્યા હતા. મેં તો કહી દીધું હતું કે મારે તો પરણવું જ નથી" કેતકીએ બાફી નાખ્યું.

"ઓહો!" તાળી પાડી ઉષા બોલી ઊઠી.

"એમાં તાળી શું પાડે છે? કેટલીકવાર આપણાં ભોળ-પણનો લાભ પુરુષો કેવી રીતે લે છે તેનો દાખલો આપું. કોણ જાણે ક્યાંથી એને ખબર પડતી કે હું ક્યારે અને ક્યાં બહાર જવાની છું. હું જ્યાં જાઉં ત્યાં એ હોય જ. એની હસતી નજર સદાયે મારી તરફ. મને બોલાવવા અનેક યુક્તિઓ અજમાવી હશે." કેતકીએ કહ્યું.

"એક બે તો કહે." ઊર્મિલાએ આંખ મચકાવતાં કહ્યું.

"તું ભલેને ઠઠ્ઠા ગણે. પણ—"

"કેમ અચકી ગઈ."

"નહિ. આવા હરામખોરોનાં ચારિત્ર્ય પર ટીકા કરવી ઠીક જ નથી." કેતકી ગંભીર થઈ ગઈ.

"આ ખોટું. આમ રિસાઈ જાય તે સારું નહિ. હજી આપણામાંનાં બે ત્રણ કુંવારાં છે. તારો અનુભવ કામ તો લાગે." વત્સલાએ કહ્યું.

"તે બીજું શું કરે. આપણે ગાડીની શોધમાં હોઈએ તો પોતે 'વેઇટ કાઇન્ડલી'–જરા મહેરબાની કરી થોભો. એ ગાડીવાળા !" એમ ધમાલ કરે. "બહુ તાપ પડે છે, લેમન મંગાવું." છત્રી ખોલી આપણા માથા પર ધરે. કાંઇ કાંઇ બ્હાનાં શોધે. એ લોકોના ધંધા જ એવા." કેતકીએ કહ્યું.

"મોહનલાલનો એવો જ ધંધો ?" ઊર્મિલાએ જરા કટાક્ષ–ભર્યો અવાજે પૂછ્યું.

"તારો સગો થાય છે ?" કેતકીએ પૂછ્યું.

"ન થતો હોય કે થતો હોય. જે વાત હોય તે ખરી."

"હા. એના એવા જ ધંધા છે."

"તો નલિનીને તેં ચેતાવી કેમ નહિ ?"

"પ્રેમની આંધીમાંથી તે પ્રેમાંધ શું જોવે, મારું કપાળ !" કેતકીએ કહ્યું.

"તેં કેમ સમજાવી નહિ ?"

"એને લાગ્યું કે મારું બોલવું બધું નકામું છે. મેં મારો અનુભવ એટલા માટે જ એને કહ્યો નહિ. પરણ્યા પછી કહેતી હતી કે, જો હું કેવી સુખી છું ?" કેતકીએ કહ્યું.

"ને હવે ?"

"હવે શું ? મને તો એની દયા આવે છે. બે છોકરા અને એક છોકરી અને પોતે."

"પણ મોહનલાલ એને કાઢી મૂકવાનું કહે છે ?" મંજૂલાએ પૂછ્યું.

"તારામાં તો અક્કલ જ નથી. કાઢી ન મૂકે પણ કાઢી મૂકયા જેવું જ થાય કે ની ! આ વિલાસ ઘરમાં દાખલ થઈ પછી ! નલિનીનું કયું માન સચવાય ! ઘરમાં એક નોકરડી જ ને !" કેતકીએ કહ્યું.

"પોતાનાં ભણતરનો ઉપયોગ કરે. કમાય ને પોતાનું તથા પોતાનાનું પોષણ કરે." મંજુલા બોલી.

"આવા હરામખોરો એટલા માટે જ ભણેલી યુવતીઓ શોધે છે. એમને મન પ્રેમ જેવું છે શું ? એ લોકો જાણે છે કે ભણેલી હશે એટલે જરા અસ્મિતાવાળી હશે. આપણે એને અણગમતું કરીશું કે તે ફફડશે અને જૂદા રહેવાની ધમકી આપશે. ભલેને જૂદી રહે. કમાશે ને ખાશે. આપણે છૂટીશું ને નવી મોજ કરીશું અને કદાચ ભણેલી નહિ હોય તો ઘરમાં કામકાજ કરશે ને ખાશે. આવી હલકી વૃત્તિ અને હલકા વિચાર શું તમે વખાણશો ?" કેતકીએ પૂછ્યું.

"તું તો અમને જ બાઝે છે. અમે તો એવાને બરાબર બતાવી દેઈએ. તાકાત નથી નવી ભણેલી કે અભણની કે ઘરમાં પગ મૂકવા હિંમત કરે." ઉષા ગરજી ઉઠી.

"નલિની શું કરવા ઇચ્છે છે ?" શાશ્વતીએ પૂછ્યું.

"શું કરે ! એનો પ્રેમ તો કાચ જેવો સ્વચ્છ છે." કેતકીએ કહ્યું.

"તો પછી ?" શાશ્વતીએ પૂછ્યું.

"એ જ કે કોઇ રીતે વિલાસને આપણે અટકાવી શકીએ તો સારું." કેતકીએ કહ્યું.

"એ જ કરવા જેવું છે. પણ વિલાસ વખત જાય છે તેમ વધારેને વધારે મક્કમ બનતી જાય છે." વત્સલાએ કહ્યું. "તારાથી એ ગભરાઇ એટલે અહિં આવી જ નહિ. બાકી શાશ્વતી અને વિલાસ તો અડયોઅડય, જીગરજાન બહેનપણીઓ અને વળી એને તો એ મારા કરતાં પણ વધુ."

"કેતકી! આપણે આ બાબતમાં પગલાં તો ભરવાં જ જોઇએ. તું જે કરે તેમાં તને સહાય કરવા અમે તૈયાર છીએ." મંજુલાએ કહ્યું, "અત્યાર સુધી અમે આ બાબતમાં ગંભીરપણે વિચાર કર્યો જ નહતો."

"હું તો સીધી સડાક છાપામાં અને માસિકમાં આ બાબત ઉધડો લેવાની છું અને યુવતીમંડળ સ્થાપવાની છું. આવા યુવકોના દોરદમામ ખુલ્લા પાડવાની છું. જેઓ મારી સાથે જોડાવા ઇચ્છતાં હોય તે તૈયાર થાય." કેતકીએ સંભળાવી દીધું.

"તારી ફોઇબા આ વાત જાણે છે?" ઉર્મીલાએ શાશ્વતીને પૂછયું.

"થોડુંઘણું"

"એ શુ કહે છે?"

"ફોઇબા! ફોઇબા બોલાવે છે." એકાએક અલીન્દ્રાએ આવી વાતમાં ભંગાણ પાડયું.

"ફોઇબા! ફોઇબા બોલાવે છે એ શું? હેં અલી!" વત્સલાએ અલીન્દ્રાને આઢણીથી પકડતાં પૂછયું.

"એ-એ એજ. ફોઇબા એટલે ફોઇબા-બા-ફોઇ નહિં. સમજ્યાં? ચાલો બધું ટાઢું પડી જાય છે." અલીન્દ્રાએ કહ્યું.

"ટાઢું?" વત્સલાએ પૂછયું

"ચાલો" શાશ્વતી ઉભી થઇ. બધાં ઉભાં થયાં.

"શું બનાવ્યું છે?" વત્સલાએ અલીન્દ્રાને ઝાટી કરતાં પૂછયું.

“ જુઓ. હમણાંથી કહી દઉં તો મ્હોંમાં પાણી છૂટે.”

અલીન્દ્રાએ વત્સલાનો હાથ પકડી જતાં જતાં કહ્યું. સર્વે બાજુના ઓરડામાં ગયાં.

આ ઓરડામાં સાદી ગાદીવાળા ત્રણ બેઠકના સોફાઓ ગોઠવાએલા હતા. બધું મળીને અઢારથી એકવીસ જણની જગ્યા હતી. શાશ્વતી અલીન્દ્રાની બેનપણીઓ મળી આઠ જણ હતાં. વિલાસ આવી નહોતી. બધાં બેઠાં.

“ કેમ, ગંગાનાથ નથી ? ” વત્સલાએ પૂછ્યું.

“ ના, છે ને.” શાશ્વતીએ જવાબ દીધો.

“ અમને તે બધાં આવશે તોજ ગમ્મત આવશે. ફોઇબા, બા, અજયભાઇ બધાંને બોલાવ.” વત્સલાએ કહ્યું.

“ આવશે. બધાં જ આવશે. કેદારભાઈ આજે આપણી સાથે જ બેસશે.” શાશ્વતીએ કહ્યું. “ભાઇ !” શાશ્વતીએ બૂમ મારી.

“ ચાલો ” અંદરથી કેદારે જવાબ દીધો.

“ ગંગાનાથ ભાઈ ! ” શાશ્વતીએ બૂમ મારી ! “ અજય ! ”

પહેલો અજય આવ્યો. પછી ગંગાનાથ અને પાછળ અનન્ત આવ્યો. મંડળ ભરાવા માંડ્યું.

“ કેમ ! ગંગાનાથજી ! તમે બહુ માન માગો છો ? ” વત્સલાએ કહ્યું.

“ બહુ માન તો—તો—તમને બધાંને. ” ગંગાનાથે બેસતાં કહ્યું.

“ તમે સ્ત્રી બહુ—સન્માનમાં માનો છો ? કે સ્ત્રી—લઘુ—સન્માનમાં ? ” વત્સલાએ પૂછ્યું. મંજુલા વત્સલા સામે જોઇ રહી.

“ તમને સ્ત્રી શબ્દ પસંદ છે ? ” ગંગાનાથે વળતો પ્રશ્ન કર્યો.

" તમે પુરુષોએ અમને એ શબ્દ આપ્યો પછી શું કરીએ ? " વત્સલાએ મૃદુ અવાજે જવાબ દીધો.

" એ તો કોણ જાણે છે ? " શાશ્વતીએ કહ્યું.

" હવે અહિં પણ કોઈબાપણું ? ભત્રીજા હારી જાય એવા નથી હો ! " વત્સલાએ સકટાક્ષ દ્રષ્ટિ–સ્મિત ફેંકતાં કહ્યું.

" અમે તો તમારાથી હાર પામવામાં જ વિજય માનીએ છીએ. આ જમાનો તમારો જ છે. તમે બધી દેવીઓ અને અમે તમારા પૂજારીઓ. તમે સર્વના ચરણ સ્પર્શ કરવા યોગ્ય. ચરણામૃત હવે તમારાં પીવાનાં. " ગંગાનાથ બોલ્યો. કેદારનાથે ગંગાનાથ સામે જોયું. કેદારનાથ અને વસુમતિ આવ્યાં. પાછળ નંદકુંવર પણ આવી.

" એટલે તમે સ્ત્રી પૂજા શરૂ કરી ? " વત્સલાએ માર્મિક દૃષ્ટિ ફેંકી.

" સ્ત્રી શબ્દ મને બીલકુલ પસંદ નથી. "

" કેમ ? " મંજુલાએ પૂછ્યું.

" કેમ ? " એકાએક મંજુલાના અવાજથી કાંઈક ચમકતાં ગંગાનાથ બોલ્યો.

" સ્ત્રી શબ્દમાં કાંઈક બાયલાપણું, સ્ત્રીઓનું હલકાપણું, ડરપોકપણું સૂચવાય છે માટે. "

" તો બૈરી કે ઓરત એ શબ્દ પસંદ હશે. " ઉર્મિલાએ ટીકા કરી.

"ના, બેન. એમાં તોછડાપણું દેખાય છે. "

" તો વીરાંગના ?" કેતકીએ પૂછ્યું

" બધી જ વીરાંગનાઓ છે ? વીરાંગના શબ્દમાં મને વારાંગનાની ગંધ આવે છે." ગંગાનાથે જરા કંટાળાભર્યું સ્મિત કરતાં કહ્યું.

અનન્તથી હસી દેવાયું. કેદારનાથ પણ હસ્યો. બધાં એક વખત અનન્ત અને બીજી વખત કેદારનાથનું મ્હોં જોવા લાગ્યાં.

મા'રાજ ટીપોઈ ઉપર ખાવાનું મૂકવા લાગ્યો.

"કેમ! હસવું આવ્યું ?" શાશ્વતીએ પૂછ્યું.

"અનન્તકુમાર અર્થ સમજાવશે." ગંગાનાથે કહ્યું.

"હા જી. સમજાવત. પરન્તુ એ મહાકઠિન કાર્ય છે." અનન્તે કહ્યું.

"પણ ગંગુભાઇના બોલવાનો અર્થ જ સમજાવવાનો છે ને!" શાશ્વતીએ તેના સામે સ્થિર મીઠી દૃષ્ટિ નાખતાં કહ્યું.

અનન્તને અર્થ સમજાવવા ઇચ્છા નહોતી. પણ કોણ જાણે કેમ તે એકાએક બોલ્યો.

"ક્ષમા કરશો. અત્યાર સુધી કહેવત ચાલી આવી છે કે સ્ત્રીની બુદ્ધિ પાનીએ છે, પણ હવે એ કહેવત બદલાશે અને સ્ત્રીની બુદ્ધિ મસ્તકે એવો પ્રયોગ થશે એમ લાગે છે." અનન્તે કહ્યું.

કેદારનાથ તથા વસુમતિ અનન્ત સામે જરા કુતુહલથી જોવા લાગ્યાં.

"એ શું ?" કેતકીએ એકાએક પૂછ્યું.

"સમજાવું. અત્યારસુધી સ્ત્રીઓ ઘણું ખરું વસ્ત્રાલંકાર સજી પગની પાની જોતી. એનું સમગ્ર ધ્યાન એના પર રહેતું. લુગડું ક્યાં સુધી પહોંચ્યું. પગનાં લંગર કેવાં દેખાય છે, વિગેરેમાં. હવે એ જમાનો ગયો. હવે તો માથાના વાળ કેવા હોળાયા છે ? ક્યાંથી વાંક લીધો છે ? માથાની પીનો ક્યાં ખોસવી, સેંથી કેવી પડી ? સ્નો કયો લગાડવો ? કાને શું, કેવી રીતે પહેરવું ? અને એક પગલું આગળ વધો તો હોઠ રંગ્યા છે કે નહિ ? ગાલે લાલી લગાડી છે કે નહિ. એમ એમ–"

"શાબાશ. અનન્તનાથ! તમે તો મારા સૂત્ર ઉપર જબર ભાષ્ય કર્યું. ટૂંકમાં વારાંગના એટલે નૃત્ય અને ગાનથી રીઝવનારી, ઠઠારો કરનારી સ્ત્રીનું વીરાંગના શબ્દથી ભાન થઇ જાય છે એમ મારું કહેવું યથાર્થ ઠેરવ્યું. અહાહાહાહા!" ગંગાનાથે અનન્તની પીઠ ઠોકી.

'ત્યારે પિકેટીંગ કરવામાં, લોકોને સત્યાગ્રહનું શૂર ચઢાવવામાં અમે વીરાંગનાઓ નહિ, વારંગનાઓજને?" કેતકીએ પૂછ્યું.

"ના. બહેન. એવું નથી. જો સ્ત્રીઓ વીરાંગના હોત તો તમારી સખી સહાધ્યાયિની નલિની બહેનને આવો ગુંચવણનો વખત આવત જ નહિ. સ્ત્રીઓ જો વીરાંગના હોત, તો પુરુષોને આકર્ષવાના ડોળ દમામ કરત જ નહિ. પ્રભુએ જે સૌન્દર્ય બક્ષ્યું છે તે જાળવી તેને કૃત્રિમતાના ઓપ આપી બીજી અનેક સજાવટથી પુરૂષોનાં દિલ હરવા કોશીષ કરત જ નહિ." ગંગાનાથે કહ્યું.

"અમે બધાંજ એવાં છીએ?" કેતકીએ ખેદદર્શક અવાજે પૂછ્યું.

"નહિસ્તો. તેથી વીરાંગના શબ્દ સામાન્ય સ્ત્રી જાતિ સૂચક નથી."

"તો કયો શબ્દ તમે સૂચવો છો? શ્રીમતી?"

"ધનવાન સ્ત્રીઓ માટે તે યોગ્ય છે." ગંગાનાથે કહ્યું.

"તો વ્યાપક શબ્દ કયો?"

'એની જ શોધમાં છું.' ગંગાનાથે ઊડાવ્યું. "છતાં અનન્તકુમાર સૂચવશે એટલે તમને સમજાશે."

"આપે તો ફરીથી મને મહાસાગરમાં નાખ્યો!" અનન્તે ગંગાનાથ તરફ સ્મિતભર્યું કટાક્ષ ફેંક્યું. "પરન્તુ મારી વિચિત્ર જિવ્હા કાંઇક વિચિત્ર બોલશે અને આપણાં મહેમાનોને મારૂં બોલવું રૂચિકર નહિ નીવડે."

"રૂચિકર બોલવું એતો ખુશામત કહેવાય." શાશ્વતીએ કહ્યું.

"પણ **सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्** એવું વિધિ વાક્ય છે ને." અનન્તે તેના સામે જોતાં સ્મિત કરી કહ્યું.

"ફોઇબા ! જરા આવશો ? ભાઇ ! તમે પણ." વત્સલાએ ઊભાં થઇ જતાં કહ્યું." "જરા કામ છે."

કેદારનાથ તથા વસુમતિ ઊઠીને વત્સલાની સાથે ગયાં.

"તમે ચર્ચા કરો. હું હમણાં બે શબ્દો કહીને આવી." વત્સલા બોલતી ગઈ.

"હું કાંઇ નહિ. અહિં કોઇ વીરાંગના નથી. કોઇ વારાંગના નથી. આપણે રાક્ષસ નથી. હં જરા, ભેજામાંથી કાંઇક બતાવો." ગંગાનાથે અનન્તને પ્રોત્સાહન આપ્યું.

"હા બોલોને. અમને તો મઝા પડે છે. કેતકીએ હમણાં નવો જ લેખ લખવાનો વિચાર કીધો છે તેને અનુકૂળ પડશે." ઉર્મિલાએ કહ્યું.

"સ્ત્રીને હું એક પ્રકારની અજબ શકિત માનું છું. કેળવાયેલી હોય યા ન હોય. ભણેલી હોય યા ન હોય. કોઈ પણ સ્ત્રીમાં—સરાસરી સ્ત્રીમાં—અમુક અજબ શકિત છે જ. પુરૂષને એ શક્તિને વશ થવું પડે છે. માટે મારા મને સ્ત્રીને બદલે 'શકિત' શબ્દ વાપરવો જોઇએ." અનન્તે કહ્યું.

"ફક્કડ કહ્યું કેમ ! શાશ્વતી બા ! ખરૂં ને ! આનું નામ ભેજું મેમદાવાદી ઘીનું બદામ પીસ્તાવાળું દાણાદાર મજગ—મગજ. અહાહાહાહા—" ગંગાનાથના હસવાથી ઓરડો ગાજી રહ્યો. બધાંએ સ્મિત કીધું.

"તો પછી પુરૂષને માટે કાંઇ બદામ પિસ્તાની ઘારી જેવું કાંઈ છે ?"

શાશ્વતીએ પહેલી વાર જ ભત્રીજાનું અનુકરણ કર્યું.

અનન્તે સ્મિત કીધું.

"એવી ધારી તો મારી સમક્ષ મારી નજરને આકર્ષી રહી છે. એ મ્હોંમાં જાય પછી મગજમાં ઉતરે અને મગજ કામ કરે." અનન્તે કહ્યું.

વત્સલા, કેદારનાથ અને વસુમતિ આવી પહોંચ્યાં.

"કેમ ! શો નિર્ણય થયો?" વત્સલાએ પૂછ્યું.

"સ્ત્રી માટે 'શક્તિ' શબ્દ વાપરવાનું આ કમાલ ભેજાએ સૂચવ્યું છે." ગંગાનાથે કહ્યું.

"હા. અને પુરુષ માટે ?" વત્સલાએ બેસતાં પૂછ્યું.

"લો, એનો. ચાલો, શરૂ કરો." વસુમતિએ કહ્યું.

"હવે ફોઇબાએ આ બદામપીસ્તાંની ધારીનો ગ્રાસ કરવાની મંજુરી આપી છે એ ગ્રાસથી અનન્તકુમારનું મગજ ખગ્રાસ થતાં 'ટીપાન'નાં સ્વચ્છ સ્નાનથી શુદ્ધ બની કાંઈ ઓર રંગનો ચમકારો આપશે. ચાલો, ઝોકાવો." ગંગાનાથે કહ્યું.

"એક મિનિટ. બહેન શાશ્વતીને અમે સર્વે આજે અભિનંદન આપીએ છીએ. એ હવે સત્વર એમ. બી. બી. એસ. થઈ જાય અને પછી પ્રભુતામાં પગલાં સત્વર માંડે એમ અમે સર્વે ઇચ્છીએ છીએ." વત્સલાએ કહ્યું.

શાશ્વતીનું હૃદય ધડકતું હતું. અચાનક એની અને અનન્તની દૃષ્ટિ ભેગી મળી. છૂટી.

"પ્રભુતામાં પગલાં વહેલાં મંડાય એવો હું સુધારો મૂકું છું." ઉર્મિલાએ કહ્યું.

"અને અનન્ત લોકસેવા કરવા એ શક્તિને શક્તિ પૂર્ણ મળે એવું હું ઉમેરું છું." મંજુલાએ હસતાં કહ્યું.

"ચાલો, સુધારા વધારા પસાર." તાળી પાડતાં ગંગાનાથે કહ્યું.

અનન્ત સ્થિર દૃષ્ટિએ પોતાના પગ સામે જોઇ રહ્યો. "અનન્ત લોકસેવા!" શબ્દો તેના મગજ પર ગણગણાટ કરી રહ્યા.

"એ બધા સુધારા વધારા અમલમાં મૂકાવવા તમો બધી બહેનો—"

"ના, ફોઈબા! શક્તિઓ." અલીન્દ્રા ટહુકી.

"—શક્તિઓનો" સ્મિત કરતાં અલીન્દ્રા તરફ જોતાં વસુમતિએ કહ્યું, "સહકાર જોઇએ અને તે અવશ્ય મળશે જ." પછી બધું ઠીકઠાક થઇ જશે. "ચાલો, લ્યો. ઠંડુ પડી જશે."

બધાંએ ખાવું શરૂ કર્યું.

"લ્યો, અનન્તકુમાર." ગંગાનાથે અનન્તને કાંઈ અનન્ત ધ્યાનમાં બેઠેલો જોતાં કહ્યું.

અનન્ત સફાળો સ્વસ્થ થયો. એણે સ્મિત કીધું.

"હાજી. લઉં છું ને."

થોડીવાર બધાંએ ખાધું.

"કેમ! અનન્તકુમાર! કાંઈ વીજળી ચમકી કે નહિ?" ગંગાનાથે પૂછ્યું.

"ક્યાં? વાદળ વિના વીજળી શોભે નહિ." અનન્તે સસ્મિત કહ્યું.

"તાપની વીજળી અંધારી રાતે રળિયામણી લાગે હો!" ગંગાનાથે સસ્મિત કહ્યું.

કેદારનાથને નવાઇ લાગી કે ટૂંક સમયમાં અનન્ત અને ગંગાનાથ જાણે વર્ષોના હોય[illegible] તેમ કેમ વાત કરે છે? પણ

તે ગંગાનાથના સ્વભાવથી જાણીતો હતો. એને કોઈ જોડે અજાણ્યું લાગતું જ નહિ.

" ભાઈ! આ તો દિવસ છે. વીજળી ચમકે ક્યાંથી ?" અલીન્દ્રા બોલી ઊઠી.

" એ જ ખૂબી છે, પાવ–" ગંગાનાથે કહ્યું.

" પાછું—" અલીન્દ્રા જરા ગુસ્સે થઈ.

" એ તો અનન્તકુમાર પુરુષો માટે નવો શબ્દ શોધી કાઢે છે તે શોધવાની ધન્ય ક્ષણને વીજળી કહું છું."

" એમાં શું કહેવાનું છે ? હું જ કહી દઉં." અલીન્દ્રાએ કહ્યું. સર્વે કુતુહલથી તેના સામે જોવા લાગ્યા.

" કહે, જોઉં ?" ગંગાનાથે કહ્યું.

" જુઓ, જેમ રાધાની જોડે કૃષ્ણ, લક્ષ્મીની સાથે વિષ્ણુ તેમ શક્તિની સાથે શિવ. કેમ ખરૂંને !" અલીન્દ્રાએ કહ્યું.

" તું તો મોટી ભક્તાણી થઈ ગઈ !" અજય તડુકી ઉઠ્યો.

" તો તમેજ કહોની !" અલીન્દ્રાએ છણકો કીધો.

" શકિત હોય ત્યારે સંચો ચાલે ને સંચો હોય ત્યારે શકિત દેખાય માટે સ્ત્રી તે શકિત અને પુરૂષ તે સંચો." અજયે કહ્યું.

" હા, હા હા હા હા." બધાં સામટાં હસી પડયાં.

" ઠીક પણ કુમાર–સોરી–અનન્તકુમાર ! તમારૂં ફળદ્રુપ ભેજું શું કહે છે ?" ગંગાનાથે પૂછ્યું.

" સૂકાઈ ગયું લાગે છે."

" પણ આ ભાઇ ને આ બ્હેન ! એમાં કોણ ખરું ?"

" બંને ખરાં. શકિત વિના શિવ નહી શિવ વિના શકિત નહિ. એવુંજ સંચાનું."

"વાહ, सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् વાહ. પણ હવે सत्यं ब्रूयात् अप्रियं ब्रूयात् બોલો જોઇએ." ગંગાનાથે હસતાં કહ્યું.

"મારું મગજ મુંઝવાયું છે."

"તો કોકડું ઉકેલો."

"તાર તૂટી જાય તો?"

"સંધાશે."

મા'રાજ ચ્હા લાવ્યા.

"લ્યો, આ ઊની ચ્હા આવી. ચાલો, બોલો."

"કહેવું જ પડશે?"

"હાસ્તો."

"શું કહેવું?"

"જડ, પત્થર ગમે તે બંધબેસતું."

"પત્થર કહીએ તો સ્ત્રીને પુતળી કહેવી પડે, કાચની. જડ કહીએ તો સ્ત્રીને ચેતનતા કહેવી પડે. પણ હમણાં તો હું પુરૂષોમાંના કેટલાકને 'શયતાન' બનેલા જોઈ રહ્યો છું. એથી જ વિચારમાં પડયો છું. એટલે પુરૂષને માટે શબ્દ શોધતાં સંશોધન કાર્યાલયમાં જવું પડશે એમ લાગે છે." અનન્તે કહ્યું.

"મંજુર. પુરૂષને બદલે શયતાન શબ્દ વાપરવો. આપણને એ ગમ્યું." કેતકી બોલી ઊઠી.

"હેં!" ઊર્મિલા સાશ્ચર્ય ચમકી. "કેતકી!"

"તો બીજું શું? મોહનલાલ શયતાન જ છે ને!" કેતકીએ કહ્યું.

વાતાવરણ એકાએક ગંભીર થઈ ગયું. બધાં કેતકીના સામે જોવા લાગ્યાં.

"કયા મોહનલાલ!" એકાએક અનન્તકુમારે પૂછ્યું.

"શયતાન મોહનલાલ." કેતકીની આંખમાં ક્રોધની જ્વાળા ભભૂકી.

"શયતાન તો પુરૂષવાચક શબ્દ છે ને!"

"હા જી. મુંબઈના. મુંબઈ માંડવીના. –કોલેજમાં ભણનારા. અભ્યાસ છોડી દેનારા. ત્રણ સંતાનના પિતા. પત્નીના સાત વર્ષ સુધીના કાયમી પતિ. અત્યારે સોલાપુરવાસી પણ ચાર જ દિવસમાં વડોદરાના પુણ્ય ક્ષેત્રે એક પત્નીવ્રતનું પાપ ધોઈ નાખવા તત્પર બનેલા તીર્થ-યાત્રાળુ." કેતકીએ ભાષા બળ અજમાવ્યું.

"એ–મોહનલાલ!" અનન્તકુમાર ગંભીર અવાજે બોલ્યો.

"હાજી–આપ–આપના–આપના મિત્ર હોય તો ક્ષમા કરજો પણ હું **सत्यं ब्रूयात् अप्रियं ब्रयात्** બોલવાવાળી શક્તિ છું." કેતકીએ કહ્યું.

"મારા મિત્ર હતા. હવે નથી. એની રીતભાતથી. નલિનીબેનને હું સારી પેઠે ઓળખું છું. એ શક્તિ નથી–છે–પણ–પણ સૌમ્ય શક્તિ છે." અનન્તે કહ્યું.

"બહેન! મારે હમણાં તરત બહાર જવાનું છે. ચ્હા પી લેશો? વસુમતિએ કહ્યું.

બધાંએ ચ્હા પીવા માંડી.

"ચાલો, તમે બેસો. વાતો કરો. મારે અને કેદારને જરૂરી કામે જવું છે. શાશ્વતી? બહેનોને એકદમ જવા ન દઈશ. હો. હવે વાત બદલી કાંઈ ગમ્મત કરજો." વસુમતિએ કહ્યું.

"ગંગાનાથ! તારા–"

બારણે મોટરનો અવાજ આવ્યો.

"તારા સ્ટુડીઓમાં આ બ્હેનોને તારી ઉતારેલી ફિલ્મો બતાવ અથવા તો તમે બધાં કાંઈ સંગીતની જમાવટ કરો." કેદારનાથે જતાં જતાં કહ્યું.

"કેમ, કુમાર-ચોરી—" ગંગાનાથ બોલ્યો.

"કુમાર જ કહો. મને એ ઠીક લાગે છે." અનંતે કહ્યું.

"કેમ! કુમાર વ્રત આદર્યું છે?" સસ્મિત ગંગાનાથ બોલ્યો.

"હજી સુધી છે ખરું." સસ્મિત અનંતે કહ્યું.

"શું ગાશો?"

"મને ગાતાં આવડે છે એમ મારા બોલવાથી સિદ્ધ થતું નથી. સંગીત તો શક્તિઓનો પ્રભુદત્ત ઈજારો છે."

"સંગીત નહિ પણ સુરીલો કંઠ." શાશ્વતીએ કહ્યું.

"હાજી. મારી ભૂલ છે." અનન્તે ભૂલ કબૂલી.

"તો ગાઓ."

"ઘોઘરા કંઠનો અવાજ કાકાકૌઆ જેવો લાગે."

"હરકત નહિ. કોયલના પંચમ શ્રવણ કરનારને કેટલીક-વાર સૂરફેર કરવાનું મન થાય." ઊર્મિલાએ કહ્યું.

"બેન! એ વાત ખરી હશે. પણ હું જાણકાર નથી. તાલબદ્ધ ગાઇ શકતો નથી." અનંતે કહ્યું.

"ભલે, ચોતાલો ન ગાશો, બેતાલો ગાઓ." ગંગા-નાથે કહ્યું.

"ચોતાલો તો તાલ છે ખરો પણ બેતાલો તાલ કયો?" અનન્તે પૂછ્યું.

"એમ ત્યારે તમે તાલ જાણો છો એ સિદ્ધ થયું." ગંગાનાથે કહ્યું.

"હાજી. નામ સાંભળ્યું છે પણ એ તાલમાં ગાયું નથી." અનન્તે કહ્યું.

"ચાલો, ત્યારે અહીન્દ્રા ગાશે." શાશ્વતીએ કહ્યું.

"ભાઈ, દિલરુબા વગાડે ને અજયભાઈ તબલાં ઠોકે તો ગાઉં." અલીન્દ્રાએ કહ્યું.

"એમ? એમાં શું?" શાશ્વતીએ કહ્યું.

અલીન્દ્રા નોકર પાસે દિલરુબા તથા તબલાં લેવડાવી આવી.

"અજયભાઈ, તબલાં જોરથી ન પછાડશો. ટપટપ કરજો."

અલીન્દ્રાએ ઝીણા સુરે ગાવું શરૂ કર્યું.

–કાફી–

પીયૂષ–પાન ના ગમે, અમોને,
પીણાં મધુરાં દમે. –પીયૂષ.

વિષના પ્યાલા ભરીભરી દોને,
અંતર–તાપ શમે;

કંઠે ભરાતા વિષના ઘૂંટડે,
હૈયાં અમારાં રમે. –પીયૂષ.

સૃષ્ટિ સકલમાં વિષનાં વ્હેણો,
અમૃત નૌકા ભમે;

વિષ પચાવી આનંદ–ઘેલાં,
ભોજન મિષ્ટ જમે. –પીયૂષ.



મીઠા કંઠ અને આકર્ષક સૂરે ગવાતાં આ ગીતથી વાતાવરણ એકાએક શાંત થઈ ગયું. અલીન્દ્રાની બહેનપણી મુગ્ધા તો તેને વળગી જ પડી.

"ક્યાંથી શીખી! આવું તો તેં કોઈ દિવસ ગાયું જ નથી." મુગ્ધા બોલી. અલીન્દ્રાનાં નયન અને ઓષ્ઠ હસી રહ્યાં.

"બહેન ગંગાનાથની, પછી પૂછવું જ શું?" વત્સલાએ કહ્યું. "અને નામ પણ અલીન્દ્રા એટલે ભ્રમરના મધુર ગુંજારવનું પણ આધિપત્ય ભોગવનારી."

"એ તમારાં આધિ–બાધી મને ન સમજાય. બોલો, તમને કોઈ આધિ છે?" અલીન્દ્રાના બોલવાનો ભાવાર્થ તે પોતે પણ સમજી શકી નહિ.

"ના–ના. આધિ તો નથી પણ ઉપાધિ છે." વત્સલાએ જરા ભોઠાં પડી જતાં કહ્યું.

ગંગાનાથનાં નયનો વત્સલા પર ઠર્યાં.

"હા. ઉપાધિ તો બહેનની. ખરી વાત." ઉર્મિલાએ કહ્યું.

"ચાલો, હવે કોણ ગાશે?" ઉષાએ પૂછ્યું.

"મારી એક દરખાસ્ત છે. મારો બંગલો અહિં પાસે જ છે. થોડો વખત ત્યાં ચાલો." મંજુલાએ કહ્યું. 'કેમ ગંગાનાથભાઇ! આવશો?"

"આપણે તો શકિત–સન્માનના ઇજારદાર છીએ." ગંગાનાથે કહ્યું.

"તો ચાલો, શાશ્વતી !"

"હવે અહિં શું ખોટું છે?" ફેનકીએ પૂછ્યું.

"ખોટું, ખરું એવું કાંઇ છે જ નહિ. સ્થાન ફેર થાય એટલે અનેરી મોજ આવે." વળી, શાશ્વતીનું મારે સન્માન કરવું છે. મારો દર વર્ષનો એ હક છે." મંજુલાએ કહ્યું.

"પણ તું પાછું ખાવાનું લાવે. પેટ પર પોટલો. આપણને એ ન ફાવે." ઊર્મિલાએ કહ્યું.

"અરે પોટલો પણ નહિ ને ઓટલો પણ નહિ ચાલો, ચાલો, જરા બેબી સિનેમાની ફિલમ ચલાવીશું, પિયાનો વગાડીશું?"

"મિયાનો ?" અલીન્દ્રાએ તડુકી ઊઠી.

"મિયાનો નહિ ને બામણનો પણ નહિ. ટચુકડી કાંઇનું કાંઇ બોલે છે, ચાલ, ફોઇબાને હાથ પકડી ખેંચ."

"હું કાંઇ ટચુકડી નથી, બચુકડીએ નથી." અલીન્દ્રાએ કહ્યું.

"તો તું શું છે ?"

"હું તે હું. ચાલો, ફોઇબા ! હં. પણ મંજુલા બેન ! મંજુલભાઇ–"

"ચાલો, ચાલો, અલીન્દ્રા તો બટક બોલું બોલ્યાં જ કરશે." મંજુલાએ બધાંને આગ્રહ કરી ઊઠાડતાં કહ્યું.

બધાં ઊઠયાં.

"ચાલોને અનન્તભાઇ, તમે પણ." અનંતને બાજુના ઓરડામાં જતો જોઈ મંજુલાએ તેને આમંત્રણ આપ્યું.

"હા, બહેન હું આવત પણ સાત વાગના પહેલાં મારે બે જરૂરી પત્રો ટાઇપ કરી પોષ્ટ કરવાના છે. અને સાડા છ થઇ ગયા છે. માટે ક્ષમા કરશો" અનન્ત સસ્મિત નમન કરીને ગયો.

મંડળી પાછલે બારણે નીકળી. અલીન્દ્રાએ પોતાના તોફાની અને અડપલા સ્વભાવને અનુસરી થોડેક જતાં વત્સલાના ચંપ-

લની એડીના ભાગ પર સફાઈથી પોતાના બૂટનો આગલો ભાગ મૂકતા વત્સલાને આંચકો આવ્યો. પડતી બચી. ચંપલની દોરી તૂટી. અલીન્દ્રા ખસી ગઈ. ઠાવકી થઈને ગુલાબનું ફુલ તોડતી તોડતી આગળ ચાલી.

"અલીન્દ્રા! આ શું?" શાશ્વતીએ જરા ઠપકાભરી નજરથી કહ્યું.

"શું! ફોઈબા! હું તો ગુલાબ તોડું છું. લ્યો આ કેવું ફક્કડ છે?" અલીન્દ્રાએ એક ગુલાબ શાશ્વતી આગળ ધરતાં કહ્યું. "કળી છે હો!"

"લુચ્ચી, વાત કેવી બદલે છે! મારું ચંપલ તોડી નાખ્યું અને પછી–" વત્સલાએ અલીન્દ્રાને બાથમાં પકડી લીધી.

"ઓ-ઓ-ઓ મા! આતે તમારો હાથ કે સાણસો?" અલીન્દ્રાએ બૂમ મારતાં કહ્યું.

"ત્યારે ચંપલ કેમ તોડી નાખ્યું?" વત્સલાએ પૂછ્યું.

"તે હું શું કરૂં? તમને ચાલતાં ન આવડયું." અલીન્દ્રાએ વત્સલાની બાથમાંથી છૂટતાં કહ્યું.

"નહિ. એમ નહિ. જે કુંવારૂં રહેવાનું હોય તે એક જ ચંપલ પહેરે." ગંગાનાથે કહ્યું.

"બરાબર, બરાબર. હું તો કુંવારી જ છું એમ તમે કહો છો ની!" તાળી પાડતાં અલીન્દ્રાએ કહ્યું.

વત્સલાથી હસી દેવાયું.

"જોઈએ, હવે એકજ ચંપલે ચાલો." અલીન્દ્રા બોલી. "લાગશે તો ફક્કડ. ગંગાભાઈ! કેમેરા લાવો."

"હવે, જા. મારા ચંપલની બીજી જોડ છે તે લઈ આવ." શાશ્વતીએ કહ્યું.

"મને કોઈનાં ચંપલ નહિ બેસે." વત્સલાએ કહ્યું.

"ન જ બેસે. કુંવારાં રહેવાનાં છે ને." અલીન્દ્રાએ કહ્યું.

"તું કુંવારી રહીશ તો તારે પણ એક જ ચંપલ પહેરવું પડશે હો." વત્સલાએ કહ્યું-

"જરૂરજ. પણ હું તો પરણવાની જ છું." અલીન્દ્રાએ કહ્યું.

"ક્યારે?" ઉઘાડે પગે ચાલતાં વત્સલાએ પૂછ્યું.

"વત્સલા તને વાગશે." શાશ્વતીએ કહ્યું

"ના, ના, મને તો ઉઘાડે પગે ચાલવાની ટેવ છે."

"રામા! આ ચંપલ લઇ જા. ને સંધાવી આવ." શાશ્વતીએ નોકરને બૂમ મારી. નોકર આવી ચંપલ લઈ ગયો.

વાત કરતાં તેઓ કોમ્પાઉન્ડના પાછલા દરવાજા લગી પહોંચ્યાં. વત્સલાને એકાએક ઠોકર વાગી. તેણે ઝીણી ચીસ પાડી. બધાં ચમકીને ઉભાં.

"શું થયું?" શાશ્વતીએ પૂછ્યું.

"કંઈ નહિ."

"ના, લોહી નીકળે છે ને." શાશ્વતીએ વત્સલાના પગના અંગુઠામાંથી લોહી નીકળતું જોયું.

"ઠોકર વાગી."

"કોઇએ સંભાર્યાં હશે." અલીન્દ્રા બોલી ઉઠી.

"આયોડાઇન લગાવો." ઊર્મિલાએ કહ્યું.

"ચાલ." શાશ્વતીએ પાછાં ફરતાં કહ્યું.

"ના, ના. તમે બધાં જાઓ. હું આયોડાઇન લગાવી આવી પહોંચું છું.

"ગંગુભાઈ! તમે જાઓ. એની સાથે."

આગ્રહ થતાં વત્સલાએ ગંગાનાથ સાથે જવાનું કબૂલ કર્યું. ગંગાનાથ અને વત્સલા પાછાં ફર્યાં. બીજાં કંમ્પાઉન્ડમાં નીકળી આગળ ચાલ્યાં.

"ઊભાં રહો. જરા પાટો બાંધી દેવા દો. વધુ વાગે અને 'સેપ્ટીક' થાય તો પાકે." ગંગાનાથે કહ્યું.

"ના, ના. કાંઈ પાકતું નથી. એમ પાકે છે શાનું?" વત્સલાએ આગળ ચાલતાં કહ્યું.

"પણ આ રૂમાલને જરા ભાગ્યશાળી તો થવા દો." ગંગાનાથે એક દૃષ્ટિ નાખી, નીચા વળીને પગના અંગુઠાને બાંધ્યો.

"નકામો રૂમાલ બગાડયો." વત્સલાએ મીઠી દૃષ્ટિએ ઠપકો આપ્યો.

"તમારે ખોડંગતાં ચાલવું પડે છે." ગંગાનાથે કહ્યું.

"હોય. એ પણ લ્હાવો છે."

"હાથ આપું? સહેલાઇથી ચલાશે." જરાક ઉભા રહેતાં ગંગાનાથે પૂછ્યું.

વત્સલાની નજર ગંગાનાથ પર પૂર્ણ ઠરી. એક ક્ષણમાં એક દિવસ વીતી ગયો.

"ટેકો લેવો પડશે?" વત્સલાએ પૂછ્યું.

"ટેકો આપવો એ મારી ફરજ છે." ગંગાનાથે કહ્યું. "તમને જરુર નથી લાગતી?"

"ચાલો," વત્સલાએ ગંગાનાથે લંબાવેલા હાથનો ટેકો લઈ ચાલતાં એક દીર્ઘ શ્વાસ નાંખ્યો.

થોડીવાર બંને ચાલ્યાં. મુગાં રહ્યાં. બંગલાનાં પાછલાં પગથીઆં આવ્યાં.

"જો, જો. પાછી ઠોકર ન વાગે હો!" ગંગાનાથે વત્સલા સામે જોતાં કહ્યું.

"એમ કાંઇ આખો વખત ઠોકર વાગે છે?" વત્સલાએ પગથીઆં ચઢતાં કહ્યું.

"શું થયું ભાઇ" નંદકુંવરે એ બંનેને આવતાં જોઇ પૂછ્યું.

"વત્સલાને ઠોકર વાગી છે. લોહી નીકળ્યું છે. તે જરા આયોડાઇન લગાવવા આવ્યો છું." ગંગાનાથે કહ્યું.

બંને અંદર ગયાં. ગંગાનાથે વત્સલાને પોતાનો ઓરડો બતાવ્યો.

"બેસો. હું આયોડાઇન અને રૂ લઈ આવું." ગંગાનાથ આયોડાઇન લેવા ગયો.

વત્સલા જરા ઉભી રહી. સ્વાભાવિક રીતે એની દૃષ્ટિ એ ઓરડાની નાનકડી લાયબ્રેરી પર પડી. તે પુસ્તકોનાં નામ વાંચવા લાગી.

આ ઓરડામાં ગંગાનાથ વાંચતો. એક ખૂણામાં એનું કબાટ હતું તેમાં પુસ્તકો હતાં. તે કાચનાં બારણામાંથી જોઈ શકાતાં. બીજા નાના કબાટમાં સાતેક કેમેરા હતા. ફીલ્મનાં બંડલો હતાં. ખૂણામાં એને સૂવાનો નાનકડો પલંગ હતો. બારણાની સામે જ એનું 'સ્લેઇટ ગ્લાસ' વાળું ટેબલ હતું. એના ઉપર કાચનો ખડીયો અને કાચનું હોલ્ડર, કાચનું બ્લોટિંગવાળું બ્લોટર હતું. બાજુમાં ગુંદરની શીશી હતી. બે ખુરસી હતી. વત્સલા ખૂણામાં રહેલી આરામ ખુરશી પર બેઠી.

ગંગાનાથ શીશી ને રૂ લઈને આવ્યો.

"દુઃખશે ને ચચરશે હો!" અંગુઠાનો પાટો છોડતાં ગંગાનાથે કહ્યું.

"એમાં શું? તમે આટલી તસ્દી લો છો તે આગળ એ દુઃખવાનો ને ચચરવાનો હિસાબ શો?" વત્સલાએ કહ્યું.

" જો, જો હે. પાટો છોડું છું" ગંગાનાથે ધીમેથી રૂમાલ છોડતાં કહ્યું.

" તમારો રૂમાલ બગડયો."

" ઓહો એમાં શું ! છતાં તમને એ ઠીક ન લાગતું હોય તો તમે બીજો રૂમાલ મને આપજો. હું ખુશીથી લઈશ." ગંગાનાથે એના સામું જોતાં કહ્યું.

" પણ મારો રૂમાલ તો નાનો છે."

" પણ રૂમાલ તો છે ને ! યાદગિરિ તો આપશે ! "

" શેની ?" વત્સલાથી બોલી જવાયું. મુંઝાઈ. ગંગાનાથની દૃષ્ટિએ એની દૃષ્ટિને જકડી લીધી.

" ઠોકરની એક ચંપલે ચાલવાની. તમને ઉપયોગી નીવડવાની તક મળી તેની. હં. જો જો, હો. આયોડાઇન લગાડું છું. કેમ ચચરે છે ને !" વત્સલાએ ન સંભળાય એવી સીસકારી પાડી.

" આનંદ આવે છે." વત્સલાથી અનાયાસે બોલી દેવાયું.

" ચાલો, પાટો જરા સખત બંધાયો છે." શિદતાં ગંગાનાથે કહ્યું.

" હોય." વત્સલાને આખા શરીરમાં ક્ષણભર ધ્રૂજારી થઇ. આયોડાઇનના ચચરાટથી પગમાં ઝમઝમાટ થતો હતો. અંગુઠો પણ ધીમે ધીમે ધ્રૂજતો હતો.

" પાટો નરમ કરું ?" ગંગાનાથે પૂછયું.

" ના રે. એ તો આયોડાઇનનો ઝમઝમાટ છે." સ્મિત કરતાં વત્સલાએ કહ્યું.

" આ શીશી મૂકી આવું." ગંગાનાથ આયોડાઇનની શીશી મૂકવા ગયો.

"તમારા હાથે પણ આયોડાઇન લાગી ગયું છે." વત્સલાએ ગંગાનાથની આંગળી પર આયોડાઇન જોતાં કહ્યું.

"એ તો પ્રસાદી છે." સ્મિત કરતાં ગંગાનાથે કહ્યું.

"એ રૂમાલ લાવો. ધોવરાવી મોકલી આપીશ."

"હું જ રાખી લઉં તો ?"

"મને આપો તો ? હું બીજા રૂમાલ જરૂર મોકલીશ."

"તો જેવી તમારી ઇચ્છા." ગંગાનાથે લોહીઆળો રૂમાલ વત્સલાને આપ્યો. બન્નેની નજર સ્થિર થઇ ગઈ. બંનેનાં હૃદયમાં ઝઝણાટ થયો. બંનેથી અજાણ્યો દીર્ઘ શ્વાસ મૂકાયો. ગંગાનાથ ક્ષણભર ધ્રૂજતે પગલે બહાર ગયો. વત્સલા એના પાછળ જોઇ રહી. ફરી દીર્ઘ શ્વાસ નાખ્યો. ઉભી થઈ. ઉભા થતાં જ એની નજર ટેબલ પર ગઇ. ટેબલ પરનો ફોટો હાથમાં લીધો. બારી તરફ ગઇ. જોવા લાગી. કેટલીક ક્ષણો ગઇ હશે. એકાએક પાછળથી અવાજ આવતાં તે ચમકી.

"એ ચિત્ર ગમે છે ?"

"હું તો ચમકી."

"ધ્યાનભંગ કીધાં તે માટે ક્ષમા માગું. ગંગાનાથે કહ્યું.

"ના, ક્ષમા તો—હં—કાંઇ નહિ. આ ચિત્ર હમણાં જ લીધું ?"

"ના. કેટલોક વખત થયો. મેં મારી મેળે જ સામે કેમેરા રાખી મારો જ ફોટો લેવા પ્રયાસ કર્યો. ફતેહમંદ થયો એટલે મેં અહિં સામે જ રાખ્યો." ગંગાનાથે કહ્યું.

"તમે તમારૂં જ ચિત્ર શા માટે તમારી નજર સન્મુખ રાખ્યું ?"

"હું મને ન ભૂલું તે માટે."

"તમે તમને ન ભુલો—ભૂલો—એ શું ?"

"તો મને ન ભૂલે તેનું ચિત્ર મારે મારી સન્મુખ જોઇએ. મારા વિના મને ન ભૂલે એવું કોણ હોય!"

"હોય."

"મને હજી કોઇ દેખાયું નથી."

"હું આ લઇ જઇ શકું ?"

"એ ચિત્રને બદલે એવું બીજું ચિત્ર મળે તો જરૂર જ લઈ જઈ શકો."

"એવું તે કેવું ?"

"મને ન ભૂલે તેવું"

વત્સલાએ નાજુક ચોકઠામાં મઢેલો ગંગાનાથનો ફોટોગ્રાફ હાથમાં રમતી હેન્ડબેગમાં મૂકી દીધો.

"બેગના અંધરામાં તો એ બિચારો કુટાયાં નહિ કરે ને!" ગંગાનાથે સસ્મિત પૂછ્યું.

"મારી બેગના અંધરામાં તો એથી અજવાળું થયું."

"પણ આ ટેબલપર અંધારૂં થયું."

"કાલે પ્રભાતે અજવાળું થશે."

"જરુરજ !" અનાયાસે ગંગાનાથે વત્સલાનો કોમળ હાથ ઝાલ્યો.

વત્સલાથી મોડી નજર ગંગાનાથ પર નાખી દેવાઇ. નજર નાખતાંજ શ્વાસ નખાયો.

"જરુરજ !" તમે જવાબ ન દીધો. ગંગાનાથે કહ્યું.

"જવાબ દેવો પડે ?"

ગંગાનાથ જોઈ રહ્યો.

"ચાલો, જવાબ મળી ગયો" ગંગાનાથે વત્સલાનો હાથ છૂટો કર્યો. હવે ચાલીશું ?"

"મને તો અહિંજ વધુ ગમે છે."

"તો અહિંજ બેસો. લ્યો." ગંગાનાથે આરામ ખુરશી જરા ખસેડી.

ટેલીફોનની ઘંટડી વાગી.

"મંજુલાનો ફોન આવ્યો હશે. ચાલો, જોઈએ એ શું કહે છે?" ગંગાનાથે જતાં કહ્યું. વત્સલા ત્યાં ઉભી રહી. લોહી-વાળા રુમાલની ગડી કરી બેગમાં મૂકવા લાગી.

"લ્યો. આપણે જવું જ પડશે. મંજુલાનો સત્યાગ્રહ છે. નહિ જઈએ તો માઠું લાગશે." "ગંગાનાથે કહ્યું."

"તો ચાલો. પણ મને તો...ચાલો." અચકાતાં વત્સલાએ કહ્યું.

"બાને પણ તેડી જવાનાં છે. ચાલો." ગંગાનાથે વત્સલાનો હાથ ઝાલ્યો.

વત્સલાને જરા કંપ થયો. ગંગાનાથે હાથ દાબ્યો. બંને બહાર નીકળ્યાં.

"બા! ચાલો."

ત્રણે જણાં મંજુલાને ત્યાં જવા નીકળ્યાં.

"નથી જવું, બેસ અહિં. પૂછું છું તેનો જવાબ આપ. કેમ નથી માનતી ! બોલાવું તારા ભાઈને ? સક્રોધ ઉભા થઇ જતાં મૃદુલાએ પોતાની પુત્રી વિલાસને કહ્યું.

"તે ભાઇ શું કરશે ?" એકાએક પાછી ફરી વિલાસ બોલી.

મા દીકરી સામસામું જોઈ રહ્યાં.

"શું છે ? તમે મા દીકરી આમનાં આમ રોજ કકળાટ કરશો તે કેમ પાલવશે ? મોટી ઉંમરની છોકરી સામે કેમ વર્તવું તેનું તનેય ભાન નથી તો." વેણીલાલે કહ્યું.

"આમતે આમ જ તમે મારો ભાર બોજો ભાંગી નાંખ્યો છે. જ્યારે ને ત્યારે તમને મારો જ દોષ દેખાય છે. છોકરીને ચું પણ કહી શકતા નથી." પટકાઇને ખુરશી પર બેસતાં મૃદુલાની આંખમાં પાણી આવી ગયાં.

"બેસ. વિલાસ જરાક બેસ. તારી માને તરછોડવી એ તારા જેવી છોકરીને માટે સારૂં ન કહેવાય. જોઉં બેસતો." વેણીલાલે ખુરશી પર બેસતાં કહ્યું. વિલાસ મ્હોં મચકોડી બેઠી.

"ગમે તેવી પણ તારી મા છે હો. એને કકળાટ કરાવવો એ ઠીક નહિ." વેણીલાલે કહ્યું.

"ગમે તેવી તે કેવી છું ? એની સાવકી મા છું ? કસાઈ છું ? કેવી છું ?" મૃદુલાની આંખમાંથી બોલતાં બોલતાં આંસુ ટપકવા માંડ્યાં !

"ક્યાં જાય છે ?" વેણીલાલે વિલાસને પૂછ્યું.

" પેલાને મળવા. બીજે ક્યાં જવાની છે." મૃદુલાએ હૃદયનો બળાપો બહાર કાઢ્યો.

" હું એને પૂછું છું ને વચ્ચે તું શું કામ ગરબડાટ કરે છે ? " વેણીલાલે મૃદુલાને ઠપકો આપ્યો.

" તો જુઓ ને ! જવાબ દેવાય છે ! હું કહું તેમાં ફેર જ ન હોય." મૃદુલાએ કહ્યું.

" અરે ના ભાઇ ના. આજે શાશ્વતીનો જન્મ દિવસ છે ત્યાં જતી હશે." વેણીલાલે કહ્યું.

" ત્યાં કાંઈ જાય એવી નથી. મોટર તેડવા આવી તેમાં વત્સલા એકલી ગઈ છે. એણે તો સાવ ઘસીને ના પાડી છે." મૃદુલાએ કહ્યું.

" વારુ."

" તમે વારુ જ કહેવાના."

" ત્યારે બીજું શું કહું ? હું વિલાસને પૂછું છું ને તું પૂછવા દેતી નથી."

" તે આ પૂછોને. હું તો ચોકખું ચટ કહી દઉં છું કે સાડાપાંચના શોમાં પેલાની સાથે એ સિનેમા જોવા જવાની છે."

" તે "પેલો" આવ્યો છે ? "

" ભઇ ! પેલો, પેલો, કહી મોહનલાલનું અપમાન કરવાની કાંઇ જરૂર નથી. બા તો ઠીક, પણ તમે પણ પેલો, પેલો, કહો છો ? એ શું સભ્યતા છે ? " વિલાસને ક્રોધ ચઢ્યો.

" તો તું મારી સાથે તોછડાંઇથી બોલે છે એ તારી સભ્યતા છે ? દીકરી થવાની લાયકાત છે ? એ તારું શિક્ષણ છે ? " મૃદુલાએ ઉંચા અવાજે પૂછ્યું.

" દીકરી કે દીકરો થવાની લાયકાતમાં ગુલામી નથી સમાતી." કરડાકીથી વિલાસે કહ્યું.

"કઇ ગુલામી તેં કીધી તે તો કહે? ઘરમાં કાંઈ કામ કરતી નથી. ઝાડુ કાઢતાં હાથમાં કાંટા ભોંકાય છે. પાણી ભરતાં હાડકાં તૂટે છે. રાંધવા બેસતાં આંખો દુખે છે. કયું કામ ઘરનું કરીને તું ઊંધી વળી ગઇ! એક લટકમટક કરતાં આવડ્યું છે." મૃદુલાએ કહ્યું.

"વિલાસ! શાશ્વતી બેનને ત્યાં કેમ ન ગઈ?" વેણીલાલે મૃદુલાના બોલવા પર ધ્યાન ન આપતાં પૂછ્યું.

"મારે નહોતું જવું."

"એને માઠું નહિ લાગે?"

"લાગે તો તેને હું શું કરું?"

"તો આજે સિનેમા જોવા નહોતું જવું."

"હું સિનેમામાં જવાની જ નથી."

"ત્યારે હમણાં ક્યાં જાય છે?"

વિલાસ નિરૂત્તર રહી. એના મનમાં થતું હતું કે હું ક્યાં જાઉં છું તે પૂછવાનો પિતાને શો અધિકાર છે?

"જોયું? કેવું મ્હોં બંધ થઈ ગયું?"

વિલાસ સક્રોધ મા સામે જોઇ રહી.

"એ તમને નથી કહેતી પણ હું ચોકખુંચટ કહી દઉં છું. મોહન અહિં આવ્યો છે. સાબરમતી લોજમાં ઉતર્યો છે. એને મળવા જાય છે. ને કાલે સવારે એની સાથે મુંબઇ જવાની છે ને થોડા દિવસમાં સિવિલ મેરેજ કરવાની છે." મૃદુલા અત્યંત ઉશ્કેરાઇ ગઇ.

"તને કેમ ખબર પડી?" વેણીલાલે પૂછ્યું.

"કેમ ન પડે? આટલા દિવસથી એને સમજાવ સમજાવ કરીએ છીએ કે તારે એને પરણવાનું નથી. મોહનને એક બૈરી

છે, બે છોકરાં છે, બીજી ન્યાતનો છે. છતાં એ નથી માનતી એટલે મારે બધી જ તપાસ રાખવી પડે છે." મૃદુલાએ કહ્યું.

"આ વાત સાચી છે?" વેણીલાલે વિલાસને પૂછ્યું.

"સાચી જ છે. વાંચો આ કાગળ" મૃદુલાએ એક કાગળ વેણીલાલના હાથમાં મૂક્યો.

"એ કાગળ મારો છે" એકાએક વિલાસે ઊઠી વેણીલાલના હાથમાંથી કાગળ ઝડપી લીધો. વેણીલાલ શાંત રહ્યો. વિલાસની આંખમાંથી અગ્નિ ઝરતો હતો.

"કયા અધિકારે આ કાગળ તમે મારી પેટીમાંથી લીધો? મારી ખાનગી બાબતમાં માથુ મારવાનો શો હક છે તમને?" વિલાસ ગર્જી ઊઠી.

"શો હક? કયો અધિકાર!" મૃદુલા બોલતાં બોલતાં ઊભી થઈ ગઈ.

"હા. કયો હક? કયો અધિકાર?" આંખમાંથી આગ વર્ષાવતી વિલાસ બોલી.

"તારી મા છું તે અધિકાર. તારી મા છું એ હક. સમજી! તારા બાપ તારી તરફ બેદરકારે રહે. હું બેદરકાર રહેનારી નથી. તારી આટલીએ પ્રવૃત્તિ પર ધ્યાન રાખું એવી છું. સમજી!" ગુસ્સામાં મૃદુલા બોલી.

વેણીલાલ મા અને દીકરી સામું જોઈ રહ્યો.

"વિલાસ! બેસી જા." છેવટે વેણીલાલે કહ્યું.

"પણ શા માટે મારો ખાનગી કાગળ એણે લીધો?' વિલાસે ઊભાં ઊભાં જ બાપને પૂછ્યું.

"માથી ખાનગી શું! તું પરણી હોત, તારા વરનો તારા પર કાગળ હોત તો તે કાગળ કદાચ હું ન જોત, ન લેત, વાંચત, પણ આ તો—" હાંફતાં મૃદુલાને શ્વાસ ભરાઇ ગયો.

" આતો—શું ? બોલોની?" વિલાસે પૂછયું.

"પેલા નફટ, કસાઇ, પોતાનાં બૈરી છોકરાં પર ઘાતકી થનાર હરામખોરનો છે માટે લીધો ને, વાંચ્યો."

"ખબરદાર મા! એને માટે એક પણ શબ્દ બોલ્યાં છો તો જોયા જેવી થશે" વિલાસે મર્યાદા મૂકવા માંડી.

"તે કરની. બાકી શું મુકી છે તેં. પણ યાદ રાખજે કે એક પણ પગલું તેં ભર્યું છે તો—

"તો—બોલોની?"

"તો! તો—"

" હા—"

"વિલાસ ! તારે મારૂં સાંભળવું નથી?" વેણીલાલ વચ્ચે બોલી ઊઠયો. "મેં તને અત્યાર સુધી એક પણ કડવો શબ્દ કહ્યો નથી. તારી માને ગુસ્સે થવા દે. તું બેસ. મારૂં સાંભળ" વેણીલાલે કહ્યું.

વિલાસ ગુસ્સામાં બેઠી.

" એ શું સાંભળવાની છે ? હાથને પગ બાંધી બેસાડો ઘરના ઓરડામાં" મૃદુલાએ જરા શાંત થવાનો પ્રયાસ કરતાં કહ્યું.

" એ દિવસો ગયા છે. હું ઉંમર લાયક થઇ છું. ફાવશે તેને પરણીશ ને ફાવશે ત્યાં જઇશ" વિલાસે છેવટના પગથીએ પગ મૂકયો.

" વિલાસ ! પ્રથમ તું ગોવિંદને પરણવા ઇચ્છતી હતી. એની પાસે કાંઇ નથી, એ ચોર છે, તારી બંગડી એણે ચોરી છે, કાકાના રુપીઆ ચોર્યા છે, વીંટી વેચી નાખી છે એવું જાણ્યા પછી તે એને પરણવા ના પાડી, ખરૂં !" વેણીલાલે પૂછયું.

" હું એમને પરણું એ તમને ગમે ?" વિલાસે પૂછયું.

"નહિ જ. પછી દિવાકર જોડે પરણાવવાની તારી માએ હઠ લીધી. તેં પણ તે વખતે કબૂલ્યું, મેં ના કહી. તમે કારણ માગ્યું. મેં કારણ આપવા ના પાડી ત્રતાં તારી માએ હઠ પકડી. ને તેં પણ હા કહી, શા માટે!" વિલાસ નિરૂત્તર હતી.

"હું જાણું છું, પૈસા માટે, એકનો એક દીકરો ને બધી મીલકત તેને મળે એવું હતું તેથી. પણ મારી એ લગ્નમાં સંમતિ નથી, કારણ પછી કોઇક વખત જણાવીશ. પણ જેમ તું હવે એને પરણવાની ના કહે છે તેમ પરણ્યા પછી મોહન સાથે નહિ બને તો?"

"ન કેમ ફાવે? જો કે એ સંભવ જ નથી છતાં સંભવ બને તો કોર્ટે જઇશ. ભરણપોષણની ફરીયાદી માંડીશ. છૂટા છેડા કરીશ, બીજું શું?" વિલાસ છેવટની ટોચે પહોંચી.

"સાંભળ્યું? આ તમારી લાડકી દીકરી બોલે છે. એને ભણાવી પાવરધી કરવા પૈસા ખરચ્યા તેનાં ફળ ચાખો. કહેતી હતી કે બહુ ના ભણાવો. મુંબઇ ના મોકલો છતાં મારૂં માન્યું નહિ તેનાં આ પરિણામ. કહેતી હતી કે વહેલી પરણાવી દો, છતાં તમે પણ સુધારાના વાયરે ચડ્યા તેનાં આ ફળ" મૃદુલાએ ચોકખું સંભળાવી દીધું.

"વારૂ" વેણીલાલે ટુંકામાં પતાવ્યું.

"તે લાકડે માંકડું વળગાડી તમે મારૂં શું સુધારવાનાં હતાં? મારે પરણવાનું મારે માટે કે તમારે માટે?"

"તો એક બૈરીવાળા, છોકરાંવાળાને પરણી તું શું તારૂં ને અમારું સુખ જોવાની હતી? આટલી મોટી થઇ તોયે સમજતી નથી?" મૃદુલાએ કહ્યું. "દિવાકર શું ખોટો છે?"

"મારે એને એની સાથે પરણાવવી નથી." વેણીલાલે કહ્યું.

"મરી જતાં હું એને પરણનારી નથી" વિલાસે કહ્યું.

"તો પડ—" મૃદુલા બોલવા જતાં અટકી ગઇ.

"તમે બંને આ દીકરી મારું સાંભળો અને મને બોલવાની તક આપો તો ઘણું સારું" વેણીલાલે કહ્યું.

"તે બોલોની, કોણ ના કહે છે" મૃદુલાએ બેસી જતાં કહ્યું. "આ લાડકી દીકરી–"

"આવતી કાલે સવારે તું જવાની છે?–મુંબઈ?" વેણીલાલે પૂછયું.

"નકકી નથી. જાઉં પણ ખરી."

"મોહન સાથે જ પરણવું છે?"

"હા"

"ચોકકસ?"

"જરૂર જ."

"છોકરી! તને સાફ કહી દઉં છું કે એની સાથે પરણવાની વાત કરી છે તો માથું ફોડીને મરી જઇશ" એકદમ મૃદુલાએ ઉશ્કેરાઇ જઈ કહ્યું "બોલ શું કહેવું છે તારે હવે?"

"તમે તમારું ધાર્યું કરવા સ્વતંત્ર છો" વિલાસે કહ્યું.

"એમ! કૂવે પડું?" મૃદુલા ઉભી થઇ ગઇ.

"તું જરા શાંતિ રાખીશ? અમે બે વાત કરીએ છીએ ને વચ્ચે તું કેમ માથું મારે છે?" વેણીલાલે અકળાઈ જઇ કહ્યું.

"મારાથી આ નથી ખમાતું. મારી છોકરી અને તે આમ મારું જીવતે જીવત નાક કાપે એ મારાથી જોયું નથી જાતું. કયાં તો એ મરે કે હું મરું, મને જરા પણ પરવા નથી" મૃદુલાએ છેવટની સ્થિતિ કહી દીધી.

"વારુ કોણે મરી જવું એનો હું ફુરસદે વિચાર કરીશ" વેણીલાલે કહ્યું.

"એ કર્યાં કરજો પણ આટલું તો ચોક્કસ જ છે કે જો આ છોકરી આ ઘર છોડીને ગઈ, અને જે ઘડીએ પેલા કર્મ-ચંડાળ સાથે લગ્ન કીધાં તે જ ઘડીએ હજ્જારો ફિટકાર દેતી, શ્રાપ દેતી હું કૂવે પડવાની છું. ને યાદ રાખજે છોકરી ! કે તું જેમ મારી આંતરડી કકળાવે છે તેમ તારી આંતરડી કકળતાં તું ચોધાર આંસુએ રડતી મને સંભારીશ" મૃદુલાએ સીમા મૂકી દીધી.

"વિલાસ ! તું જરા ઉપર તારા ઓરડામાં બેસે છે ?" વેણીલાલે મૃદુ અવાજે વિલાસને કહ્યું.

વિલાસ હોઠ કરડતી ગુસ્સામાં ઊઠી ને ગઇ. પતિપત્ની ક્ષણભર શાંત રહ્યાં.

"તારામાં અકકલ ઓછી છે." વેણીલાલે છેવટે કહ્યું.

"છે જ. કે'દાડે તમે વધારે કહી છે ? આમને આમ આ છોકરીને ફટાવી નાખી છે અને આજે મારા જીવનમાં ભડકો કીધો છે."

"તું તારે હાથે ભડકો કરે છે."

"કેવી રીતે, બોલો !"

આવી છોકરી સાથે શાંતિથી પ્રમાણસર વાત કરવી ઘટે. એના માનસ પ્રમાણે એ અનુસરે. એ જૂના જમાનાની છોકરી ન હોય કે દબાવી દબાય. એને શું ? એ બેપરવા બને, નફ્ટ બને. ધમકાવવાથી કાંઇ ન વળે."

"તો તમે વાળો. જોઉં તો ખરી તમારી શાંતિની એના પર શી અસર થાય છે ! હું તો ચોકકસ જ કહું છું કે તમે હદ પારની છૂટ આપી, ગમે તેમ ફરવા દીધી, જવા દીધી, મ્હોંએ ચઢાવી તેનું ફળ મારે ભોગવવું પડે છે."

"એવું કાંઈ નથી. પક્ષીઓ પણ પોતાનાં બચ્ચાંને પાંખ આવતાં છૂટાં મૂકી દે છે."

" આપણે પક્ષી નથી!

" તેથી જ વધુ બળવાન છીએ. એને બુદ્ધિ છે, સમજ છે, જ્ઞાન છે પછી શું ?"

" પણ અક્કલ નથી. હોત તો બૈરો છોકરાંવાળાને પરણવા તૈયાર થાત ? આવાં ભણતર શા કામનાં ? કોઇ બૈરોના નિસાસા લેવા !"

" આપણામાં એ બૈરીનો રિવાજ નથી ?"

" બે બૈરીવાળા ક્યારે સુખી થયા છે ?"

" એ જૂદી વાત છે."

" કેમ જૂદી વાત છે ?"

" સુખદુઃખ મનનાં માનેલાં છે. વળી હિંદુ તત્ત્વજ્ઞાનના આધારે પ્રારબ્ધવશાત્ તે પ્રાપ્ત થાય છે."

" પણ જાણી જોઇને કૂવામાં પડવું ?"

" કૂવામાં પડવા તો તું તૈયાર થઈ છે."

" આની હઠ છોડાવવા."

" મા થઇ શ્રાપ પણ તું દે છે."

" એનાં વર્તનથી અકળાઇને."

" મા માટે એ સારું નહિ. માને તો દીકરી કે દીકરો બંને વ્હાલની મૂર્તિઓ."

" આવી દીકરી નહિ"

" ગમે તેવી હોય પણ દીકરી આપણી. વેઠવાનું આપણે કેટલું છે ? બહુ બહુ તો લોકો બોલી કકળી રહેશે ? આપણે બહેરા થવું. પછી ભોગવવાનું સુખ યા દુઃખ તો એને જ છે ને !"

" એનું દુઃખ જોઇ બળવાનું તો આપણે જ ને !"

" શા માટે બળવું ?"

"મા થઈ છું તે ?"

"કેમ ! આવી દીકરીને આવા શ્રાપ દેનારી મા હોય ખરી ?"

મૃદુલા મુંગી રહી.

"જુવાની છે. જુવાનીનું ઝોમ છે. જુવાની ઘણીવાર આંધળી હોય છે. ઠોકર ખાય છે. ઠોકર ખાશે ત્યારે શીખશે. આપણે મુંગા રહીને એને સલાહ આપતાં ન હોઈએ તો આપણી ફરજ આપણે અદા કરતા નથી એ વાત ખરી. પણ આપણે તો બધી જ રીતે એને સમજાવવી છે. એનું ભવિષ્ય પણ કલ્પ્યું છે. પછી આપણે શું કરી શકીએ ? એ મોટી થઈ છે. કાયદો એને રક્ષણ આપશે. આપણાથી શું થઈ શકશે ?"

"આપણે મુઆ પછી કયાં આપણે જોવું છે કે સાંભળવું છે ?"

"હાથે કરીને મરવું એ પાપ નથી ? તેં તો પુરાણો વાંચ્યાં છે, કથાઓ સાંભળી છે."

"તે –"

"કાંઇ નહિ. આપણે દુઃખ વેઠવાનું હશે તો વેઠીશું. કદાચ એ સુખી જ થાઇ તો ?"

"તો – તો – પણ આબરૂનાં કાંકરા."

"આપણા મતે. જૂના વિચારને મતે. પણ આજકાલ આવાં લગ્ન કાંઈ ઓછાં થતાં નથી. પ્રથા પડવા માંડી છે. એ ટોળીવાળા એને વખાણશે. એક ટોળી વખોડશે ને એક વખાણશે."

"તમને કોણ જાણે પરમેશ્વરે એવી જીભ આપી છે કે મારુ મ્હોં જ બંધ કરી દો છો.

પણ આ મને જરા પણ પાલવતું નથી. એની અસર વત્સલા પર કેવી થશે ?"

"કેવી થશે? તું ધારે છે તેવી નહિ. વત્સલા જુદા જ પ્રકારની છોકરી છે."

"તમે કેમ જાણ્યું?"

"તું માને છે કે હું છોકરાં પ્રતિ બેદરકાર છું. તારી એ મોટી ભૂલ છે. હું બે આંખે બરાબર જોઉં છું. ફેર એટલો જ છે કે તું બોલે છે, હું મુંગો રહું છું."

"તો તમે આ બધી જ બાબત જાણો છો?"

"રજે રજ."

"તો એને આગળ વધતી અટકાવવા પહેલેથી ઉપાય કાં ન લીધા?"

"જોયું કે એની જુવાનીનો વેગ જુદે જ માર્ગે જાય છે. પ્રબળ છે. અટકાવાય એવો નથી. કેટલાંક છોકરાં અનુભવે જ શીખે છે. કેટલાક બીજાના અનુભવે શીખે છે. વિલાસ પ્રથમ વર્ગમાં આવે છે."

મૃદુલા મુગી રહી. ક્ષણભર પતિનું કહેવું તેને અક્ષરશઃ સત્ય લાગ્યું.

"સાંભળ. આ જમાનામાં છોકરીને ભણાવ્યા વિના ચાલે એમ નથી. આ જમાનામાં પહેલેથી લાકડે માંકડું વળગાડવામાં નવા જમાનાના નવા વાને લીધે છોકરાં ઊંધી નીતિ શીખે છે. એનો સંસાર કષ્ટમય નીવડેછે–મોટે ભાગે. એને ફરવા હરવાની છૂટ ન આપતાં તે બીજા રસ્તા લે છે. એટલે દૂર દૂરથી પણ દ્રષ્ટિ ફેંકવી. સૂચના કરવી, માર્ગદર્શન કરવું. ફાયદા ગેરફાયદા સમજાવવા, સારાં પુસ્તકો એના હાથમાં જાય તેમ કરવું, નવા જુવાળ સામે ટક્કર લે એવા ડાહ્યા પુરુષોના વિચારો તેમની આગળ રજુ કરવા, એવા વિચારનાં છાપામાં આવતા લેખો એમને વંચાવવા, પ્રમાણો આપી સમજાવવા પ્રયત્ન કરવો વિગેરે વિગેરે યથાશક્તિ બધું

કરવું. આપણો પ્રયાસ સફળ થાય તો ઠીક ન થાય તો ઈશ્વરેચ્છા. સૌ સૌનાં જીવનનાં માલીક છે. આ જન્મે ભેગાં થયાં છે. તું માતા છે એ પુત્રી છે એટલો સંબંધ હોવાથી બનતું કરવાનું. આપણે જીવતાં જ ન હોઈએ તો કાંઈ નહિ. છીએ તો કરવું. બસ ફરજમાંથી ન ચૂકવું. તું ગીતાજી રોજ વાંચે છે પણ **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એ વાક્યનો અર્થ નથી સમજી. હશે. જો, તું માને છે કે હું આ છોકરી તરફ બેદરકાર રહું છું પણ હું અહિં આવ્યો તે પહેલાં જ વસુમતિ બહેનને ફોન કરતો આવ્યો છું. હમણાં તે આવશે. જોઈએ એના કહેવાની કે કેદારનાથની સમજાવટની એના પર અસર થાય છે. થાય છે તો ઠીક. નહિ થાય તો હરિઈચ્છા. જો મોટર આવી કે શું ?"

વેણીલાલના કહેવાની અસર મૃદુલા પર થઈ. વેણીલાલમાં અજબ શાંતિ હતી. પત્નીના સ્વભાવનો એણે પૂર્ણ અભ્યાસ કર્યો હતો: એને કેવી રીતે વાળવી, કાબુમાં રાખવી, સમજાવવી એ એ સારી પેઠે સમજતો હતો. વિલાસનો હઠીલો અને કાંઈક અંશે ઉદ્ધતાઈભર્યો સ્વભાવ એ ઓળખી ગયો હતો. એ એની સાથે એવી ઢબે વાત કરતો કે વિલાસથી એની આમાન્ય તોડાતી જ નહિ. આથી જ તે વિલાસને બહાર જતી અટકાવી શકયો હતો.

વેણીલાલ અને કેદારનાથ બંને જૂના મિત્રો હતા. વસુમતી માટે વેણીલાલને બહુ ઊંચો મત હતો. મૃદુલા આગળ, વત્સલા આગળ અને વિલાસ આગળ એણે એ મત એવી રીતે વ્યક્ત કર્યો હતો કે એ ત્રણે જણા આગળ એનું વજન પડતું.

મોટરનો અવાજ સાંભળતાં જ વિલાસ બારી આગળ ગઈ. એણે વસુમતિને તથા કેદારનાથને ઊતરતાં જોયાં. ક્ષણમાં સમગ્ર સ્થિતિ સમજી ગઈ. પિતાના સ્વભાવથી તે પરિચિત હતી. એટલે

મનમાં અમુક નિશ્ચય કરી લીધો. પોતે જે લગ્ન કરવા માગતી હતી તે પિતાને પસંદ નથી એ જાણતી હતી. વસુમતિ મારફત પિતા એને લગ્ન ન કરવા વિષે કહેવા માગે છે એવું તે સમજી ગઈ. એણે જોયું કે વસુમતિ અને કેદારનાથની આમન્યા તોડી શકાશે નહિ કેમકે એ બંનેનાં વ્યક્તિત્વની એના પર પ્રબળ અસર થઈ હતી. શું કરવું એનો વિચાર એકાએક સ્ફૂર્યો અને એમને મળવા તે તૈયાર થઈને બેઠી.



વેણીલાલનું મકાન આસ્ટોડીઆ રોડ પર આવેલું હતું. ઘર સાદું હતું. બે માળનું હતું. જે ઓરડામાં માતા પિતા અને પુત્રીને ઝપાઝપી થઈ હતી તે ઓરડો આ મકાનના પાછલા ભાગમાં આવેલો હતો. બધાં આ ઓરડામાં તેઓ ઘણુંખરું બેસતાં. દાદર આગળના ઓરડામાં પડતો હતો. વિલાસ તથા વત્સલા બંને ત્રીજે માળે આગળના ઓરડામાં રહેતાં. આખા ઘરમાં સાદાઈ હતી. ખાસ ફરનીચર ન હતું. એકાદ શેત્રંજીની રાખવામાં આવતી. ચારપાંચ ખુરશીઓ ભીંતને અટકેલી ગોઠવવામાં આવતી. આ પાછલા ઓરડામાં સાદાઈ તથા પૂર્ણ સ્વચ્છતા દેખાઈ આવતાં. વેણીલાલને ખાસ છબીઓનો શોખ ન હતો તો પણ પત્નીની મરજીને અનુસરી એણે આ ઓરડામાં શ્રીરામચંદ્રજી, સીતાજી, મોરલીધર અને શંકરની છબીઓ ટાંગવા દીધી હતી. ભીંતમાં બે કબાટ હતાં. હિંચકાનો ખાસ કોઇને શોખ ન હતો.

બંને બહેનોનો ઓરડો જૂદો જ રંગ ધરાવતો હતો. ત્યાં પણ બે કાચનાં કબાટ ભીંતમાં હતાં. બંને બહેનોએ તે વહેંચી લીધાં હતાં. એમનાં કપડાં પોતપોતાની ટ્રંકમાં રહેતાં. પુસ્તકો કબાટમાં રહેતાં. જાણીતા વિદ્વાનો, સંશોધકો, અને મહાપુરૂષો અને સ્ત્રીઓનાં ચિત્રોથી તેમણે પોતાનો ઓરડો શણગાર્યો હતો. બંને જણા માટે એક એક ટેબલ અને ખુરશી હતાં. વત્સલાને 'ફ્રેટવર્ક' ઉપર મોહ હોવાથી વિવિધ કારીગરી અને કોતરકામવાળા નમુના ભીંત પર લટકાવ્યા હતા.

મોટરનો અવાજ સાંભળતાં જ મૃદુલા દાદરેથી નીચે ઉતરી. વેણીલાલ પણ નીચે ગયો. વસુમતિ તથા કેદારનાથ નીચે ઉતર્યાં. ઘરમાં દાખલ થયાં.

“ આવો વખતસર આવી પહોંચ્યાં છો. ”

સામાન્ય આવકાર આપતાં નમન કરતાં ને સ્વીકારતાં તેઓ દાદર પર ચઢવા લાગ્યાં. કેદારનાથ અને વેણીલાલ આગળ ચઢવા લાગ્યા.

“ બેન ! ઉપર બેસીશું કે નીચે ? ” વસુમતિએ પૂછ્યું.

મૃદુલા જવાબ દે તે પૂર્વે તેની આંખમાં આંસુનો પ્રવાહ વેગથી ધસી આવ્યો. એણે તેની જિવ્હાને અટકાવી દીધી. ગળગળી થઈ ગઇ. રડી દીધું.

રડવાનો અવાજ સાંભળતાં જ કેદારનાથે પાછળ જોયું.

“ કાંઇ નથી. ચાલો. ” વેણીલાલે કહ્યું.

કેદારનાથ સમજી ગયો કે કાંઇ ગંભીર બન્યું છે. બંને ઉપર ગયા.

વેણીલાલની સ્વાભાવિક શાંતિ અને કુદરતી બોલવાની ઢબને લીધે મૃદુલાનો જે ગુસ્સો, અકળામણ અને ઉશ્કેરાટ શાંત થયાં હતાં તે વસુમતિને જોતાં જ પૂર વેગથી બહાર ધસી આવ્યાં. રડું રડું થઈ રહ્યું હતું તેમાં વસુમતિનો માર્દવતાભર્યો અવાજ સાંભળતાં, તેમજ તેની સહાય લેવાની જરૂર પડી, એવા ક્ષણિક વિચારથી તેની ધીરજ ખૂટી અને દાદરના પગથીએ ચઢતાં પહેલાં જ તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. વસુમતિને ખભે વળગી પડી.

“ ચાલ, બહેન નીચેજ બેસીએ. ” રડતી મૃદુલાને શાંત કરવા પ્રયાસ ન કરતાં વસુમતિ તેને રસોડામાં લઈ ગઇ. ત્યાં પાટ હતી તે પર બંને બેઠાં.

“ બહેન ! અકળાયે શું વળે ? ”

"મારૂં નાક કપાઇ જાય છે. રડું નહિ તો શું કરૂં ?" એકા એક અશ્રુપ્રવાહ સાથે ગળાનો અટકી રહેલો વાક પ્રવાહ અશ્રુત શબ્દોમાં વહેવા લાગ્યો.

"જરા પાણી પી શાંત થશો ?"

વસુમતિનું વ્યક્તિત્વ મૃદુલાને એકાએક શાંત કરી શક્યું નહિ. તેણે રડવું જારી રાખ્યું. પાંચેક મિનિટ થઈ હશે. વસુમતિ ઉભી થઇ પાણીની ગોળી તરફ ગઈ. મૃદુલા શરમાઈ ઉભી થઈ. લુગડાંના પાલવ વડે આંખો લૂછતી ગોળી તરફ ગઈ. વસુમતિ પાણીનો પ્યાલો ભરી આપતી હતી તે લીધો. પાણી પીધું મ્હોં ધોયું. બંને જણાં પાછા પાટ તરફ આવ્યાં.

"મને શાંતિથી કહો તો બધી સમજ પડે. મારાથી બનતું બધું જ કરીશ. બોલો, શી હકીકત છે?"

"પેલા હરામખોરને પરણવા એકલી જ સવારના મુંબઇ જવાની છે. એ દુષ્ટ પણ અહિં આવ્યો છે."

"એમ? મોહનલાલ અમદાવાદમાં છે?"

"હમણાં જ એ એની સાથે સિનેમા જોવા જવાની હતી. મેં અટકાવી છે. પણ માનતી નથી. એકની બે થતી નથી."

મૃદુલાના આકળા સ્વભાવની વસ્તુમતિને પૂર્ણ માહિતી હતી. એથી એના સ્વભાવ વિષે કે શું બોલચાલ થઇ છે તે વિષે કાંઈ પણ વાત ન કરતાં તેણે પૂછ્યું,

"વિલાસ ક્યાં છે?"

"ત્રીજે માળે."

"મને ત્યાં લઈ જશો?"

"મને દેખતાં જ એ ધુરકીઆં કરશે. હું તો એને કાળ જેવી લાગું છું."

"હવણાં એ ક્યાં બેઠી હશે?"

"ત્રીજે માળે, એના ઓરડામાં"

"ચાલો ત્યારે હું એને મળી આવું."

"પણ એ નહિ માને તો?" બોલતાં બોલતાં મૃદુલાની આંખ પાછી આંસુથી ઉભરાઇ ગઈ. "ઓ મા! એ નહિ માને તો મારૂં શું થશે! આખા ગામમાં, શહેરમાં, ન્યાતમાં, સમાજમાં આબરુના કાંકરા થઈ જતાં હું કોને કેવી રીતે મારું મ્હોઢું બતાવીશ! લોકો મને ફિટકારથી ધોઇ નાખશે. ન્યાતીલાઓ સર્વત્ર નીચું જોવડાવશે. છાપાંવાળા એક સામટા તૂટી પડશે. સભાઓ ભરાશે અને અનેક રીતના પ્રહારો અમારા પર કરશે. આતે કેવી મા અને કેવા બાપ! છોકરીને કાબુમાં રાખી ન શકયા, કેળવી ન શકયા; સંસ્કાર પાડી ન શકયા. ઓ મા! ઓ મા! મારાથી ઘરની બહાર પણ પગ કેમ મૂકાશે. જ્યાં જઈશ ત્યાં લોકો આંગળી ચીંધી કહેશે કે આ બૈરીની છોકરી વંઠી ગઇ વહી ગઇ. એના ઘરમાં સુધારો પેઠો. એણે પહેલ કાઢી. એને કાંઇ ન આવડયું. છોકરી તરફ બેદરકાર રહી. એની બીજી છોકરીને કોઇ ન લેશો. અરેરે—મારી વત્સલાનું શું થશે! આને પાપે એ ડાહી છોકરીની પણ લોકો અવગણના કરશે. હું શું કરીશ, કેમ જીવી શકીશ!" બોલતાં બોલતાં ફરી મૃદુલાએ ધોધમાર અશ્રુપ્રવાહ ફેલાવ્યો.

"બહેન મારાથી બનતું હું બધું જ કરીશ, પણ તેમે શાંત થાઓ તો હું વિલાસને મળું. એ શું કહે છે તે જોઉં. બોલો, તમે શાંત રહેશો?" વસુમતિએ મૃદુ અવાજે પૂછ્યું. મૃદુલાએ રડયાં કીધું.

"હું ઉપર જાઉં!"

યંત્રવત મૃદુલા ઉભી થઇ. બંને દાદર ચઢવા લાગ્યાં.

"આવો બહેન." વેણીલાલે ઉભા થઇ વસુમતિને આવકાર આપ્યો." ઉપર જશો કે નીચે બોલાવું?"

"મારે એની સાથે એકલાં જ વાત કરવી એ ઠીક છે. મૃદુલા બહેન ! તમે અહિં જ બેસો." વસુમતિની આજ્ઞા હોય તેમ મૃદુલા પાછલા ઓરડામાં બેઠી. વસુમતિ ત્રીજે માળે ગઇ.

વિલાસ બારીએ ઊભી નીચે રસ્તા પર દૃષ્ટિ નાખી રહી હતી. વસુમતિનાં પગલાં સાંભળ્યાં પણ તે તરફ તેણે ઇરાદાપૂર્વક ધ્યાન આપ્યું નહિ.

"કેમ ! વિલાસ ! આવું ?" વસુમતિએ દાદરના છેલ્લા પગથીએ ચઢતાં પૂછ્યું. વિલાસે ડોકું ફેરવ્યું. ટટાર થઇ.

"હા, આવોને. આવો. બેસો." વિલાસે આગળ આવી ટેબલ પાસેની ખુરસી આગળ આણી.

"ના, બહેન–મને ખુરસી નહિ ફાવે. નીચે બેસું તો વાંધો નથી ને ?"

"ના ફોઇબા ! લ્યો તકિયો આપું."

"કાંઇ જરૂર નથી."

"ના, લ્યો." વિલાસે તકિયો આપ્યો. વસુમતિ અઢેલીને બેઠી.

"બેસ, બહેન–મારે તારી સાથે કેટલીક વાત કરવી છે."

વિલાસ મુગે મ્હોંએ વસુમતિની સામે બેઠી.

"આજે, શાશ્વતીની વર્ષગાંઠ હતી તું કેમ ન આવી ?"

"જરાક–કામ હતું."

"પણ શાશ્વતીને ઠીક નથી લાગ્યું. આજે તું પહેલીજ વાર ચૂકી" વિલાસ મુગી રહી.

"કદાચ હવે દર વર્ષે પણ ચૂકીશ. નહિ વારુ !"

વિલાસ મુગી રહી.

"વારુ. કાલે તું આવીશ ?"

"કાલે? ફોઈબા! તમે બધું જ જાણો છો. નહિ વારુ?" વિલાસે ગંભીરપણે પ્રશ્ન પૂછયો.

"ના. થોડું ઘણું."

"તમને ભાઈએ મને સમજાવવા બોલાવ્યાં છે. પણ હું નિરુપાય છું"

"તેમ હશે. હું તેની ના નથી કહેતી. પણ મારે તને કેટલુંક પૂછવું છે. તું મોટી છે, સમજુ છે, ભણેલી છે. તને જો ખાસ હરકત ન હોય તો મને કહેજે. મારા મનમાં તો એટલું છે કે તારા માબાપને કકળાવ્યા વિના જો રસ્તો નીકળતો હોય તો સારું."

"પણ તે નહિ નીકળે."

"એ કાઢવાનો મારે પ્રયાસ કરી જોવો છે. અમારો ને તમારો સંબંધ કેવો છે તે તો તું બરાબર જાણે છે. અમારે માટે તમને અને તમારા માટે અમને પૂર્ણ લાગણી છે. એટલે અમે અમારી ફરજ માનીએ છીએ કે કાંઈ સમાધાન થાય તેમ કરવું." વસુમતિએ કહ્યું.

"આગ અને પાણી જેટલું અંતર છે."

"કદાચ આગ પણ ન હોય અને પાણી પણ ન હોય."

"તો હું ઘણીજ રાજી થઈશ."

"તો પ્રથમ-જો તને વાંધો ન હોય તો-મારા જેવી ઘરડીથી કાંઈ છાનું ન હોય તો-મને કહે-અને એટલા માટે જ હું તને એકલી રાખી પૂછું છું- કે મોહનલાલ સાથે તારે સંબંધ ક્યારથી થયો?" વસુમતિએ ઘણા કોમળ અવાજે પૂછયું.

"બે વર્ષ થયાં હશે."

"મને સવિસ્તર કહેતાં શા માટે મુંઝાય છે? તું કહે તો

તારાં માબાપને હું સમજાવી શકું. મારો અભિપ્રાય પણ સ્પષ્ટ આપી શકું." વસુમતિએ વિલાસની બાજુ તરફ ઢળવા માંડ્યું.

"એતો હું અહિં ભણતી હતી ત્યારે અમસ્તા કૉલેજના મેળાવડા વખતે આવેલા. તૈયારી વિના આપેલા વિષય ઉપર ૫ા કલાક બોલવાની હરિફાઈમાં મેં ભાગ લીધો હતો અને મને પહેલું ઈનામ મળ્યું હતું. મેળાવડાને અંતે એમણે આવી મને અભિનંદન આપ્યું. એમણે મને કહ્યું કે તમારા જેવી ચપલ, ચાલાક અને હોશિયાર યુવતિ તો મુંબઈની કૉલેજમાં ભણતી હોય તો ઘણું સારું નામ કાઢે. હું તો હસી હતી. મેં એમનો આભાર માન્યો હતો. પણ ઘેર જતાં મને એમની સૂચના વાસ્તવિક લાગી હતી અને ભઈને સમજાવી હું મુંબઈ ભણવા ગઈ."

"એની મને ખબર છે."

"પછી મોહનલાલ એક માસિક પત્ર કાઢતા હતા તેમાં લેખ લખી આપવા મને વિનતિ કરવા હોસ્ટેલમાં આવ્યા હતા. મેં એમની વિનતિ સ્વીકારી હતી. અને લેખ લખવા માંડયા હતા."

"એ એકલા જ મળતા હશે!"

"ના, ઘણીવાર એમના એક બે મિત્રો સાથે આવતા."

"એ કોણ કોણ! કેવા સ્વભાવના હતા?"

"માણસો તો ઠીક લાગતા. બધા જ સભ્યતાવાળા, મળતાવડા હતા."

"એનાં નામ યાદ છે?"

આ પ્રશ્ન સાંભળતાં વિલાસ વસુમતિ સામે જોઈ રહી. પણ વસુમતિની સ્થિર પણ સ્મિતભરી દૃષ્ટિની શેહમાં લેવાઈ.

"હા, એક મનહર અને બીજો અનંત"

"અનંત?" વસુમતિએ પૂછ્યું.

"હા. તમે ઓળખો છો?"

" એ કયો અનંત હોય તેની શી ખબર પડે ! હશે. પછી?"

" પછી એની બોલવાની ઢબ, માયા, મમતા મને ઠીક લાગ્યાં. ઘણી વાર હું રેકલેમેશન ગ્રાઉન્ડ ઉપર એની સાથે ફરવા જતી. અમે અનેક વિષયો ચર્ચતાં હતાં. "

" એને ઘેર ગઈ હોઈશ. "

" હા. ઘણીયે વાર. "

" એના ઘરમાં કોણ કોણ છે ? "

" એમને ખાસ હું કોઈને મળી નથી. કોઈ કોઈ વાર બાબુ અને રંજન આવતાં. મને એ ગમતાં અને હું એમની સાથે ટહુકા કરતી. "

" એની માને તું મળી નહિ હોય ! "

" એક બે વાર. નલિની ડાહ્યી છે. અને તેથી જ મને લાગે છે કે મને એની સાથે રહેતાં હરકત નહિ આવે. "

" નલિની અને મોહનલાલને બને છે ? "

" સારી રીતે. મોહનલાલ તો નલિનીનાં ઘણાં વખાણ કરે છે. એ તો કહે છે કે હું તારામાં નલિનીને જોઉં છું ને નલિનીમાં તને જોઉં છું, મને તો બંને એક જ સ્વરૂપ હો એમ લાગે છે. નલિની–વિલાસ નામનું તો એણે કાવ્ય લખ્યું છે. "

" તને પ્રેઝન્ટ આપ્યું હશે. "

" હા. "

" બીજી પણ પ્રેઝન્ટ મળી હશે ? "

" કેટલીક. "

" મોહનલાલને એના માબાપ સાથે બને છે ? "

" સારું બને છે. "

" પણ એ તો સોલાપુર છે ને ! "

વિલાસ આ સાંભળીને ચમકી.

“ ના. ”

“ તું એમને પૂછી જોજે. શા માટે એમણે સોલાપૂર રહેવાનું રાખ્યું છે. ”

વિલાસ વસુમતિ સામે જોઈ રહી.

“ મારી ખબર સાચી છે. એના બાપે એને ખાસ સોલાપૂર રાખ્યો છે. ”

“ પણ બધા જ કાગળો મુંબઇની પોષ્ટના છે ! ”

“ તે બની શકે. મારી સમજ પ્રમાણે એને અને એના બાપને બનતું નથી. ”

“ એ હું નથી માનતી. ”

“ ન માનવું એ તારી મરજીની વાત છે. મારાથી બળાત્કારે તને મનાવી શકાય નહિ. પણ કેદારે મને એ કહ્યું છે. અને તે સાચું હોય તો જ કહે. ”

“ પણ તેમાં મને શું ? મોહનલાલને અને એના બાપને ન યે બને. મારે મારી બા સાથે ક્યાં ફાવતું આવે છે ? ” વિલાસે જરા કરડા અવાજે કહ્યું.

“ હા. પણ ખબર પડી છે તે મુજબ મોહનલાલને પોતાની જાત કમાઈ પર હવે રહેવું પડશે. એના બાપે પોતાની કમાણી-માંથી કાંઈ પણ એને આપવા સારૂ ના પાડી છે. ”

“ મને પરણવા તૈયાર થયા છે તેથી ? હોય, જો મોહનલાલને મારા માટે સાચો પ્રેમ હશે તો બાપની પાઇની કમાણી પણ નહિ લે. ”

વસુમતિ વિલાસ સામે જોઈ રહી.

“ તને કાંઇ એ સંબંધી ખબર હરી નહિ હોય ? ”

“શા માટે કરે? અને કરવા જેવું છે પણ શું? હું ક્યાં એમને પૈસા માટે પરણું છું? હું પણ બી. એ. થઇ છું. સ્હેજે સો રૂપીઆ કમાઈ શકીશ. મોહનલાલ પણ એટલા તો કમાશે. અમે સુખે રહીશું.”

“એ કાયસ્થ છે.”

“તેમાં શું! હવે ન્યાત જાત તો નામનાં જ છે! તેમ હું ન્યાતમાં માનતી નથી.”

“તેં ખાત્રી કરી છે કે એ બીજી કોઇ કન્યાઓ તરફ ઢળેલા નથી?”

“ફોઈબા! એનું હૃદય તો શુદ્ધ અરીસા જેવું છે.” શબ્દો ઉપર ભાર દઇને વિલાસ બોલી.

“તેં કેવી રીતે ચકાસ્યું?”

“કેમ? એમની સાથે હરી ફરી છું. એમની સાથે વાતો કરી છે. પત્રો લખ્યા છે, એમના આવ્યા છે. પછી શું?”

“તારી ગેરહાજરીમાં એનું વર્તન કેવું છે એની તેં તપાસ કરી છે?”

“મારી ગેરહાજરીમાં?” વિલાસ ક્ષણભર ઝીણી આંખે વસુમતિ સામે જોઇ રહી. “ફોઇબા! શા માટે મારા હૃદયમાં શંકા ઉપજાવો છો? મારું હૃદય જ સાક્ષી પૂરે છે કે મારી ગેરહાજરીમાં પણ એ હંમેશાં મારા જ વિચાર કરે છે.”

“એમ પણ હોય છતાં તપાસ તો કરવી જ ઘટે.”

“શા માટે?”

“એટલા જ માટે કે નલિની સાથે એણે લગ્ન કર્યાં છે. છોકરાં થયાં છે. પછી તારી સાથે પ્રેમલગ્ન કરવા તૈયાર થાય છે. એ સ્ત્રી માટે એક જ હૃદય ક્યાંથી નિર્માણ હોય!”

" કેમ ન હોય! મા બાપ બંનેને માટે છોકરાંને કેમ પ્રેમ હોય છે ? "

" એ પતિ પત્નીનો પ્રેમ નથી. "

" પતિ પત્નીનો પ્રેમ જૂદો હોય ! હું નથી માનતી. " હસી પડતાં વિલાસે કહ્યું. " છતાં પરણીશ પછી તરત જ કે થોડા વખતમાં બધું જ સમજાશે. "

" પછી સમજાય તે શા કામનું ? "

" ફોઇબા ! પછી સમજ્યા પછી પણ જીવન કેમ જીવવું તે હું જાણું છું. " કડક અવાજે વિલાસે કહ્યું.

વિલાસની ધૃષ્ટતા જોતાં વસુમતિ પણ ક્ષણભર સાશ્ચર્ય તેના સામે જોઇ રહી.

" તને એક બીજું પૂછું. નલિની આ લગ્નમાં સંમતિ આપે છે ? "

" ન આપે તોયે શું ? મોહનલાલે કાંઇ એને ગુલામીનું ખત તો નથી લખી આપ્યું ને ? "

" નહિ જ. તને પરણશે ત્યારે પણ તને ગુલામીનું ખત નહિ જ લખી આપે. "

" એટલે ? "

" તને પરણ્યા પછી, કોઇ વખત બીજી યુવતી સાથે પણ આમ તે પ્રેમ કરી શકશે જ, અને જેવી દશા આ વખતે નલિનીની તેવી જ દશા તે વખતે તારી. "

નવા બોમ્બ ગોળાથી વિલાસ મુંઝાઇ. હોઠ કરડી રહી.

" ફોઇબા ! એ બનવાનું જ નથી. મોહનલાલને મારામાં જ ગુંચાયલા રાખવાની મારામાં શકિત છે હો. " વિલાસે ભાર દઇ જણાવ્યું.

" તે હશે. હું ના નથી કહેતી." સ્મિત કરતાં વસુમતિએ કહ્યું. હું તો સંભવ અસંભવની વાત કરું છું. બધી બાજુનો વિચાર કરવો ઘટે."

" તે મેં કર્યો છે. એની ચિંતા ન કરો."

" નલિની તારાં લગ્ન થાય એવું ઇચ્છતી નથી એ તું જાણે છે ?"

" શા માટે મારે એ ચિંતા કરવી ? હું પરણું પછી કાંઇ હું એને કાઢી મૂકવાની નથી.

એ પણ ભલે રહે. મારૂં માન જાળવશે તો હું એને બેન જેવી ગણીશ. એનું માન જાળવીશ એની ખાત્રી. હું કાંઇ લડકણી નથી. અદેખા નથી. એને દુખી કરવા પરણતી નથી."

" એતો તને હમણાં એમ લાગે છે. કોઇ પણ સ્ત્રી પોતાના પતિને બીજીના પ્રેમમાં પડેલો જોઇ શકતી નથી."

" હું જોઇ શકું છું. હું જાણું છું કે મોહનલાલ નલિનીને પરણેલા છે. છતાં હું અદેખાઇ વિના એને પરણવા માગું છું."

" પરણ્યા પછી રંગ જૂદા છવાય છે."

" મારા સંબંધી એ સૂત્ર સાચું નહિ પડે."

" છતાં નલિનીના જે જે કાગળો એની બ્હેનપણી ઉપર આવે છે તે ઉપરથી તો સ્પષ્ટ જ છે કે તારે ને એને નહિ બને. એ આ લગ્ન થાય એવું ઇચ્છતી નથી. ઊલટું બમણો વિરોધ કરશે."

" કોણે કહ્યું કે નલિનીના એવા કાગળો કોઇ પર આવે છે ?"

" હું જાણું છું."

" કોના ઉપર "

"કેતકી ઉપર. અને કેતકીને પણ મોહનલાલનો કડવો અનુભવ થયો છે. એ બચી છે."

"કેતકી!–હા–હા–હા. એ સમજી. ત્યારે મારે ચમકવા જેવું કાંઈ નથી. કેતકી છે જ એવી. મોહનલાલે મને પહેલેથી જ ચેતાવી છે. મહા ખટપટી. કોઈનું સુખ જોઈ ન શકે."

"એક પરણેલી સ્ત્રીનાં સંસારસુખમાં વિઘ્ન નાખવું એ ડહાપણ છે?"

"હું ક્યાં વિઘ્ન નાખું છું? હું તો સંપૂર્ણ સલાહસંપથી રહેવા તૈયાર છું."

"પણ એ એને યોગ્ય લાગતું ન હોય તો?"

"તો એની ભૂલ. એ ભોગવે"

"વિલાસ! કોઈ ભૂખ્યો રોટલો ખાતું હોય તે ઝૂટવી લેવો એમાં કયું શાણપણ છે?"

"નલિની ક્યાં ભૂખી છે?"

"સંસાર તો એનોજ ને! પહેલી પરણી તો એ જ ને!"

"તેથી શું? લગ્ન એટલે ગુલામી નથી. એના પ્રેમનું બંધન જો અતુટ હોત તો મોહનલાલ મારામાં કાંઈ જોઈ શકત જ નહિ."

"એનો તારે લાભ લેવો એ ઠીક છે? તારે તો મોહનલાલને સમજાવી નલિની તરફ જ મન વાળવા કહેવું જોઈએ."

"પણ એનું દિલ તો એનામાં સંપૂર્ણ છે. નલિની ઈર્ષ્યાથી ઊંધું સમજે તેમાં એ શું કરે ને હું શું કરું?

મોહને બાહોશીથી યુક્તિપૂર્વક જાળ બિછાવી છે એવું વસુમતિને લાગ્યું.

"નલિની અને તારી મા, એ બંનેનાં હૃદયની બળતરા લેવી એ શા કામનું? વિલાસ! ગમે તેવી મા હોય પણ એનો એક જ ઊનો નિઃશ્વાસ છોકરાંનાં જીવનને કંગાળ કરવા સમર્થ છે."

"હા–હા–હા" વિલાસ હસી પડી. "કોના નિસાસા!! નિસાસા શા અને તે વળી કંગાળ જીવન કરે!! ફોઈબા! હું નિસાસા બિસાસા માનતી નથી. છતાં એવા નિસાસા નાખી છોકરાંનું સુખ બગાડે તે મા કેવી?"

"મા તો અત્યંત અકળામણ થાય ત્યારે અજાણ્યે નિસાસા નાખી દે પરન્તુ એવા નિસાસા નાખે એવી સ્થિતિ આપણે શા માટે ઊભો થવા દેવી?"

"એ તો પોતે પસંદ કરે તે વરને જ મારે પરણવું એમ કહે છે. એમ ન કરું તો તે નિસાસા નાખે એનો અર્થ શો."

"નહિ. તારી અહિં ભૂલ છે. તું જો કુંવારા યુવકને પરણતી હોય તો કાંઈ ન થાય."

"એ કુંવારો એની પસંદગીનો ન નીકળ્યો તો?'

"અનેક કુંવારા યુવકો છે. કોઈ એવો મળી ન આવે કે જે તને અને તારાં માબાપને યોગ્ય લાગે?":

'એટલે જે પ્રેમ સ્વાભાવિક રીતે પ્રકાશમાં આવ્યો તેને નિર્મૂળ કરવો એમજ ને! ફોઈબા! હું તમારી સાથે સંમત થઈ શકતી નથી."

'વિલાસ! પ્રેમ, પ્રેમ એ આજના જમાનાનો ધ્વનિ છે. પ્રેમનું સ્વરૂપ કોણ કેટલું સમજે છે એ સમજવું જ મુશ્કેલ છે. વિકાર અને પ્રેમ એનો ભેદ સૂક્ષ્મ છે. એ બે લાગણીઓ એટલી ઝીણી છે કે તેના ભાગ બનેલો માનવ ઘણે ભાગે તેનું સ્વરૂપ કે અનુભવ સમજી શકતો જ નથી. યુવકો અને યુવતીઓને તો એ અતિ દુર્ઘટ છે. વિકારને પ્રેમ રુપે રજુ કરવો એ કળા નથી પણ છેતરપંડી છે. અને એ છેતર-

પંડીને છાવરી દઇ શુદ્ધ એકનિષ્ઠારૂપે રજુ કરવી એ વિશ્વાસઘાત છે. ઘણાએે યુવકો એ વિશ્વાસઘાતને સફળ રીતે અજમાવી અનેક યુવતીઓને ક્ષણભર પોતાની બનાવી દેવામાં કુશળ નીવડયા છે. એમણે પોતાનાં ખાનગી જીવન પર એવો ઢાંકપિછોડ કરનાર પડદો ઢાંકયો છે કે ભોળી, સરળ હૃદયની, પ્રેમને સંપૂર્ણ ન સમજનારી, નિર્દોષ હૃદયની યુવતીઓ એ પડદાના નેપથ્યમાં જોઈ કોકડું ઊકેલી શકતી નથી. પાંચ પચાસ રૂપિયાનો પગારદાર નટ રંગભૂમિપર પૃથ્વીપતિનું પાત્ર ભજવતાં બાળકો તેને ખરાદિલથી પૃથ્વીપતિ માને, જાણકારો પણ ક્ષણભર તેને મહાસમ્રાટ તરીકે સમજે તેવી જ રીતે આવા યુવકોના વિકારથી ઉદ્દભવતા મીઠા દ્રષ્ટિપાતો, મીઠી મીટો, મીઠી વાણીઓ, ઊના નિસાસાઓ, ઉછળતાં હૈયાંઓ, યુક્તિપૂર્વક લખાતા પત્રો, કવિતાઓ, લેખો, એમણે ઉપજાવી કાઢી કહેલાં પોતાનાં ખાનગી જીવનો, રહસ્યો, કાનમાં કહેલી ગુપ્ત પ્રેમની કથનીઓ, એમણે દર્શાવેલું નિઃસ્વાર્થપણું, યુવતીઓને લલચાવનારી એમની ચેષ્ટાઓ, એમની વરણાગીઓ, એમના પહેરવેશો, એમની બક્ષિસો, એમની સેવાઓ વિગેરે વિગેરેને, ભોળી યુવતીઓ જેમણે પુસ્તકોમાં લેખકોએ વર્ણવેલાં કલ્પના ગ્રસ્ત પ્રેમ વિધાનો, ચીતરેલા પ્રેમાદર્શો; કવિઓએ યોજેલી પ્રેમ પરિભાષાઓ વગેરેથી લલચાઇ શુદ્ધ પ્રેમ માની પોતાને ધન્યભાગ્ય માને છે. વિલાસ ! સ્નેહલગ્નમાં જ સુખ માણનારે તો સમજવું જ જોઇએ કે પતિપત્ની વચ્ચે શુદ્ધ પ્રેમ હોય તો પતિને એક જ પત્ની હોય અને પત્નીને એક જ પતિ હોય. પ્રેમ તો એકનેજ માટે હોઇ શકે. એ અવિભાજ્ય અવયવ છે. પતિને બે સ્ત્રી માટે પ્રેમ હોઇ શકે જ નહિ. હોય તો તે કેવળ વિકાર જ સમજવો. પ્રેમ નષ્ટ થતો જ નથી. એ અવિચ્છિન્ન રહે છે. એનું સ્વરૂપ બદલાતું નથી. વિકાર દૂધના ઉભરા જેવો છે. પણ પછી તેનું સત્વ રહેતું નથી. એ નિઃસત્ત્વ બને છે. પ્રેમ ઉભરાતો નથી. ઘૃતની જેમ ઘટ્ટ

રહે છે, માટે હજી ચેત. મોહનનું હૃદય સંપૂર્ણ તપાસ. એનાં ખાનગી જીવનને નિહાળ. એની આજુબાજુનાં જીવનનું નિરીક્ષણ કર. એકાએક તારું હૃદય નિર્બળ બનાવી એના દેખાતા પ્રેમને શુદ્ધ પ્રેમ માની એમાં અવગાહન મા કર. આટલી ધીરજ રાખી છે તો વધુ રાખ. આટલાં વર્ષો ગયાં છે તો થોડાં વધુ જવા દે. એને જો તારે માટે શુદ્ધ જ પ્રેમ હશે તો તે ગમે ત્યારે પણ તને પરણશે. તારો એને માટે શુદ્ધ પ્રેમ હશે તો તું પણ ગમે ત્યારે એને પરણી શકીશ. હમણાં પત્રોથી તારાં દિલને ટકાવી રાખ. ભલે એને મળ. વાતચીત કર. પણ પત્નીનો સંબંધથી એકાએક જોડાઇ ન જા."

વિલાસ આ સંભાષણને એક ધ્યાને સાંભળી રહી.

"બીજો વિચાર કર." વસુમતિએ આગળ ચલાવ્યું. "એણે પોતાના પ્રેમની શી સાબીતિ આપી છે? તને રેકલેમેશન ગ્રાઉન્ડ પર ફરવા લઈ ગયો. સિનેમા બતાવ્યા. ગાડી કરી આપી. તારાં મુક્તકંઠે વખાણ કર્યાં. તું અને નલિની બંને એક સ્વરૂપ છો એમ પોતે માને છે એવું શબ્દોમાં કહ્યું. તને બક્ષિસો આપી. દૃષ્ટિપાતો કર્યા. મીઠા શબ્દો કહ્યા. કયો આત્મભોગ આપ્યો?"

"કેમ! બાપની મિલકત ઠોકરે મારી છે એમ તમે જ કહ્યું." વિલાસ સગર્વ બોલી.

"શામાટે? તું એને કમાવવામાં મદદ કરી શકે છે. છતાં એણે કઇ પ્રેમવેદના ભોગવી?"

"હું ન પરણું તો આત્મહત્યા કરવા તૈયાર છે." ફરી વિજયી આંખે વિલાસે કહ્યું.

"એ બધી કલ્પનાની વાતો. યૂરોપ જેવા દેશોમાં પણ એ અસંભવિત જણાયું છે. ત્યાં પસંદગીનાં લગ્નો છે પણ યુવતીઓને ત્યાં પણ સંભાળવું પડે છે. અનેક યુવકો યુવતીઓને ફસાવે છે.

પ્રેમના બાહ્યાડંબર નીચે પરણી છેવટે તરછોડી તેનું જીવન કંગાળ બનાવે છે. વળી જો કોઇ યુવતીને ખબર પડી કે તેનો પ્રેમી પરણેલોછે તો પછી તે તેના સામે જોતી જ નથી."

"પણ આતો હિન્દુસ્તાન છે. એ બૈરી પરણવાના રીવાજ છે."

"તે પ્રથમ પત્નીની સંમતિ હોય ત્યારે. વિલાસ! પ્રેમની દૃષ્ટિએ પણ આ લગ્ન તારે માટે હિતાવહ નથી. સાંસારિક દ્રષ્ટિએ પણ શુભકારી નથી. તું પરણીશ. તારાં છોકરાંને તું સંભાળીશ કે નોકરી કરીશ?"

"છોકરાં સંભાળવા આયા ન રાખી શકાય?"

"આયા છોકરાંઓને માતા જેવો ઉછેર આપી શકે? માતા તે માતા. નોકર તે નોકર. કેટલાંએછોકરાનાં જીવનતત્વો નોકરોએ પોતાના સંસ્કારોથી બાળી નાખ્યાં છે તેની તને ખબર નથી."

વિલાસ દૃષ્ટિ ભીંત પર નાખી રહી.

"તું સમાજની અવગણના કરે છે. સમાજને બાજુ મૂકીએ પણ એક બીજો વિચાર કર. તારી માતા કડક છે, છતાં તેનું વહાલ તારા પર પૂર્ણ છે. એ તને અત્યંત ચાહે છે. તેથી જ આ લગ્ન વિરુદ્ધ છે. એ મ્હોંએ બોલે છે કે મારું નાક કપાય છે વિગેરે પણ ખરું જોતાં તે અત્યંત લાગણીવશ છે. જે છોકરીને પોતે જન્મ આપ્યો, જેને ઉછેરી, જેને પોષી મોટી કરી, ભણાવી તે છોકરીનાં લગ્નમાં તેને સુખ દેખાતું ન હોય તો તે લાગણીવશ હોવાથી શિકળાટ જ કરે ને? જો. એ સદંતર તારી વિરૂદ્ધ જ હોય તો તને બાર વર્ષની થતાં જ પરણાવી દેત."

"એ તો ભાઇએ મને ભણાવીને નાનપણમાં ન પરણાવી."

"ના, એવું નથી, બંનેનો વિચાર તને મોટી કરી સારે ઘેર જ પરણાવવાનો પહેલેથી હતો તેની હું તને ખાત્રી આપું છું. કેમકે નાનપણનાં લગ્નનાં નુકશાનથી તારી મા વાકેફ છે.

તું ધારે છે એવી તારી મા મૂર્ખ નથી. એ સમજુ છે. પણ ક્રોધાળ છે, ઉતાવળી છે એટલે ન બોલવાનું બોલે છે. તારા ભાઈ પણ ખરું જોતાં આ લગ્નની વિરૂદ્ધ છે. એટલું જ કે એ શાંત હોવાથી તને સ્પષ્ટ કહેતા નથી. અમે પણ વિરૂદ્ધ છીએ. તારા જેવી બીજી અનેક કુંવારી અને પરણેલી યુવતિઓ પણ વિરૂદ્ધ છે કેમકે અમે તેમજ એઓ મોહનલાલના આંતરજીવનની કાંઈક ઝાંખી કરી શકયાં છીએ.'

"મારું જીવન કંગાળ નીવડવાનું હશે તો તે હું ભોગવીશ, તે વખતે કોઈને આંગણે હું નહિ ચઢું કે ફરિયાદ નહિ કરું.' વિલાસ હવે કંટાળી.

"જાણીને ભૂલ કરવી?"

"મારી ખાત્રી થતી નથી."

"તો તારી ખાત્રી થાય ત્યાં સુધી થોભ. લગ્ન અમુક સમય લંબાવ. મેં તને પહેલેથી જ સૂચવ્યું છે."

"કાકા! શા માટે જીવનની અનેક આશાઓને કાપી નાખો છો? મારી અનેક ઊર્મિઓને, જીવનના લ્હાવા માણવા પ્રબળ બનેલા હૃદયને તમે બધા શા માટે કચરી નાખો છો? મને મારું જીવન જીવવા દો. તમને મારાં જીવનમાં હું સટ્ટો કરતા હોઉં તો કરવાદો. જીવનને હું સટ્ટો જ માનું છું, અખતરો સમજું છું મને તેમ સમજવા દો. નહિ તો છેવટે મારે પણ મરવાનો જ માર્ગ લેવો પડશે."

"આ ઠીક. તારી મા કૂવે પડે. મોહનલાલ આત્મહત્યા કરે અને તું મરે. ત્રણે જણાની આ ધમકી."

"મારી ધમકી નથી. હું આ લગ્ન ન કરું તો મારે તો મરવું જ પડે. વર્ણાંતર લગ્ન કે આવાં લગ્નથી જતી આબરૂ ખમી શકું પણ થઈ ગયેલા પ્રમાદથી જતી આબરૂ ખમી ન શકું.'

"શું ? પ્રમાદ !' વસુમતિ વિલાસનું હૃદય માપતી જોઈ રહી.

"માનસિક નબળાઈ કહો, પ્રેમ કહો, વિકાર કહો, આંધી કહો, પણ જે પ્રમાદ થઈ ગયો તે થઈ ગયો. અન્યથા ન થઈ શકે."

"વિલાસ! તારા અવાજમાં ધ્રુજારી છે. તું મને છેતરે છે."

"શા માટે ?"

"તારું ધાર્યું કરવા માટે. હઠમાં વિજય મેળવવા માટે. એવા પ્રમાદવશ તું હોય એમ હું માનતી નથી."

"છતાં પ્રમાદ થયો છે."

"ઈશ્વરની સાક્ષીએ ?"

"હા"

વસુમતિ કાંઈ બોલી નહિ. વિલાસનું હૃદય ધડકતું હતું. હૃદય વિજયનાદે ઊછળતું હતું. વિલાસની યુક્તિએ વિજયની છાયા એનાં નેનમાં પ્રસારી. ચકોર વસુમતિ ચેતી જશે એ ભયે નયનો નીચાં નમાવ્યાં.

ક્ષણભર ઓરડામાં શાંતિ પ્રસરી રહી.



વત્સલા ઘેર આવી ગઈ હતી. એનું હૃદય આનંદે ઉછળતું હતું. આખે રસ્તે મોટરમાં અનેક તર્કપરંપરામાં એનું મગજ ન ગૂંથાતાં. એની નજર આજુબાજુના વ્યવહાર પર ન પડતાં, એ બંનેનું કેન્દ્ર કેવળ ગંગાનાથની આકૃતિ જ નિહાળી રહ્યાં હતાં. ઘર આવ્યું. મોટર થોભી. હવે એને ભાન આવ્યું. ગંગાનાથની કલ્પિત આકૃતિએ બાથ ભીડી પકડી રાખી હોય તેમ તે સ્થિર બેસી રહી હતી. મોટર ડ્રાઈવરે બારણું ખોલ્યું ત્યારે તે માંડ-માંડ, પરિશ્રમ કરતી નીચે ઉતરી. ઘરમાં ગઈ. ઉપર ગઇ. કેદારનાથ તથા પિતાને વાતો કરતા જોઈ, માતાને માથે હાથ મૂકીને બેઠેલી જોતાં એને ઘરની સ્થિતિ યાદ આવી. ત્વરાથી કપડાં બદલી નીચે ગઇ. કામે વળગી.

વિલાસ જોડે વાત કરી વસુમતિ નીચે આવી. કેદાર-નાથને આગલા ઓરડામાં બોલાવી કેટલીક વાત કહી. વેણીલાલને પણ પાછળથી બોલાવ્યો. ત્રણે જણાંએ મસલત કીધી. વસુમતિ મૃદુલા પાસે આવી.

"બહેન મારી સાથે ચાલો."

મૃદુલા વસુમતિ સામે જોઇ રહી.

"ચાલો"

"ક્યાં ? કેમ ?"

"તમને બધી હકીકત વિસ્તારથી કહીશ. હમણાં મારી સાથે અમારે ઘેર ચાલો. ત્યાં હું, તમે અને ભાઇ બધો જ વિચાર કરીશું." વસુમતિએ કહ્યું.

"પણ એનું—"

"એ જ સંબંધી વિચાર કરીને પગલું ભરશું. હમણાં આપણે ઉતાવળે કાંઈ કામ કરવું નથી. ધીરજ રાખો. નંદકુંવરની પણ સલાહ લઈએ."

"પણ ઘરમાં—"

"વત્સલા આવી ગઈ છે. ચાલો."

મૃદુલા લુગડાં બદલી કમને વસુમતિ તથા કેદારનાથ સાથે ગઈ.

મૃદુલામાં સહનશક્તિ બીલકુલ નહોતી. જરા અણગમતું થતું કે તેને ઊકળાટ થતો. એ ઉશ્કેરાઈ જતી. લોહી મગજ પર ચઢી જતું અને પછી તે જેમ આવ્યું તેમ બોલતી. એની જીભ પર એને કાબુ રહેતો નહિ. ગૂજરાતી સાત ચોપડી ભણી હતી. અંગ્રેજી ત્રણચાર ચોપડી સુધી ગઈ હતી. થોડું ઘણું અંગ્રેજી સમજી શકી હતી. વિશેષ વાંચન કરવું કે વિચારપૂર્વક ગુંચવણનો નિકાલ આણવો એ એને ગમતું જ નહિ. હું કહું તેજ થવું જોઇએ એવો મમત એને અનેકવાર આવતો. એ મમત નિષ્ફળ જતાં એનું માથું ધમધમ થતું, એ રડતી કકળતી, ભૂખી રહેતી. ઘર કામમાં ખાસ ધ્યાન એક બે દિવસ રહેતું નહિ. આથી વત્સલાને ઘરનો બોજો ઘણીવાર ઉપાડવો પડતો. વત્સલા ઉપર વેણીલાલના સ્વભાવની પૂરી અસર થઈ હતી એટલે એ ત્વરાથી ઘરકામ ઉપાડી લેતી. માને પૂર્ણ આશ્વાસન આપતી. હસતે મ્હોંએ રહેતી, ગાતી, વાતો કરતી અને ઘરનાં ગમગીન વાતાવરણમાં પ્રાણ પૂરતી. મૃદુલાને ચેતન આવતું. પાછી સ્વસ્થ થતી.

મૃદુલાનો આકળો સ્વભાવ હોવા છતાં એનું હૃદય નિર્મળ હતું. ગઈ વાત તરત ભૂલી જતી. અનેકવાર વિલાસ સાથે તકરાર

થઈ હશે. બંનેને જાણે મૂળથી જ બારમો ચંદ્રમા હોય તેમ ઘડી ઘડીમાં વાંકું પડતું. વત્સલા વચ્ચે પડતી અને સમાધાન થતું.

વિલાસ તથા મૃદુલાને બારમો ચંદ્રમાં હોવા છતાં અન્યોન્ય ભાવ હતો. વિલાસને સ્હેજ તાવ આવતાં મૃદુલા ગભરાતી અને એ હવે મરી જ જશે ડૉકટરને તરત બોલાવો, ઈંજેક્ષન આપો વિગેરે ધમાલ કરતી. વિલાસ દવા ન પીતી તો મૃદુલા કકળાટ કરતી. "તારે તો મરી જ જવું છે. મને હેરાન જ કરવી છે" વિગેરે માંદા માણસને ન કહેવાનાં વાક્યો કહેતી. વિલાસ પોતાની આંખ આગળથી જાય એ એને ગમતું જ નહિ. પોતાના કહ્યાથી ઉલટું કરે એ એને રુચતું નહિ.

વત્સલાના માથા પર ભણવાનો બોજો હતો. પરન્તુ સારી સ્મૃતિ અને ગ્રહણશક્તિ એને બક્ષિસ મળેલાં હોવાથી એને ભણવું એ મુશ્કેલ ન હતું. જુનીયર બી. એ.માં તે હતી. વિલાસના દાખલાથી તેને મુંબઈ જવા ન દેવા માટે મૃદુલાએ હંમેશ ઊહાપોહ કરી મૂક્યો હતો. વત્સલાએ કહ્યું હતું કે તું એમાં રાજી છે તો હું પણ એમાં રાજી છું. મને મુંબઈની મોહિની નથી. અમદાવાદ મારે મન મુંબઈ છે. મૃદુલા વેણીલાલને કહેતી કે આનું નામ તે છોકરી.

આજે ઘરના તંગ વાતાવરણમાં પણ વત્સલાએ પોતાના આનંદી સ્વભાવ મુજબ કામ ઉપાડી લીધું. શાક રોટલી વિગેરે ઝડપથી તૈયાર કરી બહેન અને ભાઈને જમવા બોલાવ્યા. વેણીલાલ મનમાં વત્સલાની પ્રશંસા કરતો જમવા બેઠો. વિલાસની ભૂખ ઊડી ગઇ હતી પણ તે થોડું જમી. માને ઘરમાં ન જોતાં તે કાંઇ બોલી નહિ. એને ખબર નહોતી કે તે વસુમતિની સાથે ગઈ છે.

"બા નથી?"

"ના—વસુમતિ બહેન સાથે ગયાં છે." વેણીલાલે જવાબ દીધો.

"મને ચિઠ્ઠિ મળી છે. હું કાલે સવારે મુંબઇ જવાની છું."

"જેવી તારી મરજી."

બાપ દીકરી વચ્ચે આટલી વાતચિત થઇ, બંને બહેનો ઉપર ગઇ. વેણીલાલ છાપું વાંચતો ખુરસીપર બેઠો.

વત્સલાના માનસપટ પરથી ગંગાનાથ સાથે બનેલા પ્રસંગની છાયા ઊડી ગઈ હતી તે પાછી સચેત થવા લાગી. પથારી પર પડી હતી. વિલાસ ટ્રંક તૈયાર કરતી હતી. પોતે જાણે એકલી જ એ ઓરડામાં હોય તેમ એની આંખ આગળ બધો ચિતાર ખડો થતો હતો. ગંગાનાથનો સ્વભાવ, રમુજી બોલચાલ તેને ગમતી હતી છતાં આજે કોણ જાણે એણે એને કેમ એકાએક અસર કરી હશે? આટલા દિવસમાંના અનેક મેળાપ થયા હોવા છતાં કોઇ દિવસ મને કેમ આવી લાગણી થઈ નહિ? ગંગાનાથનો મારા તરફ ભાવ ઘણા દિવસથી હશે? હું એ સમજી ન શકી? ગંગાનાથે કેવળ સભ્યતા ખાતર, સ્ત્રી બહુ સન્માન ખાતર તો આવી રીતભાત રાખી નહિ હોય! શા માટે મારો રુમાલ માગ્યો? શા માટે પોતાનું ચિત્ર મને લેવા દીધું? મેં પણ શા માટે માગ્યું? આમ વિચાર કરતાં કરતાં એની આંખ આગળ ગંગાનાથની સ્મિતભરી આકૃતિ ખડી થઇ. એના હાથમાં લોહીવાળો રુમાલ હતો. એ એને પગે પાટો બાંધતો હતો. એ પ્રસંગનું સમગ્ર ચિત્ર તેની આંખ આગળ ખડું થઈ ગયું. વત્સલાનો શ્વાસ એટલા જોરથી ઊછળવા લાગ્યો કે વિલાસનું ધ્યાન પણ એના તરફ ખેંચાયું.

"કેમ વત્સલા!"

વત્સલા ધ્યાનગ્રસ્ત હતી. એની છબી પાડી લેવામાં આવી હોત તો પ્રેમના દરેક સાત્વિક ભાવો એના મુખપર સ્પષ્ટ તરી આવતા છબીમાં ઊતરી શકત. જાણે પોતે સંપૂર્ણ પ્રેમમય બની ગઇ ન હોય! પ્રેમનો અવર્ણનીય આનંદ અનુભવતી ન હોય!!

"વત્સલા!"

એકાએક ધ્યાનભંગ થતી વત્સલા બેઠી થઇ ગઈ.

"કેમ! ઊંઘી ગઈ હતી?"

"ના. જાગું છું."

"વિચાર કરતી હોઇશ?"

"નારે ના, અમસ્તી પડી હતી."

"તને પણ મારું વર્તન વસમું લાગતું હશે?" વિલાસે વત્સલાની નજીક આવતાં પૂછ્યું.

"શી બાબત?"

"કેમ, કાલે જવાની છું તે બાબત."

"હા. ના." સ્વસ્થ થતાં વત્સલાએ કહ્યું. "તું જાય છે એમાં કાંઇ અજૂગતું નથી."

"તો."

"તો–તો શું? તું પરણી સુખી થાય એટલે મને તો આનંદ આનંદ."

"તને લાગે છે કે હું સુખી થઇશ?" વિલાસે જરા વધુ નજીક જઈ ધડકતે હૃદયે પૂછ્યું.

"હું કેવી રીતે ભવિષ્યવેત્તા બનું! છતાં સંપૂર્ણ ઇચ્છું છું કે તું સુખી થાય." વત્સલાએ કહ્યું.

"હું તો જાણું કાલે જઇશ. માબાપ બંનેની ઇચ્છા વિરૂદ્ધ, કદાચ તમે સર્વની ઇચ્છા વિરૂદ્ધ હશે, હું તમને બધાંને ઉદ્ધત અને અવિચારી દેખાતી હોઇશ; પણ મારે ગયા વિના ચાલે તેમ નથી. મારાથી અહિં રહેવાય એમ નથી. મારું દિલ ઊઠ્યું છે. જે સુખની એ ઝંખના કરી રહ્યું તે ઝડપી લેવા એ મને પ્રેરે છે. એમાં હું જાણું છું કે માબાપ પ્રત્યેની

ફરજ હું ચૂકું છું પણ મારે તે મારા સ્વાર્થને માટે ચૂકવી પડે છે. હું લાચાર છું. મારામાં તારા જેટલી અને જેવી સહનશક્તિ નથી. તારા જેટલું મનોબળ અને હૃદયબળ નથી. તારા જીવનની ધરી એ રીતે તેં મજબૂત કરી છે; અથવા તને પ્રભુએ જ સબળ ધરી આપી છે. તું એટલી સુભાગી છે. મારી તું બહેન છે. મારાથી નાની હોવા છતાં એ રીતે તું વધારે બળવાન છે એથી જે સુખ હું માતાને અને પિતાને આપી શકતી નથી તથા જે સંતોષ તેમને આપી શકતી તેથી તે આપવાનું કાર્ય હું તને સોંપું છું. તું આપી શકીશ. તારામાં એ શકિત છે. હું એ જોઇ શકું છું. જે ફર્જ હું બજાવી શકી નથી તે તું બજાવી શકીશ. એથી મને ફાયદો અને સંતોષ બંને મળશે. મારા પર મારાં આ વર્તનથી માતાનો શ્રાપ અને પિતાની નારાજી ઊતર્યાં છે તેનો વેગ અને બળ તું તારાં સુશીલ વર્તનથી ઘટાડી શકી મને સુખી કરી શકીશ. બહેન ! હું તારી પાસે આજે એની જ યાચના કરું છું. ફોઇબાની સાથે વાતચિત થયા બાદ મને લાગે છે કે કદાચ ભવિષ્યનું મારૂં જીવન સુખકારક નહિ નીવડે, કેમ કે માતાને હું સુખી કરી શકતી નથી. જાણે અત્યારથી જ એના અસંતોષ અને ક્રોધની જ્વાળાનો ઝીણો તાપ લાગવા માંડયો હોય એવું મને થાય છે. તું મારી ઓથે ઉભી રહે. તું મારૂં રક્ષણ કર. વત્સલા! મારી બહેન ! ' બોલતાં બોલતાં વિલાસ વત્સલાને વળગી પડી. આંખમાં આંસુ આવી ગયાં કેટલાક સમયથી રોકેલો આવેગ એકાએક બહાર પડી ગયો.

" બેન ! આ શું કરે છે ? તારા જેવી ધીટ શકિત આવું કરે ! " વત્સલાએ પાલવ વડે વિલાસની આંખો લૂછતાં કહ્યું.

" મને બધાં જ મૂર્ખ માને છે. ઉદ્ધત, ઉછૃંખળ, હઠીલી માને છે પણ જે મારા હૃદયની વેદના, એનો આર્તનાદ, એની અનેરી આશાઓ, સુખપ્રાપ્તિની ઊંડી તલપ સમજી શકતું હોય તે તો મારે માટે સહાનુભૂતિજ ધરાવે. બેન ! કોઈ એવું નથી દેખાતું .

કે જે મને એ શબ્દો પણ પ્રોત્સાહનના આપે !" વિલાસ ગળગળી થઈ ગઈ.

"હું છું. હું તારી બહેન તારા પડખામાં જ છું." વત્સલાએ બહેનને શાંત કરતાં કહ્યું.

"બોલ, હું તને શી સહાય કરું ?"

"મને ફક્ત રક્ષણ આપ."

"હું રક્ષણ આપું ! કેવી રીતે ? શું કરું ?"

"માતાને મેં દુભાવી છે, તું મનાવ."

"મનાવું તું માર્ગ બતાવ."

"એકજ માર્ગ છે. વત્સલા ! જે માર્ગ મારે માટે અત્યંત કઠિન છે તે તારા જેવી માટે અત્યંત સુગમ છે. તું માતાને વચન આપ કે જે માર્ગે હું ગઈછું તે માર્ગે તું નહિ જાય. માતાને પસંદ, પિતાને પસંદ એવા પતિને પરણી તું એમને સંતોષ આપીશ એટલી એમની ખાત્રી કર."

"એ અત્યારે કેવી રીતે બને ?"

"બને. તું એમને તારે માટે પતિ શોધવાનું કહે. એમના શોધેલા કે બતાવેલામાંથી તું કોઈને પસંદ કર."

"પણ એથી તને શું રક્ષણ મળશે ?"

"એથી બાને શાંતિ થશે કે મારી એક છોકરીએ મારું કહ્યું માન્યું. એ શાંતિથી મારા પ્રત્યેનો એનો ક્રોધ નરમ પડશે. અને માંનો ઉકળાટ શાંત પડતાં હું પણ સુખી થઈશ કેમ કે એ મને ભૂલવા માંડશે."

"તું એવા ક્રોધની એવી અસર માને છે ?"

"માનતી નહોતી પણ હવે જેમ જેમ જવાની ઘડીઓ નજીક આવે છે તેમ તેમ મારું હૃદય ધડકે છે. એ પણ કાંઈક એવું જ કહે છે."

" તો બે દિવસ થોભી જા. શી ઉતાવળ છે ?"

" એમ થોભાય એમ નથી. આજે હું મોહનને મળી નથી એટલે તે ફ્રાસ્ટ ઉપર મારી રાહ જોવાનાજ અને હું એની સાથે કાલે ન જાઉં તો પરિણામ માઠું આવે. પહેલાં તો હું પોતે જ અહિં રહી ન શકું. મારાથી રહેવાય એમ જ નથી."

" પણ તું રોકાય તો બાને મનાવવાના પ્રયાસ સહેલાઇથી પાર પડે."

" એમ નહિ બને. મારી હાજરીમાં બા માને જ નહિ. મોહનલાલ માટે બાને અત્યંત ખરાબ અને હલકો અભિપ્રાય છે."

" બેન! ખરું પૂછ તો વિચારવા જેવી બાબત તો છે. મેં પણ ઘણું ઘણું સાંભળ્યું છે."

" પણ એ મારે સાંભળવું નથી. એની વિરૂદ્ધ કાંઇ પણ સાંભળવા મારૂં હૃદય ના પાડે છે. મારે મન તો એ પ્રભુ છે."

" અને એને મન તું પ્રભુ નહિ હોય તો ?"

" તો–તો–હું–એને મન શું હોઇશ ?" વક્ર દૃષ્ટિપાત કરતાં વિલાસે પૂછ્યું.

" કદાચ–રમકડાંની–" વત્સલા બોલતી અટકી ગઇ.

વિલાસ એના સામે જોઇ રહી. એની આંખમાં પાણી ભરાઇ ગયાં.

" તું પણ એમ માને છે?" બોલતાં બોલતાં વિલાસે હોઠ કરડયા. ભલે, "એમ માન. તમે બધાં ભલે એમ માનો. મારો નિશ્ચય ફરવાનો નથી. મેં તો મારૂં જે થવાનું હશે તે થવા દેવાનો નિશ્ચય જ કર્યો છે. જીવનનો જે અનુભવ થશે તે હું ભોગવીશ. એ વિષે કોઇને ફરિયાદ નહિ કરું. મારે તો તારી પાસે આટલું જ માગવું છે. તું તે આપે તો ઠીક. બાકી જે મારાથી થઇ ન શકે તે તારી પાસે કરાવવા મારી યોગ્યતા નથી."

"બ્હેન! તારી માગણી વિચિત્ર છે. છતાં એટલું તો ખરું જ કે માને દુભવીને કોઇને પરણી નહિ બેસું. માનું મન મનાવીને જ પરણીશ."

"અને તે પણ ઘણી વ્હેલી તકે."

"કેમ?"

"જેમ વાર લાગે તેમ બાનો ઉકળાટ મારા પ્રત્યે વધતો રહે"

વિલાસની આ માગણીથી વત્સલાને જરા માઠું લાગ્યું, નવું લાગ્યું. પણ બોલી નહિ.

"ઠીક જેવી તારી મરજી. એટલાથી પણ તું સુખી થાય તો ભલે."

"બ્હેન! બ્હેન! કોઇએ પણ જો હૂંફ આપી હોય તો તેં જ મને આપી છે. હું તને નહિ ભૂલું. બ્હેન! તારો આ ઉપકાર પણ નહિ ભૂલું." વિલાસ વત્સલાને વળગી પડી. "હું તો હૃદયથી ઈચ્છું છું કે તને એવો વર મળો કે તે તારી, માની અને ભાઇની સર્વની એક પસંદગીનો હોય."

વત્સલાની આગળ ગંગાનાથની આકૃતિ છાયા આવી રહી. એનાથી દીર્ઘ શ્વાસ લેવાઇ ગયો.

"હાશ. તેં મને માના જેવી શાંતિ આપી છે. ચાલ, પ્રભુએ તારા જેવી બ્હેન આપી છે એ મારું કમભાગ્ય નથી." શાન્તિનો શ્વાસ લેતાં વિલાસ બોલી. "ચાલ" હવે બીજી વાત. તું મારા લગ્નમાં તો આવી નહિ શકે."

એકાએક વત્સલાએ તેના મ્હોં સામે જોયું.

"હું તને ઠપકો આપતી નથી; પણ બા કે ભાઈ તું આવે તે પસંદ નહિ કરે માટે તું આવતી જ નહિ. હૂં તને આમંત્રણ પત્રિકા પણ નહિ મોકલું. અને એ માટે તું માઠું લગાડીશ નહિ. મારી અને મોહનની ભેગી છબી પણ નહિ

મોકલું. જો મોકલું તો બાના હાથમાં જાય અને એ ચિડાય. મારે એ નથી કરવું. એ છતાં ન મોકલું તે માટે મારું મા લગાડીશ." વિલાસે મૃદુ અવાજે કહ્યું.

"જેવી તારી ઇચ્છા"

"હવે ત્રીજી વાત. મારા જવાથી અને લગ્ન કરવાથી અનેક ચકચાર જાગશે. લેખો આવશે. અમારા પર જૂનો અને નવો સમાજ તૂટી પડશે. બા મુઝાશે. પણ એમાં તારે બાને શાંત રાખવાની છે. બનતા સુધી યુક્તિપૂર્વક તું એવી જગાએ લઈજાય તો સારું કે જ્યાં એને કાને અમારા સંબંધી વાતો આવેજ નહિ."

"એ બધું ભાઈ સારી રીતે કરશે. પણ હમણાં એ સંબંધી શા માટે વિચાર કરે છે?"

"એટલાજ માટે કે બાને હું બા માનું છું. ખરું પૂછે તો મારાં વર્તનથી એને જ દુઃખ થાય છે તે હું સમજી શકું છું. હું જાણું છું કે મારે એને દુભવવી ન જોઇએ છતાં મારાથી તેમ થતું નથી. બાને માટે મારા દિલમાં લાગણીઓ છે પણ એ મારાથી બતાવાતી નથી. મારું દિલ એકપક્ષી બની ગયું છે".

"વારુ."

"અહીંની વખતો વખત ખબર તો આપીશને?"

"તું બાને કે ભાઈને મળવા નહિ આવે?"

"કેવી રીતે આવવું ' એમની મરજી વિરૂદ્ધ જાઉં છું તો અહીં પછી આવતાં મારો પગ કેમ ઉપડે? એ બંને અનાય તો બધું બને. પણ એ કેમ બને?

' વત્સલા મુંગી રહી.

"બીજું. આ ટ્રંકમાં ફક્ત તત્કાલ ઉપયોગમાં જોઈએ તેટલું જ લઈ જાઉં છું"

"કેમ? ભાઇએ અને બાએ તને આપ્યું છે તે લઇ જવામાં શો વાંધો છે?"

"ના. મને ઠીક નથી લાગતું. મારે હવે જાત કમાઈનું જ પહેરવું જોઇએ. તરત કમાવા ન જવાય કે મોહન પાસે ન લેવાય માટે આટલું લીધું છે."

વત્સલાને બહેનથી વિખૂટા પડવાનું હવે પૂરેપૂરૂં ભાન આવ્યું. એણે તૈયાર કરેલી પેટી જોઈ.

"બસ! એકજ પેટી? બિસ્તરો!"

"શી જરૂર છે?"

"રૂપીઆ!"

"છે. પચીસ રૂપીઆ મારા બચાવેલા છે. વધુની કંઇ જરૂર નથી."

પોતાને મોટો ભાઈ હોય અને તે હંમેશને માટે ઘર છોડી જતો હોય એવું વત્સલાને લાગ્યું. થોડા વખત પછી તો તે જશે પોતે એકલી પડશે. વિશાળ દુનિયામાં એકલી મોહનલાલ સાથે રહેશે એ વિચારમાં દુનિયાના મહાસાગરમાં મોજાંની લ્હેર પર અથડાતાં નાના જળચર જેવી વિલાસ વત્સલાને લાગી. સ્થિર દૃષ્ટિએ એ એના સામે જોઈ રહી.

"બહેન! શો વિચાર કરે છે?"

"કાંઈ નહિ."

"તોપણ -"

"ના કાંઈ નથી."

"તો હવે સૂઇ જઈશું?"

"ઊંઘ આવશે?"

"પ્રયાસ કરી જોઈએ."

શો પ્રયાસ કરી શકે ? બંનેના દિલમાં ઉશ્કેરાટ હતો. વિલાસ પોતાને સ્ટેશને જતી, મોહનને મળતી, ગાડીમાં ગમ્મત કરતી, મુંબઈ પહોંચતી, મિત્રોનાં અભિનંદન લેતી પોતાને નિહાળી રહી હતી. વત્સલાની આંખ આગળ પણ વિલાસની ભાવી સૃષ્ટિનાં ચિત્ર ધીમે ધીમે ઝાંખા થતાં સાયંકાળે અનુભવેલો પ્રસંગ તાજો થવા લાગ્યો. બંને બેનોએ પથારીમાં આમતેમ ફર્યાં કીધું. છેવટે પ્રભાત થયું. વત્સલાએ બહેનનને માટે પાણી મૂક્યું. વિલાસ નાહી, ચા પી, તૈયાર થઈ.

" ભાઈ ! જાઉં છું."

" પહોંચ્યાનો કાગળ લખજે. " વેણીલાલે ટુંકમાં કહ્યું.

" જરૂર. " પિતાના આટલા ઉત્તરથી વિલાસમાં જોર આવ્યું. નમન કરી નીચે ઊતરી. વત્સલા નીચે જ હતી. વિલાસ તેને વળગી પડી.

" બહેન ! " એનાથી વધુ બોલાયું નહિ.

બહાર ગાડી આવી હતી. વિલાસની ટ્રંક તેમાં મૂકાતાં તે ગઈ.

❧

# પ્રકરણ ૧૨ મું ] [ ગુલાબ

"કેમ! કુમાર! આજ કાંઇ હજી સુધી પિંજરાની બહાર નીકળ્યા નથી?" અનંત પોતાની ઓરડીમાં નાનકડા ટેબલ પર કાગળ લખવામાં મશગુલ હતો એને ગંગાનાથે એકાએક આવીને પૂછ્યું.

"પિંજરું? હું કાંઇ પોપટ નથી."

"કોણ કહે છે. હું તો કહું છું કે હજી સિંહ પિંજરામાં કેમ બેસી રહ્યો છે?–હં. કાંઇ પત્ર વ્યવહાર—"

"લખવાનો ફકત આરંભ જ કીધો છે."

"શિકાર કરવાનો હશે!"

"શિકાર?" અનંત ક્ષણભર હસતા ગંગાનાથ તરફ જોઈ રહ્યો, "ના શિકાર નહિ. વનરાજ કેટલીકવાર ઉગ્ર દંડ પણ દે છે."

"કોને દંડ દેવાનો છે?"

"ગંગાનાથજી! ક્ષમા કરશો પણ મારું મગજ આજ ઉશ્કેરાટમાં છે."

"કેમ? વાયરલેસ આવ્યો છે કે શું?"

"હું મજાક નથી કરતો પણ ખરેખર, એકવાર આ પત્ર પૂરો કરી દેવા દો."

"પિતા પર!" જરાક ગંભીર થતાં ગંગાનાથે પૂછ્યું.

"ના. મિત્ર પર."

" મિત્ર ? મિત્ર એટલે સૂર્ય. સૂર્યને દંડ દેવા જતાં તો ભલા પક્ષી રાજની પાંખો બળી ગઈ હતી."

" મારી બળી નહિ જાય. હું તો બાળી નાખીશ. હજી લખવાનો અભ્યાસ ચાલુ છે."

" પણ કયા મિત્રે આપને દુર્વાસા બનાવ્યા છે ?"

" તમે મજાકમાં મારા ઉશ્કેરાટને હંડો પાડવા મથો છો એ ઠીક નથી."

" તો પણ—પણ—તમારી આંખો લાલ છે. રાતના ઊંઘ્યા લાગતા નથી."

" નહિ જ."

" કારણ ?"

" ઊશ્કેરાટ !"

" ઉશ્કેરાટ ?

" ગંગાનાથજી ! જે મિત્રને મેં સહાય કરી છે, જેણે મને સહાય કરી છે; જેને હું ખાનદાન, કુલીન, સભ્ય, વ્હાલસોયો માનતો હતો તે મર્યાદા ભંગ કરે એ હું ખમી ન શકું."

" પણ કાલ સાંજ સુધી તો તમે સૌમ્ય હતા ?

" ત્યારથી હું ભૌમ્ય જેવો ઉગ્ર બન્યો છું અને જ્યારથી વિલાસ બહેનનાં બા આવ્યાં, તેની વાતો સુણી, બળતું હૃદય નિહાળ્યું, આંખોમાંની અશ્રુધારા જોઈ, તેમની ઉછળતી છાતીના વેગમાંથી નીકળતા ભાંગાતૂટા પણ લાગણીભર્યા શબ્દો શ્રવણ કર્યાં ત્યારથી મને અત્યંત ઉકળાટ થયો છે. મારું ચાલત તો હું રાતની ગાડીએ જ સીધો મુંબઈ જઈ મોહનની કાનપટી કરત."

" મોહનલાલ સાથે એટલો ગાઢ સંબંધ છે ?"

" જોળવાબાઈ જેવો."

"એમ ?—મોહનલાલ તો અહિં જ છે—ના હતો."

"શું ?" ત્રાડ મારી અનન્ત ઊભો થઇ ગયો. ફાઉન્ટિન પેન પડી ગઇ. "અહિં છે ! ક્યાં ?"

"કદાચ—" ઘડિયાળ સામું જોતાં ગંગાનાથે કહ્યું "—જરુર જ, હવે અમદાવાદમાં નથી."

"તો—તો—" વધુ ઉશ્કેરાતાં અનંતે કહ્યું.

"ટ્રેઈનમાં છે."

"ટ્રેઈનમાં ?—હું મણિપુર, મહેમદાવાદ, નડિયાદ મોટરમાં પકડી શકું ?" અનન્તે પોતાનો કોટ લેવા જતાં ખુરસીની અડફટમાં આવી પડતાં પૂછ્યું.

"કુમાર ! કાંઇ હાથ ટાંટીઆ ભાંગી બેસશો."

"પણ હું મોટર લઈ જઈ શકું ?"

"જરા શાંતિથી બેસો."

"પણ ઘડિયાળ કામ કરી જાય છે."

"તેથી જ બિરાજો. સાડા નવ થયા. ગાડી ક્યાં પહોંચી હશે ? ખ્યાલ આવે છે ?"

"આણંદ—તો—પણ"

"ને તમે મોટરમાં આણંદ જતાં કલાક—દોઢ તો થશેજને—ફૂલ સ્પીડમાં જાઓ તો યે એટલા વખતમાં ગાડી ક્યાં પહોંચશે ?"

"એ—એ—ખરૂં" નિસાસો નાખતો અનન્ત ખુરસી પર બેસી ગયો.

"મિસ્ટર—અપંગ પખી ! શાંતિથી બેસો. ચાલો તમે જાઇ મોહનલાલને શું કરત ?"

"કાન પકડી ટ્રેઈનમાંથી નીચે ઊતારત."

"એ ન ઊતરત તો ?"

"ઊંચકીને ઊતારત."

"એ તો માનું છું. તમારામાં એ શક્તિ છે. પણ મોહનલાલની સાથે જે પ્રબળ શક્તિ હશે તે મોહનલાલની વ્હારે ધાય તો પછી?"

"કઈ શક્તિ–વિલાસ!"

"હાસ્તો"

"તો–તેને પણ નીચે ઊતારત."

"આ શક્તિ–બહુ સન્માન!!!"

"એ આડે આવત તો આગગાડીમાં હું પણ સાથે જાત."

"ને આગગાડીમાં ભવાઇ કરત."

"એ શબ્દ હું સાંભળવા નથી ઇચ્છતો."

"કુમાર! તમે મોહનલાલની વિરુદ્ધ કયારથી પડયા?" તીક્ષ્ણ દૃષ્ટિ નાખી ગંગાનાથે પૂછયું.

"આ લગ્નનું સાંભળ્યું ત્યારથી."

"કાલે ચર્ચા વખતે તો તમે મુગા હતા!"

"ને બધી બહેનોને હું મોહનની ખબર આપવા ઇચ્છતો નહોતો."

"તમે મોહનની જેમ વિલાસને ચાહો શું?"

"એ કોણે કહ્યું?" જરા ગુસ્સામાં અનંત બોલ્યો.

"કદાચ એવું હોય. નહિ તો તમારે મોહનલાલની વિરુદ્ધ પડવાની શી જરૂર?"

"મિત્રને અયોગ્ય કર્મ કરતો જોવો અને તેને યોગ્યાયોગ્યનું ભાન ન કરાવવું એ કેમ બને?"

"એક સ્ત્રી સાથે લગ્ન કરવાં એ અયોગ્ય કર્મ?"

ગંગાનાથ અનન્તની સામે જોઈ રહ્યો. ગંગાનાથ આવું બોલ્યો એ એને ઘણી નવાઇ લાગી.

" હું એ કાર્યને જરુર જ અયોગ્ય માનું છું. બલકે હિચકારું માનું છું."

"એટલે માણસે પ્રેમમાં પડવું એ કાર્ય હિચકારું ?"

"નહિ. મોહન નલિની બ્હેન-ભાભીને પરણેલો છે. નલિની ભાભીનો સ્વભાવ હું બરાબર જાણું છું. એ અતિ પ્રેમાળ સ્ત્રી-શક્તિના હૃદયમાં કેવા ને કેટલા ઊંડા ચીરા પડતા હશે તેની કલ્પના તો હું જ કરી શકું."

" પણ તમે બધા મોહનલાલનાં આ લગ્ન અટકાવવા પ્રયાસ કરો છો તેથી મોહનલાલ અને વિલાસના હૃદયમાં કેવા ચીરા પડતા હશે તેનો ખ્યાલ આવે છે. ?" ગંગાનાથે કહ્યું.

" ગંગાનાથભાઈ! મોહનને જો તમે પૂરેપૂરો ઓળખતા હો તો આજે તમે એનો પક્ષ લ્યો જ નહિ. છતાં તમે આવાં લગ્નની તરફેણ કરો છો એ મને સાવ નવાઈ લાગે છે."

" પણ એમાં નવાઇ જેવું છે શું ? બધાજ કાંઈ શ્રીરામચંદ્રજી હોય ? કોઈ કૃષ્ણાવતારી પણ હોય ને ! શ્રીકૃષ્ણને રુકમણી અને સત્યભામા ઉપરાંત ત્રીજી જાંબુવતી પણ હતી જ ને !"

" અરે સોળહજાર હતી. પણ કયાં એ ને કયાં આ. શ્રીકૃષ્ણનો ગોપીઓનો સંબંધ તો રુપક છે. છતાં શ્રીકૃષ્ણની શક્તિ કયાં ને આ મૂર્ખની કયાં ? છતાં એ કયાં જૂના વિચારનો છે કે તે પ્રમાણે એકને પડતી રખડતી મૂકી બીજીને પરણી લે."

" કુમાર. તમને હજી પ્રેમની પીડા લાગી જણાતી નથી." હસતાં ગંગાનાથે કહ્યું.

પ્રેમ–ને–તેની–પીડા !" અનન્તની આંખ આગળથી એક ઝાંખી છાયા કૂદી ગઇ હોય એમ અનન્તને લાગ્યું. એનું શરીર ક્ષણ ધ્રૂજ્યું. " પ્રેમની પીડા." એ ફરીથી બોલ્યો; " અને તે આ મોહનલાલને ! હં" તિરસ્કાર ભર્યું અનન્ત હસ્યો. " સિને-

માની નદીઓનાં ચિત્રોનાં આલ્બમ રાખનાર, તેનું અહોનિશ નિરીક્ષણુ કરનાર, તે ચિત્રોને ગુપ્ત રીતે ચુંબન આપનાર, તેને મળવા મૂકવા સ્ટુડીઓ તરફ ભ્રમણુ કરનાર–મોહન તેને પ્રેમની પીડા! ગંગાનાથ! કેતકી બહેને તો નાનકડો જ પોતાનો અનુભવ કાલે કહ્યો પરન્તુ મોહનનું જીવન જાણો ત્યારે સમજી શકો કે પરિસ્થિતિ શું છે?"

"અરે શું જાણવાનું છે. હોય. યુવાન છે. પૈસાપાત્ર છે. કામદેવનાં કામણો વિષે પુસ્તકમાં વાંચે તે અનુભવમાં શા માટે ન અનુભવે!"

"તમારો મોહન માટે આવો અભિપ્રાય છે તે જાણતાં મને દિલગીરી થાય છે." અનન્તે ખેદયુક્ત અવાજે કહ્યું.

"શા માટે દિલગીરી થાય? મોહન નલિની ભાભીની જેમ વિલાસ ભાભીને રાખશે. ગણપતિની જેમ સિદ્ધિને બુદ્ધિ. એમાં શું ખોટું? પાંડુને માદ્રી અને કુન્તા!" અર્જુન ને સુભદ્રા અને દ્રૌપદી. અને આપણા જેવા સામાન્ય મનુષ્યોમાં પણ એક ઉપર બીજી ક્યાં નથી?"

"સુધારાનો દાવો કરનારાઓમાં?" વક્ર દૃષ્ટિ કરતાં અનંતે પૂછ્યું.

"અલબત. જુઓ, સુધારકશ્રેષ્ઠ નાગરીન્યાત–આપણું અમદાવાદ–આપણું સુરત–આપણા નવજુવાન, આપણ નવયુવતીઓ-"

"એને હું સફાચટ કરવા માગું છું."

"કેતકી બહેનની પેઠે! ખરે મારા કુમાર! સમાજને ઠોકરે મારનારા દુનિયામાં કાંઇ અનેક વીરનરો અને વીરનારીઓ પડી છે. સુધારાને નવો વેગ, નવું બળ, નવુ ચૈતન્ય, નવો ઓપ, નવી પ્રભા, નવું ઓજસ્ આપનારાંની કાંઇ ખોટ નથી."

"તો આપ આવાં શ્રમની પ્રેરણા આપવા કોઇ વિદ્યાલય ખોલો." કટાક્ષયુક્ત અનંતે વાક્ય ઉચ્ચાર્યું.

" જરુર. આપ બનો આચાર્ય. હું બનું વિદ્યાગુરુ."

" હિમાયત તમે કરો છો. હું તો પ્રતિવિદ્યાલય સ્થાપું."

" પ્રતિવિદ્યાલય સ્થાપી વિલાસ જેવી પ્રેમાળ યુવતીનાં હૃદય ઉપર ઓપરેશન–શસ્ત્રક્રિયા કરવી એ આપના જેવા નવા જમાનાના યુવકને છાજે! આપે તો આ લગ્નને ઉત્સાહ, આનંદ અને પ્રેમથી વધાવી લઇ શુભાશા અને અભિનન્દના તારો અને પત્રો લખી તેને અપનાવી લેવું ઘટે. એના પર પ્રેરણાત્મક લેખો લખી આવાં લગ્નનો વિસ્તાર થાય એ માટે વિના મૂલ્યે એ લેખો વહેંચવા જોઇએ." સ્મિતભરી દૃષ્ટિ નાખતો ગંગાનાથ અનન્ત સામે જોઈ રહ્યો.

" ગંગાનાથજી ! આવા સ્વેચ્છાચારી, સ્વચ્છંદી, વિલાસી, વિકારી યુવકોનાં આંતરજીવનની ખબર હોત તો મને આપ આવો બોધ આપત જ નહિ."

" કયા આધારે તમે મોહનલાલને એ વર્ગમાં મૂકો છો ? "

" આપ મોહનલાલને ઓળખો છો ? મળ્યા છો ? સાથે રહ્યા છો, સાથે ફર્યા છો ? "

" પણ એની જરુર શી ? "

" તેથી જ તમે આ પગલાંને સ્તુત્ય ગણો છો. બાકી હું તો મોહનને આ હાથ એવો ચખાડું કે લગ્નનું નામ જ ભૂલે. "

" હા, હા, હા, હા. તમે તો "આર્ગ્યુમેંટ એડ બેક્યુલમ્" નો સિદ્ધાંત આણો છો. તમારાથી પ્રમાણની આપ લેમાં ન જીતાય તો દે પછી મેથીપાક. હા. હા. હા." હસતાં ગંગાનાથ બોલ્યો.

"નહિ. એવું નથી. ગંગાનાથજી! એ મોહનને મારાં પ્રમાણોની કાંઈ અસર નહોતી થતી ત્યારેજ મારે એ પાક આપવો પડયો હતો."

" એમ ! એણે સ્વાદ ચાખ્યો છે ? "

" થોડાઘણો. તેથીજ એણે મને છોડયો. "

" છતાં તમે હજી એ પાક એને ખવડાવવા ઉદાર થયા છો ? "

" મારી પાસે એ પાક અખૂટ છે. મોહન એને લાયક છે. એના પર જો એ પ્રયોગ ન કર્યો હોત તો ' પ્રેમ ' ના સ્વરૂપને જોઇ રહેતી વિલાસને બદલે કોઇ બિભાસ, સુવાસ એના દંભી-પણાનો ભોગ થઇ પડી હોત, નલિની ભાભીની જેમ. "

" એમ ! નલિની ભાભી સાથે સ્નેહલગ્ન નથી ? "

" નલિની ભાભીએ સ્નેહલગ્ન કર્યાં છે કે નહિ તેની ખબર નથી. મોહને નહિ. "

" એ કેવી રીતે ? "

" નલિની ભાભીને ફસાવીને, એનાં મા ઉપર પોતે સારો મનુષ્ય છે એવી છાપ પાડીને. બીજી શી રીતે ? મોહનની ચતુરાઇ, મીઠી દૃષ્ટિમાં, મીઠી વાણીમાં, સફાઇમાં, સાદાઇમાં, પ્રેમોદ્ગારમાં, પ્રેમ ચેષ્ટામાં, પોતાના સ્વાભાવિક આકર્ષક ચ્હેરાને વધુ સાદી રીતે આકર્ષક બનાવવામાં; અને આવા યુવકોના મોહમાં યુવતીઓ ફસાય. શુદ્ધ પ્રેમ દેખે. નલિનીએ દેખ્યો. એની માને એ જમાઇ તરીકે ગમ્યો, અને લગ્ન થયાં. સંતાન થયાં. પણ એ બિચારીને શું ખબર કે પ્રેમ બતાવનાર પ્રેમી તે પ્રેમી નથી પણ વિકારી વિલાસી છે જેને સંતોષ હરહંમેશની નવી વાનગીમાં જ હોય છે ! "

" એવું તે મોહને શું કર્યું છે કે એને આટલો બધો ઉતારી પાડો છો ? "

" એણે શું નથી કીધું ? કેતકી બહેનનો અનુભવ તો તમે જાણ્યો. પરન્તુ તે ઉપરાંત કુમારી સુશીલા, કુમારી હંસા અને કમલિનીને પૂછો. અરે મોહનનેજ પૂછોને. એ ત્રણેના હાથના તમાચા ખાતો બચી ગયો છે. એક વખત સાંતાક્રૂઝમાં જૂહુ પર.

બીજી વખત હેંગિંગ ગાર્ડન્સના ઢોળાવ પર અને ત્રીજી વખત મહાલક્ષ્મી."

"વિલાસબહેનને એ ખબર જ નહિ હોય."

"એ હું શું જાણું? વિલાસને તથા એને મેં કોઇકોઇવાર મળતાં જોયાં છે અને એક બે વાર મેં એને ધમકી આપી હતી કે જો હવે કોઈ યુવતીને આકર્ષવાને પ્રયાસ કર્યો છે તો બોચી પકડીને ઉંદરની જેમ નીચે અફળીશ "

"અને નલિની બેનને તમે એનાં એવા વર્તનની ખબર જ ન કરી એ ઠીક કીધું?"

"શો ફાયદો? ઉલટું એનું જીવન ઇર્ષ્યાની આગથી અથવા સ્વાભાવિક દુઃખથી દુઃખી બને."

"નલિની બ્હેન માટે તમારે શું?"

"કેમ નહિ? એને હુ બ્હેન જ માનું છું ને માનતો હતો. મારા પિતાના મિત્રની એ પુત્રી છે. નલિનીના પિતા સાથે અમારે ઘર જેવો સંબંધ છે. એ તો મોહન એને ભાભી કહેવા આગ્રહ કરતો હતો એટલે હું એને નલિની ભાભી કહેતો થઇ ગયો છું."

"તે તમારે મોહનલાલને મેથીપાક આપવાની ઉદારતા ક્યારે બતાવવી પડી?"

"એ જાણુવાથી શો ફાયદો?"

"તમારા મેથીપાકથી એનો પ્રેમવાત કુપિત થયો પણ શાંત ન થયો એમ શાથી બન્યું તે જાણુવા."

"એક વખત નલિનીભાભીની બહેન મધુ મોહનલાલને ઘેર આવી હશે. નલિનીભાભી બહાર ગયાં હતાં. મધુની પાછળ મોહન ગયો અને પોતાની કળા અજમાવવા માંડી. કોણુ જાણે શાથી મધુ ચેતી ગઈ. અને બારણુામાંથી જવા ગઇ.

મોહને તેને પકડી–હું ત્યાં જઈ પહોંચ્યો. અણધાર્યો જ. મને એકાએક ગુસ્સો ચઢયો. મેં મોહનને બોચીમાંથી પકડયો અને એક પો લગાવી દીધો, મધુ નાસી છૂટી."

"એ ઠીક કીધું. પણ જે મોહને તમને મદદ કરી હતી તેને તમે આવું ભોજન આપ્યું?"

"બીજું શું થાય? મને મદદ ન કરે. અને એણે કીધું પણ એમ જ. આમ મારો તિરસ્કાર કરવાની એનામાં તાકાત નહોતી કેમકે એને ભય હતો કે હું એની બધી જ ખાનગી વાત એના પિતાને, માતાને તથા પત્નીને કહીશ એણે મારાથી નાશભાગ કરવા માંડી. એવામાં એને સોલાપુર જવાનું થયું. મારે આ બાજુ આવવાનું થયું."

"એમ. એટલે તમે આ પત્રદ્વારા એને મેથીપાક આપવા માગતા હતા."

"ના. આ પત્ર લખું છું વિલાસબહેન પર, અને એમાં મોહનની બધી જ વાત લખું છું."

"એ પ્રેમાન્ધ યુવતી માનશે?"

"મોહને પહેલેથી જ જૂદી ભૂમિકા બાંધી હોય તો ન માને. છતાં હું એને લખીશ કે આ આ યુવતીઓને મળો ને તપાસ કરો."

"કુમાર! એમાં કાંઈ શુભ ફળ આવે એમ મને લાગતું નથી. ફોઇબાએ જે જે મુદ્દાઓ વિલાસબ્હેનને કહ્યા તે પૂરતા પ્રબળ છે. છતાં છેવટનું તેં સાંભળ્યું નહિ? ફોઇબા કે પિતાશ્રી કોઇનું પણ મ્હોં બંધ જ ન થઇ જાયને!"

"ગંગાનાથજી! હું તો એ મુદ્દાને કેવળ યુકિત જ માનું છું. મોહન પહોંચેલ બુદ્ધિ છે. સમજ્યા!"

ક્ષણભર ગંગાનાથ બારીની બહાર દ્રષ્ટિ નાખી રહ્યો.

"કદાચ એમ પણ હોય. પરન્તુ મોહન જો પહોંચેલી બુદ્ધી હોય તો તમારો પત્ર વિલાસ બહેનના હાથમાં જ નહિ જવા દે."

"માટે તો હું જાતે જ એને પકડવા ઇચ્છતો હતો."

"એમ. વારુ. આપણે જરા શાંતિથી વિચાર કરીશું. પણ હમણાં પત્ર લખવો મુલતવી રાખો. આપણે ભાઇ તથા ફોઈબાની સલાહ લઇશું. ચાલો, હમણાં તો ઓફિસમાં જઇએ." એમ બોલતો ગંગાનાથ ઓરડાની બહાર નીકળ્યો.

અનંતને આ વિચાર ગમ્યો. એ ઊભો થયો. બારીમાંથી બહાર દૃષ્ટિ નાખી રહ્યો. સામે ગુલાબના ક્યારા પર ખીલેલાં ગુલાબો શાશ્વતી તોડતી હતી. એકાએક એની દૃષ્ટિ શાશ્વતી પર સ્થિર થઇ ગઇ. શાશ્વતી તરફ ગંગાનાથ આવતો હતો એટલામાં સામેથી અલીન્દ્રા દોડતી દોડતી આવી. એના હાથમાં એક કાગળનું 'પેકેટ' હતું. એણે કાંઇ ગંગાનાથને કહ્યું. શાશ્વતીએ સાંભળ્યું. શાશ્વતીએ એ પેકેટ પોતે લઈ લીધું. અનન્તને કાને એ ત્રણે જણનાં હસવાનો અવાજ અથડાયો. ત્રણે જણાં સાથે પોતાની બંગલી તરફ આવે છે એવું એને લાગ્યું. એકાએક ઘડિયાળ તરફ એણે દૃષ્ટિ ફેંકી. દશ વાગવા આવ્યા હતા. કોટ પહેરી ટોપી માથે મૂકી, બારણું બંધ કરતો તે નીચે ઊતર્યો.

"લ્યો, ફોઈબા! આ કુમાર આવ્યા એક બે ગુલાબ એને આપો. લ્યો હું જ આપું." એમ કહેતાં ગુલાબનાં ફૂલ લેવાને બદલે અલીન્દ્રાના હાથમાંથી જે પેકેટ શાશ્વતીએ લીધું હતું તેના પર તરાપ મારી. હી, હી, હી હસતો ગંગાનાથ ચાલ્યો ગયો. શાશ્વતી એના પાછળ જોઈ રહી, એટલામાં અનન્ત ત્યાં આવી પહોંચ્યો.

"ગંગાનાથ તો આપનો મિત્ર થઇ પડયો છે. જરા શીખામણ દેજો." શાશ્વતીને બીજું શું બોલવું તે સૂઝયું નહિ.

"આપનો જ ભત્રીજો છે ને." અનન્તે શ્વાસ લેતાં કહ્યું.

"તે ફોઈબા! ભાઈ કહી ગયા છે તે કુમારને ગુલાબ આપોને!" અલીન્દ્રાએ ડહાપણ કર્યું.

"તું જ આપ."

"ના તમે જ આપો."

"ભાઈ તેવી જ બ્હેન. લ્યો કુમાર ચાલો."

શાશ્વતીએ એ સુંદર ગુલાબનાં ફૂલ અનન્તને આપ્યાં અને ચાલવા લાગી. અનન્ત ક્ષણભર ત્યાં ઊભો રહી ગુલાબ સૂંઘતો ઑફિસ તરફ ચાલ્યો. એનું હૃદય ગુલાબની પ્રતિસુવાસે ધડકતુ હતું.



મુંબઈ જાગૃત નગરી કહેવાય છે. કલાક બે કલાક ટ્રામના ગડગડાટ બંધ રહેતા હશે. લોકલ ટ્રેઇનો બે ત્રણ કલાક ભાગ્યે જ બંધ થતી હશે. હોટલોમાંનાં ઘણાં યે આખી રાતપાળી કરતાં હશે. મોટર અને વિકટોરીઆઓ અવરનવર રાત્રિની શાંતિનો ભંગ કર્યાં કરે છે; અને અંધારામાં પ્રકાશ ફેંકનાર એકલવાયા પડી જતા અનેક દીવાઓને તે અવરનવર સાથ આપે છે. લોકલ ટ્રેઇનો પણ સવારથીજ દૂધવાળા, શાકવાળા, પાનવાળા વિગેરે કાવડીઆઓને અવરનવર સ્ટેશનથી ઉતારી શહેરમાં, બજારમાં, ચાલીઓમાં મોકલી આપેછે. સવારમાં જ ઘડીભર શાંત બનેલા હોટલમાંના છોકરાઓ બગાસુ ખાતા, સ્ટવ ધમધમાવતા, પ્યાલા રકાબી ખખડાવતા મીલમજુરોની સેવામાં ખડા થઇ જાય છે. દૂરથી આવતી દિલ્હી એકસપ્રેસ, પેસેન્જરટ્રેઇન, વિગેરે આગગાડીઓ ઉતારૂઓને જથ્થાબંધ સ્ટેશને ઉતારે છે. રેલ્વે કુલીઓને તડાકો પડે છે. વિકટોરીઆવાળાઓની હારની હારો સેન્ટ્રલ સ્ટેશનની બહાર ખડી થઈ ગઇ હોય છે. ઉતારૂઓને લઇ જતી આ વિકટોરીઆના ઘોડા પટપટ અવાજ કરતા પ્રભાતને ગજાવી મૂકે છે.

ફ્રન્ટીઅર મેલ અને ગુજરાત મેલ વખતે ટેક્ષી તથા મોટરોનો ઇજારો જ હોય તેમ સંખ્યાબંધ મોટરોની ધમાલ જારી રહે છે. ગૂજરાત મેલ આવ્યો. બે સહચારીઓ ઉતર્યા. ટેક્ષી કરી પેડર રોડ જવા ઉપડયા.

પગે ચાલીને પેડર રોડ જનારને જેટલું વસમું લાગે છે, વિકટોરીયામાં બેસીને પેડર રોડ જનારને જેટલું

કંટાળાભર્યું લાગે છે તેટલું આનંદપ્રદ મોટરમાં જનારને લાગે છે. મોટરમાં જનાર ગૃહસ્થને રસ્તામાં ચાલનાર દરેક વટેમાર્ગુ મૂર્ખ લાગે છે કેમકે એની મોટરને સડસડાટ જવા દેવામાં ઘણીએવાર ભૂંગળાનો ઉપયોગ કરી બેફામ વટેમાર્ગુનું ધ્યાન ખેંચી અકસ્માત થતો અટકાવવામાં મશગુલ રહેવું પડે છે; તે જ વટેમાર્ગુને મોટરમાં જતો ગૃહસ્થ બેપરવા, ગુમાની, સત્તા ને લક્ષ્મીના દોરવાળો હોય એમ લાગે છે. મોટરવાળાને ખટારાવાળો કે વિકટોરીઆવાળો અડીયલ લાગે છે. કેમકે ભીડવાળા માર્ગમાં તે ઝડપે જનારી મોટરનો માર્ગ રૂંધે છે. ખટારાવાળાને તથા વિકટોરીઆવાળાને મોટરને માર્ગ આપવામાં કાંઈ હીણપત થતી લાગે છે કેમકે દરેક માર્ગ દરેક વાહન હાંકનાર માટે ખુલ્લો છે. કેવળ મોટર હાંકનારનો જ ત્યાં ઇજારો નથી. એટલે મોટરના ભોં...ભોં ભૂંઉં,ભૂંઉં,ભૂંઉં ભૂંગળાની જરા પણ પરવા ન કરતાં તે શાંતિથી પોતાનું વાહન હાંકયે જાય છે.

સ્ટેશન પરના ઘોંઘાટમાં વધુ ઘોંઘાટ કરતી, અકસ્માતથી બચવા ભૂઉંઉંઉં કરતી મોટર પેલા બંને સહચારીને ધમધમાટ લઇ જતી પેડર રોડને માર્ગે પડી. સમય સવારનો હતો. સૂરજ ઊગી ગયો હતો. લોકોની અવરજવર વધતી જતી હતી. એ સર્વની પરવા કર્યા વિના આત્મશ્રદ્ધાવાળા ટેક્ષી ડ્રાઇવરે ધમધમાટ મોટર હાંકી મૂકી. જોતજોતામાં કેમ્પ એન્ડ કૉ.

"જમણે હાથ." અંદરના યુવકે અવાજ કાઢયો.

મોટરે વળાંક લીધો. ડ્રાઈવરે સ્પીડ વધારવા માંડી.

"બસ."

મોટર એક બંગલા આગળ ઉભી રહી.

"અંદર"

મોટર અંદર જતાં પોર્ટિકો આગળ ઊભી રહી. ઘાટી બહાર આવ્યો. પાછળ બારણા આગળના પડદામાંથી એક કુમારિકા અને તેની પાછળ ચાબુક લઇને એક કુમાર આવ્યાં.

બંને સહચારીઓ ઉતર્યા. એક ટેક્ષી વાળાનું ભાડુ ચૂકવવા ગયો. બીજો જરા ઉભો રહ્યો. એની ઇશારત થતાં ઘાટી એ બેગ મોટરમાંથી લઈ બંગલામાં ગયો. ટેક્ષીનું ભાડુ ચુકવી પેલો યુવક આગળ આવ્યો. બંને બંગલાના પગથિઆ ચઢવા લાગ્યા.

"ઓ–આતો અનન્તભાઈ !" કુમારિકા બોલી ઉઠી અને અનન્ત તરફ દોડી. "કેમ ! વર્ષા ! પ્રમોદ ! અનન્ત બંને બાળકોને એક પછી એક વાંસો થાબડવા લાગ્યો. "શેઠ ! ઉઠયા છે ?"

"દાદાજી ! ઓહો. એ તે હજી સુધી ઉંઘે એ ? કયારનાય જાગી, ચ્હા પી, દિવાનખાનમાં બેઠા છે. વાંચે છે." વર્ષાએ સામટું કહી નાખ્યું.

"ચાલ, ત્યારે આજ તો અમે ત્હારે ત્યાં મહેમાન આવ્યા છીએ."

"ઓહો. એમાં શું. ચાલો,"

વર્ષા અને પ્રમોદ આગળ થયાં અનન્ત અને ગંગાનાથ પાછળ ચાલ્યા.

"નલિની ભાભીનાં આ બે સંતાન."

"છોકરાં ચાલાક લાગે છે."

"મા તવાં સંતાન."

'બા ! દાદાજી! અનન્તભાઈ આવ્યા છે." અંદર જઇ વર્ષાએ વધામણી ખાધી. બંને જણા અંદર ગયા. જમણા હાથે એક ઓરડામાં તેઓ દાખલ થયા. ત્યાં નલિની સામે મળી. બંનેએ એને નમસ્કાર કર્યા. નલિનીએ ઝીલ્યા.

"ઓહો અનન્તભાઈ ! આવો બેસો. હમણાં આવ્યા ? નલિનીએ પૂછ્યું. અનન્ત તથા ગંગાનાથ કોચ પર બેઠા.

" હા. ગુજરાત મેઈલમાં. અમદાવાદથી આવું છું". અનન્તે કહ્યું.

" અમદાવાદથી ?" નલિનીનું કાંઈક સ્મિત કરતું મ્હોં ઝંખવાયું.

" હા. શેઠને જરા મળવું છે."

" કોણ ! અનન્ત ! આવ, અંદર આવને." શેઠે બૂમ મારી.

" હાજી. આવું."

" અનંત તથા ગંગાનાથ અંદર ગયા.

" કેમ છે અનન્ત ! અત્યારે ક્યાંથી ? નરોત્તમે ખુરશી પર બેઠા બેઠા પૂછ્યું

" અમદાવાદથી આવું છું." નમસ્કાર કરતાં અનન્તે કહ્યું"

" આ ભાઈ ! નરોત્તમે સ્વાભાવિક રીતે ગંગાનાથ તરફ દૃષ્ટિપાત કરતાં કહ્યું.

" એઓશ્રી શ્રીમાન કેદારનાથજીના પુત્ર છે. હું હાલ કેદારનાથજીને ત્યાં જ નોકરીએ રહ્યો છું એઓની સાથે હું આવ્યો છું" અનન્તે કહ્યું.

" પધારો. " નરોત્તમે ઉભા થઈ આવકાર આપતાં કહ્યું. ગંગાનાથે નમસ્કાર કીધા.

" બિરાજો " નરોત્તમે ગંગાનાથને ખુરશી બતાવી. "અવંતીનાથના પુત્ર તેજ કેદારનાથને ?"

" હાજી.', ગંગાનાથે ઉત્તર આપ્યો.

" ઓહો ચાલો ઘણું સારૂં થયું. કેદારનાથ અને હું સાથે ઈન્ટરમીડીએટ સુધી હતા. કદાચ એઓ મને વિસરી પણ ગયા હોય." નરોત્તમે કહ્યું.

" નાજી. એઓ આપને સારી રીતે યાદ કરે છે. કાલે

રાતે જ એમણે આપને સંભાર્યા છે. આ પત્ર આપ્યો છે." ગંગાનાથે ખીસામાંથી એક પત્ર કાઢી નરોત્તમને વિનયપૂર્વક આપ્યો.

" એમ ! ત્યારે તો હું એનો ગુનેગાર ઠરીશ. મેં એમને એક પણ પત્ર લખ્યોજ નથી." પત્ર લેતાં નરોત્તમે સ્મિત કર્યું. પત્ર ખોલી વાંચવા માંડયો.

ગંગાનાથની દૃષ્ટિ નરોત્તમ પર ઠરી. નવા મનુષ્ય સાથે પરિચય થતાં તેનું હૃદય અને મન તથા વૃત્તિ પરખી લેવાનો ગંગાનાથે ગુપ્ત અભ્યાસ શરૂ કર્યો હતો. નરોત્તમની ઉમર આશરે અઠ્ઠાવન વર્ષની લાગી છતાં પ્રૌઢ શરીરનો મજબુત બાંધો, તેજભર્યું મ્હોં, મધ્યમ પણ તરી આવતું કપાળ, ઘટ્ટ ભ્રમરો નીચેની તેજસ્વી આંખો, ફૂલેલા ગાલ, અણીયાળું નાક, મધ્ય કદના હોઠ વિગેરે જોતાં તેમજ એની સભ્યતાના અસરમાં આવતાં, ગંગાનાથે તેને માટે ઊંચો અભિપ્રાય બાંધ્યો. એના મુખપરની છાયા તથા આંખોના ભાવ કલ્પતાં એને લાગ્યું કે નરોત્તમદાસશેઠને કયાં તો મોહનનાં લક્ષણની બીલકુલ ખબર નથી અથવા તો તેઓએ એને સંપૂર્ણ સંમતિ આપી છે. વિશેષ નિરીક્ષણે એણે પ્રથમનો મત ચોકસ બાંધ્યો. આરામખુરશી પર પત્ર વાચતાં એ સુદૃઢ શરીરને જોતાં એનું જીવન મર્યાદિત અને નિયમિત હશે એવું લાગ્યું. ભાગ્યે જ એણે કોઇ સખત બિમારી ભોગવી હશે.

નરોત્તમ શેઠ જે ઓરડામાં બેઠા હતા તે અઢારવીસથી વધુ મોટો નહોતો. વચ્ચે આરસના મથાળાવાળાં ગોળ ટેબલ ઉપર ફ્લાવરવેઇઝમાં મોગરાની ચાર જૂદી જૂદી ડાળીઓ વચ્ચે એક ગુલાબની ડાળી ગોઠવેલી હતી. ખૂણામાં જે આરામખુરશી પર શેઠ બેઠા હતા તેની બાજુમાં ચેસ્ટરફીલ્ડ સોફા હતો. સામેની બાજુએ પણ સોફા હતો. દરેક ખૂણામાં આરામખુરશીઓ

હતી. જે ખુરશી પર ગંગાનાથ બેઠો હતો તેની બાજુમાં મેઢું ટેબલ હતું તે ઉપર વીજળીનો શેડવાળો ટેબલ લેમ્પ હતો. ઓરડામાંનું આ ફરનીચર લાલ રંગની શેત્રંજી ઉપર ગોઠવેલું હતું. શેત્રંજીના રંગને મળતો જ ફરનીચરના પોલીશનો રંગ હતો. બારણાં તથા બારીઓ પણ એ જ પોલીશનાં હતાં.

ગંગાનાથનું ધ્યાન ભીંતે ટાંગેલા દરેક ચિત્રો ઉપર ગયું. શેઠને જાપાનીસ ચિત્રોનો શોખ હતો.

"ચાલો, આનંદની વાત. આપ મારે ત્યાં મહેમાન છો એટલે મને ઘણો જ આનંદ થયો. કેદારનાથ પણ આવ્યા હોત તો મઝા પડત. ઘણે વર્ષે મળાત." નરોત્તમે કહ્યું.

"એઓશ્રી પણ આવત પરન્તુ જરા રોકાઇ ગયા છે. મુંબાઇ આવશે ત્યારે જરૂર આપને મળશે જ. આપની તબિયત તો ઠીક છે?"

"હા. પ્રભુની કૃપા છે. ચાલો, ત્યારે ચ્હા તો પીઓ. વર્ષા!"

"જી! ચ્હા તૈયાર થઇ છે." વર્ષાએ આવીને કહ્યું. પાછળ નોકર ચ્હાની ટ્રે લાવ્યો.

"ચાલો, હું પણ પીશ. આપે દાતણ વિગેરે તો કીધું હશે?" નરોત્તમે પૂછ્યું.

"હાજી."

"કેમ, અનન્ત! મોજમાં છે ને! ઘણે વખતે દેખાયો. તારા પિતાશ્રી સાથે સલાહ થઇ કે નહિ?" ચ્હા કાઢતાં નરોત્તમે પૂછ્યું.

"જી. તકરાર નથી. મને આપકર્મી થવાનું ઘમંડ છે એ મારી ભૂલ છે. બાકી પિતાજીનું વ્હાલતો એવું જ છે."

નરોત્તમ સ્મિત કરી રહ્યો.

"કેદારનાથને ત્યાં તું રહ્યો એ મને ગમ્યું. તને ઘણું જાણવાનું ને શીખવાનું મળશે.

"પણ સ્થિર થઈને રહેજે. મોહનની જેમ ઊંચા મને કામ ન કરીશ. હું ધારું છું. કે રૂ નું કાંઈક કરે છે!" નરોત્તમે પોતાની ચ્હા લેતાં ગંગાનાથ સામે જોઈને કહ્યું.

"હાજી."

"મને ખબર મળી હતી ખરી. ચાલો. ઠીક થયું. આપ શું કરો છો?"

"જી. ખાસ કાંઈ નહિ. હું તો હજી ઊડતું પંખી છું."

"તોયે."

"કેળવણી પ્રચાર પરત્વે ગ્રામોદ્ધારાર્થેની યોજના શીખું છું."

"એમ? ત્યારે તો ઘણું જ સારું. હમણાં એનીજ જરૂર છે. આપના જેવા ઉત્સાહી અને ખંતીલા યુવાનોએ જ એ કાર્ય ઉપાડવું જોઈએ."

નરોત્તમે પોતાને માટે બાંધેલા આ અભિપ્રાય માટે ગંગાનાથને સંતોષભર્યો ગર્વ આવ્યો.

ચ્હા પીવાઈ રહી.

"ચાલો, ત્યારે તમારે રહેવાની જગા બતાવું." નરોત્તમે ઊભા થતાં કહ્યું.

"જી. પણ એક અગત્યનું ખાસ કામ છે. આપને ફુરસદ તો છે ને?" અનન્તે પૂછ્યું.

"જરુરજ. બોલ."

"મોહન અહિં આવ્યો છે?"

"ના એતો સોલાપૂર છે."

"આજ કે ગઈ કાલે ગયો?"

"નારે ના, ઘણા મહિનાથી એ ત્યાંજ છે." વચ્ચે મકર-સંક્રાતિપર આવ્યો હતો."

"કદાચ એ અમદાવાદ હોય." અનન્તે કહ્યું.

"અમદાવાદ?" શંકાની દૃષ્ટિથી આશ્ચર્યચકિત નયને નરોત્તમ જોઈ રહ્યો." અમદાવાદ શું કામ જાય? અરે પરમ દિવસેજ મેં એને કેટલીક સૂચનાઓભર્યો કાગળ સોલાપૂર લખ્યો છે ને. અને હમણાં સોલાપૂરમાં કામનું દબાણ પણ વિશેષ છે. ને જાય તો આ–અહિ મુંબઈ થઈનેજ જાયને. મળે તો ખરો?"

"એ ખરું. પણ એ ત્રણ દિવસપર અમદાવાદ જ હતો."

"ના હોય. કાંઈ ભૂલ થઈ હશે. એનાથી સોલાપૂર છોડીને જવાય એવું જ નથી."

"એ સ્થિતિ હશે પરન્તુ એ અમદાવાદ વિલાસને તેડવા ગયો હતો એ પણ ચોક્કસ."

"વિલાસ! કઈ વિલાસ!" નરોત્તમ એકાએક ચમક્યો.

"એક બે વખત–કદાચ પાંચ સાત વખત અહિં એને મળવા આવતી હતી તે."

"મેં એને નથી જોઈ. પણ વિલાસ અને તેને તેડવા–શા માટે તેને તેડવા મોહન અમદાવાદ જાય!" જરાક આગળ આવી કઠોર અવાજે નરોત્તમે પૂછ્યું.

"લગ્ન કરવા માટે."

"શું?" નરોત્તમ એકદમ ઊભો થઈ ગયો. "લગ્ન?" અનન્ત સામે તે સ્થિર દૃષ્ટિથી પણ સક્રોધ જોઈ રહ્યો. અનન્ત અને ગંગાનાથ પણ ઊભા થયા. "અનન્ત! શું બોલે છે? impossible. તદ્દન અસંભવ. તારી ગંભીર ભૂલ થાય છે."

"ના જી. મારી બાતમી સાચી છે અને તેથીજ બનતી ત્વરાએ હું આપને ચેતાવવા આવ્યો છું. ગઈકાલે સવારે જ એ અને વિલાસ મુંબઈ આવવા સવારની ફાસ્ટમાં નીકળ્યાં છે."

નરોત્તમ આંખો ફાડી અનન્ત સામે જોઇ રહ્યો. પછી ગંગાનાથ સામે જોયું. અને ક્ષણભર લાગ્યું કે આ બન્ને યુવકો મશ્કરી કરે છે. પરંતુ એની તીક્ષ્ણ નજરે જોતાં એને સમજાયું કે તેઓનો હેતુ મશ્કરી કરવાનો લેશ માત્ર પણ નહોતો.

"કદાચ લગ્ન થઇ ગયાં પણ હશે અથવા આજ કાલ થવાનાં હશે."

"અનન્ત! આ સંભવેજ કેમ? મોહન પરણેલો છે, બાપ બન્યો છે, ભણેલો છે, સંસ્કારી છે, સુધારક વિચારનો છે અને તે એક સ્ત્રી જીવતાં બીજીને પરણવા તૈયાર થયો છે. હું એ કેમ માની શકું?" નરોત્તમે અત્યંત આવેશમાં કહ્યું. 'એ આવાં લગ્ન કરે ને હું એ જાણું નહિ? પણ મારા મુનીમો તરતજ મને ખબર આપે કે મોહન સોલાપુરથી અમદાવાદ ગયો છે. મારા પર કાગળ નથી, તાર નથી." નરોત્તમે ઓવરકોટના લાંબા ખીસામાંથી હાથ કાઢતાં કહ્યું.

"મુરબ્બી! આપ સમજો છો તેમ મોહન નિર્મળ અને સાદો નથી. પહોંચેલ છે. અનેક યુક્તિઓ કરી શકે છે. મુનીમોને અંધારામાં રાખી આઠ દિવસ સોલાપુર છોડવું એ સહેલું છે."

"બીલકૂલ સહેલું નથી. મારો એક એક મુનીમ મને નીમકહલાલ છે." સગર્વ નરોત્તમે કહ્યું.

"તો તેમ હશે. પરન્તુ મારી હકીકત તદ્દન સાચી છે. આપને તે યોગ્ય લાગતી નહિ હોય. કદાચ નલીનીબ્હેન જાણતાં હશે, અનંતે કહ્યું.

"નલિની! નરોત્તમે બૂમ મારી. 'નલિની!" ઉશ્કેરાટભર્યા અવાજે નરોત્તમે નલિનીને બૂમ મારી.

નલિની મંદ અવાજે 'જી' કહેતી આવી. એનું નિર્મળ મુખ, નિર્મળ આંખો, ઝીણી પાતળી ભમરો તથા અણીઆળું

નાક અને નાજૂક શરીર જોતાંજ ગંગાનાથની આંખ આગળ વિલાસની આકૃતિ ખડી થઈ. કયાં વિલાસનું ભરાવ શરીર ને કયાં આ કોમલાંગી ? એકની વિશાળ કાળી આંખો અને બીજીનાં ઝીણાં પણ મીઠાશ વેરતાં નયનો ! એકનું ગોળ મુખબિંબ બીજીનું લંબગોળ પણ પ્રફુલ્લતાવાળું મુખારવિંદ ! !

નલિનીને જોતાંજ ગંગાનાથને તેને માટે માન થયું. –

"નલિની ! મોહન કયાં છે ?" જરા કર્કશ અવાજે નરોત્તમે પૂછ્યું.

ક્ષણભર નલિની જોઈ રહી. એના હોઠ ધ્રૂજતા હોય એમ લાગ્યું.

"હું પૂછું છું કે મોહન કયાં છે સોલાપૂર કે અમદાવાદ !"

"અમદાવાદ જવાના હતા." નલિનીએ મંદ અવાજે જવાબ આપ્યો.

"વિલાસ નામની છોકરી સાથે લગ્ન કરવા ?" નરોત્તમે કહ્યું.

નલિનીએ મ્હોં નીચું કીધું. એની આંખો ઢળી ગઇ. ધીમેથી પાછી ફરી જવા લાગી.

એકાએક આવેશમાં આવી ગયલા પણ ચતુર નરોત્તમે વસ્તુ–સ્થિતિ કળી લીધી.

નલિનીને સંપૂર્ણ ખબર છે.

"વહુ ! જે જાણતાં હો તે મને કહો. આ અનન્ત કહે છે કે મોહન સોલાપૂર નથી. વિલાસ જે અહિં આવતી હતી, તમે જોઇ હશે, તેની સાથે લગ્ન કરવા અમદાવાદ ગયો છે. આ સાચું છે ?"

નલિનીએ જવાબ દીધો નહિ, દઇ શકી નહિ. એના હોઠ સફેદ થઈ ગયા. મ્હોં તથા શરીર ધ્રૂજી ઊઠયું. મ્હોંની ગુલાબી ઊડી ગઇ. આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

"નલિની બ્હેન! બેસો. અમે બંને તમને આ બાબતમાં મદદ કરવા આવ્યા છીએ. શેઠને અમારી વાતમાં શંકા પડી છે. તમારા કેતકી બહેન પર કાગળો વિષે અમે જાણીએ છીએ. ફક્ત શેઠની ખાત્રી કરવા પૂરતું જ તમે જે જાણતા હો તે કહેવાનું છે. મોહન અમદાવાદ ગયો છે તે તો તમે જાણો છો. વિલાસ સાથે લગ્ન કરવાનો છે એ વિષે એણે તમને લખ્યું હતું ને!"

નલિની પાલવની કોરના તાર સજળ નયને કાઢી રહી.

"અને તમને બંનેને સાથે રાખી સુખી કરવા પણ લખ્યું હતું એમજને?"

નલિની હોઠ કરડી રહી.

"તમે સંમતિ આપી છે?"

નલિનીએ જવાબ ન દીધો.

"એમાં કાં ગભરાઓ છો તમે સંમતિ આપી નથી એમ હું માનું છું ખરુ ને."

નલિનીએ ડોકું ધૂણાવ્યું.

"ઠીક તમે જાઓ."

નલિની અંદર ગઇ. નરોત્તમ આમતેમ આંટામારતો ફરવા લાગ્યો. એનું હરવખત સ્પષ્ટ ખીલતું મગજ ગુંચવાઇ ગયું. મોહનના જીવન વિષે એને જરાપણ શંકા નહોતી. આજે આ વર્તમાન! ખરેખર, હું જ બેફામ રહ્યો. એનું નાનપણ, નિશાળનું જીવન, કોલેજનું જીવન, રહેણી કરણી અરે કોઇમાં પણ મને શંકા માત્ર પણ પડી નથી!! ફકત એ છૂટથી નાણાં ખર્ચતો હતો એ મને ઠીક નહોતું લાગતું. અને હું એને ઠપકો આપતો હતો પણ આ આટલી હદ સુધી ગયો છે? નહિ, નહિ અનન્તની ભૂલ છે. એ એમ કરેજ નહિ. પણ અનન્તની ભૂલ કયાંથી હોય! નલિની અનન્તના બોલ્યાનો વિરોધ કરી શકતી નથી. નલિનીના

વર્તન પરથી તો ઊલટું ચોકખું સિદ્ધ થાય છે કે મોહન વિલાસ સાથે લગ્ન કરવા તૈયાર થયો છે.—અનન્ત ! એ વિલાસ છે કોણ ?" એકાએક વિચારગ્રંથિ તોડતાં નરોત્તમે ચાલતાં અધવચ્ચ અટકીને પ્રશ્ન કર્યો.

" વેણીલાલ નામના એક રીટાયર્ડ ઇન્સ્યુરન્સ એજન્ટની પુત્રી છે." અનન્તે કહ્યું.

" ગરીબ હશે. અમારી સ્થિતિથી જાણીતો હશે ?" એકાએક નવો તર્ક આવતાં નરોત્તમે પૂછ્યું.

ગંગાનાથ નરોત્તમનો ભાવ કળી ગયો.

" જી, વેણીલાલ પાસે સાધારણ પૈસો તો છે. પણ એ તથા તેનાં વહુ મૃદુલા બહેન બંને આ લગ્નનાં કટ્ટાં વિરોધી છે. આ લગ્ન કરવા ન દેવા માટે તો ત્રણ દિવસ પર ખૂબ તકરાર થઈ હતી. મોહનલાલ તેજ દિવસે અમદાવાદ આવી સાબરમતી લૉજમાં ઊતર્યા હતા. એણે સાંજના વિલાસને બોલાવી હતી, પણ મૃદુલા બહેને પોતાના સ્વભાવ પ્રમાણે કંકાશ શરૂ કીધો. કૂવે પડવા તૈયાર થયાં. મારા પિતાશ્રી વેણીલાલના અંગત મિત્ર છે એટલે વેણીલાલ કાકાએ મારા પિતાશ્રી તથા ફોઇબા—મારા પિતાજીનાં ફોઇ—વયે વૃદ્ધ અને સમજુ છે તેને બોલાવ્યાં. ખૂબ ચર્ચા ચાલી. વિલાસ એકની બે ન થઇ. કોણજાણે એવું કયું કારણ વિલાસે આપ્યું કે ફોઇબા જે કોઇથી હારે નહિ તે મહાત થયાં. ઘરમાં કલેશ વધશે અને કદાચ મૃદુલા બહેન ન કરવાનું કરશે એવા ભયથી તે તેમને અમારે ઘેર તેડી લાવ્યાં. આખી રાત મૃદુલા બહેન રડયાં. સવારના એમને તાવ પણ ચઢી આવ્યો. પણ વિલાસ તો સવારના મોહન સાથે નીકળી."

ગંગાનાથે કહ્યું.

" હં." શ્વાસ લેતાં નરોત્તમે કહ્યું. " એ ચટકાળી છોકરી હશે. !"

"નાજી. ખાસ એવું કાંઇ નથી. કવિઓ જેને આદર્શ પ્રેમ કહે છે, પ્રેમ જેને માટે થયો તે પાછો આવી શકે જ નહિ, આવે તો તે પ્રેમ ન કહેવાય, જ્યાં પ્રેમ ત્યાં લગ્ન હોય જ, એવા વિચારવાળી છે ખરી. પ્રેમી ગમે તેવો હોય પણ એકવાર તેને પ્રેમ આપ્યો તો જીવાય ત્યાં સુધી એને નજ તજવો એવો એનો મત છે." ગંગાનાથે કહ્યું.

"નાનાલાલનો પ્રેમ!" નરોત્તમે ચીઢાઇ ભચડયું.

"નાજી. એના પ્રેમમાં દેહને કે લગ્નને સ્થાન નથી. એ હૃદય લગ્નને માને છે દેહ લગ્નને નહિ."

"પણ એ એને સંબંધ, પિછાન જ કયાંથી થયું ?"

"આપને માઠું નહિ લાગે?"

"માઠું? અનન્ત! તું હજી મને ઓળખતો નથી?" સગર્વ કઠોર અવાજે નરોત્તમે કહ્યું.

"તો સાંભળો. મોહન પરણ્યો ત્યારથી જ છોકરીઓ તરફ ખેંચાતો હતો. એ વિકારવશ છોકરો છે. અલબત્ત આ વાતની મને મોડી ખબર પડી જેમ જેમ સહવાસમાં આવતો ગયો તેમ તેમ. પ્રથમ તો હું પણ મારા મિત્રોની મોહન સંબંધી વાત માનતો નહોતો પરન્તુ જેમ જેમ હું ઊંડો જતો ગયો તેમ તેમ મને મોહનનાં ચારિત્ર્ય સંબંધી શંકા થઇ. એ ત્રણ છોકરીઓને તે ફસાવવા મથતો હતો. મારે એક બે વખત મિત્રભાવે એને મેથીપાક આપવો પડયો હતો. ત્યારથી એણે મારી મિત્રતા ઓછી કીધી. દરમ્યાન બે ચાર વર્ષ પર એ અમદાવાદ આવ્યો હતો ત્યારે કોલેજ ગેધરીંગમાં એણે વિલાસને જોઇ. એનાં દિલ ખેંચાયાં. વિલાસ હઠ લઈ મુંબઇ ભણવા આવી. અને અહિં મોહને છૂપી તક સાધી એનું દિલ જીત્યું. દિલ જીતવાની કળા અને સાધનો એની પાસે ઘણાં છે." અનન્તે કહ્યું.

"આ લગ્ન માટે વેણીલાલ અને તેનાં વહુની બીલકુલ સંમતિ નથી?"

"ના જી."

"વિલાસ જાણે છે કે મારી પાસે ઠીક દોલત છે?"

"હાજી, પણ મોહને તો એને પત્રમાં એવું જણાવ્યું છે, મ્હેંએ પણ કહ્યું છે કે આપ એને વારસામાંથી બાતલ કરવાના છો. તો પણ એ એનેજ પરણવાનો છે. વિલાસ ના પાડશે તો આગગાડી નીચે કચરાઈ આપઘાત કરવાનો છે." અનન્તે કહ્યું.

"એમ! જે બાબત હું જાણતો જ નથી તે બાબતને એણે આવી રીતે મૂકી!"

"નલિની બહેને આ લગ્નમાં પૂર્ણ સંમતિ આપી છે અને વિલાસ સાથે બહેન જેવી લાગણીથી રહેવા કબૂલ્યું છે એમ પણ જાહેર કર્યું છે."

"આ વાત સાચી છે?" ગર્જના કરતાં નરોત્તમ બોલી ઊઠયો.

"નથી જ. ઊલટું નલિની બહેને તો કેતકી ઉપર કાગળ લખી વિલાસને આ લગ્ન ન કરવા વિનતિ કરી છે."

"બદમાશ! હરામખોર! અહિં આવે તો ઊભોને ઊભો ચીરી નાખું, અનન્ત! એ કયાં છે તે કહી દે. "ગુસ્સાના આવેશમાં આવી જતાં નરોત્તમ પોકારી ઊઠયો.

"એની મને ખબર હોત તો હું જ એનો કાન પકડી અહિં હાજર કરત"

નરોત્તમ ગુસ્સામાં આંટા મારવા લાગ્યો. આ છોકરાએ મને છેતર્યો! ના, ના મારીજ ભૂલ. મેં એનામાં વિશ્વાસ મૂકયો. કયાં હરે છે, કયાં ફરે છે, શું કરે છે એની મેં જરાપણ દરકાર ન કરી, તપાસ ન કરી. ને હવે–હવે મારી આબરૂ–પ્રતિષ્ઠા–"

આમ વિચાર કરતાં કરતાં નરોત્તમનું મગજ ઝહેર મારી ગયું. અણધારી, અણકલ્પેલી આ સ્થિતિ, આ સમાચાર ! ! ક્ષણમાં એને પોતાના પર ગુસ્સો આવ્યો, ક્ષણમાં નલિનીએ એને કાંઈ પણ કહ્યું નહિ તેથી નલિની પર ક્રોધ ચઢયો તો બીજી જ ક્ષણે મોહનને મારી મારી અધમુઓ કરવા તેનું દિલ ઉશ્કેરાયું. હાથ મસળવા લાગ્યો. એની આંખો લાલ થઈ ગઈ.

" કયાં છે મોહન ! મોહન છે કયાં ? " એકાએક નરોત્તમ ગાજી ઉઠયો, " બતાવ, બતાવ, મોહન કયાં છે ! અનન્ત ! બોલ કયાં છે મોહન !"

નરોત્તમનું રાક્ષસી સ્વરુપ જોતાં ક્ષણભર ગંગાનાથ ચમક્યો.

" કાકા ! આપ ઉશ્કેરાઈ ન જાઓ. હું એજ શોધમાં મુંબઇ આવ્યો છું. પણ અમારે જાણવું હતું કે આ વિષયમાં– લગ્નમાં આપની સંમતિ છે કે કેમ !" અનંતે કહ્યું.

" મારી સંમતિ કદાપિ પણ સંભવી શકે ! મારી સંમતિ હોય એવો તને વિચાર જ કેમ આવે છે ? મારી સ્ત્રી ગુજરી ગયા પછી હું પરણ્યો નથી, તેજ શું સાબીતિ નથી ?" નરોત્તમે કહ્યું,

" છે જ. આપનું જીવન તો આદર્શ જીવન છે. અનેકને ધડો લેવા જેવું છે. પરંતુ મારે ખાત્રી તો કરવી જ જોઇએને." અનન્તે કહ્યું. " આપની સંમતિ નથી તો આજે આખા મુંબઈમાં ફરીને મોહનને શોધી કાઢીશ."

" આવાં લગ્ન કરાવનારી સંસ્થાઓ સિવિલ મેરેજ નોંધનારી રજીસ્ટ્રારોની ઑફિસમાં આપણે ખબર કાઢીએ તો તરત જ બાતમી મળી આવશે. ને કદાચ મોહનલાલ મુંબઈમાં લગ્ન ન કરતાં વડોદરા, નડિયાદ, ભરુચ કે એવા કોઇ સ્થળે લગ્ન કરી નાખે–સવારની ફાસ્ટમાં નીકળ્યા છે એટલે ગમે ત્યાં ઉતરીને કાર્યું પાર પાડે એ સંભવિત છે. ગંગાનાથે કહ્યું.

"અનંત! મોહન અમદાવાદમાં છે એવી ખબર પડતાં જ તેં મને તારથી આ બધું જણાવ્યું હોત તો—તો—એ છોકરાની તાકાત નહોતી કોઈ પણ પગલું ભરવાની," નરોત્તમે ઠપકાયુક્ત અવાજે કહ્યું.

"ના જી. અમને પણ આ વાતની રાતે ખબર પડી. તાર કરીએ અને આપ આવી પહોંચો એ બને એવું નહોતું. હું એને મોટરમાં નડિયાદ, આણંદ જઈ પકડત પણ એ પણ સંભવિત નહોતું." અનંતે કહ્યું.

"ઠીક. ચાલો મારી સાથે. એકાએક વિચાર આવતાં નરોત્તમે કહ્યું. "આવું છું કપડાં પહેરીને. નરોત્તમ સ્ફૂર્તિમાં આવી ગયો. અંદર જવા લાગ્યો.

"ભાઈ આવ્યા! ભાઈ આવ્યા!" એકાએક બહારના ઓટલા પરથી પ્રમોદનો અવાજ આવ્યો. ત્રણે જણા ચમકયા.

"કોણ આવ્યું?" નરોત્તમે ત્રાડ મારી.

"ભાઈ!" પ્રમોદ બોલ્યો.

"કોણ મોહન!" નરોત્તમ ફરી ગાજી ઊઠયો. ડાહ્યો આવ્યો.

"હાજી. મોહન શેઠ આવ્યા છે."

"અહિં મોકલ એકદમ." નરોત્તમે હુકમ કર્યો. નોકર ગયો.

ઓરડામાં એકદમ શાંતિ છવાઈ. નરોત્તમે ઉશ્કેરાટમાં આંટા મારવા માંડયા. એકાએક તે ઊભો રહ્યો.

"અનંત! તમે બાજુના ઓરડામાં બેસો." નરોત્તમે કહ્યું.

"આપ ઉશ્કેરાઈ ન જશો. શાંતિ રાખજો." અનંતે જતાં જતાં કહ્યું. નરોત્તમને આ શીખામણ ગમી નહીં. અનંત સમજી ગયો. અનંત અને ગંગાનાથ બંને અંદરના ઓરડામાં બેઠા. નરોત્તમે આંટા મારવા ચાલુ રાખ્યા. એની ધીર જ ખૂટી.

"મોહન! એકદમ અહિં આવ." બૈરી સાથે શું વાત કરે છે! આમ આવ" નરોત્તમે ફરી રાડ પાડી. મોહન આવ્યો.

"આમ ઉભો રહે. બેશરમ, ઉદ્ધત નાપાક હજામ." નરોત્તમનો હાથ જોરથી ઉંપડયો. પુત્ર મોટી ઉમરનો છે એનો વિચાર ન કરતાં એક બે ત્રણ તમાચા લગાવી દીધા. મોહન ખસી ગયો. ટેબલની બીજી બાજુએ જઈ ઉભો રહ્યો. મોહનની પાછળ પ્રમોદ અને વર્ષા આવ્યાં હતાં તે આ દશ્ય જોતાં હેબક ખાઇ ગયાં અને એકદમ રડવાં માડયાં, નરોત્તમનું ધ્યાન ખેંચાયું.

"શું છે! તમે શેનાં રડો છો". નરોત્તમનો ઘાંટો સાંભળતાં જ છોકરાં રડતાં રડતાં નાઠાં. માને વળગી પડયાં. નલિનીની આંખો પણ સજળ થઈ ગઇ.

"હરામખોર! અહીં કયાંથી આવ્યો?" નરોત્તમે પાછી ત્રાડ મારી.

મોહને કદી નહિ જોયેલા આ ગુસ્સાથી તે ક્ષણભર મુઝાઇ ગયો. શું જવાબ દેવો તે એને સૂઝયું નહિ. જીંદગીમાં બીજી કે ત્રીજી વાર ખાધેલા મારથી, અને તે પણ મોટી મોટી ઉમરે છોકરાંનાં દેખતાં—એને પણ એકાએક ક્રોધ ચડી આવ્યો હતો. પરન્તુ બાપનું બોલેલું સાંભળી રહેવાની ટેવ પડેલી હોવાથી તે ક્ષણભર મુંગો રહ્યો.

"જીભ છે કે નહિ?"

"સોલાપૂરથી."

"સોલાપૂરથી? તું સોલાપૂરથી આવ્યો છે? ફરી નરોત્તમ મોહન તરફ ધસ્યો અને મોહન પાછો હઠયો.

"તો બીજે કયાંથી આવું!" ગુસ્સામાં મોહન બોલ્યો.

"કયાંથી આવું એમ? જાણ્યું છે તું કયાંથી આવે છે તે? પેલી છોકરી કયાં છે?"

" કઈ છોકરી ?"

" વિલાસ."

" કઈ વિલાસ ?"

" જેની સાથે તું લગ્ન કરવાનો છે તે."

મોહન કળી ગયો કે બાપને બધી ખબર પડી છે. કોણે ખબર કીધી હશે ? નલિની તો કહેજ નહિ એને તો એવી મીઠાશમાં બોળવી હતી, એવાં વચનો આપ્યાં હતાં કે એ બાપને કહેવા હિંમત કરેજ નહિ. કોઇની વિરૂદ્ધ જેનામાં બોલવાની શક્તિ ન હોતી તે પ્રભાશાળી સસરાને આ વાત કહી શકે એ અસંભવિત હતું. કોણે કહ્યું હશે ? વિલાસના બાપે એને તાર કર્યો હશે ?

" કેમ ! ક્યાં છે તારી વિલાસ ! સાથે આવી છે કે બીજે સ્થળે છે ? એને બતાવી તો દઉં કે માબાપની મરજી વિરૂદ્ધ બેરી છોકરાંવાળા મૂર્ખને પરણવાનો લ્હાવો લેવા જતાં શી દશા થાય છે તે. બોલાવ." નરોત્તમે સત્તાવાહી હુકમ કર્યો.

" હું તમને સાફ કહું છું કે તમારે વિલાસની વિરૂદ્ધ કાંઈપણ બોલવાનું નથી."

" શું બક્યો ? ફરી નરોત્તમ હાથ ઉગામી ધસ્યો.

" બસ. મર્યાદા રાખવી હોય તો ત્યાંજ ઉભા રહો નહિ તો—"

" નહિ તો ?" ગુસ્સામાં નરોત્તમ જોઇ રહ્યો.

" હું શું કરીશ તે કહી શકતો નથી".

" તું શું કરવાનો છે ?"

" આ બારીમાંથી કૂદકો મારી નાસી જઇશ બેકબેમાં પડી આપઘાત કરીશ."

"એમ ! ઠીક." નરોત્તમે જરા ઠંડા પડતાં કહ્યું.

"મારી વાત સાંભળવી નથી અને પછી મારા પર એકદમ તડાતડ તૂટી પડો છો. પછી બીજું શું થાય ?"

"બીજું શું થાય, એમ. બીજું શું થાય. આ મારો છોકરો બોલે છે. તને છૂટથી ફરવા દીધો, રહેવા દીધો, તારા ખરચા પૂરા પાડયા, ભણાવ્યો, ધંધે વળગાડયો, પરણાવ્યો, તેનાં આ પરિણામ." નરોત્તમ કરડી આંખે જોતો બોલ્યો.

"મેં તમને અનેકવાર કહ્યું છે કે તમારો ઉશ્કેરાટભર્યો સ્વભાવ નકામો છે. તમે ઉશ્કેરાઈ મને મારી શો કાંદો કાઢશો ? મને નફ્ટ બનાવશો, મોંએ જેમ આવ્યું તેમ બોલાવશો, ન કરવાનું કરાવશો એજને !" મોહને કહ્યું.

"મેં તારામાં વિશ્વાસ રાખ્યો તો તેં મને તારી આટલી જીંદગી સુધી છેતર્યો અને તેની હમણાંજ ખબર પડતાં હું ન ઉશ્કેરાઉ ?" નરોત્તમે કહ્યું.

"પણ એવું તે મેં શું કીધું છે ! કઇ ચોરી કીધી છે ! શી છેતરપીંડી કીધી છે ! શાંતિથી પૂછો તો શાંતિથી હું તમારા પ્રશ્નોનો ઉત્તર આપું. આમ કોઇ દિવસ નહિ ને આજે એકાએક મારાપર ઊતરી પડો છો તે કેવું દેખાય !" મોહને ઘડપણના શીખામણ ભર્યા શબ્દો ઉચ્ચાર્યા.

"તેં શું કીધું નથી ? કઇ ચોરી કીધી નથી ? કઈ છેતરપીંડી કીધી નથી ? મેં તારામાં પૂર્ણ વિશ્વાસ રાખ્યો. તું કયાં જાય છે, શું કરે છે, કયાં ફરે છે, કેવી રીતે રહે છે, કોને મળે છે એ બધું મેં ના જોયું. તું મારો પુત્ર હોઇ કોઇ પણ અઘટિત કાર્ય તું ન કરે એમ હું માનતો હતો. આઠ વર્ષથી મેં તને સ્વતંત્ર રહેવા દીધો. તારા ખાનગી ખર્ચ મ્હોં માગ્યા પૂરા પાડયા તેનું તેં મને આજે આ ફળ આપ્યું ? ફિટકાર, મોહન ! તું મારો પુત્ર જન્મ્યો એના કરતાં હું વાંઝીઓજ રહ્યો હોત તો

આજે જે ખેદ, જે પીડા અને જે દુઃખ મને થાય છે તે ના થાત." નરોત્તમ આખરે થાકીને બેઠો.

"આ બધું શી બાબતને ઉદ્દેશીને છે તે બરાબર સમજાવો તો ખરા !"

"હજી સમજાવવાનું બાકી છે?"

"હા. તમે અકળાયા વિના એક એક પ્રશ્ન પૂછો, હું તેનો ઉત્તર આપું, ખુલાસો કરું."

"તું પરણેલો છે, તને બે છોકરાં છે, તારી સ્ત્રીનો, તારાં છોકરાંનો આધાર તારાપર છે. એની તો તને ખબર છે ને !"

"જરુરજ. એ દરેક પર મારી પૂર્ણ મમતા છે, વ્હાલ છે, હું એને મારાંજ ગણું છું ને ગણીશ. જરાયે ફરક નથી પડવાનો એમાં."

"છતાં તું એક ચસકેલ ભેજાંની છોકરીને પરણવા તૈયાર થયો છે એ વાત ખરી નથી? તું સોલાપુર હતો. તારે સોલાપૂર જ રહેવાનું હતું. મારી રજા વિના તારે સોલાપૂર છોડવાનું નહોતું. મને જણાવ્યા વિના, ચોરી છૂપીથી તું અમદાવાદ ગયો, એ ચસકેલ છોકરીની સાથે મારાથી છાનાં છૂપાં લગ્ન કરવા તૈયાર થયો એ વાત શું ખરી નથી? બોલ !" નરોત્તમે શબ્દે શબ્દ પર ભાર મૂકતાં કહ્યું.

"મેં હજી લગ્ન કીધાં નથી."

"કરવાનો છે એ તો ખરુંને?"

"કરું યા ન યે કરું?"

"તો એને અહિં શા માટે એનાં મા બાપની ઇચ્છા વિરુદ્ધ ખેંચી લાવ્યો છે?"

"એમાં મા બાપની ઇચ્છા શી ! છોકરી ઉમર વટી ગઇ છે. એની ઇચ્છા મારી સાથે આવવાની હતી ને હું લાવ્યો. એમાં ખોટું શું ? બળાત્કાર કરીને તો નથી લાવ્યો ને ?"

"બળાત્કાર. તેં આટલી નાનકડી જીંદગીમાં પણ શું નહિ કીધું હોય તેની શી ખાત્રી ?"

ભાઈ ! મારા પર આક્ષેપ કરવો એ તમારા જેવા વયોવૃદ્ધને યોગ્ય નથી." મોહને જરા કડક અવાજે કહ્યું.

"શું કહ્યું ? આક્ષેપ ?" નરોત્તમના મગજ પર ફરી લોહી ધસી ગયું. એ પાછો ઉશ્કેરાઈ ઊભો થઈ ગયો. "આક્ષેપ ! તારે જીવતા, જાગતા પૂરાવા જોઈએ છે ?"

"હું નથી સમજી શકતો કે મારો એવો કયો મોટો ગુન્હો છે કે તમે આમ તપી જાઓ છો." મુદ્દો ઊડાવવાની ખાતર મોહને અવાજ બદલ્યો." એક મોટી ઉમરની છોકરી એના માબાપની ઇચ્છા વિરુદ્ધ મારી સાથે મુંબઈ આવી એમાં મારો ગુન્હો ?"

"તું જાતે એને તેડવા ગયો હતો, તેં એને અનેક વચનો આપ્યાં છે, પ્રેઝન્ટો આપી છે અને તારી સાથે લગ્ન કરવા તેં એને સમજાવી છે. અને એ ચાર દિવસમાં જ તું એની સાથે લગ્ન કરવાનો છે."

"એ મારી સાથે લગ્ન કરવા તૈયાર થઇ છે. એ મને છોડી દેતી હોય તો મારે તો જરાયે ના નથી. એક છોકરીના શુદ્ધ પ્રેમને તરછોડી, એનું જીવન ધૂળ કરવું એ હું મહાપાપ સમજું છું. શા માટે મારે એવું પાપ કરવું ?"

"પાપ ! ઓ પાપના સમજદાર ! તું એક છોકરી સાથે લગ્ન ના કરે એ પાપ અને તારાં એ લગ્નથી મારું દિલ, દુભાવે, એ છોકરીનાં માબાપની આંતરડી કકળાવે અને તારી

વૈરી અને તારાં છોકરાના ઊના નિસાસા લે એ મહા, ગંભીર, ઘોર પાતક નથી એમ સમજે છે ? ”

“ નાના બિચારાં ગરીબડાં છોકરાં તો કંઇ સમજતાં નથી. નલિની તો હું આ લગ્ન કરૂં તેમાં રાજી છે. એણે તો હા પાડી છે. ”

“ શું ? એણે હા પાડી છે ? એની પાસે કપટ અને પ્રપંચથી તેં હા પડાવી હશે બાકી તારી સાથે સ્નેહલગ્ન કરનાર ભણેલી છોકરી કોઇ દિવસ પણ રાજીખુશીથી આ બાબતમાં સંમતિ આપે એ હું માનતોજ નથી. ઓ મૂર્ખ ! આ જમાનાના સ્નેહલગ્નના વાયરાનો પાસ તને પણ લાગ્યો હોય એમ માની મેં તારૂં નલિની સાથે સ્નેહલગ્ન બીલકુલ પણ આનાકાની કર્યા વિના કરવા દીધું, તો હવે, તું એ સ્નેહલગ્નને તિલાંજલિ આપી પાશવ–વિકારી લગ્ન કરવા તૈયાર થયો છે તે તું તે મનુષ્ય છે કે જંગલી પશુ ? ઓ અંધ ! તું કેમ જોતો નથી કે મારી સાડત્રીસ વયની ઉમરે તારી મા ગુજરી ગઇ, હું ધનના જોરે, મારી તંદુરસ્તીના આધારે, મારા દેખાવડા શરીરના યોગે, મારા નિર્મળ સ્નેહશીલ દિલના પ્રસંગે કોઇપણ સ્ત્રી સાથે ફરીથી લગ્ન કરી શકયો હોત. મેં નથી કીધાં ! શા માટે ! શા માટે મેં બીજાં લગ્ન ન કીધાં તે સમજાય છે ! તું એકજ પુત્ર હોવા છતાં પણ હું બીજીવાર પરણ્યો નહિ શા માટે ? ” નરોત્તમની આંખમાંથી સંતોષ મિશ્ર ક્રોધની જ્વાળા વરસી રહી.

“ તમે ન પરણ્યા એ તમારી ભૂલ. હું તો પરણું જ.”

“ નાદાન છોકરા ! એ ભૂલ નહિ પણ તારી માતા પ્રત્યે મારા સાચા સ્નેહની એ એક મહાન નિશાની છે. સ્નેહલગ્ન, સ્નેહલગ્ન કરી તમે પાશવ વિકારને વશ પ્રાણીઓ એક ખુબસુરત યુવતી દેખી કે તેના સૌંદર્યમાં લોભાઇ તેના શરીરના ઉપભોગ માટે કીડા થઇ તેને વળગી રહો છો. બીજી દેખી તો બીજીની

પાછળ ભમો છો, પછી ત્રીજી ને ચોથી. શા માટે તમારા વિકારી જીવનને પવિત્ર સ્નેહનું નામ આપો છો? વિલાસ—એ વિલાસ કોણ? શું તારી સ્ત્રી એટલી રુપાળી નથી? એટલી ભણેલી નથી? શું તારી સાથે એ કંકાસ કરે છે? તને સુખ આપતી નથી? અરે ઓ મૂર્ખ! પહેલાં હું માનતો હતો એ ભણેલી છોકરીના મગજમાં અનેક તુમાખી હશે, પણ નહિ, અનુભવે સમજાયું છે કે છોકરી ડાહી, સમજુ અને સુશીલ છે. મારા ઘરનું નાક છે. મારી પોતાની જ એ છોકરી હોય ને હું જેટલો ગર્વ લઉં એના કરતાં વધુ ગર્વ હું એને માટે લઉં છું."

"વિલાસ આવતાં એને માટે પણ એટલોજ ગર્વ લેશો." એકાએક મોહને બોંબગોળો ફેંકયો.

"વિલાસ! અહિં મારા ઘરમાં, મારા જીવતાં આવે! કોઇ કાળે પણ એ તારી સ્ત્રી બનનાર નથી સમજ્યો. એ છોકરીને એકવાર અહિં લાવ પછી તારાં તમામ ચારિત્ર્ય તેની પાસે ખુલ્લાં કરું."

"ચારિત્ર્ય, ચારિત્ર્ય કહી તમે શું કહેવા માગો છો! મેં કયું છિનાળું કર્યું છે? હું જરા પણ સમજી શકતો નથી." મોહને મગજ પરનો કાબુ છોડવા માંડયો.

"છિનાળું? અરે આ કામ તો છિનાળા કરતા પણ વધારે પાતકી સમજું છું. કયો હક તને પરણેલાને હતો એક કુંવારી કન્યા તરફ વિકારના દૃષ્ટિપાતનો? કયા હકે તેં એને મુંબઈ ભણવા આવવાની ધૂન લગાડી? કયા હકે તું એકલો તેની સાથે ફરવા ગયો, એના કાનમાં પ્રેમના મંત્રો ફૂંકયા, લોભલાલચો આપી? અરે તું જો અંગ્રેજોની રીત સમજતો હોત તો પ્રથમથી જ કહેત કે છોકરી! હું પરણેલો છું. છોકરાંનો પિતા છું. મારી બહેન પ્રમાણે તને ચાહવા તૈયાર છું, પ્રેમી તરીકે નહિ."

"બે લગ્ન કરવામાં હું તો પાપ જોતો નથી. હિન્દુ સમાજમાં પણ પુરુષને બે પત્ની કરવાની કયાં છૂટ નથી?"

"તે જૂના વિચારને મતે, નવા સુધરેલા વિચારના મતે નહિં. જૂના વિચારના મતે પણ છોકરાં ન થતાં હોય, વંશ વિધ્વંસ થતો હોય ત્યારે; આમ કોઈને ફસાવીને નહિ."

"મેં વિલાસને ફસાવી નથી. એ તમામ હકીકતથી વાકેફ છે."

"ખોટું. તેં વિલાસ જેવી બીજી યુવતીઓને પણ ફસાવવા યુક્તિઓ કરી છે ને તેમાં તેં માર ખાધો છે."

"ખોટું, જૂઠું, હડહડતું અસત્ય."

"અસત્ય! પૂરાવા જોઈએ છે?"

"હા. લાવો પૂરાવા. પૂરવાર કરો કે મેં બીજી છોકરીઓને પણ ફસાવવા પ્રયાસ કર્યો છે, લાવો, એક તો લાવો."

"એમ! અનન્ત!" નરોત્તમે અનન્તને બૂમ મારી.

મોહન ચમકયો. અનન્ત! શું અનન્ત અહિં છે? એ વિચારમાંથી જાગૃત થાય તે પહેલાં અનન્ત અને પાછળ ગંગાનાથ ઓરડામાં આવ્યા.

"આ પૂરાવો." અનન્ત સામે નરોત્તમે આંગળી કરી.

"અનન્ત!" ગુસ્સાથી મોહન તેના સામે જોઇ રહી હોઠ કરડવા લાગ્યો.

"મોહન! આપણે જૂના મિત્રો છીએ. તેં આ પગલું ભર્યું ત્યાં સુધી મેં તારા પિતાથી તમામ હકીકત ગુપ્ત રાખી હતી. પણ મેં જોયું કે તું અને વિલાસ એ સ્થિતિએ પહોંચ્યાં છો કે આ હકીકતથી તારા પિતાને વાકેફ કરવાની મારી ફરજ હું સમજ્યો ને મેં વાકેફ કીધા છે. મોહન! તારા ભલાને માટે, તારા પિતાની શાંતિ માટે, તારી પત્ની-નલિની ભાભીના સુખ માટે, વિલાસ માટે, તેનાં માતાપિતા માટે આ વિચાર તજી દે. તારા પિતા તને બધું માફ કરશે." અનન્તે શાંતિથી કહ્યું.

"ચોકખુંજ કહી દે ને કે મારા પિતાને તેં જ મારી સામે ઉશ્કેર્યા છે." મોહને કરડી આંખે કહ્યું.

"સામસામા બાઝવાની કાંઇ જરૂર નથી."

"મારે તારો એક પણ શબ્દ સાંભળવો નથી. તું મારો મિત્ર નથી, હું તારો દોસ્ત નથી. મારી મદદથી તું ભણ્યો અને નીમકહરામ થયો તો હું તારું મ્હોં જોવા ઇચ્છતો નથી. જા, ચાલ્યો જા." મોહને અનન્તનો તિરસ્કાર કર્યો.

"મોહન! તારી મદદ મળી તે માટે તારો ઉપકાર હજી હું માનું છું. નીમકહલાલ છું તેથી જ તને આ માર્ગે જતો અટકાવવા મુંબઈ આવ્યો છું."

"નીમકહરામીનો આક્ષેપ કરનાર છોકરા! તું કયો નીમકહલાલ મને નીવડયો છે.! ત્રીસ વર્ષ સુધી મારા ઘરનું અનાજ તારા પેટમાં પડયું, ત્રીસ વર્ષ સુધી તને ભણાવી, પાળી પોષ્યો, પરણાવ્યો, ધંધે લગાડયો છતાં તું આવો કજાત નીકળ્યો તે શું શરમાતો નથી કે એને કહે છે?" નરોત્તમે આવેશમાં આવી જઇ કહ્યું.

"એતો તમે તમારા આત્મસંતોષ માટે, પુત્રસુખના લ્હાવા માટે કીધું એમાં મને શું?"

"શું બોલ્યો? મારા આત્મસંતોષ માટે! પુત્રસુખની લાલસા માટે! નીકળ કમજાત, નીકળ મારા ઘરની બ્હાર. નથી જોવું મારે તારું મ્હોં. જા, નીકળ." નરોત્તમે ગુસ્સાની હદ વટાવી.

"તમે મને કાઢવાના છો એની જ બધી આ તૈયારી તમે કરી છે એ તો હું સમજી જ ચૂકયો છું. ઠીક અનન્તને દત્તક લ્યો અને રાખો." મોહને નફટ બનવા માંડયું.

"એ મૂર્ખ! અનન્ત તો આપકર્મી છે. એના પિતાના પૈસે તાગડધીન્ના કરનાર તારા જેવો નાપાક નથી, સમજ્યો!

એના જેવો મને પુત્ર હોત તો મારી છાતી આનંદથી ગજગજ ફૂલત પણ તારા જેવા નઠોર છોકરાને તો જોતાં પણ મારું હૈયું બળી ખાક થઇ જાય છે. બોલ, આ ઘરમાં તારે રહેવું છે!"

"મને જોતાં પણ તમારું હૃદય ખાક થતું હોય તો મને જરા પણ રહેવાની ઇચ્છા નથી. હું જૂદો રહીશ, મારો ભાગ આપી દો." મોહન નફ્ટ થયો.

"તારો ભાગ! શેમાં તારો ભાગ? દીકરા! આ કમાઇ તારા દાદાની નથી પણ મારી પોતાની છે એ સમજે છે?"

"તો એની પણ મને તમા નથી. હું મારૂં ફોડી લઇશ."

"તો જા આ જ ક્ષણે જા ઘરની બહાર. હું મરવા પડું તો પણ તારું આ કાળું મ્હોં મને બતાવીશ નહિ. જા. ચાલ્યો જા આ જ ક્ષણે."

"જેવી તમારી મરજી."

મોહને ટોપી લઇ તરત ચાલવા માંડયું. ગંગાનાથને વચ્ચે બોલવાનું મન થયું. પણ અચકાયો.



" આવા છોકરા જન્મ્યા તો શું ન જન્મ્યા તો શું. ઓ રામ ! " જરાક શાંતિ લેતાં ખુરસી પર બેસતાં નરોત્તમે ઉદ્‌ગાર કાઢ્યા. " આ જમાનાને ક્રાન્તિકારો ઈચ્છે છે ! ! આ જમાનો જેમાં યુવકો અને યુવતીઓ સ્વચ્છન્દી બને છે ! ! આ જમાનો જેમાં મર્યાદા, નીતિ, શિસ્તપાલન સર્વની આહૂતિ અપાય છે !! આ જમાનો જે યુવકોના અનાચારોને જીવનની રોમાન્સ માને છે !! આ જમાનો જેમાં યુવકોની ઉદ્ધતાઇ, ઉચ્છૃંખલપણું, અવિચારીપણું તરંગોની ટોચે ચઢે છે ! ! ! "

આ જમાનો જેમાં માતાપિતાને માટેની લાગણીને સ્થાન જ નથી ! ! આ જમાનો જેમાં પુત્રને પુત્રધર્મની ભાવનાનું નામ નિશાને હોતું નથી ! ! આ જમાનો જેમાં પતિને પત્ની જેવું કાંઈ પણ લાગતું નથી ! ! ! ! હરેકૃષ્ણ !? કયા વમળે દુનિયા ચઢી જાય છે ! ! " ખુરસીમાં પડયા પડયા નરોત્તમે આવેશ ભર્યો દુઃખના ઉદ્‌ગાર કાઢ્યા.

ક્ષણભર અનન્ત અને ગંગાનાથ બેસી રહ્યા.

" કેળવણીથી સંસ્કારિતા પ્રાપ્ત થવી જોઇએ ત્યાં જીવનની રોમાન્સ ઊભી થાય છે. સારાસારનો વિચાર કરવાની શક્તિ પ્રાપ્ત થવી જોઇએ ત્યાં દીર્ઘદૃષ્ટિ અને વિવેકનો લોપ થાય છે. સમભાવ, સન્માનભાવ, સેવાભાવ માટે સ્કાઉટોની પ્રવૃત્તિઓ થાય છે, ભાષણો અપાય છે, લેખો લખાય છે ત્યાં કેળવણીનાં દ્વાર હૃદયની શુષ્કતા, શિસ્તપાલનના વિધ્વંસ, અનીતિનાં બજારોને પણ તે આવકાર આપે છે. અદ્-

સોસ." નરોત્તમે નિરાશાજનક ઉદ્ગાર કાઢ્યા. એની આંખ આગળ આખું વિશ્વ અંધકારમાં લુપ્ત થતું ભાસ્યું. દુનિયા ઓગળી જતી લાગી. ક્ષણભર આંખો બંધ કરી કપાલે હાથ રાખી પડયો રહ્યો.

"મહાશય! આપની અનુમતિ હોય તો વિલાસને શોધી કાઢી મળી આવીએ." ગંગાનાથે કહ્યું.

"એથી શું વિશેષ? જે ભણેલી છોકરીએ માબાપની પરવા નથી કરી તે તમને કેવી રીતે સાંભળશે? જે છોકરાને શોક બની એક જીવંત પત્નીનાં જીવતરને ધુળ કરવું છે તે તમારી વાતો માટે કયું કર્ણદ્વાર ખુલ્લું રાખશે? એ બંનેને ભોગવવા દો, પછડાવા દો, મરવા દો," કંટાળો પ્રદર્શિત કરતાં નરોત્તમે કહ્યું "હશે, જે ભાવી નિર્માણ હશે તે થશે. અનન્ત! કપડાં કાઢો. કાંઈ બન્યુ જ નથી એમ હરો ફરો. આ ભાઈ! મારા મહેમાન છે. એમના પ્રથમ આગમનને દિવસે મારા ઘરમાં આ પ્રથમ કંકાસ મારાથી થઈ ગયો તેથી મને દુઃખ થાય છે. પણ નિરૂપાય. ચાલો, સ્નાનાદિ કર્મ કરો. જમો. પછી શાંતિથી વિચાર કરીશું. ભુલા! આ શેઠને માટે સ્નાનાદિ તૈયાર કર."

અનન્ત અને ગંગાનાથ એકબીજાના સામું જોતા ઉઠયા. અંદર ગયા, કપડાં વિગેરે કાઢવા લાગ્યા. શેઠ ખુરસીમાં પડયાપડયા છાપુ વાંચવા પ્રયાસ કરવા લાગ્યા. માથુ ધમધમતું હતું, કાંઈ વાંચી શકયા નહિ છેવટે બૃહત્ સ્તોત્ર રત્નાકર ઉઘાડી શ્રીશંકરાચાર્ય વિરચિત **कस्य त्वं वा कुत आयातस्तत्त्वं चिन्तय तदिदं भ्रातः** ઉચ્ચ સ્વરે વાંચવા લાગ્યા, અંદર ગંગાનાથનું ધ્યાન ખેંચાયું.

"શેઠને સંસ્કૃતનો શોખ લાગે છે" ગંગાનાથે અનંતને કહ્યું,

"હા એમાં તત્વજ્ઞાનના ગ્રંથોનો વિશેષ. ઉપનિષદો પણ વાંચે છે ને તત્ત્વાર્થગ્રહણ કરે છે," અનંતે કહ્યું.

"છતાં આજે ઉશ્કેરાઈ ગયા."

"ઉશ્કેરાય એવું જ હતું ને! સ્વાભાવિક રીતે એમનો સ્વભાવ આકળો તો છે જ. શાંત હોય ત્યાં સુધી તો શાંતિની મૂર્તિ, ક્રોધે ભરાય ત્યારે દુર્વાસા. છતાં એ પોતાની ઉણપ સમજે છે અને તેથી આવા સ્તોત્રો વાંચી ક્રોધ, ગ્લાનિ, શોકને શાંત કરે છે."

એકાએક મોહનને માર મારવાથી શરૂઆત કીધી એ ઠીક ન થયું. બાકી કદાચ તે માની જાત"

આપની એ ભૂલ છે. છતાં એને અંધારામાં રાખી કામ કરનાર પર તો એને અત્યંત ચીડ છે. મોહન મને પૈસાની મદદ કરતો હતો ત્યારે એ જાણતા ન હતા કે હું કોણ છું એ ઘણા જ ચીઢાયા હતા. એમને ખબર પડી, મને ઓળખ્યો ત્યારે તરત જ શાંત થયા અને આ પ્રસંગ તો કોઈને પણ ઉશ્કેરે. ખાસ કરીને આવાં લગ્નના વિરોધીઓને!

'પરંતુ ઉમરે પહોંચેલા છોકરાને મારપીટ કરવાથી બધું બગડે."

"હવે થયું તે થયું. આપણાથી કેમ બોલાય! હશે, ચાલો, સ્નાન કરવાનું સ્થળ બતાવું."

અનંત ઘરથી પૂરો વાકેફ હતો. ગંગાનાથને સ્નાનાદિ સર્વ સામગ્રી નોકર પાસે અપાવી પોતે કપડાં કાઢવા ગયો.

તરતના બનેલા આ બનાવે નલિની ઉપર ગંભીર અસર કરી હતી. એ મૂઢ જેવી બેસી રહી હતી. છોકરાં બગીચામાં રમતાં હતાં એટલે એને નિરાંત હતી. પ્રથમ તો પતિને માર પડતાં જ એનું હૃદય કકળી ઉઠયું હતું. મોહનના પર એને અથાગ પ્રેમ હતો એટલે એને અત્યંત બળાપો થયો. પ્રથમ તો એને નરોત્તમ માટેનો ભાવ પણ ઉતર્યો. વૃદ્ધાવસ્થાએ પહોંચેલા આ ડોસાએ આ શું કીધું? આ વિચારે એનું લોહી પણ

ઉકળી આવ્યું હતું. પણ શું કરે ! તરત જ એને અનન્ત પર પણ ગુસ્સો ચઢ્યો. શા માટે એ મુંબઇ આવ્યો? શા માટે એણે નરોત્તમને આ હકીકતથી વાકેફ કીધો! એની મેળે ધીમે ધીમે નરોત્તમના કાને આ વાત પહોંચત અને બાપ-દીકરો ફોડી લેત. પણ એણે આવીને જ આ ઉશ્કેરાટનો પ્રસંગ ઉભો કીધો. પણ ના એમાં અનંતનો શો દોષ! એ બિચારાએ તો પોતાના —નલિનીના સુખ માટે આ લગ્ન અટકાવવા અહીં સુધી આવવા તસ્દી લીધી. ચોદ્વાઇ ગયા સસરાજી માટે દોષ એનો. એમણે શા માટે શાંતિથી, સમજાવટથી મોહનને કાબુમાં ન લીધો ! !

નલીનીને નરોત્તમ માટે માન, લાગણી અને સદ્ભાવ હતો. એણે હરવખતે નરોત્તમનું મન સાચવ્યું હતું. એની વિદ્વતા, જ્ઞાન અને સમજ માટે એને ઘણું માન હતું. પિતાની જેમ એને તે ચાહતી હતી. નરોત્તમને પણ પુત્રવધુ માટે બહુ માન હતું. એને એ સન્માનથી બોલાવતો અને વ્હાલભરી સૂચના આપતો. ઘણીવાર એ કહેતો કે હું સસરો છું છતાં તારી સાસુની પણ ગરજ મારે સારવાની છે. તારાં માબાપ અહિં નથી એટલે તેની પણ ગરજ સારવાની છે. હું એ ચારેના જેટલું વ્હાલ તને બતાવું તો પણ ઓછું છે. ને ખરેખર, નરોત્તમે તે સંપૂર્ણ સુખી રહે એને માટે બધું જ કર્યું હતું. આથી નલિની પણ એને સસરાજી ન કહેતાં ભાઇજ કહેતી. પણ આજે બનેલા બનાવથી એને નરોત્તમ માટે હલકો અભિપ્રાય આવવા લાગ્યો. પણ તરત જ તે વિચાર બદલાયો. પોતે કેતકી ઉપર લખેલા પત્રો યાદ આવ્યા. આ પત્રો તદ્દન ખાનગી હતા. એમાં એણે પોતાની કેટલીક આંતરવેદના બહાર કાઢી હતી. મોહનને દોષ દીધો ન હતો પરન્તુ વિલાસ આ લગ્ન કરતી અટકે એવી યોજના કરી પોતાને મદદ કરવા કેતકીને વિનવી હતી. એબંને બેનપણી હતી એટલે એની આગળ પોતે પોતાનું હૃદય ખુલ્લું મૂકી દેતી હતી. તો પણ મોહનનો દોષ અને સ્વભાવ તથા

વિકારવશતા એ જેટલી જાણીતી હતી તેટલી બધી છુપાવી હતી. પણ હવે શું થાય? અનન્તના બોલવા પરથી એને લાગ્યું હતું કે કેતકીએ પોતાના પત્રોની વાત અનન્તને કે બીજાને કરી છે નહિ તો અનન્ત પોતાના પત્રોમાંના લખેલા કોઈ પણ મુદ્દા ક્યાંથી જાણે!! આ વિચારથી પોતે આવા લખેલા પત્રો માટે પોતાના પર તિરસ્કાર આવ્યો. હશે. એ વિલાસને પરણીને સુખી થશે. એમ એણે સંતોષ લેવા માડયો. પણ એ સુખી થશે? આજે જેમ મને મૂકી વિલાસને પરણવા જાય છે તેમ વિલાસને મૂકી ત્રીજીને તો નહિ પરણે આ વિચારે એકાએક તેનું મન જકડી લીધું. સમાજથી પોતે બ્હીતી નહોતી. ભલે સમાજ મારા તરફ આંગળી ચીંધી કહે કે આ સ્ત્રીના પતિએ બીજી સ્ત્રી કીધી. સમાજને શું? આ તો ઘરખાનગી વાત છે. પણ પોતાના પતિ તો લગ્નના ઓઠા નીચે વ્યભિચાર-વ્યભિચાર! હારતો ના-નહિ. જે હોય તે પણ પતિનું નામ છાપામાં આવે, તેના પ્રતિ લોકો તિરસ્કારથી જુવે એ ભાવિ સ્થિતિ એને ગમી નહિ.

વિચારના વમળમાં તે બેઠી હતી ત્યાં નરોત્તમનો અવાજ એને કાને પડયો.

"નલિની! ઊઠ બેટા. આપણે ત્યાં મહેમાન છે. આ ગંગાનાથ તો મારા જૂના મિત્ર કેદારનાથનો પુત્ર છે. તું કેદાર-નાથને ઓળખે છે? નહિ ઓળખતી હોય. એ આખુ કુટુંબ ઘણું સંસ્કારી છે. ધનવાન છે. પ્રતિષ્ઠાવાળું છે. કોઈ વખત આપણે એને ત્યાં જઈશું," નરોત્તમે મોટા અવાજે કહ્યું.

નલિનીની આંખમાં એકાએક આંસુ ઊભરાઈ આવ્યાં. જે વિચારોએ મન ઘેરી લીધું હતું તે એકદમ દૂર થઈ શક્યા નહિ.

"તું રડે છે! ઘેલી રે ઘેલી. રડે છે કાં?" નરોત્તમ નલિની પાસે બેસી ગયો. એને માથે હાથ ફેરવવા લાગ્યો. "તારા જેવી સુશીલ સ્ત્રી રડે ખરી? હોય, સંસારની આ એક લીલા છે. મોહનને ઠેકાણે લાવવા મેં કાઢી મૂક્યો છે. છતાં પુત્ર તો મારો જ છે ને! ગુસ્સો આવે ત્યાં સુધી હું આકળો થાઉં છું પણ મારું વ્હાલ તો તેવું ને તેવું છે હો. ચાલ, બેટા. ઊઠ. શાંત થઈ જા. આપણે કાંઇ માર્ગ શોધી કાઢશું અને નહિ મળે તો પણ શી ચિન્તા! તારા પિતા જેવો હું હજી છું ને! તારો પ્રમોદ મારો જ છે. વર્ષા મારી જ છે. અમે બધાં તારાં જ છીએ. આ ઘર, સુખ શાંતિ બધું જ તારું છે. તું જરાપણ મુઝાઇશ નહિ. એજ મોહન ઠોકરો ખાઇ અહિં આવવાનો છે. ને છેવટે એ તારો જ મોહન રહેવાનો છે. ચાલ, મ્હોં ધોઈ નાખ."

નરોત્તમના આ આશ્વાસનની અજબ અસર નલિની ઉપર થઇ. તે સ્વસ્થ થઇ. મ્હોં ધોઈ શાંત થઈ. જમવાની સર્વ તૈયારી ત્વરાથી કરાવી. છોકરાંઓને બોલાવી તેમને તેમની જગાએ બેસાડયાં, સર્વે સ્વસ્થ થઈ જમવા બેઠાં. અનન્ત અને ગંગાનાથના આગ્રહને વશ થઇ નલિનીને પણ જમવા એમની સાથે જ બેસવું પડયું. નલિનીએ ત્વરાથી મગજ પર કાબુ મેળવી લીધો હતો.

ગંગાનાથ તેની આ શકિતથી તાજુબ બની રહ્યો. ઉત્પાતનું વાતાવરણ ક્ષણમાં શાંતિની ગંભીરતા ધારણ કરી રહ્યું. એ જોતાં આ ઘરનું શિસ્ત સમજવા એ પ્રયાસ કરવા લાગ્યો.



## પ્રકરણ ૧૫ મું ] [ બપોરના

"આપની સંમતિ હોય તો ફરિ એક પ્રયાસ કરી જોઇએ." જમી રહ્યા પછી શાંતિથી બેસતાં નરોત્તમને અતિ ગંભીર દશામાં જોતાં અનન્તે કહ્યું.

"મને જરૂર લાગતી નથી. વાત બગડી છે. ભૂલ મારીજ થઈ એમ મને લાગે છે. મારાથી હાથ ઉપડી ગયો એ ખોટું થયું. હશે ઇશ્વરેચ્છા. મને બે ત્રણ દિવસ વહેલી ખબર પડી હોત." નરોત્તમ નિરાશામય ઉદ્‌ગાર કાઢી રહ્યો. ટપાલ આવી. આજ એકજ ટપાલ !

નરોત્તમે વાંચી. સોલાપુરથી મુનિમનો પત્ર હતો. મુનિમ બિમાર હોવાથી વહેલો કાગળ લખી શક્યો નહોતો, પાંચ દિવસથી મોહનલાલ સોલાપુરમાં જણાતો નથી. દુકાને આવતો નથી. ઘેર ખબર કાઢતાં નોકર અને ભટે જણાવ્યું કે પોતાના મિત્રને ત્યાં પાંચ છ દિવસ રહેવાનું કહીને ગયા છે, પણ આવ્યા નથી. આજ રોજ બધે તપાસ કરાવતાં કોઇ પણ મિત્રને ત્યાં ગયા હોય એમ સિદ્ધ થતું નથી. આ મતલબનો કાગળ વાંચતાં નરોત્તમે નિસાસો નાખ્યો.

"લે, વાંચ. ખરેખર આ છોકરાએ મને છેતર્યો જ." નરોત્તમે અનન્તને કાગળ આપતા કહ્યું. "હું બેફામ રહ્યો તેનું આ પરિણામ. મારે જ જોવું જોઇતું હતું કે એ કેવા પ્રકારનું જીવન બહાર ગુજારે છે. મેં એ જોયું નહિ. ખીસા ખર્ચીના રૂપિઆ શેમાં વાપરે છે તે સમજવાની પણ મેં ખાસ દરકાર કરી નહિ. મેં તો માની લીધું હતું કે એ મારો છોકરો હોવાથી

અઘટિત કર્મ કરે જ નહિ. હું વંશ પરંપરાગત સ્વભાવ અને શીલ મનુષ્યમાં ઉતરે છે એ સિદ્ધાંતને આંધળી રીતે વળગી રહ્યો. અને આજૂબાજુના વાતાવરણની માનવ માનસ પર થતી અસરનો વિચાર ઉપેક્ષી રહ્યો. પિતાની ફરજ ચૂકયો."

" નાજી. એવું ખાસ કાંઈ નથી. " અનંતે કહ્યું.

" નાજી ! શા માટે નાજી ! મારો પ્રમાદ કબુલ કરતા મારે શા માટે અચકાવું જોઈએ ? શા માટે મેં એના મ્હોંમાગ્યા ખીસા ખરચીના પૈસા આપ્યા ? અનંત ! મારી ભૂલ કે મારો પ્રમાદ હું કબુલ કરતાં શરમાઉ એવો હું નથી. જો, હમણા જ હું એના ઓરડાની મુલાકાત લઈ આવ્યો. મેં શું જોયું ? અત્તર ને સેંટની બાટલીઓ એક કે બે નહિ પણ સાતથી સત્તર. બ્રિલિયનટાઈનની શીશીઓ, પાઉડરના જાતજાતના ડબ્બાઓ, હેરઓઈલની તો ડઝન શીશીઓ છે. આમાંનું કાંઈ પણ તે પોતાની સ્ત્રી માટે લાવ્યો હોત તો ઠીક. ભલે, જુવાની છે. એ અને એની સ્ત્રી ભોગવે. એની સ્ત્રીને પૂછતાં એ કબાટ સંબંધી એ કાંઈ જાણતી જ નથી. આ બધી મોજશોખની, દેખાવડા દેખાવવાની કોને જરૂર ! કોને માટે એની જરૂર ! કંઈ નહિ તો બે ડઝન તો સેંટ-વાળા રેશમી રૂમાલો ગંધાય છે. હું માની શકું કે પૈસા ખર્ચી શકે તો થોડો શોખ માણસ જાત આવી ચીજો લાવીને જુવાનીમાં કરે. પણ આ તો એની સ્ત્રી કાંઈ જાણે જ નહિ અને ભાઈ-સાહેબ ફક્કડ થઈને બહાર ફરતા ફરે અને હું તેનો બાપ કાંઈ તપાસ ન કરૂં ? અનંત ! મને આજ મારા પર તિરસ્કાર આવે છે. બુઢો થયો પણ એટલું ન સમજ્યો ? બે આંખ કે ચાર આંખ તો ઠીક પણ એક આંખનો ક્ષણિક દ્રષ્ટિપાત પણ તેના ઓરડા તરફ કે એની રહેણી કહેણી તરફ નાખી ના શકયો ? નરોત્તમ બોલતો અનંત સામે જોઈ રહ્યો.

" શેઠ ! " ગંગાનાથ સામે દષ્ટિ નાખી નરોત્તમ બોલ્યો.

"તમે પણ પૈસાપાત્ર માણસના પુત્ર છો. આવી ફાટાફાટ તમે કેટલી કરી?"

"થાડું થાડું તો આવું હું યે વાપરું છું." ગંગાનાથે કહ્યું. "પણ મારાં માતપિતા જાણે નહિ એવી રીતે નહિ. તેમ આમ છૂટથી પણ નહિં."

"હું એજ કહેવા માગું છું. મને તો ચોકસ લાગે છે કે છૂટથી ફરતી છોકરીઓ જોતાં મગજ રોમાન્સ, પ્રેમ અને મનસ્વી લખાતી નવલકથાઓ, મનસ્વી અપાતાં ભાષણો, ક્રાન્તિકારોના ફટાવી નાખે એવાં ભાષણોથી ચસકયાં હોય તેવી છોકરીઓને આકર્ષવાને આ સાધનો ઘણાં ઉપયોગી નીવડતાં હશે. અને આવા છોકરાઓ જેના તરફ મારા જેવો પૈસો જ પ્રાપ્ત કરવામાં ગૂંથાઇ રહેલો બાપ નિરપેક્ષ રહે તે બધા આજ ધંધા કરતા હશે. એમની નજર જ્યાંને ત્યાં છોકરીઓને આકર્ષવાને જ ફરતી હશે. એમનું મગજ જ્યાંને ત્યાં છોકરીઓનાં મગજને બહેકાવી નાખવાને જ જાતજાતનાં અત્તર સેંટોની શોધમાં પડયું હશે." નરોત્તમે કહ્યું.

"શેઠ! આપ કદાચ વિરોધી દષ્ટિએ જ મોહનલાલનું ચારિત્ર્ય હવે નિહાળતા હો એવું મને લાગે છે." ગંગાનાથે ધૃષ્ટતા કરી.

"શા પરથી એવું કહો છો? શેઠ! એના અત્તરોમાંનું એક પણ આઠ રૂપીએ તોલોથી ઊતરતું નહિ હોય. હું ધારું છું કે એના કબાટમાં લગભગ ત્રણસો રૂપીઆનો આવો માલ ભરેલો હશે. ને સોલાપુરમાં હશે તે જૂદો,"

ગંગાનાથ મુંગો રહ્યો.

"અઠવાડીઆના બે ત્રણ સિનેમા એ જોતો હશે એમ હું માનતો હતો પણ એ કબાટના નીચેના મોટા ખાનામાં સિનેમાની ચોપડીઓ સંખ્યાબંધ પડી છે. અને—અને—" અચકાતા

નરોત્તમે ભચડી નાખવા હિંમત કીધી. "–આલ્બમમાં–આલ્બમમાં કોનાં ચિત્રો છે, સમજી શકો છો?"

"હું જાણું છું. મેં એને ઘણો સખત ઠપકો આપ્યો હતો." અનંતે કહ્યું.

"અને તેં મને આ બાબતની જરા પણ ખબર ન કરી?" ઠપકો આપતાં નરોત્તમે ખિન્ન થઇને કહ્યું.

"હું કહેત. પરન્તુ નલિનીભાભી–એનનાં નયનમાં આંસુ મારાથી જોઇ શકાયાં નહોતાં."

"એ જાણે છે?" નરોત્તમ સ્થિર દૃષ્ટિ નાખી અનન્ત સામે જોઈ રહ્યો.

"શેઠ! માફ કરજો. હું જરા છૂટ લઉં છું. આપની વાત સાચી છે કે મોહનલાલ આ માર્ગે ગયા તે ખોટું છે. પરન્તુ આ સિનેમાનાં–મોહોકાણ એટલી બધી વિઘાતક છે અને લલચાવનારી છે, તેમજ ભૂખ્યા ડાંસ સિનેમા કંપનીવાળાઓ એટલી આકર્ષક જાહેરાત કાઢે છે કે મોહનલાલ જેવા તો શું પણ એનાથી થોડું ભણેલા, અરે નિશાળમાં ભણતા નાના છોકરાઓ પણ–આ–પેલી–દેવી–પેલીબાળા–આનો પેલી–એમએમ જ્યારે નવરા પડયા કે નટીઓ અને નટના હાવભાવ, પહેરવેશ, બોલવા ચાલવાની ઢબ વગેરેની જ ચર્ચા કરતા દેખાય છે. સંગીતના રસને લીધે નહિ પણ અમુક નટ કે નટી ગાય છે માટે, અમુક શબ્દો ગાયનના છે માટે, અમુક ચટકદાર તરજ છે માટે. આ સિનેમાની આવી ખોટી અસર જો દાબી દેવામાં નહિ આવે અને સિનેમાનો ઉપયોગ નીતિ, રીતિ, જ્ઞાન, ડહાપણ, વિદ્યા વિગેરેના પ્રચાર અર્થે કરવામાં નહિ આવે તો જે ટીકાઓ નાટકના પીટક્લાસના વર્ગને રુચિકર થતા નાટકોનાં દૃશ્યોને માટે થાય છે તેવી કે તેથી વધુ ટીકા સિનેમા માટે થવાની. હવે આવી અસરમાં મોહનલાલ ફસાય એમાં એનો વાંક શો? છતાં એક રીતે

જોઇએ તો એ આ લગ્ન કરે છે. ભલે એક સ્ત્રી છે તો પણ. આ ભયંકર ગુન્હો તો નથી જ. આથી એની નીતિ બગડી છે એમતો નજ કહેવાય ખોટું કરે છે એ વાત સાચી. પણ જેમ વાહિયાત મનુષ્યો મિસ્ટ્રેસિસ રાખે કે વેશ્યાગમન કરે તેટલી હદ સુધી મોહનલાલ હજી ગયા નથી. એટલે કદાચ વિલાસ સાથેના આ લગ્નથી એ એ માર્ગે જતાં અટકી જાય."

"શેઠ! તમે હજી પૂર્ણ યુવાવસ્થામાં છો એટલે આ દોષની ભયંકરતા નહિ સમજાય પણ જો આ ચસકો લાગ્યો તો આજે વિલાસ અને થોડાં વર્ષે ઉલ્લાસ ને પરણવા તૈયાર થવાનો. સમજ્યા! કેમકે આવું લગ્ન કરે એટલે વ્યભિચાર થયો ન કહેવાય. નીતિ ન બગડી એમ લોકો માને!" નરોત્તમે જરા આવેશમાં આવી કહ્યું.

"પણ એક સ્ત્રીનું અવસાન થતાં મનુષ્ય બીજી સ્ત્રીને પરણે છે તે કાંઇ વ્યભિચાર ગણાતો નથી." ગંગાનાથ બોલ્યો.

"હું તો તેની પણ વિરુદ્ધ છું. છતાં શાસ્ત્ર છૂટ આપે છે તો ક્ષણભર માનું. પણ એ પ્રકારનાં લગ્નમાં પ્રથમ પરણેલી સ્ત્રી હયાત હોતી નથી એટલે તેના હૃદયને કે મનને દુઃખમાં પીડાવાનું રહેતું નથી." નરોત્તમે કહ્યું.

"પણ નલિની બ્હેને ખાનગી મંજુરી આપી હોય તો?" ગંગાનાથે છેલ્લી શંકા ઊઠાવી.

"તો-ભાઇ! તમે જુવાન છો. યુવાવસ્થામાં રહેલી સ્ત્રી પોતે સ્ત્રીત્વથી હીન ન હોય તે કોઇ પણ દિવસ યુવાન પતિને આવી મંજુરી આપે ખરી? પતિનાં અમુક દબાણ કે વર્તનને અંગે આવી મંજુરી આપતી હોય તો તે હૃદયની મંજુરી કહેવાય ખરી? નલિની જેવી ભણેલી, સુધારક વિવાહની સ્ત્રી મંજુરી આપે એ હું માનતો નથી. આપી હોય તો ડહાપણ નથી." નરોત્તમે કહ્યું.

"પણ એ શું કરે? મંજુરી ન આપે તોયે લગ્ન કરવા જાય ને કરે." ગંગાનાથે કહ્યું.

"શેના જોરે! મારી કમાણીના જોરે. અને તેથી જ તે હવે હું તોડી નાખું છું. એક પાઈ કે એક ચીજ એને મારી પાસેથી ન મળે." નરોત્તમે ટેબલ પર હાથ જોરમાં પછાડયો.

"હું ધારું છું કે ગંગાનાથ વિલાસ તથા મોહનને મળે અને ફરી એક પ્રયાસ કરી જોય." અનંતે કહ્યું.

"જે છોકરીએ એના બાપનું માન્યું નથી, માનું માન્યું નથી, આ ભાઇના પિતાનું અને એમનો પીઢ ફોઈનું માન્યું નથી તે એનું માનશે! હં." તિરસ્કારપૂર્વક નરોત્તમે હાસ્ય કીધું.

"કદાચ."

"શું કદાચ!!" અનન્ત મારા મતે એ બંને જણાં આંધળાં બીત બન્યાં છે." નરોત્તમે કહ્યું.

"પણ કેટલીકવાર વડપણ કરતાં જુવાની જુવાનો પર ધારી અસર કરે છે."

"બીલકુલ અશક્ય. તમારે અસર જ કરવી હોય તો તમે યુવકો ભેગા થઇ એક મંડળ સ્થાપો. યુવતીઓ ભેગી થઈ એક બીજું મંડળ સ્થાપો. ઠરાવો કરો. વખોડીકાઢો આવાં નિર્લજ્જ લગ્નો અને લગ્ન પ્રથાઓ. ધૂળથી ભૂંડા કરો એમને ભાષણો આપી, લેખો લખી, પત્રિકાઓ કાઢી, સમાજમાંથી બહિષ્કૃત કરો. સર્વ ઠેકાણેથી એને હડધૂત કરો, એમનો તિરસ્કાર કરો કે નીચેથી ઊંચે જોવાની પણ હિંમત ન કરે. કયાં ગયાં તમારાં જુવાનોનાં જોમ! વૃદ્ધ લગ્નની સામે જુવાની ભડભડી ઊઠે છે, પિકેટિંગ કરે છે, હડતાલ પાડે છે અનેક તોફાનો કરે છે; ન્યાતવરા નાબુદ કરવા અનેક રીતે ખટપટો કરી, તકરાર કરી, જંગ મચાવી મૂકે છે; વિધવા લગ્ન કરાવવા અનેક પુસ્તકો લખે છે, લખાવે છે; નાટકો બહાર પાડે છે, ભજવે છે; ધર્મને નાબુદ કરવા

વર્ણશંકર લગ્નની પ્રથા પાડવા મહાભારતના પ્રયાસ અને ભગીરથ પ્રયત્નો કરે છે, તે તે જુવાની કેમ રંડાપો કરી બેઠી છે આવા સમયે! કયાં ગઇ સન્નારીઓની ટોળીઓ! કયાં છૂપાઈ બેઠી સ્ત્રી શકિતની શ્રેણિની શ્રેણિઓ! પુરુષોની પ્રેરણામૂર્તિઓ, ગૃહસ્થની ગૃહરાજ્ઞીઓ, પ્રેમિઓની પ્રિયાઓ કયાં મ્હોં સંતાડી મુગી રહી છે! વ્યકિત સ્વાતંત્ર્યની ઝુંબેશ ઊઠાવનાર, પુરુષો સાથે સમાન હકકનો હક સિદ્ધ કરવા દાવો કરનાર, પુરુષો પાસે પત્નીવ્રત પળાવવા મથી રહેનારી તેજસ્વી મહાકાલીઓ કેમ પોતાનું ખપ્પર હાથમાં લેતી નથી!! બોલો!" નરોત્તમે પુનઃ આવેશમાં ગંભીર સ્વરૂપ ધારણ કરવા માંડયું.

"તલાકનો કાયદો ઘડાતાં બધું સ્વરૂપ જ ફેરવાઇ જશે." ગંગાનાથે હિંમત કરી.

"તલાક! તમે તલાકમાં માનો છો! આશ્ચર્ય! તલાક!! મુસલમાનોની તલાક, અંગ્રેજોની તલાક, અમેરિકાના કોન્ટ્રાકટ!!! ઓ પ્રેમના નિર્મળ સ્વરૂપનાં આદર્શના પ્રશંસક, સ્થાપક કવિવરો! આજે સૃષ્ટિ સમગ્રમાં તમારા આદર્શનું બલિદાન દેવાના પ્રયાસો થઈ રહ્યા છે. નીતિની ઘોષણા પ્રસારતો તમારો વિજયધ્વજ આજે તલાકના પ્રચંડ ઝંઝાવાતમાં ફાટું ફાટું થઈ રહ્યો છે. જે જ્ઞાતિઓ—અરે આપણા હિન્દુસમાજની હલકી ગણાતી જ્ઞાતિમાંના નાતરાંના રિવાજને તુચ્છ હલકટ, અધમ ગણી આપણે પોતાને સંસ્કારી, સુશિક્ષિત, વિનીત માનીએ છીએ તેજ તેજ જ્ઞાતિના નાતરીઆ રિવાજને અપનાવી લેવાની આપણે હિમાયત કરીએ છીએ. ઉચ્ચ કોટિનું જીવન જીવવાનો દાવો કરનાર આપણે સર્જનો અધઃપતન પામેલા માનસોનું અનુકરણ કરી પાશવજીવનને સંવરવા તત્પર બનીએ છીએ. કહે છે કે મનુષ્યજીવન પાશવ કીટ પક્ષી જીવન કરતાં ઊંચું છે. કયાં છે એ ઊંચાપણું!! ઉચ્ચ પ્રેમના પરિધાન નીચે કેવળ

વ્યભિચાર વૃત્તિનાં પોષક, ઉત્પાદક અને સંયોજક જીવન જીવવાની ઝુંબેશ ઉપાડીએ છીએ તેમાં કયાં છે માનવજીવનનું ઊંચાપણું? અન્યોન્યને દબાવી, કચરી મારી પોતાનો સ્વાર્થ સાધવામાં, કયાં છે માનવજીવનની સંસ્કારિતા! હસતી મીઠી આંખે અને જીભે અન્ય સદાચારીઓને ભોળવી છેતરી તેમને કંગાળ બનાવવામાં કયાં છે માનવજીવનની પ્રગતિ !! સમાજ-વ્યવસ્થા તોડી ફોડી છિન્ન ભિન્ન કરી નાખી કેવળ અંધકારમય અવ્યવસ્થા સ્થાપવામાં બરાબર છે. કરો તલાકના કાયદા. ભાવી પ્રજાપર એવા જ સંસ્કારો પાડો. પ્રભુમય જીવન ગાળવાને બદલે કેવળ વિકારમય જીવન સાધવા એજ માર્ગ લો. નવા ઘોડા શું કરી શકવાના છે! જે ગાડી ખેંચવાની એમને આપી છે તેને પત્થર સાથે અફળાવી કે ખાઈમાં નાખી તે ધુંસરીમાંથી છૂટી આખલાની જેમ ફરવાના. હા-હા-હા-હા" ઉન્મત્ત હાસ્ય નરોત્તમે કીધું.

ગંગાનાથ અને અનન્ત નરોત્તમના અણધાર્યા વાક્પ્રવાહથી ક્ષણભર સ્તબ્ધ થઇ ગયા. ગંગાનાથને લાગ્યું કે તેણે પોતાના રમુજી તેમજ વિરોધી વાકય બોલવાના સ્વભાવને અનુસરવામાં ભૂલ કીધી હતી.

" મુરબ્બી! આપનું કહેવું યથાર્થ છે. અમે બંને આપનાજ મતના છીએ. ઘણીએ યુવતીઓ આપના મતનીજ છે અને તેથીજ આપે કહી તેવી ઝુંબેશ કેતકી બહેન ઉપાડવાનાં છે. અમે યુવકોપણ એવુંજ કરવાના છીએ. મેં જે આપને કહ્યું તે તો એક પ્રકારનો મત જે ચાલે છે તે. બાકી અમે તો એકજ લગ્નમાં માનીએ છીએ અને તેથીજ ફરી એક પ્રયાસ સીધો વિલાસ બેન પાસે જ કરી જોવો એવું અમારૂં મત છે. એથી હું ખાસ મુંબઈ આવ્યો છું.' ગંભીરપણે ગંગાનાથે કહ્યું.

"તો કરી જુઓ, પરન્તુ જુવાની વિષે જેટલું હું હવે સમજ્યો છું તે પરથી તો એટલું જ કહી શકું કે જુવાની હઠીલી છે, અને તેમાં સ્ત્રીત્વ મળ્યું એટલે બેવડી હઠીલી, પછી કોણ જાણે તમે ફાવો. હું ઇચ્છું છું કે તમે ફાવો." નરોત્તમે એકાએક ઠંડા પડી જતાં કહ્યું. "પણ તમારે ને વિલાસને શો સંબંધ!" નવો તર્ક આવતાં નરોત્તમે પૂછ્યું.

"ખાસ કાંઈ નહિ. પણ મારાં ફોઇ શાશ્વતી બહેનનાં એ મિત્ર છે. અમારે ઘેર આવે છે જાય છે. થોડો પરિચય છે. અમારે એક બીજા સાથે ભાઇ બ્હેન જેવો સંબંધ છે. એ શબ્દ હું કહી શકું એમ છું." ગંગાનાથે કહ્યું.

"તમે કહ્યું ને કે તમારાં ફોઈબાના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા!"

"હા જી. પણ તે મારા પિતાનાં ફોઇબા. શાશ્વતી તો મારા પિતાશ્રીનાં બહેન."

"એમ! પરણેલાં છે!"

"નાજી. એમ. બી. બીએસનો અભ્યાસ કરે છે."

"તમે પરણેલા છો!"

"નાજી."

"વિલાસ સાથે તમે લગ્ન કરી શકો?" નવો ધડાકો નરોત્તમે કર્યો.

"નાજી."

"કાંઈ કારણ હશે!"

"હાજી. મારે કદાચ કોઇ બીજા સાથે પરણવાનું થાય."

"તમારી પસંદગી હશે."

"હું તો મારી તથા માતપિતા બંનેની પસંદગીમાં માનું છું."

નરોત્તમ ક્ષણભર તેના સામે જોઇ રહ્યો, કયા મુદ્દા પર ગંગાનાથ વિલાસને સમજાવવા પ્રયત્ન કરતો હશે તે કસવા લાગ્યો.

"અનન્ત! તું વિલાસને પરણી શકે?"

"અનન્ત ચમકયો."

"મારે ને એમને તો પરિચય પણ થયો નથી. એક બે વખત મોહન સાથે હું એમને મળ્યો હોઇશ. એક બે શબ્દો બોલ્યો હોઇશ."

"ઇચ્છા ખરી?"

"નાજી."

"કેમ!"

"એનો આપને શો જવાબ આપી શકું!"

"અન્ય પ્રેમપાત્ર–મોહનથી ચઢિયાતા પ્રેમપાત્ર વિના વિલાસ કેમ માનશે એનો તર્ક કરું છું.' નરોત્તમે એ બંનેની મુંઝવણ જોતાં પોતાનો આંતર વિચાર કહ્યો.

"મારો વિચાર નલિનીબેનને પણ સાથે લઇ જવાનો છે."

'શું?' નરોતમ અણધારી સૂચનાથી ચમકયો.

'પ્રથમ કેતકી બેન પર નલિનીબેનના આવેલા પત્રો એને વંચાવીશ. છતાં વિલાસનું હૃદય નહિ પીગળે તો નલિની બહેનને તેની સમક્ષ રજુ કરીશ!' પોતાની યોજના ગંગાનાથે ખુલ્લી પાડી.

'એમ! નલિનીએ કેતકી ઉપર પત્રો લખ્યા છે? કેતકી કોણ છે?

'એક અપરિણીત યુવતી છે. નલિનીબેનની બેનપણી છે. જાજરમાન છે અને આવા યુવકોની કટ્ટી વિરોધી છે.'

'હું'

'પત્રમાં શું છે ?'

"હૃદયની આગ, અમે વાંચ્યા નથી. શાશ્વતી ફોઈએ વાંચ્યા છે અને અમને ભાવાર્થ કહ્યો છે."

"છતાં તે નહિ માને તો ?"

"અમે એ પત્રો સ્ત્રી શક્તિમાં, ગુણસુંદરીમાં એમ એમ સર્વત્ર છાપીશું. અને સમાજને બતાવીશું કે આવાં લગ્ન કરનારાઓ પ્રથમ પત્નીના હૃદય પર કેવો કારી ઘા કરે છે, અને એ રીતે અમે ઝુંબેશ ઉપાડીશું." ગંગાનાથે કહ્યું.

"ઠીક. એ મને પસંદ છે. નલિની જાણે છે કે એણે તમારી સાથે આવવાનું છે ?"

"કુમારે વાત કરી છે."

"એણે કબૂલ્યું છે ?"

"કમને"

"ઠીક ત્યારે કરો પ્રયાસ. હું સંપૂર્ણ ફત્તેહ ઇચ્છું છું. મારી મોટર લઇ જાઓ પણ એને તમે ક્યાં શોધશો ?"

"આર્ય સમાજ મંદિરના સેક્રેટરીને કે રજીસ્ટ્રારને મળીને કે અનન્ત એનાં જવાનાં સ્થાનો જાણે છે ત્યાં." ગંગાનાથે કહ્યું.

"શાંતિઃ શાંતિઃ શાંતિઃ ફતેહ કરો, જાઓ." નરોત્તમે ખુરસી પરથી ઊઠતાં કહ્યું.

ગંગાનાથ તથા અનન્ત ઊઠયા. કપડાં પહેરવા ગયા.



## પ્રકરણ ૧૬ મું ] [ ગોવિંદ

"ઓહો ! મિ. અનંત ! અહિં કયાંથી ? તું તો મુંબઇ છોડી ગયો હતો ને !" ગંગાનાથ અને અનંત કલાક દોઢ સુધી અનેક રીતે તપાસ કરીને છેવટે બાબુ પનાલાલ ટેરેસના સી બ્લોકના દાદરે ચઢતાં સામેથી જ ધબ ધબ ઊતરતા એક યુવકને જોઇ જરા ખસીને ઊભા રહ્યા હતા. અનન્ત અને એ યુવકનાં નયનો મળ્યાં. એ યુવક એકાએક બોલી ઊઠયો અને હાથ લંબાવી શેકહેન્ડ જોરથી કરવા લાગ્યો.

"મુંબઇનું પંખી પાછું મુંબઈમાં ભરાયું ખરું." તે યુવકે હસતાં હસતાં કહ્યું ને ક્ષણભર ગંગાનાથ તરફ દૃષ્ટિ ફેંકી.

"ના, ખાસ પંખીડું ભરાયું નથી. તેમ મુંબઇ કાંઇ પિંજરૂં નથી કે ભરાવવું પડે. સ્વતંત્રતાનો દરિયો એટલે મુંબઇ. અહિં તો સ્વાતંત્ર્યના વિમાને ઊડતાં મોજ આવે." અનન્તે પણ હસતો કહ્યું.

"તો પણ—ખાસ કાંઇ કામ !"

"ઠીક. જરા આવી ગયા."

"પણ આ બાજુ—મારા જેવાની નાનકડી ખોલી પાવન કરવા કે અમસ્તા. યાર, ખોંખારીને બોલ તો ખરો." યુવકે અનન્તનો ખભો હચમચાવી નાખ્યો.

"પગ આ બાજુ ખેંચી લાવ્યા એટલે અહિં આવ્યા." અનન્તે ટૂંકે પતાવ્યું.

"ચાલ ત્યારે. હું આ ભાઇને ઓળખતો નથી પણ તારા મિત્ર હશે. ચાલો, તમે પણ. જુઓ તો ખરા અમારી ઝુંપડી." હસતાં હસતાં આ યુવકે ભરી સામાન્ય દેખાતી પણ તીક્ષ્ણ નજર ગંગાનાથ ઉપર નાખી.

"ચાલીશું ?" અનન્તે ગંગાનાથને પૂછ્યું.

"ચાલો, એમાં શું." ગંગાનાથે કહ્યું.

ત્રણે જણા દાદર ચઢતા ત્રીજે માળે પહોંચ્યા.

"અનન્ત! તું તો સખ્ખો આદમી છે. પચાસ દાદર ચઢવા પણ તારે મન તો રમત. પણ આ ભાઈ—" યુવકે છેલ્લો દાદર ચઢી રહેતાં કહ્યું.

"નાજી. હું પણ ટેવાયલો છું." ગંગાનાથે કહ્યું.

દાદર ચઢી રહેતાં જમણે હાથે વળ્યા. ત્રીજી ખોલી આગળ યુવકે જઇ તાળું ખખડાવી ઉઘાડયું.

"આવો"

ઓરડી નાની પણ ઠીક હતી. નવી શેત્રંજી પાથરેલી હતી. બાજુમાં ત્રણ ખુરશીઓ હતી. ખૂણામાં ટેબલ પર ટેબલ કલોથ અને તેના ઉપર ફલાવર વેઇઝમાં "ફર્ગેટ મી નૉટ" પુષ્પનો લુમખો હતોઃ ત્રણ ભીંતમાં દરેક પર એક છબી લટકાવેલી હતી.

"બેસો, હું ચ્હા મંગાવું! છોકરા!" બોલતાં બોલતાં યુવક ઓરડીની બ્હાર ગયો.

"ગોવિંદ! રહેવા દે. અમે ચ્હા કે પાન કાંઈ ખાતાપીતા નથી." અનંતે કહ્યું.

"કેમ! બહુ વૈરાગ્ય આવી ગયો છે!" હસતાં ગોવિંદ પૂછ્યું.

"ના, ખાસ કાંઈ નહિ. પણ ટેવજ પડવા દીધી નથી. તું જાણે તો છે. કેમ! આપણા મિત્રો તો અવરનવર મળતા જ હશે." અનંતે પૂછ્યું.

"ઘણીયે વાર. પણ તું હાલ શું કરે છે?"

"ખાસ તો કાંઈ નહિ. ઘડીકમાં અહિંને ઘડીમાં તહિં. કેટલીક વાર રસ્તામાં જતાં માણસો ગણું છું ને કેટલીક વાર આકાશમાં ઊડતાં પંખી ગણું છું." અનંતે ગંગાનાથ સામે જોતાં કહ્યું. ગંગાનાથ અનંતનો ભાવ કળી ગયો.

"ટૂંકમાં માખ મારે છે."

"ભાઈ, દોઢિયાં કમાવાનો કિમીયો તો તારી પાસે છે. આપણને તો એ બાબતમાં ગતાગમ જ ન પડે.

"હા, હા, હા, હા, તું ખરો. તમે બધા હજી એમજ માનતા લાગો છો કે મારા બધા મોજશોખ હું હજી પણ મોહનને પૈસેજ કરું છું!"

મોહનનું નામ સાંભળતાં ગંગાનાથે ગોવિન્દ સામે જોયું. તરતજ ચપળ ફરતી ગોવિંદની નજર ગંગાનાથ પર ઠરી. પણ ચતુર ગંગાનાથ ગોવિંદ કોઈ અજબ ખેલાડી છે એવું અત્યાર સુધીમાં સમજી શકયો હતો એટલે ક્ષણમાં એણે નજર ફેરવી. પોતે કોણ છે, નામ શું છે એની પણ ગોવિંદ પડપૂછ કર્યા વિના ઝીણી નજર અવરનવર નાખી એ મારું માપ લે છે એવું ગંગાનાથને લાગ્યું. વાત પણ સાચી હતી.

ગોવિંદ અજબ મૂર્તિ હતી. અનંતે ગંગાનાથને ટૂંકમાં સૂચવી દેવા માટે જ ગોવિંદ સાથે વિચિત્ર ઢબે વાત શરૂ કરી હતી. ગોવિંદ નવા માણસ સાથે એકાએક પરિચય કરતો જ નહિ પરંતુ તેનું કાઢી લેવાય તેટલું માપ તો અવશ્ય તે કાઢી જ લેતો. મોહનનું નામ સાંભળતાં ગંગાનાથે ચમકી તેના સામે જોયું તેથી તેણે તર્ક કીધો આ માણસ મોહનને ઓળખે છે. એ ક્ષણિક

વિદ્યુતના ચમકારા જેવો ભાવ ગોવિંદના મગજમાં છાપ મારી બેઠો. પણ આ વાતની ગંગાનાથને કે અનંતને ખબર પડવા ન દેવા માટે તે હસ્યો, ગંગાનાથ સમજી ગયો કે ગોવિંદને વહેમ પડ્યો છે કે પોતે મોહનને ઓળખે છે.

"ના, ના. એવું શા માટે હવે અનુમાન કરવું!" અનંતે કહ્યું. "તેં તો તારી જાત કમાઈ શરૂ કરી દીધી છે પછી મોહનની પરવા તારે શેની! કરું તો હજી હું કરું."

"કેમ! હજી ગળે ધુંસરી વળગી નહિ હોય." ગોવિંદે પૂછ્યું.

"ધુંસરી કે લાકડું કાંઈએ વળગ્યું નથી. હજી તેં ક્યાં વળગાડ્યું છે!"

"આપણે તો વળગાડવું જ નથી. કોણ એ પીડામાં પડે? મોહન મૂર્ખો છે, તે એક બૈરી, બે છોકરાંની લપ છે છતાં બીજીને પરણવા તૈયાર થયો છે. મૂર્ખો. મેં તો હમણાં જ એને સાફ કહી દીધું કે તારો બાપ તને પરણવાની ના કહે છે પછી તારે શા માટે પરણવું જોઈએ! બૈરી છે, છોકરાં છે પછી શું? કેમ ખરું ને!" એ છેલ્લો ટુકડો ગંગાનાથની સામે જોતાં ગોવિંદ બોલ્યો.

"એ બીજી બૈરીને પરણે છે એમ?" અનંતે પૂછ્યું.

આ પ્રશ્ને અજબ છાયા ગોવિંદના મ્હોં પર આણી. એક ક્ષણમાં અનેક ભાવો ગોવિંદના મ્હોં પર આવી ગયા. ગંગાનાથની દૃષ્ટિ મ્હોં પર સજ્જડ ચોંટી હતી. તે તો સર્વ ભાવો કલ્પી શકી. ગોવિંદ આવા ભાવો પોતાના મુખ પર આવી ગયા માટે તેજ ક્ષણે અંદર અંદર પોતાના પર ચિઢાયો પણ તરતજ હસ્યો.

"તને એટલી પણ ખબર નથી. અરે મારા દોસ્ત! તું તો હજી એવોજ રહ્યો. અમદાવાદથી ચલી ઉપાડી લાવ્યો છે

ચલી. નામ વિલાસ. હા. હા. હા. શા શોખ છે એને." ગોવિંદે ફરી ગંગાનાથ તરફ દૃષ્ટિપાત કર્યો.

ગંગાનાથ સમજી ગયો કે આ ગોવિંદને મોહન મળ્યો છે. પોતાની સવારની તમામ હકીકત એણે ગોવિંદને કહી છે. એનાં આ બીજી વારનાં લગ્નની ખબર નથી એવું જણાવવામાં અનન્તે ભૂલ કીધી છે કેમકે ગોવિંદ સમજી ગયો છે કે અનંત જૂઠું બોલ્યો છે.

"વિલાસ ! અમદાવાદના ઇન્સ્યોરન્સ એજન્ટની છોકરીને !" ગંગાનાથ વચ્ચે બોલી ઉઠ્યો. અનન્ત જરા કચવાઈ તેના સામે જોઈ રહ્યો. ગંગાનાથે તેની તરફ દૃષ્ટિપાત પણ ન કર્યો.

"ઓહો. તમે એને ઓળખો છો ત્યારે. ફક્ત અનંતનેજ ખબર નહિ. હજી ભોળો તે ભોળો જ રહ્યો." ગોવિંદ હસતો હસતો બોલ્યો.

ગંગાનાથને ગોવિંદના અવાજમાં કટાક્ષ લાગ્યું. અનંત હવે સમજી ગયો.

"એને પરણવું હોય તેને પરણે. આપણે શું ? મારે ક્યાં એની સાથે પહેલાંના જેવો સંબંધ છે ? રાખવા જાઉં તો યે તે હવે રાખે ? મારું માને પણ ખરો ? તેમ આવી છોકરી મળી હોય પછી પૂછવુંજ શું ?" અનન્તે કહ્યું.

"પણ તું એ લગ્ન અટકાવવા પ્રયાસ કેમ નથી કરતો. તારે એનો ઉપકાર ભૂલવો ન જોઇએ." અનન્તને લાગ્યું કે પોતે મહાત થયો છે.

"મોહન પર હવે મારો જરા પણ કાબુ નથી."

"કારણ !"

"કારણ ? મોહનને પૂછી જોજે."

"પણ એ અહિં છે કયાં ?"

"તેની મને શી ખબર ?"

"તુ કયાં ઊતર્યો છે ?"

"અમે મોહનલાલને ઘેરજ ઊતર્યા છીએ." ગંગાનાથ વચ્ચે બોલી ઉઠયો "પણ આ લગ્ન સંબંધી મોહનલાલને અને તેના પિતાને તકરાર થઈ છે તે તમે જાણો છો. તમને એ પણ ખબર મોહનલાલે કહી છે કે એના પિતાએ એને વારસામાંથી કાઢી નાખવા ધમકી આપી છે. હવે મોહનલાલ હમણાં કયાં છે તે તો તમે જાણો. અમે તો થોડીક મિનિટ એમને મળ્યા એટલુંજ. પછી તો છેક હમણાં મારે કેટલુંક કામ હતું એટલે નીકળ્યા હતા."

અનન્ત ગંગાનાથ સામે જોઈ રહ્યો. ગોવિંદ પણ એકીટશે જોઇ રહ્યો. એને લાગ્યું કે કોઇ મહાત ન થાય એવી વ્યક્તિ બોલી રહી છે. પણ તે તરતજ સ્વસ્થ થઇ ગયો.

"તમે જબરા જ્યોતિષી છો. તમે કહ્યું તે અક્ષરશઃ સાચું છે. આ બધીજ વાત મોહને મને કરી છે, હમણાં થોડાકજ વખત પર."

"એ અહિં આવ્યો હશે અને મનેજ બોલાવતો હશે." અનંતે કહ્યું.

"ખાસ નહિ. પણ થોડું ઘણું તો ખરુંજ. કેમકે તું નલિનીના પક્ષનો છે. તેમ મોહનનો મિત્ર છે. મિત્ર તરીકે તારે નલિનીને સમજાવી આ લગ્ન કરવામાં મદદગાર રૂપ તે થઇ પડે એમ તારે કરવું જોઇએ એવું એ માને છે." ગોવિંદે કહ્યું.

"એમ કરું પણ એના પિતા મારા પર ગુસ્સે થાય."

"પણ તારા પેટમાં એનું નીમક નથી ?"

"છે."

"વાત ખરી છે. અનન્તભાઇ! તમારે મિત્રધર્મ તો સાચવવોજ જોઇએ. તમારી જગાએ હું હોઉં તો જરૂરજ ગોવિંદભાઇ કહે છે તે મુજબજ કરું. કરી પણ દીધું હોય."

ગંગાનાથે એકાએક વચ્ચે કહ્યું. ગોવિંદ પાછો ચમક્યો. અનન્ત પાછો ગંગાનાથ સામે જોઈ રહ્યો.

"તો કેમ કરું. પણ મોહન મને ચોકખું કહેતો." અનંતે કહ્યું.

"હું કહું છું. ચાલો. તેમ એના બાપે એને વારસામાંથી પણ કાઢી નાખવો ન જોઈએ." આખરે એ એનો જ પુત્ર છે." ગોવિંદે કહ્યું.

"મેં તો આજે એના પિતાને ચોકખું કહ્યું કે તમે ભૂલ કરો છો. આ જમાનામાં હવે જૂની વાતો ન ચાલે." ગંગાનાથે કહ્યું.

"હા, પણ—" અનન્ત હવે ગંગાનાથનો ભાવ સમજી ગયો. "—પણ—મારે મોહનને ક્યાં મળવું? એ ઘેર તો હવે આવે જ નહિ?" અનંતે ગંગાનાથને પૂછ્યું.

ગોવિંદ ક્ષણભર ચૂપ રહ્યો.

"તો એને મળાય ત્યાં સુધી થોભો." ગંગાનાથે કહ્યું.

"હું રસ્તો બતાવું." ગોવિંદે કહ્યુ. "પોતાની 'રિસ્ટ વૉચ" સામે જોયું. બહાર જઈ ટેક્ષી કરો. તરતજ વિકટોરીઆ ટર્મીનસ જાઓ. એ હમણાં દશ મિનિટમાં જ પૂના જાય છે. જાઓ, જલદી કરો, ઉઠો. પૂને જઈને જો તરત જ એણે લગ્ન કરી દીધાં તો કદાચ તારૂં કામ કઠિન થશે. જા જલદી." ગોવિંદ બોલતો બોલતો ઉભો થઈ ગયો.

"જાઓ, જાઓ, એ ખોટું નથી," ગંગાનાથે અનંતને આગ્રહ કર્યો. તરત જ અનંત ઉઠ્યો બંને જણા સડસડાટ દાદર ઊતર્યાં. ગોવિંદ ચાલમાંથી બંનેને જોતો હતો. તેઓ બહાર

ગયા ત્યાં સુધી જોઈ રહ્યો. પછી દમ લીધો. અને ધીમે પગલે ઓરડીમાં પેઠો.

"હાઆઆશ. કદાચ બુલબુલ સપડાશે." બોલતો આરામ ખુરશી પર પડયો.

નરોત્તમની મોટર અંદર લઇ ન જવામાં અજાણ્યે ગંગાનાથ તથા અનંતે ડહાપણ વાપર્યું હતું. મોટરમાં તેઓ બેઠા અને ત્વરાથી બોરિબંદર હાંકવા શોફરને કહ્યું. થોડી વાર બંને ચૂપ રહ્યા.

"ગોવિંદ-કોઇ અજબ પણ અનેક પાણી પીધેલી મૂર્તિ લાગે છે." ગંગાનાથે કહ્યું.

"જરૂર જ. તેથી મેં તમને પ્રથમ ચેતાવ્યા પણ પછી હું જ ખાડામાં પડયો. ગંગાનાથજી! તમને જરૂર જ ધન્યવાદ ઘટે છે નહિ તો આ ગોવિંદ અનેકને ઉંધાં ભણાવે ને આમ કદી પણ કહે નહિ કે એ બે જણનાં પૂને જાય છે." અનન્તે કહ્યું.

"પણ એ એનાં લગ્ન નલિની બહેનની અનુમતિથી થાય એવું એ કેમ ઇચ્છે છે?" ગંગાનાથે પૂછયું.

"એમાં કાંઈ ગૂઢ નથી. ગોવિંદ ને મોહનને તકરાર થઈ હશે કે કદાચ ગોવિંદને ભય લાગ્યો હશે કે જો મોહનને એના પિતા નાણાં ન આપે અને વારસામાંથી કમી કરે તો–તો–"

"બરાબર. મોહનને પોતાનું ખીસું ખાલી જ રાખવું પડે. હં. સમજાઈ ગયું. મોહનને પોતાના કાબુમાં લઈ પછી એને પૈસે મોજ ઉડાવવી. ખરૂં." ગંગાનાથે કહ્યું.

"એણે એજ કીધું છે. મેં મોહનને ઘણો વાર્યો હતો. પણ મોહન અને ગોવિંદ બે એક થઇ ગયા. ખરું પૂછો તો મોહનને બધાંજ ચટકાં લગાડનાર આ ગોવિંદ છે. મને તો એ પણ ભય છે-ના પણ હમણાં એવા તર્ક ઉપર ન જવું. અનંતે વાત અધુરી મૂકી.

છે કાબેલ. કોઈને પણ ફસાવી દે. મોહનનાં ખૂબ વખાણ કરતો હશે. નખરાંબાજ છોકરીનાં ચિત્રો સિનેમાની નટીનાં ઓળખાણો-વિગેરે—કેમ એમજ ને।" ગંગાનાથે કહ્યું.

"અને એમાં એની દલાલી અથવા "બ્લેકમેઈલિંગ" એ રીતે પોતાનું પોષણ અને મોજશોખ." અનંતે પૂરું કર્યું :

"વિલાસ જો મોહનને પરણે તો પછી—"

"એ વિલાસને પણ ફસાવે. નલિનીને ફસાવવાની બધી યુક્તિ મેં જ નિષ્ફળ કરી હતી. આથી જ મારે એની સાથે સંબંધ તોડવો પડયો." અનંતે કહ્યું.

"હં ત્યારે તો પૂરો બદમાસ લાગે છે. કેટલું ભણ્યો છે ?"

"મેટ્રીક પણ થયો નથી. પણ એ ઘણીવાર એ ડંફાસ મારતો હતો કે તમે ગાજરવેડો કરતાં હું નોન મેટ્રીક દશગણું કમાઈશ તે તમે જોશો."

"બરાબર છે. તેની પાસે આ કીમીઓ તો છે ને." જરા સ્મિત કરતાં ગંગાનાથે કહ્યું.

ભોં ભોં કરતી મોટર બોરીબંદર આગળ અટકી ઉભી. ત્વરાથી ગંગાનાથ ને અનન્ત ઉતર્યાં. સીધા ટિકિટ ઓફિસ તરફ ગયા. પણ એંજિને વ્હિસલ મારી. અનન્તનું તે તરફ ધ્યાન ખેંચાયું. સીધો પ્લેટફોર્મ ટીકીટના સ્ટેન્ડ પાસે ગયો. આનો નાખ્યો. પાસ લીધો. સડસડાટ કરતો દરવાજામાંથી પ્લેટફોર્મ પર ગયો. દૂરથી એની નજર મોહન પર પડી. મોહનને બારણામાં પેસતાં જોયો. હવે શું કરવું ? ગાડી ઉપડી. એણે પાછળ જોયું. અનન્ત દેખાતો ન્હોતો. ગાડી ચાલી. એકાએક વિચાર આવ્યો. છલંગ મારી પોર્ટરના બે—બે—ની વચ્ચે ચાલતી ગાડીએ બારણું ઉઘાડી ચડી બેઠો. ગંગાનાથ હાંફતો દોડતો આવ્યો. ગાડી લગભગ પ્લેટફોર્મ પરથી નીકળી જવા આવી હતી. અનન્તે બારીમાંથી ડોકીઉં કાઢી રૂમાલ ફરકાવ્યો. ગંગાનાથ તે જોઈ રહ્યો.

## પ્રકરણ ૧૭ મું ] [ માસ્તર સાહેબ

ધી એમ્પાયર સુપ્રીમ હાઈસ્કુલના વિદ્યાર્થીઓને આજ કેટલાક દિવસથી મોજ આવી હતી. એમાં ઉપલા ધોરણના વિદ્યાર્થીઓનાં દ્રષ્ટાંતે નીચલા ધોરણના વિદ્યાર્થીઓ પણ અનુકરણ કરી મોજ લેતા.

વિદ્યાર્થીઓનો સ્વભાવ રમુજ લેવાનો હોય છે. એમનાં ચિત્તની ચંચળવૃત્તિ સદાએ એકાગ્રતાને ભૂલે છે. આથી શિક્ષકની અમુક અમુક ખાસિયત હરહંમેશ વિદ્યાર્થિઓની ચકોરવૃત્તિને ઉશ્કેરે છે અને એ રીતે વિદ્યાર્થીઓને મોજ મળે છે. શિક્ષકોને નામ, ઉપનામ, પૂંછડીઆ નામો મળે છે. કોઈ શિક્ષકને મૂછો આમળવાની ટેવ હોય છે તો કોઈને નાક ખોતરવાની જ ટેવ હોય છે. વિદ્યાર્થિઓ આવી ટેવોનો સંપૂર્ણ લાભ લઇ, શિક્ષક, વર્ગની પૂંઠ કરી પાટિયા પર લખતા હોય ત્યારે મર્કટઅભિનય કરતા કોઇ કોઇ વિદ્યાર્થીઓ ઓર રંગ જમાવે છે, અને છુટ્ટીના સમયે તે તે અભિનયોનું પુનરાવર્તન પણ કરે છે. જો શિક્ષક જુનો થયો હોય તો તો વિદ્યાર્થીઓ અને શિક્ષકો રીઢા બનેલા હોવાથી ઓર રંગ પૂરેપૂરો ઝામતો નથી. પરન્તુ શિક્ષક નવો આવ્યો હોય છે ત્યારે તો વિદ્યાર્થી–સમાજના અગ્રેસર વિદ્યાર્થી–મર્કટો ટાંપીજ રહયા હોય છે. એક નહિ તો બીજી અને બીજી નહિ તો ત્રીજી ખોડ યા ચૂક યા ટેવ શોધી કાઢે ત્યારે જ જંપે. એનો લાભ લઈ શિક્ષકના જ્ઞાનતંતુ પર અસર કરે, તેને ચિઢવે. વર્ગને હસાવે, અવ્યવસ્થા કરે ત્યારે જ એને મોજ આવે. આથી જે નિશાળમાં શિક્ષકોની હરહંમેશ

ફેરબદલી થતી હોય ત્યાં આવા વિદ્યાર્થીઓ વધુ પ્રમાણમાં હોય તો નવાઇ નહિ.

એમ્પાયર સુપ્રીમ હાઇસ્કુલ આ વિષયમાં ખરેખર સુપ્રીમ જ હતી. બીજી નિશાળો જો આ વિષયની સ્પર્ધામાં ઉતરે તો છેવટ વિજયનો ચંદ્રક તો આ હાઇસ્કુલના વિદ્યાર્થીઓને જ મળે. માનવ જીવનનું લંબાણ, શારીરિક સ્ફુર્તિ, મનની વિચારશક્તિ, અંગોની ચપળતા આનંદથી જ આવે છે એવા મહાન સૂત્રનું સમર્થન કરવા આ વિદ્યાર્થીઓએ જાણે પ્રતિષ્ઠા જ પ્રાપ્ત કરી ન હોય તેમ બધા કોઇ પણ રીતે શિક્ષક દ્વારા આનંદપ્રાપ્તિનું સાધન મેળવતા. પોણા કલાકના વર્ગમાં જે વર્ગ દશ વખત ન હસે તે હાર્યો ગણાતો અને વર્ગ દશથી વધુ વાર હસાહસ કરે તે જીત્યો ગણાતો. આથી શિક્ષકોનું કામ પણ સરલ થતું કેમકે હસવામાં અને વાતોમાં ત્રીસ મીનીટ વીતી જતી. મુખ્ય શિક્ષક કંટાળતા પણ શું કરે? શિક્ષકો કહેતા કે શિક્ષણશાસ્ત્રનું મુખ્ય સૂત્ર છે કે જ્ઞાન સાથે ગમ્મત. ગમ્મત વિના જ્ઞાન ન મળે. વિદ્યાર્થીમાં વિષય માટે રસ ઉત્પન્ન કરવાને હસાહસ થવી જ જોઇએ. છતાં વિદ્યાર્થીઓ એવા ચકોર હતા કે નિશાળની સમીક્ષા વખતે બધા ગંભીર હાસ્ય જ કરતા. આગલા દિવસે શિક્ષકે ગોખાવી રાખેલા સવાલોના જવાબ જિવ્હાગ્રે રાખતા. આથી સમીક્ષકને પૂર્ણ સંતોષ થતો. પછી તેને કોઇ જાતની ફરિયાદ મુખ્ય શિક્ષકને કરવી પડતી નહિ. એટલે મુખ્ય શિક્ષક પણ વિદ્યાર્થીવૃત્તિની આડે આવતા નહિ. એને હડતાલનો ઘણો ભય રહેતો.

આવી રીતે નામાંકિત બનેલી આ નિશાળમાં આજ એક નવો શિક્ષક સર્વનું કેન્દ્ર થઇ પડયો હતો. કોણ જાણે શાથી પણ સેંથી વગરના ઊભા હોળેલા વાળનું આજે સર્વ વિદ્યાર્થીઓએ અનુકરણ કર્યું હતું. આજે શિક્ષકનાં ફ્રેઇમ વગરનાં 'ગોગલ્સ'નાં

અનુકરણમાં વર્ગનો મોટો ભાગ વિલ્સન ગોગલ્સ પહેરી લાવ્યો હતો. શિક્ષકની જેમ બધા જ કૂતરા-કોલર-ખમીશ ઉપર હાફકોટ પહેરી લાવ્યા હતા. આ વર્ગના બધા જ છોકરાઓ વારંવાર " ઓહ, આઇસી." બોલ્યા જ કરતા હતા. આ વર્ગના લગભગ પાંત્રીસ વિદ્યાર્થીઓમાંના બાવીસ વિદ્યાર્થીઓનો આ પહેરવેશમાં વટ પડતો હોવાથી જેઓ એ પહેરવેશ પહેરી શક્યા નહોતા તેઓને અદેખાઈ આવતી હતી.

નિશાળનો ઘંટ વાગ્યો. વિદ્યાર્થીઓ વર્ગમાં બેઠા. નવા માસ્તર વર્ગમાં આવ્યા. વિદ્યાર્થીઓ ઊભા થયા. શિક્ષક ખુરશી પર બેઠા અને વર્ગ તરફ જોતાં જ એને નવાઈ લાગી ને બોલી ઊઠયા "ઓહ આઈ સી" આખા વર્ગે તરતજ ઓહ આઈસીની પુનરાવૃત્તિ કીધી. શિક્ષકનાં ભવાં ચઢયાં. વિદ્યાર્થીઓનાં પણ ભવાં ચઢયાં.

" તમે બધા ગધેડા છો." શિક્ષકે ગુસ્સામાં કહ્યું.

" ઓહ આઇસી." ખૂણામાંથી અવાજ આવ્યો

" ઈડીયટ." શિક્ષક બોલ્યા

" ઓહ આઈ સી." બીજા ખૂણામાંથી અવાજ આવ્યો.

શિક્ષકનું મગજ ગયું. અવાજની દિશા તરફ નજર ગઈ.

" કયો છે એ મૂરખા ?" શિક્ષકે ચીસ પાડી·

" ઓહ આઇ સી." બીજી બાજુથી અવાજ આવ્યો.

" શિક્ષકનું મગજ ગયું. એકદમ ખુરશી પછાડી ઊભા થયા. આ બધું છે શું ? કોણ બોલે છે " ઓહ આઇ સી."
"ઓહ આઇ સી" બોલવાનો હક મારો છે. શિક્ષક હું છું, હું છું તે હું છું. તમે નથી." શિક્ષકે ગર્જના કરતાં લાક્ષણિક ભાષા વાપરી.

" ઓહ આઇસી." તીણો ઝીણો આવાજ આવ્યો.

" તમે બધાજ ગધેડા છો, સુવ્વર છો." શિક્ષકે આંખ લાલચોળ કરી.

" એના બાપ ગુરુ." એક અવાજ

" પ્રજાપતિ." બીજો અવાજ.

અટ્ટહાસ. શિક્ષકનું બોલવું કાંઈ સંભળાયું નહિ. પાટલીઓ પર હાથની ઠોકાઠોક ચાલી.

મુખ્ય શિક્ષકનું ધ્યાન ખેંચાયું. ત્યાં આવ્યા.

" શી ગરબડ કરો છો ?"

મુખ્ય શિક્ષકના આવવાથી છોકરાઓ હાવકા થઇ ગયા. ઊભા થયા.

" મિ. મરચંટ ! શી હકીકત છે ?" મુખ્ય શિક્ષકે પૂછ્યું.

" આ બધા જ મારૂં અપમાન કરે છે." મિ. મર્ચન્ટ બોલ્યા.

" છોકરાઓ ! સાંભળી લ્યો. ફરીથી મિ. મર્ચન્ટની ફરીયાદ આવી છે તો આજે તમને છૂટ્ટીમાં પણ રોકી રાખીશ, યાદ રાખજો. ડાહ્યા થઈ શીખવે તે શીખો સમજ પડી! સુમનલાલ ! નાથાભાઈ ! યાદ રાખજો. હં. તમારા વડીલને બોલાવવા ન પડે હો."

મુખ્ય શિક્ષક ગયા.

મિ. મર્ચન્ટે શરૂ કર્યું. વિદ્યાર્થીઓમાં વાયરલેસ ચાલ્યો. વર્ગ શાંત રહ્યો.

" ચાલો, ઇતિહાસ ઉઘાડો. પાનું તેરમું."

" બારમું પછી તેરમું જમવામાં મળે બરફી ચુરમું." ધીમો અવાજ આવ્યો.

બધા હસ્યા. મિ. મર્ચન્ટની આંખો ફરી. થોડીવાર જોઈ રહ્યા પછી એક વિદ્યાર્થીને વાંચવા હુકમ કર્યો.

" સાહેબ ! ચોપડી નથી."

"કેમ નથી?"

"અહિં નથી."

"ક્યાં છે?"

"ઘેર છે"

"લાવ્યો કેમ નહિ?"

"ભૂલી ગયો. સાહેબ."

"બીજાની લે."

"સાહેબ એની પાસે નથી."

"ત્રીજાની લે."

"સાહેબ કોઈ પાસે નથી."

"તે તમે તે ભણવા આવો છો કે મ્હોકાણ માંડવા?" મિ. મર્ચન્ટનો મિજાજ ગયો. ટેબલ પર પોતાની ચોપડી અફાળી.

"પણ તે સાહેબ! મ્હોંએ ભણાવોને! અમારા પહેલાંના શિક્ષક મિ. ચતુર્ભુજ સાહેબ તો ઈતિહાસ લાવવા દેતા જ નહિ. મ્હોંએ ઇતિહાસની વાત કહેતા."

"એ ગધેડા હશે."

"ઓહ આઇ સી."

વર્ગમાં હસાહસ થઇ રહી.

આજે જાણે મિ. મર્ચન્ટની દશા બેઠી હોય તેમ વર્ગ પૂરો થતાં છોકરાઓએ ફરી હસાહસ શરુ કરી. ગુસ્સામાં મર્ચન્ટ વર્ગની બહાર નીકળવા ગયા. બારણાનો ઉંબરો અડફટમાં આવ્યો. ઠોકર ખાધી. પડતા પડતા બચ્યા. પણ ચસ્મા નફ્ટ હતાં. નાક નફ્ટ હતું. મિ. મર્ચન્ટને પડતા એમના પગે બચાવ્યા તે પગની વફાદારી નાક ખમી ન શક્યું. નાકને પોતાના પર લાગેલાં 'સ્નો'નું અભિમાન આવી ગયું હતું. ચશ્માને સોનેરી લીસીલપરક નાક પરની

કમાનનું ગુમાન હતું, બંને યે જાણે છૂટથી છૂટાછેડા મેળવ્યા હોય તેમ સોનાની કમાન રીસાઇ સરકી પડી. ચશ્મા–તડ–ફટ–ફટ.

મરચન્ટને થયું કે આખી નિશાળને ઉખેડી દરિયામાં ફેંકી દઉં પણ પહેલાં તો આ વર્ગના છોકરાઓને ગળચીમાંથી પકડી ફેંકું. ફેંકવા આમતેમ ફર્યા પણ એક પણ બિલ્લો ન મળે, તૂટેલાં ચશ્માને આશ્વાસન આપતા બીજા વર્ગમાં શીખવવા જવાનો વિચાર કરતા ચાલ્યા.

આ પાંચમા ધોરણના વર્ગમાં બપોરની છૂટ્ટી પછી ભૂગોળ શીખવવાનો વારો મિ. મર્ચન્ટનો હતો. પોતે વર્ગમાં દાખલ થયા. આખો વર્ગ ચૂપ હતો. બધા જ ભૂગોળ ઉઘાડી વાંચતા હતા. મિ. મર્ચન્ટ દાખલ થતાં તેઓ ઊભા થયા.. મુખ્ય છોકરાએ સલામી કીધી. મિ. મર્ચન્ટને લાગ્યું કે છૂટ્ટીના વખતમાં મુખ્ય શિક્ષક પાસે પોતે છોકરાઓનાં વર્તનની ફરીયાદ કરી હતી તેથી વર્ગ શાંત થઇ ગયો છે.

"ચાલો, ભૂગોળ; એશિયા ખંડ પાનું ૯૦ મું."

"સાહેબ! પાટિયા પર નકશો પાડી શીખવો. તરત યાદ રહી જાય છે. મિ. ચતુર્ભુજ એમ શીખવતા."

"હા સાહેબ! નકશો, નકશો પાડો." સામટા અવાજ આવ્યા.

"સાહેબ! તમને ન આવડતો હોય તો હું પાડી આપું?"

"મને બધું આવડે છે." મિ. મર્ચન્ટે કહ્યું.

"ફૂટતાં પણ." એક અવાજ આવ્યો.

વર્ગમાં હસાહસ. મિ. મર્ચન્ટનું મગજ ગયું.

"એ કોણ બોલ્યું?" મિ. મર્ચન્ટ અવાજ કઈ દિશામાંથી આવ્યો તે પકડી ન શક્યા. વર્ગ શાંત થઈ ગયો.

"યાદ રાખજો, ફરી બોલ્યા છો તો નિશાળમાંથી જ કાઢી મૂકાવીશ ચાલ, કોણ નકશો દોરે છે?"

"સાહેબ! બરાબર નથી આવડતો. આપ દોરોને."

મિ. મર્ચન્ટનામાં હિંમત નહોતી. કોઇ દિવસ એણે હિન્દુસ્થાનનો નકશો દોર્યો પણ નહોતો. કેમ દોરવો તે આવડતું નહોતું. કાળા પાટીઆ પર કોઈ દિવસ લખ્યું પણ નહોતું છતાં રુવાબમાં આંજી નાખવાની તીવ્ર અભિલાષા હોવાથી તેઓ તૈયાર થયા. પાટીઆ તરફ ગયા. ત્યાં જ થંભી ગયા. કોઈ ધતીંગીઆએ લખ્યું હતું.

ચશ્માનું થયું આજે તેરમું; મિ મર્ચન્ટ જમશે બરફી ચુરમું.

"આ કોણે લખ્યું છે! બોલો! મારું અપમાન કરવા કયો મૂર્ખ તૈયાર થયો છે? આવે, મેદાનમાં આવે જો હિંમત હોયતો. બેશરમ, નફ્ફટ છોકરાઓ! મારું આટલું બધું અપમાન! હું કોણ! તમારો શિક્ષક અને તેનું આમ અપમાન કરો છો? બીલકુલ નાલાયક કૂતરાઓ છો તમે."

"હિઅર, હિઅર." અવાજ આવ્યો.

"યુ ફૂલ." મિ. મર્ચન્ટનો મિજાજ ગયો. પાસેના નાના ગરીબડા છોકરાને બે ત્રણ તમાચા લગાવી દીધા. હાથ પકડી પાટલીની બ્હાર ખેંચ્યો. લાત મારી. બૂમેબૂમ મારી.

"ગદ્ધા! બોલવાનો છે ફરીથી?"

"સાહેબ! હું નથી બોલ્યો."

"તો કોણ બોલ્યું?"

"નથી ખબર."

"ખબર નથી! સુન્દર!" બીજી બે ત્રણ ધોલ ચોઢી કાઢી. છોકરાને વર્ગની બ્હાર ધકેલ્યો. છોકરો રડતો રડતો ગયો.

"યાદ રાખજો. ફરીથી તોફાન કીધું છે કે મારી મશ્કરી કીધી છે તો આ હાલ થશે. નિશાળમાંથી શારીરિક શિક્ષા કાઢી નાખી છે એમ મને હેડ માસ્તરે કહ્યું છે પણ એ પણ સમજતા નથી કે તમને શારીરિક શિક્ષા નથી કરતા એટલે તમે ખૂબજ ફાટી ગયા છો. પણ યાદ રાખજો કે તમારાં ચામડાં ફાડી નખીશ. સમજ્યો છો?" મિ. મર્ચન્ટે કહ્યું.

સવારના મર્ચન્ટમાં અને બપોર પછીના મર્ચન્ટમાં આટલો ફેર કેમ પડયો? છૂટીના વખતે હેડ માસ્તર પાસે ફરીયાદ કરીને આવતાં મિ. મર્ચન્ટ શિક્ષકો સાથે બેસી ચ્હા પીતા હતા. સવારની હકીકતથી એણે શિક્ષકોને વાકેફ કીધા હતા. ત્યાં એકે કહ્યું હતું કે જો શારીરિક શિક્ષા કરવા દેવાની પરવાનગી મળે તો બધા સીધાદોર થઈ જાય. પણ હેડ માસ્તર માનતા નથી. હવે શો ઉપાય કરવો? મર્ચન્ટે બીડું ઝડપ્યું હતું કે જો બધા એને પગલે ચાલે તો પોતે જ શરૂઆત કરે. બધાએ હા પાડી હતી. મર્ચન્ટે એથી ફૂલાઈ જઈ પહેલ કરવાની આ તક સાધી હતી.

વખત પૂરો થયો. પટાવાળો આવ્યો.

"હેડમાસ્તર સાહેબ બોલાવે છે." પટાવાળાએ કહ્યું.

"કહે, હમણાં નહિ આવે. બીજા વર્ગમાં જવાનું છે." રુવાબમાં મર્ચન્ટે કહ્યું અને બીજા વર્ગ તરફ ચાલવા માંડયું. રસ્તામાં એક શિક્ષક મળ્યો.

"શાબાશ." બોલી તે શિક્ષક પોતાના વર્ગ તરફ ચાલ્યો.

"સાહેબ, હમણાં ને હમણાં બોલાવે છે." પટાવાળાએ પાછું આવીને કહ્યું.

"તો મારો વર્ગ કોણ લેશે? જા, કહે વર્ગ પૂરો થયે આવીશ."

"ત્યાં બીજા શિક્ષકને મોકલ્યા છે. હમણાં જ કહીને આવ્યો." પટાવાળાએ કહ્યું.

મિ. મર્ચન્ટને હવે જવું પડયું. હેડમાસ્તરની ઓફિસમાં પેલો છોકરો રડતો બેઠો હતો. હેડમાસ્તર ખુરસી પર વિચારમાં બેઠા હતા. મિ. મર્ચન્ટ દાખલ થયા.

"કેમ !"

"બેસો." હેડમાસ્તરે કહ્યું.

"પણ મારે વર્ગમાં જવાનું છે." મિ. મર્ચન્ટે ઊભાં ઊભાં જવાબ આપ્યો.

"હું જાણું છું. મેં ગોઠવણ કરી છે. બેસો."

મર્ચન્ટને બેસવું પડયું.

"આ છોકરાને આટલો બધો માર્યો એ ઠીક નથી કર્યું. એના ગાલ સૂઝી ગયો છે." હેડ-માસ્તરે કહ્યું.

"મૂર્ખો છે. મારું અપમાન કરે તો એવાં ફળ ચાખે."

"નહિ. આ નિશાળમાં વિદ્યાર્થીના શરીરને હાથ પણ અડકાડવાનો હુકમ નથી."

હેડમાસ્તરે ગંભીર અવાજે કહ્યું.

"તો એ હુકમ હવે ફેરવવો પડશે. રસ્તો નથી."

"શા માટે ફેરવવો પડશે ?"

"શિક્ષકોનાં માન છોકરાઓ સાચવતા નથી."

"તે માર મારવાથી સચવાશે ?"

"જરુરજ."

"તમારી ભૂલ છે. કોઈવાર કોઈ છોકરો કે છોકરાજ તમારા પર તૂટી પડશે. નહિ તો તમારા પર તેનો બાપ જ ફોજદારી કરશે."

" મારા હાથ મજબૂત છે."

" મિ. મર્ચન્ટ ! તમે નવા છો. પહેલો જ અનુભવ લો છો. શિક્ષકને ગુસ્સો કરવો ન ઘટે.

શાંતિ રાખો. છોકરાંઓનાં મન મેળવી લો. સમજી કામ કરો." હેડમાસ્તરે ઠંડા અવાજે સલાહ આપી.

" મારો તો શું, બધાનોજ મત છે કે મેથીપાક આપ્યા વિના આ છોકરાઓની ચરબી ઘટવાની નથી. અને મેં જોયું પણ ખરૂં. આને મેથીપાક આપ્યા પછી આખો વર્ગ શાંત અને ચૂપ." મર્ચન્ટે કહ્યું.

" એજ તમારી ભૂલ છે. છતાં તમે એને ભૂલ ગણતા ન હો તો પણ આ નિશાળના નિયમ મુજબ તમારાથી શારીરિક શિક્ષા થઇ શકશે નહિ "

" મારે કર્યા વિના નહિ ચાલે."

" ચલાવવું પડશે."

" હું દિલગીર છું."

" મિ. મર્ચન્ટ આ છોકરાનો બાપ સાધારણ માણસ નથી. છોકરો ઘેર જઇ બાપને કહેશે કે તરતજ કાલે ફોજદારી કરશે. તમારે નાહક ફસાવવાનું થશે."

" નોન્સન્સ. એ ફોજદારી કરશે તો હું એની સામે આબરુની ફરીયાદી માંડીશ." મર્ચન્ટે કહ્યું.

" પ્રસન્નકુમાર ! આ નાદાની છે. તમે ફક્ત લિખિત માફી માગો, અને આ છોકરાને આવી શિક્ષા કરવા બદ્દલ દિલગીરી દર્શાવો, નહિતો પરિણામ સારૂં નહિ આવે." હેડમાસ્તરે કહ્યું.

" શું ? હું માફી–લિખિત માફી માગું ? દિલગીરી દર્શાવું ? હું ?" પ્રસન્ને ઉભા થઇ જતાં આંખો કાઢી પૂછ્યું.

" હા." શાંતિથી હેડમાસ્તરે કહ્યું.

" આ નિશાળમાં નોકરી લેવા માટે મને અફસોસ થાય છે. હેડમાસ્તરે તો હાથ નીચેના શિક્ષકોને ઉત્તેજન આપવું જોઇએ, એનાં માન સાચવવાં જોઇએ, ત્યાં તમે–દિલગીર છું-ઉલટા તેનાં ગળાં કાપો છો. " પ્રસન્ને કહ્યું.

" પ્રસન્નકુમાર ! ભાનમાં રહીને બોલો. " હેડમાસ્તરે કડક અવાજે કહ્યું.

"ભાનમાં જ બોલું છું કે તમે હાથ નીચેના શિક્ષકો પ્રતિ તમારી ફરજ સમજતા નથી.

સમજતા હોત તો જે અસંતોષ શિક્ષકોમાં છે તે રહત જ નહિ. " પ્રસન્ને બાફયું.

" તમારે લિખિત માફી માગવી છે કે નહિ ? "

" Impossible–અશક્ય. "

" પ્રસન્નકુમાર ! તમારા કાકા–મૂળશંકરભાઇની ભલામણ પર કમિટિએ તમને લીધા છે બાકી, તમારી પસંદગીની હું વિરૂદ્ધ જ હતો. તમે તમારી મુલાકાત આપી તે વખતની તમારી રીતભાત અને વાતચિત પરથી. હું ચેતાવું છું કે મારે તમારી વિરૂદ્ધ રિપોર્ટ કરવો પડશે. " હેડમાસ્તરે ગંભીર બનીને કહ્યું.

" તમને ડર છે કે કદાચ મુળશંકરભાઇની ભલામણથી હું આગળ વધી જઇશ, પણ મને તો તમારી નિશાળની યે પરવા નથી, ને–કોઇનીયે પરવા નથી. સમજ્યા ! ન છુટકે તમારી નિશાળમાં પગ મૂકયો છે. બાકી એના સામે થૂંકે પણ કોણ ? " પ્રસન્ને વિનયની મર્યાદા આણી.

" તો હું રિપોર્ટ કરૂં ? "

" ખુશીથી એકને બદલે બે. પણ યાદ રાખજો જ્યાં મને તમે કાઢયો કે મારી પાછળ આખો સ્ટાફ હડતાળ પાડશે.

તમારી નિશાળનું બધું પોકળ હું છાપામાં ખુલ્લું પાડીશ." પ્રસન્ને ધમકી આપી.

"ઠીક છે તો જાઓ."

ઘંટ વાગ્યો. નિશાળમાં રજા પડી. મોટા અવાજે બીજા શિક્ષકોની સમક્ષ પ્રસન્ને બડાઈ હાંકી. એક બે જણે શાબાશી આપી. બીજા મુંગા રહ્યા. એની તાકાત શું છે કે એ મને કાઢે? પ્રસન્ન દોરદમામમાં દાદર ઊતરવા લાગ્યો.

"ઓહ આઈ સી!" પાછળથી પણ આઘેથી ઝીણો અવાજ આવ્યો. પ્રસન્ને ગુસ્સામાં પાછળ જોયું અને ઊતરવા લાગ્યો. પગથિઉં ચૂકયો. દૈવવશાત્ એક બે પગથિયાં જ ઊતર્યો હતો. પરંતુ દાદર બે કટકે ગોઠવેલો હોવાથી ધડડડ કરતો દાદરના વચલા ચોકઠામાં પડયો. પણ તરત જ ઉભો થઇ ગયો. છોકરાઓ ઉપર હસાહસ કરતા બીજા દાદરે ઉતરતા હતા.

બે શિક્ષકો સાથે અંતે પ્રસન્ન બહાર નીકળ્યો. કંમ્પાઉન્ડમાં ગુસ્સાભરી આંખ આમતેમ ફેરવતો હતો. છોકરાઓ એના તરફ દ્રષ્ટિ ન નાખતા બીજી બાજુ જોતા તોફાન કરતા ચાલતા હતા.

'ચાલો, મિ. મર્ચન્ટ તમને મુબારકબાદીમાં ચ્હા પાઉં.' એક શિક્ષક મિ. પરમારે કહ્યું.

'નહિ. ઘેર જઈ પ્રથમ મ્હોં ધોઇશ. સાબુથી આખું મ્હોં ધોઇશ. પાઉડર વિગેરેથી તાજું કરીશ. વાળ હોળીશ. કપડાં બદલીશ. મતલબ ઇવનિંગ–સાંજનો પહેરવેશ પહેરીને પછી આવીશ.' પ્રસન્ને કહ્યું.

"જરૂરજ હા!" પરમારે કહ્યું.

"અલબત." બધા છૂટા પડયા.

પ્રસન્ન રુવાબમાં ચાલવા લાગ્યો. હાથમાં નાજુક સોટી હતી. પોતે હેડમાસ્તરને આપેલા જવાબથી તથા છોકરાને મારેલા મારથી પોતે મોટું કામ કર્યું હોય તેમ તે મલકાતો હતો. મગજમાં ઉશ્કેરાટ હતો. રસ્તા પર તાજું જ પાણી છંટાયલું હતું તે ફૂટપાથ આગળ ખાડામાં ભેગું થયું હતું. એ આવતો હતો. સામેથી મોટર આવતી હતી. મોટરનું ભોંભોં ભૂંગળું સાંભળતાંજ તે ખસ્યો, ચમક્યો, હઠ્યો, પણ સડસડાટ જતી મોટરનું પૈડું પાણીથી ભરેલા ખાડામાં પડ્યું. મોટર જરા ઉછળી ચાલી ગઇ પણ તે સાથે પાણી ઉછળ્યું અને નજીકમાંથી જતા પ્રસન્ન ઉપર ઊડ્યું. પાટલુન કોટ પાણીથી રંગાયાં. દૂર ઊભેલા છોકરાઓ, સાહેબ મોટરમાં કચડાઇ જશે એવા ભયથી મુક્ત થતાં આ તરતનો રંગાયલો પહેરવેશ જોતાં જ ખડખડાટ હસી પડ્યા. પાછો અવાજ આવ્યો. ઓહ, આઇસી. પ્રસન્ન ગુસ્સામાં આમતેમ ફરતો બોલનારને શોધવા લાગ્યો. પત્તો ન ખાધો. ફરી મોટર આવી પણ તે પહેલેથી ચેત્યો. તરત ફૂટપાથ પર કુદી ઊભો રહ્યો. લોકોની અવરજવર ચાલુ જ હતી. દરેકની દૃષ્ટિ એના રંગાયલા 'અપટુડેટ' કપડાં પર તથા મ્હોં પરના સ્નોના ચળકાટ પર સ્થિર થતી મંદ સ્મિતમાં પલટાથી હતી. પ્રસન્નને લાગ્યું કે છોકરાઓ તો મૂર્ખા છે પણ રસ્તે જનારા લોકો પણ અક્કલ વગરના છે. પોતે એક ગ્રેજ્યુએટ, અપ–ટુ–ડેટ–ગ્રેજ્યુએટ, ફર્સ્ટ કલાસ ગેટઅપ કરનાર, ફાંકડાં કપડાં પહેરનાર, તેની લોકો મશ્કરી શું કરતા હશે! આ દુનિયા મૂર્ખી જ કેમ! અંગ્રેજો આ દેશમાં રાજ્ય કરે એમાં નવાઇ નથી. કોઇને પણ પોતાના શરીરની અને કપડાંની પ્રમાણસર ટાપટીપ કરતાં આવડતી નથી. શું દુનિયામાં બધા જ કેદારનાથ જનમ્યા છે!

શું કરવું? દરેક જણ મૂર્ખ છે. મારા સામે જોઇ હસતો જાય છે. પાટીવાળો, ગાડીવાળો, દુકાનવાળો મૂર્ખો હોય પણ બીજા સજ્જનો જેવા દેખાતા પણ મૂર્ખા હોય? ઠીક એને બતાવું કે હું

કાંઇ કમ્પ્યકલ નથી. એણે ચારે બાજૂ નજર ફેરવી, પગ ઉપાડયા. પગમાં તીવ્ર ગતિ આણી તેવી જ તીવ્ર ગતિ આંખની કીકીમાં આણી. દરેક બાજુ કઇ દુકાન કોની છે તે જોવા માંડયું. બસ. એની આંખની કીકીએ અને પગે બન્ને જણાએ નિશ્ચય કર્યો કે આવા ઉશ્કેરાટના પ્રસંગમાં મશ્કરી ન હોય. આપણને આ જગતમાં આણનાર પ્રસન્નકુમાર સુરેશકુમાર મર્ચન્ટને સંપૂર્ણ સહાય ખરા દિલથી કરવી. બંન્ને જણાં સાથે જ અટક્યાં અને તે પણ એક દુકાનનાં પગથીયાં આગળ. આંખની કીકીએ 'કોડેક કેમરાની સ્નેપશોટ' ગતિ ને હંફાવે એટલી ત્વરિત ગતિએ સંદેશો મોકલી પ્રસન્નના હૃદયને પ્રસન્ન કરનારો સંદેશો મોકલ્યો કે આવી પહોંચ્યો છે 'જમનાદાસ સ્ટોર' એક બે ને ત્રણ. સવાપાંચ ફૂટ ઉંચું શરીર એક જ કૂદકે મગરુરીથી સ્ટોરમાં કૂદ્યું. સ્ટોરનાં પગથીઆં આગળ લટકાવેલી સાંકળને માથાના એક જ પ્રહારથી દૂર કરી આગળ ધરયું.

" મિસ્ટર ! એક નવો ચાઇના સિલ્ક સૂટ, જલ્દી. પાટલૂન માપ ૨૨ા. કોટ છાતી ૩૮. જલ્દી." પ્રસન્ને ઓર્ડરની મશીન છોડી

કેશીઅરને એક પણ ગોળી ન વાગી. એનું માથું બાજુની પેટી ઊઘાડી એનાં આંગળાં કેટલુંક પરચુરણ ઊંચકતાં હતાં તે તરફ હતું.

" મિસ્ટર ! દુકાન ચલાવો છો કે ઊંઘો છો ?" પ્રસન્ને સમીક્ષા કરી.

પાસે ઊભેલા ઘરાકને પ્રસન્નના આ રુઆબથી હસવું આવ્યું. કેશીઅરે અવાજથી ચમકી પ્રસન્ન સામે જોયું.

" મિસ્ટર ! આ બાજૂ" અંદરથી સેલ્સમેનનો અવાજ આવ્યો.

" તો અત્યાર સુધી બોલતા ક્યાં નથી." પ્રસન્ન તે અવાજ તરફ ગયો.

" આપને ચાઈના સિલ્ક સૂટ જોઇએ છે ને ! થોભો. આપું." સેઇલ્સમેને કાચનાં કબાટ ખોલ્યાં. આમતેમ હાથ નાખી :એક પાટલૂન કાઢયું. એક કોટ કાઢયો.

" ડ્રેસિંગ રુમ ક્યાં છે ?"

" પધારો આ બાજુ. અહિં ટ્રાયલ લો." સેઇલ્સમેને કહ્યું.

પ્રસન્ને ક્ષણભર દુકાનની બહાર દૃષ્ટિ નાખી. પોતાના વર્ગના ચારપાંચ છોકરા બ્હારથી કુતુહલની દૃષ્ટિ નાખી રહ્યા હતા. વિજયની દૃષ્ટિ તેમનાં પર નાખી પ્રસન્ન ટ્રાયલ લેવા જતો હતો ત્યાં મોટો અવાજ કાને અથડાયો.

" ઓહ આઇસી."

પ્રસન્નને પાછો ગુસ્સો ચઢયો.

" પધારો, સાહેબ."

સેઇલ્સમેનના અવાજથી પ્રસન્નના પગને રોકાઈ જવાની ઈચ્છા ન હતી છતાં, તે રોકાઈ બાજુ તરફ વળ્યા. "ઓહ,આઇસી બોલનાર છોકરાના ગાલની ચામડી સુંવાળી છે કે નહિ તે જોવા તલસી રહેલા હાથ ચાઇનાસિલ્કના સુંવાળા કપડા પર ફરવા લાગ્યા.

" કેમ! સાહેબ ! બરાબર ફિટ." સેઇલ્સમેને મલકાઇને કહ્યું. "અમારા સ્ટોરની એજ ખૂબી છે સાહેબ. લ્યો, જુઓ." સેઇલ્સમેને કાચવાળા કબાટ તરફ પ્રસન્નનું ધ્યાન ખેંચ્યું.

" વેરીગુડ." પ્રસન્નને સંતોષ થયો. "આ કપડાં પેક કરો."

" આપ ઊતારો."

" કેવા મૂર્ખા છો ! હું તો આ કાઢેલાં કપડાં પેક કરવાનાં કહું છું."

"હાજી. એજ પેક કરું છું. લ્યો." સેઈલ્સમેને કપડાં પેક કીધાં. બીલ કીધું.

"શું? બાવીસ રુપીયા!" પ્રસન્ન બિલ જોતાં ચમક્યો.

"બહુ ઓછા છે. ફકત અડધો રુપીઓ જ કમીશન છે."

"ઓલ રાઈટ." પ્રસન્ને જવા માંડયું.

"મિસ્ટર! બિલ!" કેશીયરે પ્રસન્નને બહાર નીકળતાં અટકાવી બિલ માગ્યું. પ્રસન્ન તેના સામે જોઈ રહ્યો.

"હવે ઊંઘમાંથી જાગ્યા? બિલ લેવા માણસને ઘેર મોકલજો."

"નહિજી. અહિં રોકડે વેપાર છે." કેશીઅરે કહ્યું.

"પણ અહિં રુપીઆ કયાંથી આપું?"

"એ આપને જોવાનું છે."

"અમારો વિશ્વાસ નથી? શું અમે ચોર છીએ?"

"નાજી. પણ અમારે કાયદા મુજબ વર્તવું પડે."

"કાયદો." પ્રસન્ન બબડયો. "ઠીક. ખોલો આ પેકેટ."

સેઈલ્સમેન સ્મિત કરતો આવ્યો. પેકેટ ખોલ્યું. પ્રસન્ને અંદરથી જુનો કોટ કાઢી પાકીટ કાઢયું. દૈવયોગે રુપીઆ પચીસની નોટો નીકળી.

"લ્યો"

"થેન્કયુ." કેશીઅરે લઈ રોકડાની સહી કરી ત્રણ રુપીઆ પાછા આપ્યા.

"ચાલો, બાંધી દો."

સેઈલ્સમેને પાછું પેકેટ બાંધી દીધું. પ્રસન્ન સગર્વ નીચે ઊતર્યો. આમતેમ નજર નાખી. સામે જ વેશીંગ કંપની દેખાઈ. તરત ત્યાં ગયો.

" અર્જન્ટ "

વૉશિંગ કંપનીવાળાએ પેકેટ ખોલ્યું. નોંધી લીધું. પણ રિવાજ મુજબ કોટ, પાટલૂનનાં ખીસાં તપાસ્યાં. પ્રસન્નની ઇન્ડીપેન, ચપ્પુ, અત્તરવાળો રુમાલ વિગેરે કાઢયું. પ્રસન્નને આપ્યું. પ્રસન્ને તે પોતાના નવા કોટમાં મૂકયું. બહાર નીકળ્યો. એ ધારતો હતો કે બધા જ છોકરાઓ હજી ઊભા હશે. પોતે કેટલો પૈસાવાળો છે, કોઈની પરવા કરે નહિ એવો છે એમ બતાવી બધાને દમામમાં આંજી નાખશે એ અભિલાષામાં એ ઊતર્યો તો ત્યાં ટ્રામનું સ્ટેશન હોવાથી સરરર કરતી ટ્રામ આવીને ઊભી રહી. પ્રસન્નનું ધ્યાન તે તરફ નડોતું. એકાએક અવાજ આવ્યો. "મિ. મર્ચન્ટ !"



## પ્રકરણ ૧૮ મું] [મુબારકબાદી

**પ્ર**સન્નનું ધ્યાન ખેંચાયું.

"કમ અપ," અંદરથી બારી આગળ બેઠેલા યુવકે કહ્યું.

પ્રસન્ત તરત જ અંદર ગયો. ટ્રામ ચાલી.

"કેમ પરમારને ત્યાં નથી આવવું?"

"ત્યાં જ જતો હતો. મ્હોં ધોયું. કપડાં બદલ્યાં ને આ કંપનીમાં અરજન્ટ આપ્યાં એટલી વાર થઇ." પ્રસન્ને કહ્યું.

"પણ તેં એટલામાં કપડાં બદલ્યાં! કાલેજ સૂટ કાઢયો'તો ને?

"ઉપાધ્યાય! આપણે તો દર બે દિવસે કપડાં મોડામાં મોડા બદલીએ. આજે વળી આ પહેરવાનું મન થયું એટલે આ પહેર્યાં" પ્રસન્ને છાંટણકળાની પેહેલી કળાનું કિરણ ફેંકયું.

"કેટલાનો થયો!"

"જોને અઢી રૂપીએ વાર કપડું. એટલે આઠ અઢીએ બાવીસ–"

"વીસ"

"હેં–હા. વીસ ને સાડાપાંચ સિલાઈ. છવ્વીસનો સૂટ થયો."

"મોંઘો પડયો."

"અરે નારે ના. આવા તો ચાર સૂટ મારી પાસે છે. એકપણ બત્રીસની નીચેનો નથી."

"તું જબરો. અમારો તો જીવ જ ન ચાલે."

"પણ ત્યારે પૈસા કમાઇને દાટી મૂકયે શો ફાયદો ? જીવવાનું કેટલું ? ખાઈપીને લ્હેર ના કરી તો પછી જનમ્યા શા માટે ? યાર ખાવે પીવે દિવાળી."

"ક્યાં શીવડાવ્યો ?"

"હં, એવું તો પૂછવું જ નહિ."

"તો પણ"

"આ સૂટ તો અહિં સીવડાવું ? ચારેક માસ ઉપર દીલ્હી ગયો' તો ત્યાં ડીકુઝની પાસે સીવડાવ્યો. અમે બે સાથે ભણતા એટલે લગભગ પડતર કિંમતે પડયો. બાકી તો—" પ્રસન્ન વધુ છાંટવા જતો હતો ત્યાં ટીકીટવાળાએ ચીપીઓ ચપચપ કીધો.

"ઉપાધ્યાયે આનો આપ્યો.
"ચર્નીરોડ જંક્ષન."

"યાર તું શેનો આનો આપે છે ?" પ્રસન્ને કહ્યું.

"હવે હું ને તું એકજને. ચાલ. આવી પહોંચ્યા."

ઉપાધ્યાય અને પ્રસન્ન ઊઠયા. ટીકીટ લીધી. નીચે ઉતર્યા.

"પરમારને ત્યાં છે કાંઇ ?" પ્રસન્ને પૂછયું.

"યાર, આજકાલ તો તારી જ વાત ચાલે છે. તેં આજે ભારે કરી. તારા જેવા જ જો બધા શિક્ષકો હોય તો નિશાળ સીધી દોર ચાલે.' ઉપાધ્યાયે કહ્યું. 'પરમાર તો તારા પર ખુશ થઇ ગયો છે. શાહ, પરીખ ને મહેતાને પણ બોલાવ્યા છે. કદાચ તેઓ આવી પણ ગયા હશે. ચાલ આ એનું મકાન બીજે માળે રૂમ નંબર સાત."

બંને જણા દાદર ચઢવા લાગ્યા. પ્રસન્ન ફુલાતો હતો. બધાને હવે કેમ આંજી નાખવા તેની યોજના ઘડતો હતો.

"ઓહ લો-કમઓન-શાબાશ-મર્ચન્ટ-શાબાશ" પરમાર મર્ચન્ટને ભેટી પડયો.

"હવે થોડીક શાબાશી અમને તો આપવા દે." મહેતાએ કહ્યું.

"હું તો તમને બધાને કહેતો હતો કે મર્ચન્ટ તે મર્ચન્ટ જ. સ્વમાન તે એનું જ. હિંમત પણ એની જ. નીડરપણું પણ એનું જ. A brave lad મર્દ બચ્ચો' પરમારે કહ્યું.

"હેડમાસ્તરનું પાણી પણ માપી નાખ્યું હો." ઉપાધ્યાયે કહ્યું.

"એને તો કયારની ચરબી ચઢી હતી. પણ ચર્બી ઉતારનાર તો મર્ચન્ટ જ." પરીખે ટાપશી પૂરી.

"આ તો કંઈ નથી. આવા તો કંઈ જોઈ નાખ્યા. આ તો ઠીક કે મુળશંકર કાકાની શરમ રાખવી પડે છે. બાકી તો કાંઈ નવો જ રંગ ઝામત. હું તો એ કોટિએ આ પ્રસંગને લઈ જાત કે બે ચાર દિવસની હડતાલ જ પડત." પ્રસન્ને કહ્યું.

"તો તો યાર ચાર દિવસ ગમ્મત કરવાની મળત." મહેતાએ કહ્યું.

"પણ છોકરાને માર્યો તેમા છોકરાઓ હડતાલ કેવી રીતે પાડત?" પરીખે પૂછયું.

"મિ. પરિખ! તમને હજી અનુભવ ઓછો છે. હમણાં હડતાલનો પવન છે. અરબ્બી સમુદ્રમાંથી હમણાં તો હડતાલના પવનો છુટે છે. કોણ હડતાલ પાડતું નથી? હજામો, હેરકટિંગ સલૂનવાળાઓ, ઘાટીઓ, અરે બધા જ હડતાલના વિમાને ઉડે છે. સમજ્યાને!" પ્રસન્ને કહ્યું.

"પણ છોકરાઓને હડતાલ પાડવાનું કારણ તો મળવું જોઇએ ને?" પરીખે પૂછયું.

"કારણ? અરે કારણ ઉભુ કરવું તે તો રમતની વાત છે. પાંચ પચાસ રૂપિયા વેરવાના. અમુક અમુક છોકરાઓને સાધી

લેવાના. પછી શું? દામ કરે કામ અને બીબી કરે સલામ. સમજ્યા? છોકરાઓને કારણો આપવાનાં. ફી વધારે છે. પાટલીઓ ખરાબ છે. હેડમાસ્તર મૂર્ખ છે. પાણી પીવાનું ચોખ્ખું મળતું નથી. અરે હજાર રસ્તા છે. ફક્ત બુદ્ધિનો ઉપયોગ કરો એટલી વાર." પ્રસન્ને કહ્યું.

"એ ખરૂં પણ મર્ચન્ટ તેં માફી માગવાની ના પાડી એ અમને બહુ જ ગમ્યું. ખરી હિંમત તો તેં એમાં બતાવી." પરમારે કહ્યું.

"હું માફી માગું? છટ, અરે ધારૂં તો કાલે હેડમાસ્તરને મારે ઘેર બોલાવી તેની પાસે માફી મંગાવું. બાકી આવી તૂટ ભંડોળીઆ નોકરીની કોને પડી છે? આ પગારમાં તો મારા સુટ અને સ્નોના ખર્ચા ન નીકળે. આ તો ઠીક. એક વખત ઘમંડી મુખ્ય શિક્ષકોને પણ ખબર તો પડે. હું તો મારા ચશ્માનો ખરચો પણ લેવાનો છું અને છોકરાઓ સમક્ષ મારી આબરૂ લીધી અને અપમાન કર્યું તે માટે ફરિયાદ માંડવાનો છું." પ્રસન્ને હાંકયું.

"એ ગાંડપણ." પરીખે કહ્યું.

"શું ગાંડપણ એમાં? પરીખ! તમારા જેવા લેભાગુ શિક્ષકો જ શિક્ષકના ધંધાને ધોએલા મુળા જેવો નિર્માલ્ય કરી નાખે છે. જરા કમરમાં જોર રાખો. સ્વમાન જાળવો. નોકરી તે ગુલામી નથી એ સમજો." પ્રસન્ને કહ્યું.

"પણ છોકરાને મારો તમે અને મુખ્ય શિક્ષક ઉપર ફરીયાદી પણ કરો તમે!" પરીખે પૂછ્યું.

"શા માટે એમ ન કરે! તમને શો પગાર આપીને ન્યાલ કરી દે છે? પંચાવન રૂપીઆ પગારમાં લખાય ને મળે પિસ્તાલીસ. કેમ એમ? એ તો પેલા એમના કાકાઓને બતાવવા

પંચાવન લખી તમારી સહી લઈ તમારી ગરજે તમને પિસ્તાલીસ લેવા ફરજ પાડે છે. એ તો હું રહ્યો હોત ને મને એમ પગાર આપ્યો હોત તો ખબર પાડત. સીધો જઈ ફર્સ્ટ ક્લાસ એડવોકેટનેજ રોકી લેત." પ્રસન્ને કહ્યું.

"દશ રૂપિયા માટે કોણ કોર્ટે જાય?" પરિખે કહ્યું. "ટ્યુશનમાં મેળવી લઈએ છીએ એથી ત્રણ ગણા."

"એ જ મોહોકાણ છે ને! કોઈને સેવાભાવ નથી. પોતાનો સ્વાર્થ સાધવો છે. યાર આવી નોકરી તો જોઈએ તેટલી રસ્તામાં પડી છે." પ્રસન્ને કહ્યું.

"બીલકુલ સાચું. બરાબર. એકવાર આ હેડમાસ્તર અને કમિટિને કોર્ટમાં ઘસડવાં તો જોઈએ જ." પરમારે કહ્યું.

એ તો મને શિક્ષકનો ધંધો પસંદ નથી બાકી તો એક હાઈસ્કૂલ કાઢીને એકવાર તો બધાને બતાવી દેત કે નિશાળ કેમ ચલાવાય છે." પ્રસન્ને કહ્યું.

"બધું બોલવાનું છે." પરીખે કહ્યું.

"અરે કરવાનું છે. પચાસ હજારની જ જરૂર ને! ઓહો એમાં શી મોટી વાત. કાલે તમે બધા તૈયાર થતા હો તો આજે. એમાં થઈ શું ગયું. એક મોટું મકાન શોધી કાઢો આપણે કરીએ શરૂઆત. કેમ! મહેતા?" પ્રસન્ને મહેતાનો અભિપ્રાય માગ્યો."

"અરે એટલા રૂપિયા જો હોયને તો હું તો ખાદીનો સ્ટોરજ કાઢું. લોકોને કાંઈ કપડાં વિના ચાલવાનું છે? ને હમણાં પવન ખાદીનો છે." મહેતાએ કહ્યું.

"પણ ખાદીની જાત ઓળખો છો? દુકાન ચલાવવાની, ઘરાકો સામે કામ લેવાની આવડત છે?" પરીખે પૂછ્યું.

"પરીખ! તું તો નિરાશાનાં જ બારણાં બતાવે છે. એક પણ નોકરી કે એક પણ ધંધો એવો નથી કે ગ્રેજ્યુએટ કરી

ના શકે. હું ધારું તો સ્ટેટનો દિવાન બની શકું, લશ્કરી ખાતામાં કર્નલ બની શકું, કોલેજમાં પ્રિન્સીપાલ બની શકું, મોટું રેસ્ટોરાં ચલાવી શકું, રેલ્વે ટ્રાફીક સુપરીન્ટેન્ડેન્ટ બની શકું, મીલ ચલાવી શકું, બધુંજ કરી શકું. કાળા માથાનો માનવી બધુંજ કરી શકે, તો કાળા માથાનો ગ્રેજ્યુએટ શું ન કરી શકે? તારા જેવા બાયલા ગ્રેજ્યુએટોએ જ દુનિયાનું સત્યાનાશ વાળ્યું છે. બાકી તો જે ખુરશી કે ગાદીપર બેસીએ તેની જવાબદારી લઈ શકાય જ અને તેનાં બધાં કામ સફળ થઈ શકે જ. એમાં કાંઈ પૂછવાનું જ નહિ.” પ્રસન્ને હાંકયું.

“ અનુભવ વિના?

“ અનુભવ શા? કામ કામને શીખવે. કોઇ દિવસ મેં ભૂગોળ ઉઘાડી નહોતી છતાં શીખવીને? અરે સાયન્સ પણ શીખવી શકું. શીખ્યો નથી તેથી શું? આવડત છે. ઘેરથી વાંચીને આવ્યા કે આવડયું? એ તો પટાવાળાને પટાવાળા તરીકે રાખીએ છીએ તેથી જ તે પટાવાળો રહે છે. બેસાડો ને એને હેડમાસ્ટરની ખુરશી પર. પછી જુઓ, એ પણ આંખો કાઢીને, અવાજ કાઢીને કેવા રૂવાબથી વાત કરે છે! કેમ પરમાર!” પ્રસન્ને કહ્યું.

“બરાબર, એમજ છે. ઘણા અલેલટપ્પુઓ મોટા બની જોખમદારીના ખાં બની ફરે છે. એમને શો અનુભવ! અનુભવ લઇને જનમ્યા છે? કાંઇજ નહિ. એમનું નસીબ ચઢતું એજ.” પરમારે કહ્યું.

“ અરે, નસીબ કેવું!! નસીબ તો હવા ખાય હવા. હિંમત ને સાહસ બે જોઇએ પછી કોઇ પણ ધંધામાં પડો કે નોકરી કરો.” પ્રસન્ને કહ્યું.

“ શેર બજારમાં તો જરા જાઓ. ખબર પડશે કે નસીબ એટલે શું?” પરીખે કહ્યું.

" શેર બજારને ! એ તો ઘણીયે વાર જોઇ નાખ્યો. હિંમત અને સાહસ વિના ત્યાં કોણ ફાવે છે ? પાંચ રૂપીઆની મુડીવાળો રોજના પચાસ કમાઇને જાય છે તે હિંમત ને સાહસ જ. " પ્રસન્ને કહ્યું.

" અને શેરના સટ્ટા કરનારા હિંમત ને સાહસવાળા દેવાળાં કાઢે છે તે નશીબ જ. " પરીખે એટલા જ વજનથી વાક્ય બોલતાં કહ્યું.

" એ લોકો તો બીજાને ફસાવવા દેવાળું કાઢે છે. ખરું જોતાં તો બધા ગબ્બર હોય છે પણ વધારે હિંમત અને સાહસ નહિ તેથી દેવાળું કાઢે ને ખસી જાય. બાકી રોજના પચાસ સો કમાવવા તે તો રમત છે. " પ્રસન્ને કહ્યું.

" તો આ માસિક પચાસની નોકરી કેમ લીધી ? " પરીખે ખીજાઇને પૂછ્યું.

" હા–હા–હા. એટલું સમજતો નથી ! કહ્યું તો ખરું કે એકવાર બધી જ બાબતનો સ્વાદ ચાખવો છે અને તમારા જેવા ઉપર દાખલો બેસાડવો છે બાકી અહિં કોને પડી હતી ? શા માટે હું એ ગરીબ ટેંગણાને મારું ? નહિ–પણ છોકરાને આંગળી પણ ન અડકાડવી એવો કાયદો આપણને પસંદ નહિ. શું આપણામાં એટલી અક્કલ નથી ? ગ્રેજ્યુએટ શિક્ષકો માટે આવો કાયદો કાઢવો એ એમનું અપમાન કરવા બરાબર છે. માટે એવું અપમાન કરનારા અને કાયદો ઘડનારાને બતાવી આપવું જોઇએ કે ગ્રેજ્યુએટ એટલે કોઇ રસ્તામાં ફરનારા કોઇ મામુલી પાટીવાળાઓ નથી. " પ્રસન્ને મોં મારીને કહ્યું.

" વાત તો ખરી છે. હું પણ શિક્ષકની જીંદગી છોડી દેવાનો છું એ ધંધો જ કંગાળ બની ગયો છે. " મહેતાએ કહ્યું.

" તો શું કરવાના છો ? " પરીખે પૂછ્યું.

"છેલ્લી વારે કોઇ લોજ કાઢીશું, દુકાન કરીશું, હેર કટીંગ સલૂન કાઢીશું. ધંધાના કાંઇ ટોટા છે?" મહેતાએ કહ્યું.

"મુડી?"

"ઉધાર. વ્યાજે."

"ખોટ આવી તો?"

"ખોટ! પરીખ! તું તો ખોટ ખોટ, ખોટ જ જુએ છે." ઉપાધ્યાયે કહ્યું.

"ના, તે બોલોને. મર્ચન્ટ શેર બજારનો શેર થવાનો છે. આ મહેતા લોજ કાઢવાનો છે ને તું?" પરીખે પૂછયું.

"હું? મારી યોજના તો એવી છે કે બધાને છક કરી દે." ઉપાધ્યાયે કહ્યું.

"તો પણ—"

"તો પણ શું? અરે–મૂર્ખા! આ લોન મળે એટલી વાર છે. પછી આપું જાહેરાત ગ્રેજ્યુએટ નટો માટે; ઘણા મળી આવશે. પછી દર માસે નાટકો બહાર પાડું છું, સિનેમાની જેમ રોજના બે ખેલો." ઉપાધ્યાયે કહ્યું.

"લોકો જોવા આવશે?" પરીખે પૂછયું.

"આ સવાલ શું પૂછે છે. લોકો જોવા નહિ આવે?"

"નયે આવે."

"કેમ ન આવે? ગ્રેજ્યુએટો નટ અને નટીનાં કામ કરે ને લોકો જોવા ન આવે? અરે પ્રેક્ષકોની તો પડાપડી થાય. એ લોકોનાં નસીબ ક્યાંથી હોય કે ગ્રેજ્યુએટોના આબેહુબ સ્વાભાવિક અભિનય, હાવભાવ, પાત્રસ્વાંગ જોવાનાં મળે! હું તો એમાંથી આગળ ગ્રેજ્યુએટોની જ સિનેમા લિમિટેડ કાઢી ફિલ્મો ઉતારવાનો છું." ઉપાધ્યાય બોલ્યો. "એકવાર આ કીધું કે ગ્રેજ્યુએટોની કિંમત વધે, માન વધે, આબરૂ વધે અને આ લેભાગુ નટનટીઓ

હાથના પોંચા કરડતાં બેસી રહે. નાટયકળા જેવી કળાનું અધઃપતન થાય એ આપણાથી ન ખમાય, ”

“ ચાલો. ઠીક ચર્ચા થઈ. હવે આપણે મૂળ મુદ્દાની વાત પર આવી જઈએ. ” પરમારે હોટેલ બોયને આવતો દેખી કહ્યું.

છોકરાએ પાંચ રકાબીઓમાં બિસ્કિટ, નાનખટાઇ, પાઉં, શેવગાંઠીઆ, સેન્ડવિચ વિગેરે આણ્યું અને ટેબલ પર મૂક્યું. ચ્હા લેવા ગયો.

“ કેમ ! ભાભી નથી કે શું ? ” ઉપાધ્યાયે પૂછ્યું.

“ એ એની બેનપણીને ત્યાં ગઈ છે. ચાલો મિ. મર્ચન્ટના માનમાં લેવા માંડો. રામા ! પાણી આણ. ” પરમારે રામાને બૂમ મારી. “ ચાલ,પરીખ. ”

મિત્રો ભેગા મળી હો હા કરતા અનેક તરંગી યોજનાઓની ચર્ચા કરતા રકાબીઓ ઉપર હાથ લંબાવવા લાગ્યા. ચ્હા આવી. બૉયે પ્યાલા ભરવા માંડયા. ચપળ અને ચાલાક બૉયે ચપચપ પ્યાલા મૂકવા માંડયા. બૉયની ચપળતાને માન આપવા તૈયાર થયેલા છેલ્લા પ્યાલાએ અદ્દભૂત કાર્ય કર્યું. પોતાને રકાબીમાં સ્થિર થયેલો જોઈ પોતાની વ્હાલી પ્રિયતમા રકાબીને બૉયે મજબૂત પકડેલી જોઇ, ચ્હાની ઉષ્ણતાથી ધીકી ઉઠી તેણે દુર્વાસા રૂપ ધારણ કર્યું હતું પરન્તુ વ્હાલી પ્રિયતમા રકાબીથી છૂટા પડતાં દિલ ખંચાતું હતું. એવામાં પ્રસન્ન જે ખુરસી પર બેઠો હતો તે ખુરસીને પ્યાલાની દયા આવી. જાણી જોઇને બૉયના હાથની આડે આવી. હાથને અથડાઇ. હાથ–દુષ્ટ બેવફા હાથ–ધ્રૂજ્યો. રકાબી ધ્રુજી, પ્યાલો કંપ્યો, ચ્હા ઉછળી. પ્યાલો કૂદ્યો. ચ્હાએ ઉડ્ડયન ગતિ સાધી. પ્યાલા સાથે પ્રસન્નના પાટલુનને વરમાળ આરોપી. ચ્હાની ઉષ્ણતા પાટલુનમાં સરકે તે પૂર્વે પ્રસન્નની આંખોમાં ભભક ભભકી રહી.

"યુ સુવ્વર" પરમારે ત્રાડ પાડી. "શેઠનો પચાસ રૂપીઆનો સૂટ બગાડયો. પ્રસન્ને 'બોય-શીવલરી' બતાવી.

"એમાં એ બિચારાનો શો વાંક ? જા, જા." પ્રસન્ને છોકરાને ઓરડી બહાર જવા કહ્યું.

"પણ તારો નવો નક્કોર સૂટ બગાડયો—હજામ." પરમાર ફરી ગાજ્યો.

"અરે યાર, આવા તો કંઇકે સૂટ બગાડયા ને ફેંકી દીધા. આમાં છે શું ?' પ્રસન્ને કહ્યું.

"મ્હાના ડાઘ જતા નથી એ."

"નવો સૂટ આવશે. તું શા માટે મુઝાય છે ?" પ્રસન્ને કહ્યું.

ત્રણે જણા તેના સામે જોઇ રહ્યા.

"ચાલ, મ્હાને ન્યાય આપ.' પ્રસન્ને કહ્યું. છોકરાને એક વધુ કપનો ઓર્ડર મળ્યો.



મિત્રો સાથે ગમત કરતો, લોજમાં જમી સિનેમા જોઈ પ્રસન્ન રાતે અગિયાર વાગે ઘેર આવ્યો. સૂતો. આજ એનું હૃદય ઉછળતું હતું. એક દિવસમાં જે જે બનાવો બન્યા હતા તે બધા તેની આંખ આગળ તરી આવ્યા. ઘેરથી સો રૂપીયા લઈને આવ્યો હતો. એમાંથી ઓરડીનું એડવાન્સ ભાડું રૂપીયા સત્તાવીશ આપ્યું હતું. લોજમાં બાવીસ રૂપીઆની જમણબુક લીધી હતી. આજ બાવીસનો સૂટ લીધો હતો. ખીસામાંથી રૂપીઆ સરકવા માંડયા હતા. ત્યાં નોકરીમાં વાંધો પડયો હતો, છતાં એનું દિલ મુંજતું નહોતું. ગર્વ અને અભિમાનથી તે ફૂલાતો હતો. થોડાક જ દિવસમાં ગ્રેજ્યુએટ મંડળમાં પોતે પોતાનો મોભો કેવો વધાર્યો હતો, આબરૂ કેવી જમાવી હતી, બધાને જીભની ચાલાકીમાં કેવા આંજી નાખ્યા હતા એ આનંદમાં એનું દિલ નૃત્ય કરતું હતું.

'આહા' જો પૈસો હોય તો માનવી શું ના કરે! ખરેખર, દુનિયા જીતવી એ કામ કેવળ જીભનું છે. પૈસાની તો મદદ જોઈએ. આ બધા મને લક્ષપતિ માને છે. કેવા ઝીલબ્બે થઈ જાય છે! મેં પણ ફટ કરીને કેવી પાંચ રૂપીઆની નોટ નાખી સિનેમા આગળ બધાને ઝાંખા પાડી દીધા? આમ જ જો મારૂં ખીસું ભરાયલું હોય તો કેટલાયને હું નચાવું ને મારા ગુલામ બનાવું. ભઈ, બા, ગમે તે કહે પણ હિંમત અને સાહસ તો મારાં જ. હિંમત અને સાહસ વિના કાંઈ ન બને. બસ, હવે તો એજ મુદ્રાલેખ. હેડમાસ્તર પણ કેવો આભો બની ગયો! એને પણ લાગ્યું જ હશે કે કોઈ માથાનો મળ્યો ખરો.

ક્યાં ખબર છે એના જેવા મૂર્ખાઓને કે શેરને માથે સવા શેર તો હોય જ.'

આવા વિચારમાં પ્રસન્નને કાંઇ કાંઇ સ્વપ્ન આવવા લાગ્યાં. ટિફિન લીધેલું તે ઉપર દુધપાકનું જમણ લીધેલું. પેટ ભારે હતું. સ્વપ્નની ગતિ તીવ્ર અને ઘટ્ટ બની. ઘડીમાં પોતે પોતાને મીલમાલીક તરીકે જોતો, અનેકને ધમકાવતો, દબાવતો. ઘડીમાં રોલ્સરોયસમાં જતો, રૂવાબથી બેસતો, રસ્તામાં મળતા મિત્રો સામે હસતો ડોકું હલાવતો. ઘડીમાં શેર બજારના અનેક દલાલોથી વીંટળાયલો, જી, જી. જી, હાજી હાજી, સાંભળતો ઓફીસમાં ખુરસી પર લ્હેકાતો બેઠેલો જોતો, છેવટે પાછલી રાતના ઉંઘી ગયો.

નિયમ મુજબ નીચેની હોટેલવાળા બૉયે ચા આણી. બારણું ઠોક્યું. પ્રસન્ન આંખો ચોળતો જાગ્યો.

" અત્યારમાં કેમ ?'

" શેઠ આઠ વાગી ગયા. આ તો બીજી વખત આવ્યો."

" એમ ! ચાલ, બચ્ચા ત્યારે ઓરડી વાળી નાખ."

પ્રસન્ને આ છોકરાને મહિને બે રૂપીઆ આપવાના કર્યા હતા. ચ્હા મુકવા આવે ત્યારે એણે ઓરડી વાળી નાખવાની અને પોતાનું ધોતીયું ધોઈ નાખવાનું. ગરમ પાણીથી પ્રસન્ન ના'તો નહોતો એટલે સીધો નળ આગળ ગયો. આઠ દસ કોગળા કરી નળ નીચે બેસી ગયો. ન્હાયો. ધોતીઉં વીટાળી આવ્યો. બૉય ધોતીઉં ધોવા ગયો. પ્રસન્નને ગરમ ચ્હા પીવાની ટેવ હતી. ચ્હા પીવા માટે જ નહાવું એવો એનો મત નહોતો. દાતણ કરવા જેટલો સમય નહોતો. પણ કોગળા તો કરવા જ એવું માની કોગળા કીધા પણ બૉય પાછો ન આવે તો ધોતીઉં કોણ ધોય એ વિચારથી તેણે નાહી લીધું.

ચ્હા ઠંડી પડી જાય એ ભયથી ચ્હા પીવા બેઠો. અડધું કપ પીધું હશે ત્યાં એણે બૂટનો અવાજ સાંભળ્યો. એની નજર બારણા તરફ ગઈ.

"કેમ! પ્રસન્ન! કેમ છે?' મૂળશંકરે આવતાં વાર જ પૂછ્યું.

"ઠીક છે.' ચ્હા પી કપ મૂકતાં પ્રસન્ને કહ્યું.

"ચાલો," મૂળશંકર બોલ્યા.

બૉય ધોતીયું સૂકવી, કપ લઇને ગયો. મૂળશંકર 'બૉય'ની પાછળ જોઇ રહ્યો.

"તું હાથે ચ્હા નથી બનાવતો?" મૂળશંકરે કુતુહલથી પૂછ્યું.

"નોન્સન્સ. એ ખટપટ કોણ કરે?"

"ખટપટ?"

"કેમ નહિ? સ્ટવ રાખવો, ઘાસ્તેલ આણવું, ભરવું, સ્ટવ સળગાવવો, તપેલી લેવી, પાણી ભરવું, ખાંડ રાખવી, ખાંડ નાખવી એ બધી લપ આપણને ન ફાવે. ઘરમાં ખાંડ રાખીએ એટલે કીડીમંકોડી વધે. એના કરતાં નીચેના હોટેલવાળા સાથે નક્કી કર્યું છે રોજના બે કપનું. આ છોકરો આપી જાય છે. ઓરડી વાળી જાય છે. કપડાં ધોઇ જાય છે, મારે બીજું શું જોઇએ?" પ્રસન્ને પૂછ્યું.

"ઠીક. પણ તું ચ્હા બનાવે તો બહુ બહુ તો બે પૈસે કપ પડે. આ તો આનો આપવો પડે ને પાનનો પૈસો જૂદો. એના કરતાં પાનની તબકડી રાખતો હોય તો એક પૈસામાં છ વખત પાન ખવાય." મૂળશંકરે કરકસર બતાવી.

"એ આપણને ન ફાવે. આપણે તો સાત રૂપીઆમાં બધો જ કૉન્ટ્રાક્ટ આપ્યો છે. ચ્હા, પાન, ઓરડી વાળવી, ધોતીયું ધોવું."

"ને ખાવાનું?"

"સૂર્યકુમાર લોજમાં મહિને ચાળીસ રુપીઆ." આ આંકડા અત્યારની પરિસ્થિતિને અનુસરી સુધરે તો?

"વારુ." મૂળશંકરે ટૂંકે પતાવ્યું, "લોજમાં ભલે જમજે પણ સંભાળીને જમજે. માંદા ન પડાય તે જોજે."

"લોજમાં જમનારા બધા માંદા જ પડે છે?"

"અમારે મતે તો હાથે રાંધવું સારું."

"નકામો વખત ગુમાવવો. મને તો આ ઠીક પડે છે."

"વારુ. તારા બાપનો કાંઇ કાગળ પત્ર?" મૂળશંકરે વાત બદલી.

"મેં લખ્યો હોય તો આવેને?"

"તેં અહિં આવ્યા પછી કાગળ જ નથી લખ્યો?" મૂળશંકરને આશ્ચર્ય લાગ્યું.

"એમાં કાગળ શું લખવો હતો. હું કાંઈ નાનો કીકો નથી. ખોવાઈ જવાનો નથી. નાસી જવાનો નથી. આત્મહત્યા કરવાનો નથી. ઠીક છે, જરા ઠરીઠામ પડીને લખીશું." પ્રસન્ને કહ્યું.

"વારુ, પણ તું ક્યાં રહે છે ક્યાં નહિ તે એમણે જાણવું તો જોઇએ?"

"તે વેશ્યાવાડામાં તો નહિ જ રહેતો હોઉં! હું આટલો અણવિશ્વાસ રાખે તે માબાપ કેવાં!!" તુચ્છકાર કરતો પ્રસન્ન હસ્યો.

"વા—રુ પણ તું કયે ધંધે લાગ્યો છે તે જાણવાની તેમને ઉત્કંઠા તો હોય ને! ભાઇ! આખરે એ તારાં માબાપ હો." મૂળશંકરે અજબ શાંતિ રાખી ઘણા માયાળુ અવાજે કહ્યું.

"પણ તેનો હું ક્યાં અસ્વીકાર કરું છું? એ મારાં માબાપ

છે ને હું એમનો પુત્ર છું. યુનિવર્સીટીમાં પણ મારા નામની સાથે મેં મારા ભાઇનું જ નામ લખાવ્યું છે પછી શું ?"

ડી-ક. વા-રુ. તારા ભાઇએ તને આઠઆઠ દહાડે હિસાબ મોકલવાનું કહ્યું હતું તે કાંઇ-" મૂળશંકરે ધીમેથી વાત છેડી.

"હિસાબ ! હં. હું શું વેશ્યાને ત્યાં જવાનો છું કે રેઇસ રમવાનો છું કે જુગાર ખેલવાનો છું ? બધા મારે માટે શું માને છે ! ! તાજૂબ બની જાઉં છું. પ્રસન્ને ક્ચવાતાં કહ્યું.

"ના પણ તારે હિસાબ તો મોકલવો જોઇએ. જો, તું સો રૂપીઆ લઇને આવ્યો હતો. કહે કેટલા ખર્ચ્યા ? ટિકિટ તો તારા ભાઈએ કઢાવી આપી હતી." મૂળશંકરે કહ્યું.

"તે ભાઇને ચોકખું લખી દેજો આપણાથી કાંઈ હિસાબ બિસાબ રખાવાના નથી. આપણે રાખવાના નથી. રાખતાં શીખ્યા નથી. આવડતું નથી આવડવાની જરૂર નથી. રાખવાની જરૂર નથી. મફત પૈસા ફેંકી દેનારા નથી કે ઉડાવી દેનારા નથી. હા. ચોકખી વાત." પ્રસન્ને અભિનય કરતાં કહ્યું. મૂળશંકર તો એના સામે જોઈજ રહ્યો.

"તો એમ લખું કે-કે-કે-જોની ભાડું બાવીસ, આ હોટેલ લોજ મળી અઠ્ઠાવીસ -એટલે પચાસેક રૂપીઆ હશે ! નહિવારું ?" મૂળશંકરે આશરે હિસાબ કીધો.

"ઓહોહોહો ! પચાસ ! હા-હા. કાકા ! હું નથી ધારતો કે દશબાર રૂપીઆથી વધુ મારી પાસે હોય "

"શું ? ફકત દશ બારજ રૂપીઆ !"

"તેમાં નવાઇ શી લાગે છે ? કાકા ! તમે પણ આવા કયાંથી ? કાલેજ મેં આ નવો સૂટ લીધો. અને તેમાં બાવીસ રૂપીઆ તો સ્હેજે થાય. અને પાંચ રૂપીઆ હાથખરચીના સિનેમાના. એમ થાય તો ખરું જતે." પ્રસન્ને કહ્યું.

"એમ. ત્યારે તારી પાસે પંદરેક રૂપીઆ છે. વા–રુ. બોલ ત્યારે, નિશાળમાં તને ફાવે છે ને હવે?" મૂળશંકરે નાટકનો ત્રીજો અંક શરૂ કર્યો.

"શું કપાળ ફાવે? આપણે તો આજથી જ નોકરીએ નથી જવાનાને."

"હેં? એ શું?"

"એ–એ–ગુલામી આપણાથી ન થાય. આ તો નિશાળ છે કે કેદખાનું? બે મિનિટ મોડા ગયા તો હેડમાસ્તરને મળો. આપણી સહી નીચે લાલ લીટી થાય. કેમ મોડા આવ્યા તેનો જવાબ આપો. છોકરાઓ ગરબડ કરે તો ગુન્હેગાર માસ્તર. છોકરાઓને કાંઇ ન થાય. હડતાલ પાડે એવો ડર. છોકરાઓ ફાટે નફ્ટ બને પણ માસ્તરથી કંઈ ન થાય. છુરીઓ કરે, બીભત્સ શબ્દો કહે પણ છોકરાઓને કાંઇ ન થાય. એ તો કાચનાં રમકડાં. સંભાળીને, પંપાળીને ફોસલાવીને રમાડવાનાં. છોકરાઓ માસ્તરના માથે ટપલા મારે તો માસ્તરે છોકરાને પૂછવાનું કે ભાઇ! તારા હાથે વાગ્યું? મારા વાળ ખુંચ્યા? મારું માથું બોડાવી લીસું લપરક કરી નાખું? તને મઝા પડતી હોય તો ભાઇ! એમ કરું!! છોકરાઓ માસ્તર સામે દાંતીયાં કરે, દાંત કાઢે તો માસ્તરે શાબાશ, શાબાશ કહેવું જોઇએ, ઇનામ આપવું જોઇએ, માથે બેસાડી નિશાળમાં ફરવું જોઇએ. છોકરાઓ ફેશનેબલ બને, બીડી સિગરેટ પીએ, પાન ખાય તો તે પણ ગુન્હો માસ્તરનો. માસ્તર શા માટે ફાંકડા બનીને આવે? શા માટે માથું હોળે, સંથાપાડે, સ્નો પાઉડર લગાડે, અત્તર રાખે. રેશમી રૂમાલ ફરકાવે? માસ્તરનું અનુકરણ છોકરા કરે છે માટે માસ્તરે કોઇ શોખ ન કરવો. ચ્હા ન પીવી, પાન ન ખાવું, બીડી ન પીવી, સાદા સાધુ બાવા જેવા થઇ વર્ગમાં છોકરાઓને હાજીહા કરવી. પધારો બિરાજો, આપ એવા શબ્દો વાપરી માન આપવું. તું ન કહેવું. અરે, એને પંપાળાય નહી, હાથ

અરકાડાય નહિ. એતો બધા સુકુમાર જાણે સતીનારીઓ. એને અડકતાં સતીત્વ ભંગ થાય. તો પછી એને માર તો કયાંથી મરાય! છોકરાઓ ઠેકડી કરે, પાટીયા પર લેખો લખે, ચીડપાડતા ઉપનામો આપે, ટીખળ કરે તો પણ એના પર હાથ ઉગામાય નહિ. એમનાં શરીરમાં તો દેવો વસે. એમનાં ગુલાબ જેવા ખીલતાં મગજ કરમાઇ જાય." પ્રસન્ને એકદમ કટાક્ષ તોપમાંથી સડસડાટ દારૂગોળાનો છૂટથી ઉપયોગ કરવા માંડયો. મૂળશંકરને લાગ્યું કે આકાશમાં ઉલ્કાપાત થયો. એ તો બબુચક બની પ્રસન્નની સામે જ જોઈ રહ્યો.

"કાકા! જોઇ શું રહ્યા છો? આ મારો નવો ચાઇના સિલ્કનો સૂટ. એક છોકરો હોટેલમાંથી ચ્હા લઈ મારા ટેબલ પર નિશાળમાં હો–મારા ટેબલ પર બેસી ચ્હા પીતો હતો. હું જઇ પહોંચ્યો અને મેં ઠપકો આપ્યો તો પ્યાલો મારા પર ઢોળ્યો. અરે એટલુંજ નહિ પણ બધાએ એને તાળીના ગગડાટથી વધાવી લીધો. હેડમાસ્તરે મને ઠપકો આપ્યો. ભાંગેલા કપના કટકા પણ મારે ફેંકી દેવા પડયા. મેં તો એ છોકરાને નાની થપ્પડ મારી હતી. એ જઈ હેડમાસ્તર પાસે અગડંબગડં બબડી આવ્યો. ધમકી આપી કે જો માસ્તર માફી નહિ માગે તો અમે હડતાલ પાડીશું. હેડમાસ્તરને કાન જ નથી છતાં આ સાંભળ્યું. મને બોલાવ્યો ને કહ્યું માફી માગો. હું શેનો માફી માગું? એણે કહ્યું હું રિપોર્ટ કરીશ. મેં કહ્યું કરો. મારે તમારી કચરાપટ્ટી નિશાળનું કામજ નથી. પૈસા તો રસ્તામાં વેરાયા છે ગમે ત્યાંથી વીણી લઇશ. બોલો, કાકા!' આવાં અપમાન તમે ખમી શકશો?' પ્રસન્ને એકદમ ટાટાપોરની એવી ચલાવી કે મૂળશંકરને સમજ ન પડી કે શું બોલવું.

"તું આ બધું જે બન્યું છે તે જ કહે છે?'

"એટલે તમારા કાન પણ હેડમાસ્તરે ફુંકયા લાગે છે. હોય તમે પણ એનાજ મિત્રજને. ભલે, એનું માનો. આપણે માટે તો

દુનિયા વિશાળ છે. આપણે ભલા તો જગ ભલા આપણે ક્યાં આ નિશાળને પરણ્યા છીએ." પ્રસન્ને બેપરવાપણું બતાવ્યું.

"ત્યારે તેં એ છોકરાને ખૂબ માર માર્યો અને છોકરાને ડોકટરને ત્યાં લઈ ગયા અને ડોકટરે તપાસી થયલી ઈજાઓ લખી આપી એ ખોટું ?" મૂળશંકરે ધીમે ધીમે બોલતાં પૂછ્યું.

"તમને એ સાચું લાગે છે ખરું ? તો એમ માનો. મને કાંઇ હરકત નથી. કોઇ બીજાનો માર ખાય ને મારે માથે ઢોળી પાડે અને ડોકટરનું સરટીફીકેટ લાવે. હોય, આ તો મુંબઈ. મહેસાણા નહિ." પ્રસન્ને નવી બાજી ખેલવા માંડી.

"અને તું આબરૂની ફરીયાદી માંડવા તૈયાર થયો છે એ પણ ખોટું ?" મૂળશંકરે પ્રસન્નની આંખો પ્રતિ તીવ્ર દૃષ્ટિપાત કરતાં પૂછ્યું.

"ના. એ સાચું. મારી આબરૂ જાય, ખોટાં તહોમતથી મને ધક્કો પાડવા મથે તે હું તો શું પણ કોઈ પણ સ્વમાનની લાગણી વાળો ખમી ના શકે." પ્રસન્ને કહ્યું.

"વા-રુ. ત્યારે હેડમાસ્તર તને કાઢી મૂકવા માટેજ ખોટું ધતીંગ ઊભું કરે છે એમજને ?"

"એતો એની વાત એ જાણે. હું મારી જાણું."

"તો ચાલ મારી સાથે. હું તડને ફડ કરી નાખું." મૂળશંકરે કહ્યું.

પ્રસન્ન મુઝાયો. ગપાષ્ટકનાં ઊભા કરેલાં વમળમાં પોતેજ ફસાઈ પડશે એમ તેને લાગ્યું.

"મારે કાંઈ તડનેફડ કરવું નથી."

"તારું અપમાન એણે કર્યું છે તો એની પાસે માફી મગાવું"

"એ શું માફી માગે. એને તો ખુરશીનું અભિમાન છે."

"તેથી શું ? તારા પર ખોટા આક્ષેપ કરનારને બરતફ કરાવું"

"નારે ના. એ બરતફ થાય અને એની બૈરી મારા છાજિયાં લે. નારે, ભાઇ, આપણે તો કોઇના નિસાસા લેવા નથી."

"ગુન્હેગારને શિક્ષા થતી હોય તો એ ગુન્હાની થાય. પછી એથી એ નીસાશા નાખે કે શ્રાપ દે તેની અસર જ ન થાય." મૂળશંકરે કહ્યું

"વારુ આપણે તો એમાં પડવા માગતા જ નથી."

"વારૂ. ત્યારે તું તારી મેળે અગિયાવાગે તારા વર્ગમાં જા. હું પછી જોઇ લઇશ."

"આપણે તો એ નિશાળના પગથીએ પગ પણ મૂકનારા નથી"

"પણ શામાટે ?" શબ્દો પર વજન મૂકી મૂળશંકરે કહ્યું "હું કમીટીનો મેમ્બર છું. મારે બોલાવવાનો અધિકાર છે. પછી શું ? હેડમાસ્તરની કંઇ તાકાત છે કે તારો વાળ પણ વાંકો કરે."

"આપણે તો એનું મ્હોં જ નથી જોવું ને. એ એને રસ્તે ને હું મારે રસ્તે." પ્રસન્ને કહ્યું.

"પ્રસન્ન ! આમ જો." મૂળશંકરે એકાએક સત્તાવાહી અવાજે કહ્યું. પ્રસન્ન ચમક્યો. ઘડીભર સાશ્ચર્ય મૂળશંકરની સામે જોઇ રહ્યો"

"તું એમ ન સમજતો કે હું ડોસો છું. મૂર્ખ છું, અનુભવહીન છું. તું મને બનાવી જાય એમ ન માનતો, સમજ્યો. તારી દરેકે દરેક હીલચાલ પર મારી નજર છે.બચ્ચા ! સુકી બોલવામાં સાર નથી. બાંધી મુઠ્ઠી રાખ. સીધો સીધો નોકરીએ જા. કાંઇ બન્યુંજ નથી એમ મુગે મોંએ કામ કર. સમજ્યો"

મૂળશંકરનું સ્વરૂપ એકાએક બદલાયેલું જોતાં પ્રસન્ન એની પ્રભા આગળ ઝાંખો પડયો .

"કઇ મુઠ્ઠી બાંધી રાખું ?"

"જાણવું છે ? છોકરા ! તમે જુવાનીઆ એમજ જાણો છો કે અમે ઘરડા તે બધા મૂર્ખા. તમે અમને ઊંડાં ભણાવી જાઓ, પણ. ના,ના. એતો જેટલા આંખ આડા કાન કરીએ અને કાન આડી આંખ રાખીએ ત્યાં સુધીજ ઠીક છે. બાઇ, બાઈ કરીએ ત્યાં સુધી જ મૂર્ખાં લાગીએ"

"નહીંતો"

"નહિતો ? બધુંજ સફાચટ મેદાન કરી નાખીએ. સમજ્યો ?"

"શું સમજવાનું છે ?

"સમજાવું ?"

"હા"

"વારૂ–તો દિકરા સાંભળ. તેં છોકરાને વિના કારણે માર માર્યો છે. પાટીઆ પર તારે માટે લખનારો છોકરો બીજો છે. તું એને પકડી શક્યો નહિ એટલે તેં વર્ગને દબાવવા ગમે તેને પકડયો અને ઠોક્યો. તને ભૂગોળ ઇતિહાસ આવડતાં ન હોતાં તું તે વિષય ઘેરથી તૈયાર કરી ગયો નહોતો. તું એમજ સમજતો હતો કે છેલબટાઉ પહેરવેશ પહેરી બધાને ભાવમાં આંજી નાખું પણ આ જમાનામાં બધા અંજાતા નથી. છોકરાઓ તારી નબળાઈ સમજી ગયા. ઘણા છોકરાઓ શિક્ષકોની નબળાઈ ઝડપથી સમજી લે છે પછી તેઓ તેના પર સ્વાર થવા જાય છે. મૂર્ખ શિક્ષક તે સમજી શકતો નથી. દોર, દમામ ધાક મારફાડ કરી છોકરાઓ પર સ્વાર થવા જાય છે. છોકરાઓ સંપ કરે છે. શિક્ષકને કનડે છે તેની મશ્કરી કરે છે તેનું અનુકરણ કરી તેના ચાળા પાડે છે ચીડ શોધી તેને ઉપનામ આપે છે. તારા વિષયમાં એમજ બન્યું. તારે ચશ્માં આવ્યાં નથી. છતાં ફેન્સી દેખાવનાં સાદા કાચનાં પંદર રૂપીઆનાં તું ચશ્મા લાવ્યો. છેલબટાઉ છોકરા જેવો પહેરવેશ માસ્તર થઇ તેં પહેર્યો. છોકરાઓએ મર્કટ વિદ્યા સાધી. તારી ટોળ કીધી. તું મૂર્ખ સમજ્યો નહિ એમણે તને બનાવ્યો. મોહ

આઈસીનું ઉપનામ આપ્યું. ચશ્માઇની ચીડ શોધી. તું બળી ગયો તેં લાગ શોધ્યો. કેટલાક મૂર્ખ પણ ચતુર શિક્ષકોએ તને હોળીનું નારીએર બનાવ્યો. તારા હાથમાં મશાલ મૂકી. તેં લીધી. તેઓએ સળગાવી. તેં ચક્કર ચક્કર ફેરવી ભડકો કીધો. છોકરાને—નબળા છોકરાને વાંક વિનાના જેનો ગુન્હો નહોતો તેને જબ્બર મેથીપાક આપ્યો. મુખ્ય શિક્ષકે તને ઠપકો આપ્યો. તારા ગુન્હામાંથી બચવા તને માર્ગ બતાવ્યો. તું સામો ઉલટો બાઝયો. ફાટયો. ફાટયું ફાટયું બોલ્યો, નિશાળમાંથી ઘેર આવતાં તારો ફાંકડો ડ્રેસ બગડયો. તેં રુવાબમાં નવો સૂટ લીધો. તું વોશિંગ કંપનીમાં અરજંટ કપડાં ધોવા આપી આવ્યો. મિત્રોને ત્યાં તને ખીલાવ્યો. તું ખીલ્યો. ચ્હા પાણી નાસ્તા થયા. હોટલની ચ્હાનું કપ તારા ફેન્સી ડ્રેસ પર ઢોળાયું. તેં ગોઠવી કાઢયું કે નિશાળમાં છોકરાએ હોટલની ચ્હા પીતાં કપ તારા પર ફેંકયું વાહ. પ્રસન્ન! વાહ. ખૂબ કરી હોં.'' મૂળશંકરે અથઇતિ સ્પષ્ટ કહી દીધી. પ્રસન્ન દિગ્મૂઢ બની ગયો.

"છતાં મારી લાગવગ છે. હું તને બધું માફ કરૂં છું ને કરાવું છું. ફરી એક તક અપાવું છું તારા બાપને પણ કંઈ જાણવા નહિ દઉં. જા, આજે મુગો મુગો નિશાળે જા. કામ કર અને હેડ માસ્તર જેમ કહે તેમ કર. તારું એમાં ભલું છે. મેં બધી ગોઠવણ કરી છે." મૂળશંકરે એકદમ વાતનો છેડો લાવવા કહ્યું.

પ્રસન્નને લાગ્યું કે ડોસો જબ્બરો છે. રજેરજ વાત લાવ્યો છે. આ બધી બાતમી કોણે આપી હશે? પરીખેજ. એ પરીખ માસ્તર ભેદુ લાગે છે. એને મેથીપાક આપવો જોઇએ. હરામખોર—બદમાશ! પરમારને મળ્યા પછી વાત.

"કેમ ભાઈ! મારું ધ્યાનમાં ઉતરે છે ?

"તમે કહ્યું તેનાથી બધુ ઉલટુંજ હોય તો?" પ્રસન્ને ફરી યુક્તિ અજમાવવા માંડી.

"બસ હવે રહેવા દે. નકામું જુઠું ના બોલ. મેં જાતે બધી તપાસ કરી છે. તારા હેડ માસ્તરે તે છોકરાના બાપને ફરીયાદ કરતાં અટકાવ્યો છે. મેં એ છોકરાને પૂછ્યું છે વર્ગના અમુક અમુક છોકાઓને પણ પૂછયું છે. અમુક શિક્ષકોમાં પણ તપાસ કરી છે"

"એ બધા મને કાઢવા માટેજ એકમત થઇ મારી સામા આ આક્ષેપો કરે છે ને તમે તે બધા માનો છો. ઠીક મારી દશાજ એઠી છે." પ્રસન્ને કહ્યું.

"પ્રસન્ન! કયાં સુધી જૂઠાણાંનો આશરો લેવો છે? બધાને તારા માટે શું છે? શામાટે તારી સામે આક્ષેપ કરે? તારા માટે શી પડી છે! લાગે છે તો મને. નકામો ફિસિયારીમાંથી હાથ કાઢતો નથી! બધી સફાઇ જવાદે!" એકીટસે ઠપકાની નજરથી જોઈ રહેતાં મૂળશંકરે કહ્યું "બાંધી મુઠી લાખની! રહેવા દે બધું જેમ છે તેમ ચાલવા દે.—ચાલ મારા હાથમાં હજી બાજી છે. હોય ભૂલ થાય. તું કયાં હજી મોટો થઇ ગયો. પણ એક વાત મારી માનજે. મને પૂછયા વિના કાઇપણ જાતનો ખર્ચ ના કરીશ. નિશાળમાં જાય તે કપડાં સાદાંજ પહેરીને જજે. સમજ્યો! આપણી છાપ શીખવવાથી, છોકરાઓ સાથે હળીમળીને કામ કરવાથી પડે છે. મેં હેડ માસ્તરને કહ્યું છે તે તને વર્ગ કેમ કાબુમાં રાખવો તે બતાવશે. શીખવવાનું પહેલેથી બરાબર તૈયાર કરીને જજે પછી કોઇ જાતનો વાંધો નહિ આવે. સમજ્યો." મૂળશંકર ઊભા થયા. "ચાલ ત્યારે હું જાઉં છું" મૂળશંકરે બારણા તરફ જવા માંડયું. "હેં—પણ એક વાત રહી ગઇ છે. તારા બાપનો આ કાગળ છે તારા પર. તને આપવો ભૂલી જ જાત. લે નિરાંતે વાંચજે વિચાર કરજે. મને પૂછયા વિના જવાબ આપતો નહિ હોં! તને લાગશે કે આ મૂળીઓ કાકો તો દરેક બાબતનાં મૂળીઆં તપાસે છે. પણ ભાઈ! મારે કાંઇ લેવા દેવા નથી. મેં તારો હાથ ઝાલ્યો છે. ઠેઠ લગી ન મૂકવો એમ હું માનું છું. મારે દીકરો નથી. તું મારા મિત્રનો દીકરો એટલે

મારોજ દીકરો. માટે આટલું કરું છું. મહિનો બે મહિના મુંબઇ માં હજી છું એટલામાં તું રાગે પડી જાય એ મારી ઇચ્છા છે. લે કહી દઉં !- આમ આવ." મૂળશંકરે ઘણો ધીમો અવાજ કરીને કહ્યું "આ માસ્તર તો એક કે બે વર્ષ માટે જ છે. તું જો એટલામાં પાવરધો થઈ જાય તો પછી એ જગ્યા તારી જ છે માટે શાંત ચિત્તે નિશાળ ચલવવાની તમામ કળા શીખી લે. મારફોડ આ જમાનામાં ન ચાલે. યુક્તિ પ્રયુતિથીજ બધાં કાય થાય. આ હેડ માસ્તર મૂર્ખ નથી. એણે તો અનેક નિશાળો ચલાવી છે. બધુંજ જાણે છે ને સમજે છે. નાહનો મને એ બોલાવત નહિ, હું મળત નહિ, કાંઇ જાણત નહિ. એ રિપોર્ટ કરી દેત. છોકરાના બાપને તારા પર ફરીયાદ કરવા દેત. તું પાવરધો થઇ જાય તો મારા મનની મુરાદ બરઆવે. કમીટીમાં હું છું ને મારી લાગવગ છે ત્યાં સુધીમાં આ થઈ જાય તો ઉત્તમ. તને અનુભવ મળી જાય, તું અંદરના ભેદ સમજી જાય, પછી હરકત નહિ. સમજે છે ને ? ચાલ ત્યારે–લે આ ટપાલ આવી." મૂળશંકર ઓરડીમાથી નીકળતો હતો ને ટપાલીએ કાગળ નાખ્યો. "તારા બાપનો કાગળ છે કે ?" પ્રસન્ને પરબીડીયું લીધું. આમ તેમ જોયું. પરબીડીઆ ઉપર ખાનગી એમ લખેલું હતું. મૂળશંકરની ઝીણી આંખ તે વાંચી ન શકી પણ તરત સમજીશકી "કેમ! એનો છે કે ?"

"ના. આ તો જૂના દોસ્તનો લાગે છે."

"વા–રુ ત્યારે એ કોનો છે તે જાણુવા મને ઇન્તેજારી નથી. પણ મેં કહ્યું તે બધું તું સમજ્યો ? વારુ કયાં કપડા પહેરીને આજે જવાનો છે ?"

"રોજના."

"ના એ નહિ.તારે અંગ્રેજી ઢબના કપડાં પહેરવાં હોય તો વાંધો નથી. પણ છોકરાઓના કરતાં જૂદી ઢબનાં પહેરજે. ટોપી ન ગમે તો હેટ પહેર સમજ્યો.

પ્રસન્ને ડોકું ધૂણાવ્યું. મૂળશંકરે ઓરડી બહાર પગ મૂક્યો.

"હં. પણ, હું આજે–ઘણું ખરું તો–બનશે તો–રોજ નિસાળમાં એક બે આંટા મારવાનો છું. માટે જોજે–હો. પ્રતિષ્ઠા ન જાય."

પ્રસન્ને ડોકું ધૂણાવ્યું. એનો હાથ ત્વરિત ગતિથી પરબીડીઉં ફાડવાની અણી પર હતો. મૂળશંકરે બહાર જઈ ફરી પાછા બારણા આગળ આવી તપખીર સુંઘતાં કહ્યું.

"હં. એક ભૂલી ગયો. તું જરા નિશાળમાં વ્હેલો જજે. બરાબર સાડાદશે. હેડમાસ્તર પણ સાડાદશે આવશે. તને જે કહે તે મુંગે મ્હોંએ સાંભળજે. તે પ્રમાણે જ આજે વર્ગમાં વર્તન રાખજે, હો. પાછો મનસ્વી ના થતો. સમજ્યો, શું? બરાબર સમજ્યો કે?" મૂળશંકરે તપખીરની ચીપટી જોરથી ભરીને સૂંઘી. એના અવાજમાં પ્રસન્ને હા કહી તે એનાથી સંભળાઈ નહિ.

"શું? જવાબ કેમ નથી દેતો? મેં કહ્યું તે સંભળાયું? સમજાયું?

"હા."

"શું? બોલી જા જોઉં?" ઘણી મિનિટથી પ્રસન્ન સાથે વાત કરતાં તપખીર સૂંઘવાની ભૂલી જવાથી એકદમ તલપ થઈ આવવાથી ઉપરા ઉપરી ચપટીઓ સૂંઘવાની મૂળશંકરને તલપ થઇ આવી હતી. પ્રસન્ન બોલે ને મૂળશંકર તપખીર સૂંઘે. અડધું સાંભળે ને ન સાંભળે.

"ભાઇ! મારાથી કાંઈ સમજાયું નહિં. ફરી બોલ જોઉં." મૂળશંકરે તપખીરવાળા હાથ કાળા ટુવાલ વડે લૂછતાં કહ્યું.

"તે મારે કેટલીકવાર બોલવું? મૂળમાં ચોર કોટવાળને દંડે એવી મારી દશા કરી છે ને પાછું કોઇનું ખૂન કીધું હોય તેમ એકરાર કરવો ને બોલ્યા કરવું. તમારે તપખીરના ચીપટા ભરવા. આ કયાંનો ન્યાય!" પ્રસન્નને ગુસ્સો ચઢયો.

"હોય ભાઈ. મારી ભૂલ છે. હં. શું કરીશ! હેડમાસ્તર પાસે જઈ એ કહે તે સાંભળી તે પ્રમાણે વર્તજે. હું નિશાળમાં આજે આવવાનો છું હો." મૂળશંકરે કહ્યું.

"વારુ"

મૂળશંકરે છૂટકારાનો શ્વાસ લેતાં ફરી એક તપખીરનો સપાટો ભર્યો. સામેથી કોણ આવે છે એનું ધ્યાન ના રહ્યું. સડપસડપ ઘડો ભરીને આવતા ઘાટી સાથે એમનું બોઇલર અથડાયું. તપખીરની દાબડીએ ઉડ્ડયન કીધું. જાણે મૂળશંકરના અતિ વપરાશથી કંટાળી હોય તેમ આત્મહત્યા કરવા તેણે ત્રીજા માળની ચાલીમાંથી નીચે અધઃપતન કીધું. મૂળશંકરના તપખીર-વાળા હાથને ધોવા કરતાં એનાં કપડાં અને શરીર ધોવાની ઇચ્છા થઈ હોય એમ જળદેવીએ મૂળશંકરના કોટની બાંય અને ધોતીઆં સાથે સંવનન પૂર્ણ અર્ધ્યાર્થ આદર્યું.

"શેઠ! હે કાય!"

"પ્રાતઃ સ્નાન કેલા." મૂળશંકરે રમુજમાં જવાબ દીધો.

"મારી દાબડી!"

"ખાલી પડલી, પહા!"

"બરા. તલાક દીલી કાય! મા કબૂલ કરનાર નાહિ."

બોલતાં બોલતાં મૂળશંકર નીચે ઉતરવા લાગ્યા.



# પ્રકરણ ૨૦ મું] [પત્ર

પ્રસન્ન પત્ર વાંચવામાં ગુલતાન થઈ ગયો હતો. એનું સાનંદ આશ્ચર્ય એટલું બધું હતું કે ચાલીમાં શું બનાવ બન્યો તેનું એને ભાન પણ ન્હોતું. પત્ર વાંચ્યો, બીજી વાર વાંચ્યો, ત્રીજીવાર વાંચ્યો. પરબીડીઉં એણે પત્ર કાઢીને ફેંકી દીધું હતું તે પાછું લીધું. અંદર જોયું. એક નાનકડો "બસ્ટ" પ્રમાણનો એક ફોટોગ્રાફ મળ્યો. ક્ષણભર તે ફોટોગ્રાફ સામે જોઈ રહ્યો.

"અતુલા! તું ખરેખર અતુલા જ છે.!! જેવું તારું નામ તેવો જ તારો ફોટો" પ્રસન્ન બોલી ઊઠ્યો. "પણ એ કોણ છે એ વિષે ગોવિંદ કાંઈપણ લખતો જ નથી. હરકત નહિ. મળશે ત્યારે તો ખબર પડશે."

પ્રસન્ને સાચવીને ફોટોગ્રાફ પોતાના પાકીટમાં ટીકીટ રાખવાના નાના ખાનામાં મૂક્યો. આ ખાનાપર સેલ્યુલોઇડનું ઢાંકણ હતું. જાણે આ ખાનાનું માપ લઈને જ ફોટોગ્રાફ પડાવાયો ન હોય! પ્રસન્ન હાથમાં પાકીટ રાખીને જોઇ રહ્યો. "અતુલા! આ સેલ્યુલોઇડના ઝાંખારંગને પણ ભેદી તું બહાર ઝળકી ઊઠે છે. મેં તને કોઇપણ ઠેકાણે જોઇ છે!"

પ્રસન્ન આ વિચારમાં મગ્ન થયો ત્યાં બાજુની ઓરડીમાં ટન. ટન. ટન દશના ટકોરા થયા. તપભંગ થયું હોય તેમ તે ચમક્યો. રિસ્ટવૉચ સામે જોયું. બરાબર દશ. મૂળશંકરે ગોખાવેલું વાક્ય યાદ આવ્યું.

"જવું કે નહિ? આ ડોસાએ કહ્યું તેમ કરવું કે નહિ? એણે મને હેડમાસ્તર બનાવવાનું કહ્યું છે. એને કેટલો પગાર છે!

પોણીબસો. મને પોણીબસો મળશે ? નહિ, બસો આપે તોજ રહેવું અને તે પણ એક વર્ષમાં. બસ. જવું તો ખરું."

કપડાં પહેરવા માંડયા. મૂળશંકરની રીતભાતથી કે એના બોલવાની ઢબથી કે મળેલી લાલચથી–શાથી પણ પ્રસન્ને ઈંગ્લીશ ઢબનાં કપડાં પહેર્યાં. હેટ નહોતી, ટોપી પહેરી. લોજમાં ગયો. જમ્યો. ઘડીઆળ જોઈ. સાડા દસને પાંચ થઈ હતી. નિશાળમાં પહોંચ્યો.

મૂળશંકરે કહ્યું તેમ મુખ્ય શિક્ષક આવી ગયા હતા, પ્રસન્ન ત્યાં ગયો. મુખ્યશિક્ષકે ગંભીરપણે સભ્યતા બતાવી. બેસાડયો.

મિ. મર્ચન્ટ ! આજે હું તમારી સાથે તમારા વર્ગોમાં આવીશ. પ્રથમ બે ચાર શબ્દો છોકરાઓને કહીશ અને તમારા વર્ગમાં તમે શીખવતા હશો ત્યારે બેસીશ. એમાં કાંઇ તમને વાંધો છે ?" મુખ્ય શિક્ષકે કહ્યું.

"તમે બેઠા હો ને હું શીખવું ?"

"મારી હાજરીથી વર્ગમાં કોઇ ગરબડ નહિ કરે. તેમ તમને હરકત ન આવે એમ વર્ગમાં છેક પાછળ હું બેસીશ. તોફાની છોકરાઓને પકડી શિક્ષા કરીશ અને તમારાં વખાણ કરી તમારું શિક્ષણ ઘણું સુંદર છે એમ વર્ગમાં જાહેર કરીશ." મુખ્ય શિક્ષકે કહ્યું.

"હા. તો મને વાંધો નથી."

"તો આજે તમે વ્યાકરણ શીખવવાના છો. એ શીખવવાની રીત બતાવું ?

"મને આવડે છે."

"હા. તમને આવડેછે. ન આવડે એવું બનેજ નહિ. પણ હું કેવી રીતે શીખવું તે બતાવું ? મારી ભૂલ થાય ત્યાં કહેજો. મને પણ જાણવાનું મળે."

મુખ્ય શિક્ષકે વિશેષણ કેમ શીખવવાં તેની આછી રુપરેખા દોરી. પ્રસન્નને કાંઈપણ સમજાયું નહિ. મુખ્ય શિક્ષકે ફરી સમજાવ્યું. પ્રસન્નને સમજ પડી પરન્તુ પોતાપણું જાળવવા તેણે કહ્યું :

" આ તો છોકરાંની રમત છે."

" આમાં કોઇ જગાએ મારી ભૂલ થાય છે ? "

" આ લાલ અને ભૂરા ચોકની શી જરૂર ! નાહક નિશાળને ખર્ચ થાય." પ્રસન્ને કહ્યું.

" મૂળશંકરભાઇએ આવા ચૉક વાપરવા ખાસ ભલામણ કરી છે."

" વારુ."

ઘંટ વાગ્યો. મુખ્ય શિક્ષકે કરેલી ગોઠવણ મુજબ વર્ગ ચાલ્યો. મુખ્ય શિક્ષકની હાજરી અને એની ફરતી આંખોને લીધે આખો વર્ગ શાંત રહ્યો. પ્રસન્ને શીખવ્યું અને છેવટે પાંચ મિનિટ રહેતાં મુખ્ય શિક્ષકે આગળ આવીને કહ્યું :–

" છોકરાઓ ! જોયું ! આજે કેટલું સરસ તમે શીખ્યા. મિ. મર્ચન્ટ આટલું સરસ શીખવે છે તેનો તો મને પણ ખ્યાલ નહોતો. હવે આજે જે શીખ્યા છો તે ઉતારી લ્યો અને મિ. મર્ચન્ટને કાલે બતાવો. તમે નકામા ધાંધલ અને ગરબડ કરી આવા સારા શિક્ષકને પજવો એ સારું ન કહેવાય. તમારામાંના છ સાત જણા કેવા છે તે હું જાણુંછું. મેં એમનાં નામ મિ.મર્ચન્ટ ને આપ્યાં છે. હવે ફરિયાદ આવી કે તોફાન થતું મેં જાણ્યું કે તરત જ હું તે છોકરાને કાઢી મૂકવાનો છું. જયંત, રમણ, વસંત, મુસ્તફા, ચંદુલાલ ચેતજો."

પ્રસન્નને લાગ્યું કે મુખ્ય શિક્ષકના બોલવાની સારી અસર થઈ છે. પણ આથી મારૂં માનભંગ થયું. હું નબળો છું. વર્ગને

કાબુમાં રાખી શકતો નથી. હેડમાસ્તર જ રાખી શકે આવી અસર આ વર્ગ પર થઇ છે. હું શા માટે મારાપણું ન બતાવું." એમ વિચાર કરતો એ બોલવા જતો હતો ત્યાં ઘંટ વાગ્યો.

"ચાલો." મુખ્ય શિક્ષક સાથે મર્ચન્ટ બહાર નીકળ્યો.

બપોરે છૂટી મળી, મુખ્ય શિક્ષકે પ્રસન્નને પોતાની પાસે ચ્હા પીવા બોલાવ્યો. છુટ્ટીના સમયમાં પ્રસન્ન રોજ પરમાર વિગેરે સાથે હોટલમાં ચ્હા પીવા જતો તે આજે મોકુફ રાખવું પડ્યું.

"મિ. મર્ચન્ટ! મને લાગે છે કે તમારા જેવી આવડત વાળા શિક્ષકને મારે જુદોજ ઓરડો આપવો જોઇએ. આ મારી ઓફીસ છે અને બાજુમાં આ નાની ઓરડી છે. તેમાં મેં ટેબલ ને ખુરસી મૂકાવ્યાં છે. તમારે માટે જુદું પાણીનું માટલું મૂકાવ્યું છે. એક આરામ ખુરસી પણ મૂકાવી છે. તમારે વર્ગ લેવાનો ન હોય ત્યારે તેમજ છુટ્ટીના વખતે તમે નિરાંતે અહિં બેસી શકશો. ચ્હા આપણે રોજ સાથે પીશું. કેમ ફાવશેને!" મુખ્ય શિક્ષકે પૂછ્યું.

પ્રસન્ન આ નવા માનથી જરા શરમાયો. દિલ તો ખુશ થયું. પણ સ્વભાવ ન ગયો.

"પણ દર વખતે અહીં આવવું ને જવું, અહીં બેસી રહેવું! હું કાંઇ કેદી નથી."

"ના, ના, એવું તે હોય. આતો મારે હમણાં ઘણાં કામ આવે છે. મારે કેટલીક વાર સલાહની જરૂર પડે છે. તમે જાણોછો કે ફર્સ્ટ આસિસ્ટંટ કોઇ નથી."

"ત્યારે હું ફર્સ્ટ આસિસ્ટંટ ?"

"કદાચ બની જાઓ તો નવાઇ નથી. અને પછી—જુઓને મારી તો ઉમર થઈ છે—હું તો મારા મૂળશંકરભાઇના આગ્રહથી જ અહિં કામ કરું છું.

"એટલે ?"

"મારી જગા પણ તમને મળે."

પ્રસન્ન મુગો રહ્યો. દિલ તો નાચવા લાગ્યું.

"લ્યો—આ મૂળશંકરભાઇ આવ્યા." મુખ્ય શિક્ષકે દાદર પર પગલાં સાંભળતાં કહ્યું ને તરત મૂળશંકરની મૂર્તિ બારણા આગળ ખડી થઇ ગઇ. એનો હાથ હાલ્યો. ખીસામાં ગયો. દાબડી નીકળી.

"કેમ ! ભાઇ પ્રસન્ન! આજ તો છોકરાઓ તારી બહુ તારીફ કરે છે. તેં વ્યાકરણ ફક્કડ શીખવ્યું લાગે છે. નીચે બધા વાતો કરે છે કે માસ્તર તો હોશિયાર છે." મૂળશંકરે તપખીરનો એક સપાટો નાકમાં ખેંચ્યો.

"છે તો કાબેલ. એમનામાં આવડત તો બધીજ છે. તરત તૈયાર થઇ જશે."

"શાબાશ. ત્યારે તો આનંદની વાત. પણ માસ્તર સાહેબ ! પ્રસન્ન તો મહેનતુ માણસ છે. અને વળી કુલીન ખાનદાની કુટુંબનો, ઠીક સંજોગોમાં ઉછરેલો એટલે એને પેલા લેભાગુ શિક્ષકો—કોણ તો પરમાર વિગેરે છે ને તેની સાથે બેસવું ન ફાવે. એને એકાન્ત જગા જોઇએ. મૂળશંકરે કહ્યું.

"હાજી. એમને માટે આ—પધારો—હં. આ ઓરડી જૂદી કાઢી છેને." મુખ્ય શિક્ષકે મૂળશંકરને પ્રસન્ન માટે તૈયાર કરાવેલી ઓરડીમાં લઇ જતાં કહ્યું.

"ઓહો ! ! ફક્કડ. વાહ પ્રસન્ન ! હવે તો તારે કાંઇ વાંધા જેવું મળેજ નહિ. હવે તો તું જેટલી મહેનત કરે અને આ માસ્તર સાહેબ પાસેથી શીખી લે તેટલું ખરું." મૂળશંકરે કહ્યું.

"નાજી. મિ. મર્ચન્ટ ઘણા બુદ્ધિશાળી છે. હું તો મારી આટલા વર્ષની મહેનતના પરિણામે કાંઇક કૂંચીઓ જાણું; બાકી મિ. મર્ચન્ટ થોડુંક જાણી લેશે ત્યાં તો મને પણ ટપી જશે."

વાતમાં રજા પૂરી થઇ. દિવસ પૂરો થયો. નિશાળ છૂટી. નિશાળમાં બધાને જ નવાઈ લાગી કે જે શિક્ષકને કાઢી મૂકવામાં આવશે એમ બધા માનતા હતા તે એકદમ હેડમાસ્તરનો માનીતો કેમ થઈ પડયો? શિક્ષકો પણ માંહોમાંહે કુતુહલથી વાતો કરતા હતા.

પાંચ વાગ્યા હતા. પ્રસન્નને પોતાની ઓરડીમાં જતો જોઈ મુખ્ય શિક્ષકે કહ્યું:—

"ચાલો, તમને તમારે ત્યાં મૂકતો જાઉં"

"ના. મારે કામ છે."

"ચાલો, આપણે સાથે નીચે ઊતરીએ." તમારે જ્યાં જવું હશે ત્યાંથી ગાડીમાંથી ઉતારીને જઇશ.

પ્રસન્ન રુવાબથી દાદર ઉતરવા લાગ્યો. બધાની નજર પ્રસન્ન પર જ હતી. હેડમાસ્તરની ધાકથી કોઈએ ચું કે ચાં કીધું નહિ. બહાર નીકળ્યા. બંને જણા ગાડીમાં બેઠા. ગાડી ચાલી.

"કયાં જશો?" મુખ્ય શિક્ષકે પૂછયું.

પ્રસન્ન જાગ્યો. "કયાં જવું? શું કામ બતાવવું? ઓહો! એ તો ભૂલી જ ગયો."

"આપને—"

"ઠાકુરદ્વાર."

"થેન્કયુ."

ગાડી ઠાકુરદ્વાર આવતાં હેડમાસ્તરે થોભાવી. પ્રસન્ન ઉતર્યો. હેડમાસ્તરે "ગુડઈવનીંગ" કહ્યું. સલામ કીધી. પ્રસન્નથી અનાયાસે સલામ થઇ ગઇ. ગાડી ચાલી ગઇ.

નિશાળ ચલાવવી એ મુખ્ય શિક્ષકની સર્વશક્તિનું માપ છે. જે નિશાળ કમીટીના અંકુશ નીચે હોય છે તે નિશાળ ચલાવનાર મુખ્ય શિક્ષકની દશા બેઠેલી હોય છે છતાં તે જો મુત્સદ્દી હોય છે

તો તે પહોંચી વળે છે. પરન્તુ કમીટીના સભ્યોની શિરજોરી ઘણી વખત તેને મુઝવે છે. કાબેલ, અનુભવી અને શાંત તથા ઠરેલ મનુષ્ય જ આ સ્થાને ટકી શકે છે. એટલે વિદ્યામંદિર જ્યાં સરળપણું, નિર્મળપણું, શાંતિ હોવાં જોઈએ ત્યાં પણ કેટલીક વાર અથવા ઘણીવાર ખટપટ અને મુત્સદ્દીપણાંને સ્થાન મળે છે!!! જ્યાં કમીટી નથી હોતી ત્યાં આપખુદી અને મનસ્વીપણાં કેટલીક વાર નજરે પડે છે. નિશાળના સંચાલકોને કેળવણી આપવાના નિયમોનું કે માર્ગોનું ભાન હોય યા ન હોય તોયે જાણે તેઓ વેપારી પેઢી ચલાવતા હોય તેમ નિશાળો ચલાવે છે. કમીટીના અંકુશ નીચે ચાલતી નિશાળોમાં પણ જે કમીટીમાં વેપારી બુદ્ધિના સભ્યો હોય તે નિશાળોમાં પણ એવું જ દૃષ્ટિગોચર થાય છે. મુખ્ય શિક્ષકને સતી દ્રૌપદીની પેઠે અનેક ધણીઓનાં મન જાળવી પોતાનું સતીત્વ જાળવવું પડે છે. આથી ઉલટું એક, બે યા વધુ સંચાલકોના અંકુશ નીચે ચાલતી નિશાળોના શિક્ષકોને એક રાજાની અનેક રાણીઓ જેવી દશા ભોગવવી પડે છે. શિક્ષકોમાં સપત્નીભાવ ઉત્પન્ન થાય છે. મુખ્ય રાજાની માનીતી રાણી થવા દરેક પ્રયાસ આદરે છે. ચતુર સંચાલક દરેકનો ઘટિત અઘટિત લાભ લે છે અને સમય આવે દરેકને તલ્લાક આપી દે છે, અને પોતાનાં ક્ષત્રિવટની નિશાની—મૂછ—આમળે છે.

કમીટીના અંકુશ નીચે ચાલતી નિશાળના મુખ્ય શિક્ષકની દશા કેટલીકવાર ફુટબોલ જેવી બને છે. કમીટી એક હુકમ કરે છે. ત્યાં વિદ્યાર્થીઓનાં માનસ જૂદી જ દિશા ગ્રહણ કરતાં હોય છે. ફુટબોલને અનેક લાતો વાગે છે. એનું સુંદર દેખાતું બાહ્યરૂપ માથાપર પડેલી ટાલ જેવું બની જાય છે. ત્યારે કોઇવાર મદદનીશ શિક્ષકની કમીટીમાં અનેક લાગવગથી, કમીટીના સભ્યોને કહેવાતાં અનેક જૂઠાણાંથી આ વિપરીત વર્તમાનથી કોઇક એવી લાત વાગે છે કે ફુટબોલ રૂપ બનેલો મુખ્ય શિક્ષક વાડની બહાર ઉછળી પડે છે યાતો વાડમાં

રહ્યો કુટાયાં કરે છે. સાત્વિક વિદ્યાદાન આપવાની સાત્વિક બુદ્ધિથી ચાલતી કેટલી સંસ્થાઓ હશે? આગળીના ટેરવે તે સંખ્યા રમી રહે તો નવાઈ નથી. વિદ્યા–પ્રવૃત્તિ કે વિદ્યા-પ્રગતિ–કે સાચી કેળવણી કે સંગીત કેળવણીનાં ઓઠાં નીચે બેન્કમાં નાણાં જમે કરાવનારી કમીટીઓ કે નિશાળના સંચાલકોને એમનો અંતરાત્મા ક્યારે નાદ કરીને તેમને તેમનાં કર્તવ્યનું ભાન કરાવશે એ જાણવા માટે કોઈ ધન્ય ઘડી આવે ત્યારે ખરી.

મુખ્ય શિક્ષક અને શિક્ષકો પણ દોષમુક્ત નથી છતાં એમનાં વેતન એમના પેટના ખાડા પૂરી શકે એટલાં સબળ ન હોય તો એમના પર ટીકા કરવાનું સ્થાન ક્યાંથી પ્રાપ્ત થઈ શકે?

સુપ્રીમ હાઈસ્કુલના ઘડાયલા, કુટાયલા મુખ્ય શિક્ષકને પોતાની કફોડી સ્થિતિનું સંપૂર્ણ ભાન હતું. છતાં પ્રસન્નના સ્વભાવ કળી જઈ એની શક્તિનું માપ સંપૂર્ણ કાઢી લઈ એણે મૂળશંકરને નમતું આપ્યું હતું અને પ્રસન્નને ઠેકાણે લાવવા તૈયારી કરી હતી. મૂળશંકરને મન તો કોઈ પ્રકારની પણ ભારે ધુંસરી પ્રસન્નને ગળે નાખી તેનો બોજો ઉંચકવામાં તે મચી રહે એટલું જ જોઈતું હતું.

પ્રસન્ન પણ આ લાલચમાં થોડો ફસાયો હતો. એનું હૈયું ગર્વે ફુલાતું હતું. હેડમાસ્તર જે મને કાઢવા તૈયાર થયા હતા તે હવે કેવો મારી ખુશામત કરે છે! ઠીક છે, બચ્ચાજી! તારો પણ વારો આવશે. આમ એનું હૈયું ડોલતું હતું. એતો એમ જ માનતો હતો કે પોતે બતાવેલાં વર્તન, પોતાના પહેરવેશ અને તોછડાઈથી બોલવાની ઢબથી હેડમાસ્તર ગભરાયા છે એટલે પોતાને મનાવી લેવા પ્રયાસ કરી મૂળશંકર મારફત પોતાને હાથમાં લેવા ઈચ્છે છે, આ બાબત મિત્ર શિક્ષકોમાં જાહેર કરી તેના પર પોતાનો દાબ બેસાડવા તેનું મન તલપી રહ્યું હતું. ત્યાં ઠાકુરદ્વાર આવ્યું હતું એ ઊતર્યો હતો.

મુખ્યશિક્ષકની ગાડી જતી એણે જોઈ. હવે એને પોતાની આજુબાજુના વાતાનું ભાન થયું. પોતે શા માટે ઊતર્યો હતો એ યાદ આવ્યું, મોટરનાં ભોં ભોં અવાજથી એ ચમક્યો ન હોત તો તે મોટરનાં વ્હાલસોયાં આલિંગનનો આનંદ ઉપભોગ કરતો હોત. ત્યાં મોટર બસ આવી. એ એમાં ધૂનમાં ને ધૂનમાં બેઠો. ખીસામાંથી સવારવાળો પત્ર કાઢી વાંચવા લાગ્યો.

પ્રસન્ન વાંચવામાં એટલો તલ્લીન થઈ ગયો હતો કે પોતાની પાછળ, અને બાજુમાં કોણ બેઠું છે તેનું તેને ભાન નહોતું. એણે જરા સહેજ જ કાળજી રાખી હોત તો તે જોઈ શકત કે એના ડાબા ખભા ઉપરથી બે ઝીણી આંખોના કિરણો એના પત્ર પર પડતાં તે પત્રનો ભાવાર્થ ગ્રહણ કરી રહ્યાં હતાં. એનું પાકીટ ખૂલતાં અંદર રહેલા નાના ફોટાગ્રાફનો ફોટોગ્રાફ લઈ રહ્યાં હતાં. બેચાર સ્ટેશનો જતાં એણે પત્ર બંધ કર્યો. ખીસામાં મૂક્યો. પાકીટ ખીસામાં મૂકવામાં તે રોકાયલો હતો ત્યાં તો એ બે ઝીણી આંખવાળું પ્રાણી એકાએક ઉભું થઈ સડાક દેતું કે મોટર બસના પાછલા દરવાજે ઊતરી પડ્યું.

મારો મિત્ર આટલા વર્ષે મને યાદ કરે છે!? વળી તે અતુલા—અતુલા સાથે મારી ઓળખાણ કરાવવા ઇચ્છે છે!! ખરેખર! જીવનનું પાંદડું ફરતું લાગે છે. બાકી ક્યાં એ ને ક્યાં હું? એને ક્યાંથી ખબર પડી કે હું મુંબઇમાં છું? એણે ક્યાંથી જાણ્યું કે હું ક્યાં રહું છું? એણે ક્યાંથી જાણ્યું કે હું નિશાળમાં છું? એ અતુલા શી ન્યાતની હશે? ગમે તે ન્યાતની હોય! હું ક્યાં ન્યાતને વળગી રહેવા માગું છું? એના ફોટોગ્રાફ ઉપરથી તો એ મારે યોગ્ય જ છે એમ જરૂરજ કહી શકું. ઉમર પણ લગભગ મારા—ના—મારાથી નાની જ છે. નાની ન હોય તો યે શું! સમાન વયસ્ક વચ્ચે નો પ્રેમ સંઘટ્ટ રહે.—પણ—પણ—એ પરણેલી હોય તો? શા માટે મારો મેળાપ એ ઇચ્છે છે? જરૂરજ એણે મને જોયો હશે. મારાથી એ આકર્ષાઈ હશે. અરે ધન્ય છે મારાં ગેટ—અપને.

ધન્ય છે મારાં સ્નો–પાવડર અને સેંટને. અને ધન્ય છે મારા પહેર-વેશને અને મારી છટાને" પ્રસન્ન આમ વિચારમાં ગુલતાન બનતો પોતાના પર ધન્યવાદ વર્ષાવી રહ્યો હતો ત્યાં તો એકાએક બસ અટકી, હો–હો–હો–થઇ–બસનો આચકો અંદર બેઠેલાઓને આવ્યો. પ્રસન્ન બારી આગળ બેઠો હતો. માથું બારીની બાર સાખને અઢેલીને રાખ્યું હતું. આચકો આવતાં તે ઊછળ્યું. બાર સાખ સાથે અફળાયું.

"સુવ્વર. બસ હાકતાં ને થોભાવતાં આવડતું નથી. પ્રસન્ન બબડ્યો.

પણ બિચારો બસ વાળો શું કરે :

પોતે ગ્રાંટરોડ ટર્મીનસ આગળ તો આવી પહોંચ્યો હતો. બારીમાંથી એની નજર હેટવાળાની દુકાન પર પડી. તરતજ નીચે ઊતર્યો. દુકાનમાં ગયો. હેટ વેચાતી લીધી. બહાર નીકળતો હતો.

"મિસ્ટર! તમારી ટોપી !" હેટ વેચનારાએ પ્રસન્નને ટોપી દુકાનમાં મૂકીને જતો જોઇ બૂમ મારી.

"જરૂર નથી. કોઇને આપી દો."

સ્વાબમાં હેટ માથે મૂકી પ્રસન્ને સેંટ વાળો રૂમાલ હવામાં વિજય ધ્વજની જેમ ફરકાવતાં કહ્યું અને નીચે ઊતર્યો.

"હવે ? કયી બાજુ ? હં. ચોપાટી બેન્ડ સ્ટેન્ડ."

વિચાર કરતાં તે દિશા તરફ પ્રસન્ન ચાલ્યો. દશબાર મિનિટ ચાલતાં તેને બેન્ડ સ્ટેન્ડ દેખાયું.

એનું હૃદય ધડકવા લાગ્યું. જેમ જેમ બેન્ડ સ્ટેન્ડ નજીક ગયો તેમ એની આંખો પોતાના મિત્રને શોધવા લાગી.

"આહા ! આવ્યો છે." મિત્રને જોતાં જ પ્રસન્નનું હૃદય વધુ ધડકી ઊઠ્યું, આંખો આનંદથી ચમકવા લાગી. "એ જ

અતુલા." પાસે બેઠેલી યુવતીને જોતાં પ્રસન્ને ધારી નક્કી કરી લીધું.

"કેમ ! ગોવિંદ !"

"ઓહ ! આવી પહોંચ્યો ?" ગોવિંદ ઊભો થઇ પ્રસન્ન સાથે શેકહેન્ડ કરવા લાગ્યો.

"આ મિસ્ટર કુમાર, મર્ચન્ટ પ્રસન્ન કુમાર; આ મિસ અતુલા"

ગોવિંદે ઓળખાણ કરાવી.

ધાર્યું હતું એના કરતાં વધુ સુંદર અને મોહક હોવાથી અતુલા પર પ્રસન્નનાં નયનો સ્થિર ઠરી રહ્યાં. ખરેખર ફ્રોકના પહેરવેશમાં પણ નવયુવતીઓ મોહક નથી લાગતી ! ! ઘુંટણ સુધીનાં ચામડી રંગનાં મોજાં અને એ જ રંગના ઊંચી એડીનાં બુટ, એજ રંગનું ફ્રોક અને તેમાં એવાજ ઘટ્ટ રંગની પાતળી રેખા ! ! ગૌર મુખ પર કાળી ફ્રેઈમનાં 'ગોગલ્સ' શેઇપના ચશ્માંની તેજસ્વિતામાં કાને લટકતાં સુદર્શન ચક્ર સમાં કે અભિમન્યુના કોઠાના આકારસમાં લોલક! ગળામાં 'પ્રેન્ડન્ટ' અને હાથમાં લટકતી પર્સ !! ઓહો ! આતો બોબકટ છે ! ! વાહ ! શું અનુપમ સૌન્દર્ય !! સ્ત્રીઓને ચંદ્ર મુખી કહેનારા કવિઓ ગમાર છે. લંબગોળ મ્હોંને શામાટે ઇંડાંની ઊપમાં નહિ આપતા હોય!! એનાં સાંકડાં કપાળને આકાશગંગાની ઊપમા કેમ નહિ દેતા હોય !! એના બેઠેલા પણ લાલીભર્યા ગાલને ચીરેલા પાકા પોપઇઆ સાથે કેમ સરખાવતા નહિં હોય !! એના પાતળા હોઠને લાલશાહીની રાતી ઇન્ડીપેનની ઊપમા કેમ નહિ આપતા હોય!! બંનેમાંથી અમૃત ઝરે છે ને !! એનાં ચપળ ફરતાં નયન અને કેમેરાનું લેન્સ શું સરખાવવા યોગ્ય નથી? કાળી તીરછી ભમ્મરને ધનુષ્ય સાથે સરખાવવી એતો ભમ્મરનું અપમાન છે. અને એના વાળ!! અહા ! જાણે કેસરનાં વન ઊગ્યાં !! કાળા વાળ તો અનેકના હોય. કેસરી

વાળ તો આનાજ. ખરેખર આવા વાળમાં તો એ સિંહણુશી લાગે. પ્રેમાનંદે જો આ યુવતીને નિહાળી તો શું પણુ ક્ષણુભર જોઈ હોત તો દમયંતીનું કદાપિ પણુ વર્ણન કરત! કાર્તિકસ્વામી જેવો કોઈપણુ ક્ષણુ બ્રહ્મચારી રહેત! સરસ્વતી કુંવારાપણુાનું વ્રત લે છે તે પણુ આવી યુવતીના સૌંદર્યે મહાત થઈ નેજ! અહા!! સાક્ષાત્ ઉષા લાગે છે.

પ્રસન્ન પ્રશંસાના મહાસાગરમાં ડૂબી જતો પાછો સપાટી પર નહિ આવે એવો જાણે ભય લાગ્યો હોય તેમ ગોવિંદ તેની વ્હારે ધાયો.

"એક અનુપમ સુંદરી છે નહિ વારૂ!" પ્રસન્નની પ્રતિ દૃષ્ટિપાત કરતાં ગોવિંદે કહ્યું.

"ખરેખર જ. એનું ઓળખાણુ થવામાં ધન્ય ભાગ્ય છું." પ્રસન્નને હેટ ઉતારવાનું અત્યારે યાદ આવ્યું. ઉત્તરમાં અતુલા મંદ સ્મિત કરતાં નમી. અતુલાએ સ્મિત કીધું. દંતરેખા ચમકી રહી. અનેક હીરાઓ વેરાયા હોય એમ પ્રસન્નને લાગ્યું. એનાં નયન હીરા શોધવા મથ્યાં. ક્યાંથી મળે! જ્યાં એની ઉત્પત્તિ હોય ત્યાં શોધવા જવું પડે? પ્રસન્નની પાસે જ હીરાની ખાણુ હાજર હતી. ફક્ત લઈ શકાતા નહોતા.

"ચાલ જઈએ, ફરીએ." ગોવિંદે કહ્યું.

"ક્યાં!"

"આ—અહિં—પણે—ત્યાં—કેમ! મિસ અતુલા! કોફી પીશો?" ગોવિંદે પૂછ્યું.

હસતી આંખે, મંદ સ્મિતે અતુલાએ હા પાડી.

ત્રણેજણાં સ્ટેન્ડમાંથી નીકળી ફૂટપાથ પર ચાલતાં કેફી રેસ્ટોરાં તરફ ગયાં.



"વિલાસ બ્હેન!"

"કાણુ?" ખુરસી પરથી ઊઠી વિલાસ એકાએક બોલીઊઠી.

"મિત્ર. દોસ્ત"

"નામ?"

"અનન્ત"

અનન્ત! એ કોણ! વિલાસ વિચારમાં પડી. અનન્ત! અને એને મારૂં શું કામ! હું અહિં છું. પૂનેછું એની એને ક્યાંથી ખબર!—પણ મારે શું! મને શો ડર છે! વિચાર કરતી વિલાસે બારણું ઊઘાડ્યું.

"નમસ્તે" અનન્તે દાખલ થતાં મંદ સ્મિત નમન કર્યું.

"નમસ્તે" એકી ટશે જોઈ રહેતાં અનન્તનું ક્ષણમાં નિરીક્ષણ કરતાં વિલાસે ડોકું નમાવ્યું.

"મને નહિ ઓળખ્યો હોય. હું મોહનના મિત્ર—આપને કોલેજમાં—"

"હા. એક બે વખત મેં તમને જોયા છે ખરા. બેસો. આવો." ક્રિયાપદોના ઊલટા પદ—પ્રયોગ કરતાં વિલાસે ખુરશી આપી.

અનન્ત બેઠો. ઓરડામાં વિદ્યુત્ વેગે દૃષ્ટિક્ષેપ કરી લીધો, ક્ષણનું બંન્નેનું મૌન યુગસમું ભાસ્યું.

'તમે કેમ જાણ્યું હું અહિં છું?' એકાએક વિલાસે પૂછ્યું.

'જેની શોધમાં હોઉં તેને હું બનતા સુધી મોડો યા વ્હેલો મળી શકું છું.' અનન્તે સ્મિતભરી નજર નાખતાં ઠરેલ ગંભીર સ્વરે કહ્યું.

"મારામાં એટલો રસ લેવાનું કારણ!"

"કાંઇક સેવા, કાંઇક લાગણી."

"શી સેવા કરવાની છે?"

"મોહનનો હું મિત્ર છું. એણે મને ઘણી આર્થિક સહાય કરી છે. મારે એને નૈતિક સહાય કરવી છે."

"નૈતિક સહાય!" કુતુહલથી વિલાસે દૃષ્ટિ અનન્તનાં મ્હોં પર સ્થિર કરી.

"હા. હું એ શબ્દ પ્રયોગ કરૂં છું."

"તમને એણે આર્થિક સહાય કરી હશે, પણ એનો બદલો નૈતિક સહાયથી શી રીતે અપાય? મોહનલાલમાં અનૈતિક શું છે? નૈતિક સહાય આપવાના હેતુથી તમે શું તેનું અપમાન કરતા નથી? વિલાસે જરા કડકઅવાજે કહ્યું.

"નીતિની ભાવના આ આ યુગમાં સૌ સૌને ફાવે તેવી કરે છે. કુટુંબને ભૂખે મરતું જોઇ કકળતો મનુષ્ય કોઇને લૂંટે તો તે અનીતિ કહેવાશે? પિતાનું ખૂન કરનાર ખૂનીનુ દીકરો ખૂન કરે તો તે અનીતિ કહેવાશે? પરકીયા સ્ત્રીની લાજ લુંટનાર વિષયીને માર મારનાર અનીતિમાન કહેવાશે? તેમજ વ્યભિચારીની વ્યાખ્યા શી? હિન્દુ ધર્મ ખ્રીસ્તી ધર્મ, વિગેરે ધર્મોમાં વ્યભિચાર કોને કહેવાયો છે? એ દ્રષ્ટિ, રાજકીય દ્રષ્ટિએ ન્યાયના કાયદા વ્યભિચાર કોને કહે છે? દ્રૌપદીને પાંચ પતિ હતા એ નીતિ અને રામચંદ્રજીને એકજ પત્ની હતી એ નીતિ કયા પ્રકારની? હિંદુ ધર્મ એ નીતિનો સમન્વય કેવી રીતે કરે છે? કોન્ટ્રા-

કટ લગ્ન વ્યભિચાર ખરો ! કાયદો કરી લોકોમાં રાજ્ય જેને સત્ય ઠેરવે તે નીતિ, બાકીની બધી અનીતિ. એ નીતિ અનીતિનું લક્ષણ છે. મારે મતે અન્યના દિલની લાગણી ખોટી રીતે દુભાવવી અને એ રીતે અન્ય હૃદયની હિંસા કરવી એ અનીતિ છે.'' અનન્તે કહ્યું.

"ખરું અને ખોટું એ સિધ્ધ કરનાર કોણ ! લોકમત કે રૂઢિ કે રાજ્યનો કાયદો. એકની ચીજ બીજો પોતાની માની વાપરી શકે એ બોલ્શેવીઝમની રીતિ આપણે ખોટી માનીએ પણ તે લોકો ખરી માને છે તો પછી અમુકના હૃદયની હિંસા ખરી રીતે યા ખોટી રીતે થઈ એમ કેમ માની શકાય ?'' વિલાસે કહ્યું.

અનન્ત ક્ષણભર મહાત થયો.

"તમને શોધતાં મને આઠેક દિવસ થયા. હજી તમે મોહનલાલ સાથે લગ્ન કીધાં નથી. એથી મને કાંઇક આનંદ થાય છે'' અનન્તે બીજી રીતે વાત છેડી.

"કેમ !"

"એમાં પ્રારબ્ધ કાંઈ જુદું ઇચ્છતું હશે."

વિલાસ અનન્તનો ભાવ કળી શકી નહિં.

"મિસ્ટર અનન્ત ! મારા હાથની માગણી ઘણાએ કરી હશે. હું મોહનલાલની છું અન્યની નથી. સમજ્યા.' વિલાસ ગુસ્સામાં ઊભી થઈ ગઇ.

"તમે મારાં સગાં બ્હેન છો એવી હું પ્રથમથી જ લાગણી અનુભવું છું.'' અનન્તે શાંતિથી કહ્યું.

વિલાસ જોઇ રહી. બેઠી.

"એટલા માટે જ મારે તમને શોધવાનો પરિશ્રમ લેવો પડયો જે લેતાં મને બમણો ઉત્સાહ આવ્યો છે.'' અનન્તે ઉમેર્યું

"તો ઘણું સારું. મારાં લગ્નમાં તમારી સાક્ષી અનુકૂળ થઇ પડશે." વિલાસે કહ્યું.

"ત્યારે તમારા લગ્નમાં કોઈ સાક્ષી મળ્યા નથી તેથી જ લગ્નનો સમય લંબાવો છો નહિ વારૂ."

"મારે કોઈ સાક્ષીની જરૂર નથી. મોહનલાલ સાક્ષી માટે શોધ્યા છે. તમે અનાયાસે આવ્યા છો. તો હવે કાલે લગ્ન કરવામાં વાંધો નથી" વિલાસે કહ્યું.

"તમે ગોવિંદને ઓળખો છો."

"ગોવિંદ—ગોવિંદલાલ શાહ—હા—કેમ !"

"એ તમારા હાથનો ઉમેદવાર છેને !" અનન્તે બોંબ ફેંક્યો.

"શું ?" વિલાસ વાઘણની માફક ઉછળી ઉભી થઇ ગઇ આખું શરીર ક્રૂઝ ઉઠયું. હાથની મુઠ્ઠી વળી ગઇ." ગોવિંદ મારા હાથનો ઉમેદવાર ! ! શા માટે તમારે આવા પ્રશ્ન પૂછવા પડે છે ! મારા લગ્નમાં તમારે સાક્ષી ન રહેવું હોય તો મેં તમને બોલાવ્યા નથી. આ રસ્તો સીધો છે. અહિં આવી મને આવા પ્રશ્ન પૂછવાનો તમને કોઇ અધિકાર નથી."

"તમને હું બ્હેન ગણું છું તેથી જ આવા પત્રો તમને મારે આપવા પડે છે. અને એમાંથી મને કાંઇક એવું સમજાયું તેથી પ્રશ્ન પૂછયા. માઠું લાગ્યું હોય તો માફ કરો." અનન્તે કહ્યું.

"કયા પત્રો, કોના પત્રો, મારે શો સંબંધ છે એ સાથે ?"

"તમને પરણનાર કોણ છે ગોવિન્દ કે મોહન એ મને સમજાયું નહિ તેથી મારે—"

"મિસ્ટર અનન્ત !—"

"ગુસ્સે ન થાઓ. આ મોહનલાલનો પત્ર વાંચો." અનન્તે એક પત્ર વિલાસ આગળ ધર્યો. વિલાસે તિરસ્કારભરી દૃષ્ટિ અનન્ત પર ફેંકી બેપરવાઈથી પત્ર લીધો. અનન્ત સ્થિર શાંતિથી તેના સામું જોઈ રહ્યો. એકની આંખમાંથી વિદ્યુત્ અને બીજાની આંખ માંથી અમૃત—અમૃતનો વિજય થયો. વિદ્યુત્ શાંત થઈ, વિલય પામી. ઊષ્ણદીર્ઘ નિશ્વાસ સાથે શર્મીગઈ. પત્ર વાંચવા માંડયો. વિલાસનું શરીર ક્રમે ક્રમે કંપવા લાગ્યું. આંખોમાં અગ્નિ પ્રકાશવા લાગ્યો. હાથ ધ્રૂજવા લાગ્યો. પગ કંપવા લાગ્યા. અનન્ત નિહાળી રહ્યો.

વિલાસ પત્ર વાંચી રહી. મુઠ્ઠીમાં ચોળી નાખવા જતાં આંખે અંધારાં આવ્યાં. અનન્તે ઊઠી એ નીચે પડે તે પહેલાં પકડી લીધી, ખુરસી પર બેસાડી. પોતે તેની સામે બેઠો. દશેક મિનિટ ગઈ.

વિલાસ સ્વસ્થ થઈ. નિસાસો નાખ્યો. પત્ર પર ફરી દષ્ટિ કરી.

"જૂઠું, તદ્દન જૂઠું, હડહડતું જૂઠું"

"સત્યને જૂઠું માનવા દરેકને છૂટ છે."

"મોહનલાલ આવશે કે તરત જ તે સાબીત કરશે કે આ જૂઠું છે."

"એ હું માનું છું. એ એમજ કહેશે કે આ પત્ર જૂઠો છે, બનાવટી છે. તમારી સાથે લગ્ન કરવાનો એનો હેતુ શુદ્ધ પ્રેમનો નથી એ એમાંથી સાબીત થાય છે. ગોવિંદલાલની સાથે શરત બકી છે તેનાં પરિણામ રૂપ આ લગ્ન છે. તેમજ એવાં લગ્ન બીજાં કરાવી આપવા ગોવિંદ તૈયાર પણ છે એવું પણ આ કાગળ પરથી સિદ્ધ થાય છે. ગોવિંદલાલને મોહને અત્યાર સુધીમાં બેથી ત્રણ હજાર રૂપીઆ બ્લેકમેઇલીંગને અંગે આપ્યા છે જેથી મોહનના પિતા કાંઈપણ જાણે નહિ એ વાત પણ સિદ્ધ થાય છે. ખરેખર, આ બધું જૂઠું છે એમ મોહન તમને કહે એમાં નવાઈ

નથી. કદાચ તમારી સાથે ધણી જેવો સંબંધ રાખી લગ્ન ન કરે એ પણ સંભવિત છે—"

"બસ—અનન્ત—! બસ. શા માટે તમે મેં કલ્પેલા ઉજ્જવળ ભાવી પર આવી વાતોથી કાળાં વાદળ ફેંકો છો! જાઓ, ચાલ્યા જાઓ, મારૂં જે થવાનું હશે તે થશે ને તે હું ભોગવીશ." વિલાસે અકળાતાં કહ્યું.

"તેની મને જરા પણ ના નથી. ફક્ત એટલું જ તમને જણાવવાની જરૂર છે કે કૈતકી બેન વિગેરેનો એને માટે શો અભિપ્રાય છે એ સમજવાની જરૂર છે. તમારી જેમ હું પણ સ્વતંત્ર મગજનોછું. નવા વિચારનોછું પરન્તુ સાચા વ્યક્તિની તપાસ તો પૂરતી કરૂં ખરો." અનન્તે કહ્યું. "છતાં શા માટે મોહન તમને તેના પિતાને ત્યાં લઈ ન ગયો! શા માટે નલિની બેન સાથે તમારો મેળાપ ન કરાવ્યો ને અહિ પૂના લાવ્યો? શા માટે પ્રથમની ગોઠવણ મુજબ ગોવિંદને ત્યાં તમને ન રાખ્યાં.?" અનન્તે મુગી રહેલી વિલાસની વિચારશ્રેણિને નવા પ્રશ્નોથી તોડી નાખી.

"કારણ એટલું જ કે લગ્ન થયા પછી જ મારે તેના બંગલામાં જવું એવી મેં જ સૂચના કરી હતી. ગોવિંદની ઓરડીએ નહિ જાઉં એવું મેં જ તેને કહ્યું હતું." વિલાસે ગૌરવથી કહ્યું.

"ગોવિંદ પરના આ પત્રો મોહન કેવળ વિષયી છે એવું સાબીત નથી કરતા? મોહનનો શુદ્ધ હેતુ લગ્ન કરવાનો જ છે તો શા માટે તેણે તમારી સાથે મુંબઈમાં જ લગ્ન ન કીધાં? શા માટે પૂનામાં આઠ દિવસ થયા છતાં હજી લગ્ન નથી કરતો! એમાં આદમીની જરૂર શી છે?" અનન્તે પૂછ્યું.

એકાએક બારણું ખખડયું. ઉઘડયું. બંનેની નજર બારણા પર ઠરી.

"મોહન! મોહન! વિલાસ દોડતી એકદમ મોહનને વળગી પડી. "મોહન! આ બધું શું છે! શું છે તે મને સત્વર કહો. શા માટે હજી મારી સાથે લગ્ન કરતા નથી! શા માટે તે લંબાવાય છે! શું તમારે મારી સાથે લગ્ન કરવાં નથી? શું મને છેતરવી છે? મારો ભવ બગાડવો છે! મને-મને-" વિલાસ, કોઈ દિવસ ન રડનારી વિલાસ રડી પડી.

"વિલાસ! આપણાં લગ્ન કાલે સવારે જ થશે શાંત થા." અનન્તને જોતાં તથા વિલાસની સ્થિતિ જોતાં શાંતિથી મોહને સમયસૂચકતા વાપરી કહ્યું, "બધી તૈયારી થઈ ગઈ છે. નક્કી થઈ ગયું છે. શા માટે આમ અકળાવું પડયું વારૂ!"

વિલાસ છૂટી થતી, આંખો લૂછતી નિરૂત્તર રહી.

"સમજ્યો. અનન્ત! કેમ અહિં આવવું થયું ભલા! હું-બાપુજીએ તને મોકલ્યો છે ખરું ને!" મોહન અનન્ત તરફ આવતો બોલ્યો.

"ના. મારી મેળે આવ્યો છું. તું કેવા પ્રકારનો સજ્જન છે તેનું વિલાસબેનને ભાન કરાવવા." અનન્તે સક્રોધ કહ્યું.

"અને તે તેં કરાવી દીધું ખરું ને?" મોહને હસતાં પૂછ્યું.

"તારા આ પત્રોથી એની આંખો ખુલ્લી છે ખરી."

"અહાહાહાહા-ક્યા પત્રો! આ પત્રો-" મોહને લેવાનો પ્રયાસ કર્યો.

અનંત ચાલાકીથી પત્રો સેરવી પોતાના ખીસામાં મૂકયા. 'ભલે, તારી પાસે રાખ. મારે શું! એ પત્રો તારા જેવા સાહિત્યકારને કામ લાગશે. એવા બીજા ઘણાયે પત્રો ઊભા કરી માસિકમાં આપીશ તો તારું નામ એકાએક બહાર આવશે. પણ ભલા! શા માટે તું વિલાસ પાછળ પડયો છે? કોઈ કાળે એ તને પરણનારી નથી." મોહને નવો ગોળીબાર કર્યો.

"જેને હું બેન માનું છું તેને હું ન જ પરણું."

"હવે એનો હું જાણું છું. તારા જેવા સાહિત્યકાર બેહેનનો અર્થ શો કરે છે તે. સાહિત્યકારની જીભ ગમે તે બોલે. તેં જ નહોતું કહ્યું કે બેહેન એટલે બે–હેન–બે મુરખી. અહાહાહા. અનન્ત તું વિલાસની છબી ચિતરતો હતો, એના નામની કવિતા લખતો હતો, એને પત્ર લખતો હતો એ બધું ભૂલી ગયો?" મોહન હસી પડયો.

"ચૂપ–જૂઠ્ઠા! તારી પોતાની જાળ મારા પર બિછાવે છે?" અનન્તને એકાએક ગુસ્સો ચઢયો.

"તું કહે તે સાચું. આ પત્રો સાચા. ને હું કહું તે જૂઠું, કેમ કે મેં તને નાણાની મદદ કરી. ઠીક!"

"એજ નાણાંની મદદ મારા હાથને અટકાવે છે નહિ તો–"અનન્તે એ સ્વભાવિક રીતે બાંહ્ય ચઢાવી.

"નહિ તો તું મારૂં ખુન કરી વિલાસને પરણત એમજને! ઓ ગાંડા! તારી કોઈ પણ જાળમાં વિલાસ આવે એવી નથી. એણે નિશ્ચય કર્યો છે તે કાયમનોજ. એ કોઈ કાળે ફરે નહીં. તારો ગજ જરા પણ વાગે એમ નથી."

"તો હું છું ત્યાં સુધી તે લગ્ન થાય નહિ એ પણ ચોકકસ સમજજે." અનંતે કહ્યું.

"એતો જોવાશે. પૂનામાં પોલીસ છે ને અંગ્રેજ સરકારનું રાજ્ય છે." મોહને કહ્યું.

"એમ! તું આ છોકરીનો ભવ બગાડવા જ માગે છે? ઓ મૂર્ખ! તારા બાપે તને નાવારસ કરવ્યાની આ જાહેરાત તેં વાંચી છે ખરી?" અનન્તે છેલ્લો પાસો ફેંકયો.

"એમાં વાંચવાનું છે શું! જેમ તું તારા બાપની પરવા કર્યા વિના ઘર બહાર નીકળ્યો છે તેમ હું નીકળ્યો છું. તું વાંદો છે

હુંપરણેલો છું. તું કમાયછે તેમ હું કમાઇશ, વિલાસ કમાશે. મોજ કરીશું. પછી શું!"

"મોહન!" એકાએક અનન્ત કૂદ્યો! મોહનનું કાંડું પકડી જોરથી પકડ્યું. "આ હદ છોડવી છે કે નહિ? બોલ!"

અનન્તની મજબૂત પકડ મોહન છોડવી ન શક્યો.

"વિલાસને છોડવી છે કે નહિ?" અનન્તે ગર્જના કરી.

"છોડો મોહનને. એ છોડે પણ મારે છૂટા નથી થવું." વિલાસે વચ્ચે ગર્જના કરી.

"થવું પડશે. મોહન! શો જવાબ દે છે." અનન્તે મોહનનો હાથ આમળવા માંડ્યો.

"બોલ! નહિ તો અધમુઓ કરી નાખીશ"

"કોઇ આવો, આવો, પોલીસ! પોલીસ!" વિલાસે બૂમાબૂમ ને દોડાદોડ કરી મૂકી.

માણસો ભેગાં થઇ ગયાં. એક જણ પોલીસને બોલાવી લાવ્યો. "કયા હય, કયા હય" કરતો પોલીસ આવ્યો. મોહનને છોડાવ્યો.

અનન્તને ભાન થયું કે તેણે મોટી ભૂલ કરી હતી.

લોકોનો ગરબડ વધી. એકાએક અવાજ આવ્યો. "અનન્તકુમાર" સર્વેએ પાછળ જોયું, પોલીસ પણ થંભી ગયો.

❧

## પ્રકરણ ૨૨ મું] [અણનમ

આગન્તુકના ઘોર અવાજે લોકો પર અસર કરી. ગંભીર વહેતા પ્રાણીના પ્રબળ વહેળાને માર્ગ આપનાર ડુંગરોની ભેખડોની જેમ લોકો બે બાજુ ખસી ગયા અને ગંગાનાથ અને પાછળ નરોત્તમના મુનીમની આકૃત્તિ આવતી જણાઇ.

" ચાલો, ભાઇઓ! અહિં શું છે! જાઓ. ઘેર જાઓ. ઓહ! જમાદાર સાહેબ!

શું છે! ચાલો, ચાલો ભાઇ! અહિં કાંઇ નથી. ચાલો-ચાલો-મુનીમજી!

"આ જમાદાર સાહેબને ખુશ કરો." ગંગાનાથે કહ્યું.

" અરે પણ મામલા—"

" કુછ નહિ. ભાઇ ભાઇ કી તકરાર હય-ચલીએ-" ગંગાનાથે મુનીમ પાસે જમાદારને લઇ જતાં કહ્યું. લોકો ગરબડ કરતા ચાલવા લાગ્યા. મુનીમ જમાદારને પોતાની સાથે લઇ ગયા.

વિલાસને ન સમજાયું કે ગંગાનાથ ત્યાં કયાંથી આવી ચઢ્યા.

" બેસો. વિલાસબેન! મને ઓચિંતો આવેલો દેખી મુંઝાશો નહિ. અનન્તે મને ગઈ કાલે જ તમારા વિષે તાર કીધો હતો. મને મળ્યો. અનન્તના સ્વભાવ હું સમજું છું. તેમજ એણે કેટલીક વાતો પણ કરી હતી. તેમાં કાગનું બેસવું ને તાડનું પડવું. આ મુનીમ એકાએક આગગાડીમાં ભેગા થઈ જવાથી જરા રોકાણ થયું. વળી આ મકાન શોધતાં પણ વાર લાગી. એવામાં નીચેથી મેં લોકોની ગરબડ સાંભળી. તમારો અવાજ સાંભળ્યો. કલ્પના કીધી ને અહિં

આવ્યો. ચાલો, શાંત થાઓ. બેસો. લ્યો હું પણ બેસું છું.” ગંગાનાથ બીજી ખુરસી ખેંચી લાવી બેઠા.

ક્ષણભર કોઇ બોલ્યું નહિ.

“ અનન્ત ! તમે હાથ ચાલાકી વાપરી હતી કે શું ?” ગંગાનાથે છેવટે પૂછ્યું.

“ મારા મગજપરથી કાબુ ગયો હતો ખરો.” અનન્તે કહ્યું.

“ કદાચ ખૂન પણ કરત નહિ વારુ !” વિલાસે પૂછ્યું.

“ વિલાસ બહેન ! તમને અનન્તનો પરિચય નથી. મને ટૂંક જ પરિચય છે પણ તેમાં તમે બાંધો છો તે અભિપ્રાય કરતાં હું વધુ સારો અભિપ્રાય અનન્ત માટે ધરાવું છું.” ગંગાનાથે કહ્યું.

“ તમારે અને વિલાસને શો સંબંધ છે !” મોહને પૂછ્યું.

“ મારાં કોઈનાં એ બહેનપણી.”

“ હં ”

“ આપને એમ લાગતું હશે કે હું એના હાથનો ઉમેદવાર છું ?”

“ એમ પણ કાં ન હોય !”

“ તો એમાં શો વાંધો છે ?”

“ ગંગાનાથજી !” વિલાસની આંખ કડક થઇ.

“ બહેન ! જે મનુષ્ય જેવો પ્રશ્ન પૂછે તેને તેવો ઉત્તર ઘટે. મારો સ્વભાવ તમને ક્યાં અજાણ્યો છે !” ગંગાનાથે કહ્યું.

“ તો તમે અમારાં પ્રેમ બંધન તોડવા આવ્યા છો એમ જ ને ?” મોહને પૂછ્યું.

“ક્રોધથી એ બંધન તૂટતું નથી” ગંગાનાથે શાંતિથી ઉત્તર દીધો.

“તો પછી”

"અનન્તકુમારને હું એજ સમજાવવા આવ્યો છું કે મોહનલાલ અને વિલાસનો પ્રેમ અખંડ અત્રુટ છે અને તોડવા કોઈનું સામર્થ્ય નથી. અનન્તકુમારે તે તોડવા સાહસ કરવું એ-મૂર્ખતા છે." ગંગાનાથે કહ્યું. અનન્ત ટટ્ટાર થયો. ગંગાનાથ સામું જોઈ રહ્યો.

"અનન્તકુમાર!" ગંગાનાથે આગળ ચલાવ્યું. "તમે સાહિત્યકાર છો. જયા જયન્ત વાંચ્યું છે. એ પ્રેમ બંધન કોઈ તોડી શકયું છે."

"હું એજ કહું છું. મારા બાપુજીએ મને નાવારસ કરવ્યો છે."

"એ હું જાણું છું. મેં પરમ દિવસે જ વીલ વાંચ્યું છે. આ મુનીમ પાસે તેની નકલ છે. શેઠે લખ્યું છે કે પોતાના અવસાન બાદ ઈન્ડીયા બેંક ટ્રસ્ટી તરીકે તમામ મીલકત જાળવે ને નલિની બેનનો ખર્ચ આપે." ગંગાનાથે સ્પષ્ટ કર્યું.

અનન્તને ગંગાનાથની બાજી હવે સમજાવા લાગી.

"મને બાપુજીની પાઈની પરવા નથી. હું તો પ્રેમમાં માનું છું, તેમ વિલાસ પણ પ્રેમમાં જ માને છે. વિલાસ! તું કોને ચાહે છે? મોહનને!" વિલાસે ડોકું પૂર્વ પશ્ચિમ ધૂણાવ્યું.

"તું મારા મ્હોંને ચાહે છે! આંખને ચાહે છે! આ સુકુમાર દેખાતું શરીર તેને ચાહે છે?"

"ના." મંદ અવાજે વિલાસે કહ્યું.

"મારા સેંટ પાઉડરના શોખને મોહી પડી છે?"

"ના."

"તો મારા બાપના બંગલાને! ત્યાંના જાહોજલાલીને?"

"ના."

"તો મને મળવાનો હતો તે વારસાને?"

"નહિ રે તો"

"તો પછી તું કોને ચાહે છે?"

"તમને"

"મને તે કોને? મારી બોલવાની છટાને, મને તે કોને?"

"હૃદયને."

"ગાંડી. હૃદયમાં તો રાઈટ ને લેફ્ટ વેન્ટ્રીકલ્સ છે. લોહીનો પ્રવાહ છે. એને ચાહવાથી શું?"

"જે હૃદયમાં લાગણી છે તે હૃદયને ચાહું છું અને તેથી જ આખુ વેઠી રહી છું."

"ગંગાનાથજી! હવે શો પ્રશ્ન બાકી છે વારુ? ટેબલ પર મોહને કોણી ટેકવી અનન્ત તરફ દ્રષ્ટિપાત ક્ષણિક કીધો અને ગંગાનાથ તરફ દૃષ્ટિ સ્થિર કરી.

"અનન્તકુમાર! બોલો, તમને હવે શી શંકા છે?" ગંગાનાથે ખુમ્પી કીધી.

"આવો પ્રેમ હોય ત્યાં દેહને સ્થાન ન હોય. એવો પ્રેમ હોય તો ત્યાં વિષયનો વિલાસ ન હોય. અને એવાં પ્રેમી જનો હોય તો હું તેમને મારે માથે બેસાડી આનંદે નૃત્ય કરું" અનન્તકુમારે કહ્યું.

"જેથી એ પ્રેમીજનો પડી જાય એમજને?" ગંગાનાથે સ્મિત કરતાં કહ્યું.

"નહિ જ શંકર ગંગાને મસ્તકે રાખે છે તેમ હું એમને મસ્તકે રાખી એમની પૂજા કરું." આદર્શના આવેશમાં અનન્ત આવી ગયો. પણ–"

"પણ–" મોહને પૂછ્યું.

"એમ હોય ત્યારે"

"એમ!" મોહને ગંભીર અવાજે ઉદ્દગાર કાઢયો.

"મોહનલાલ શેઠ !" એકાએક પ્રૌઢ ગાંભીર્ય મુખ પર ધારણ કરતાં ટટ્ટાર થઈ ગંગાનાથ બોલ્યો. વિલાસ પણ ચમકતી તેના સામે જોઈ રહી.

"આપણો આ મેળાપ બીજી વારનો છે. આપ મને બરાબર પિછાનતા નથી. આપને વિષે મેં અનેક વાતો સાંભળી છે, જાણી છે, કેટલીક માની છે કેટલીક અવમાની છે. ગમે તે હોય મને આપને માટે ઊંચો મત છે. આપની શક્તિ માટે પૂર્ણ માન છે. વિલાસ બહેનને તો ઘણા સમયથી પિછાનું છું. એની શક્તિ ખરૂં કહું તો એ પોતે જ પ્રથમ શક્તિ છે." ગંગાનાથથી આવેગમાં ટેબલ પર હાથ ઠોકાઈ ગયો.

"એમ !" મોહને બોલતાં બોલતાં વિલાસના સામે જોયું.

"ગંગાનાથભાઈ અને અમારે-બંને કુટુંબીજનોને ગાઢ પરિચય છે."

"ગંગાનાથભાઈ મારા મોટાભાઈ જેવા છે. અમારે ભાઈ ભાઈ કહો તો એજ."

વિલાસે મોહન પ્રાત દૃષ્ટિ ફેંકતાં શ્વાસ મૂકતાં કહ્યું.

"ધન્ય ભાગ્ય ! ગંગાનાથજી ! મેં-સારી-મારાથી-ના થેન્કયુ. આપ અહિ આવ્યા છો તે સારૂં જ થયું." મોહને કહ્યું.

"સારૂં! નહિ. હું આવ્યો છું તે ઉત્તમ થયું છે એમ માન વાની મને તક આપો. શેઠ! જીવનની ધન્ય ક્ષણો વીતી જાય છે. જુવાની એટલે ઉત્સાહનું પૂર. શક્તિનો બોધ. આવેગનો પ્રવાહ અને મર્દાનગીની ઝડી. જીવનનો આ સમયજ એવો અણમૂલ છે કે તેમાં નથી ચોમાસામાંનાં ક્ષેત્રોની બાલ્યાવસ્થા કે નથી શિયાળાની શિતળતા. જુવાનીનો સમય એટલે વસંતઋતુ, જ્યારે અલબેલી કુદરતમાં પ્રબળ ઝોમ આવે છે.

પ્રાણીમાત્રમાં ઉમંગ ને ઉત્સાહનાં પૂર વહે છે, સૃષ્ટિ નવાંજ

સર્જન સર્જે છે. શેઠ! ઝડપી લ્યો, આંગણે આવેલું યૌવન અને તેની અપરિમિત શકિતનો ઉપયોગ કરવાની તક ઝડપી લ્યો".

ગંગાનાથની વાગ્ધારામાં લેવાતો જતો મોહન કેવળ શ્વાસ નાખી રહ્યો. ત્રણે વ્યકિતનાં છ નયનો ગંગાનાથપર ઠરી રહ્યાં જાણે ષણમુખનાં દ્વાદશ નયનો સંયુકત બનતાં નિહાળી રહ્યાં ન હોય!

" આપને નવાઈ લાગે છે મારા બોલવાથી. નહિ, નવાઇ જેવું કાંઈજ છે નહિ. આજે ભારતવર્ષમાં શેની ઉનતા છે? અંગ્રેજો–પરદેશીઓ હિંદ છોડી જાઓની ઘોષણા શા માટે કરવી પડે છે? સાર્જન્ટ સ્કીમો શા માટે ઘડાય છે? ગુલામીની બેડીમાં હિંદ જકડાયું છે એમ શા માટે ઘોષણાભર્યો આર્તનાદ થાય છે? અહિંસાના સૂત્રે ગૂંથાયલો અસહકારવાદ શા માટે પ્રબળ વેગે ભારતવર્ષમાં દરેક હૃદયમાં પથરાય છે? બોલો! શેઠ! બોલો! વિલાસબેન! કેટલીવાર આપણે ત્યાં આની ચર્ચા થઇ છે તે તમે જાણો છો તો તમે જ કહો!" ગંગાનાથે વિલાસ સામે જોતાં પૂછયું.

"સારીને સાચી કેળવણીને અભાવે." વિલાસે કહ્યું.

" શાબાશ તમને યાદ છે તેથી હું ગૌરવ લઉં છું. બહેન! તમારી શક્તિનું માપ પિતાજીએ તથા ફોઇબાએ શું કાઢયું હતું, યાદ છે? એમણે કહ્યું હતું કે વિલાસમાં એ શક્તિ છે કે જેથી દરેક ગુર્જર સન્નારીમાં તે ઝોમ, ઉત્સાહ પ્રેરી તેમની શક્તિઓ બહાર લાવી શકશે. વત્સલામાં—માં–માં–નથી" એકાએક ગંગાનાથને બોલતાં અચકાતો જોઇ ત્રણે સ્તબ્ધ થતાં એકબીજા પરથી દષ્ટિ ફેરવતાં ગંગાનાથના હૃદયનો ભાવ સમજવા લાગ્યાં, કોઇ કળી શકયું નહિ. ગંગાનાથે ખોંખારો ખાધો.

"હા–હા-એજ શક્તિ વિલાસ બહેનમાં છે" અનન્ત સામે જોતાં ગંગાનાથે આગળ ચલાવ્યું " કે જે શકિતથી બેલાખ

જેટલા શિક્ષક અને શિક્ષિકાઓ જે મળવા માટે સાર્જન્ટ સ્કીમ શંકા ધરાવે છે તે શંકાને દૂર થઈ શકે છે. એજ શક્તિથી વિલાસબ્હેન પોતાનું કામ અને નામ અમર કરી ભારતવર્ષમાં ડંકો વગાડી શકે છે. એજ શક્તિથી લોકને અજાણુ એવાં કુળમાં જન્મેલી પ્રબળ શક્તિ પોતાનાં કૂળને, જ્ઞાતિને, સંબંધીઓને પ્રકાશમાં લાવી શકે છે; એજ પ્રબળ શક્તિ ગુર્જરોનું, ગૂજરાતનું નામ વિશ્વમાં અણુએ અણુમાં ઘોરનાદ કરી રહે એમ કરી શકે છે. વિલાસબેન! તૈયાર થાઓ. જીવનની અણમૂલ ઘડીઓ જવા ના દો. તક મળી છે તે તક જવા ના દો.” ગંગાનાથે અસર-કારક દર્દભર્યા અવાજે કહ્યું.

“ આ બધું શું છે ને તે કેવી રીતે થાય! મને કાંઈ સમજાતું નથી. ” વિલાસે શ્વાસ મૂકતાં કહ્યું.

મોહન ગંગાનાથના ભાષણનું ઊંડાણ માપવા લાગ્યો. અનન્ત પૂતળાની માફક બેઠો રહ્યો.

“ વિલાસબેન ! તમારાં જેવી ચતુર શકિતને સમજવાનું શું બાકી હોય ! તમને ચતુર, ધનવાન, શકિતમાન, બુદ્ધિશાળી, સુશિક્ષિત રક્ષક મળ્યો છે. જયા અને જયન્ત જેવો બંનેનો ગાઢ, અખૂટ પ્રેમ છે. વિલાસબેન! યાદ કરો યૂરોપની શિવલરી, નાઇટહુડના જમાના! એકજ પ્રેમપાત્ર શકિત (સ્ત્રીશક્તિ) ના નામે નાઇટ–પટાવત–વિશ્વમાં સંગ્રામ ખેલતા. એજ સ્ત્રીના પ્રેમના અતુટ બંધન અને એજ સ્ત્રીના નામ અને સૌન્દર્યથી પ્રેરણાનાં પાન પીતો ઉત્સાહભર્યો પટાવત શત્રુઓને સંહાર કરતો, ગરીબોને સહાય કરતો, સત્ય ઉજ્જ્વળ કરતો સૃષ્ટિમાં નામના કરતો. અહીં સમય સંજોગ, બંનેને અનુકૂળ એવી વિપરીત દશા છે. સાર્જન્ટ સ્કીમ માગે છે સ્ત્રી–શક્તિની શિક્ષિકાઓ–જે ભારતવર્ષની ભાવી, મગરૂર બનાવી એવી પ્રજાનાં માનસ અને હૃદયને પારણામાંથી જ પ્રેરણા અને બળનાં પીણાં પાય. તેઓ

એવી ગળથુથી પાય કે જેથી સ્વદેશ શું, ફરજ શું, કાર્ય શું, જીવન હેતુ શું, એ સમજતાં સ્વબુદ્ધિબળે ભારત વર્ષને વિશ્વમોખરે આણતાં, ખરા ભારત સેવક બને." ગંગાનાથે ખુરસીમાં પોતાનું મૂળ સ્થિતિમાં ફેરફાર કરતાં દૃઢ અવાજે કહ્યું.

વિલાસે ફરી શ્વાસ મૂકયો. સાડીનો પાલવ હાથમાં લઇ તેની કિનારી પરના તાર મજબૂત છે કે કેમ તે જોતી, અંગુઠા અને આંગળી વચ્ચે ચકાસતી ગંગાનાથ પ્રતિ દૃષ્ટિ ફેંકી, મોહન તરફ દૃષ્ટિ ફેરવી રહી.

"છતાં સ્ત્રીશકિતને પુરૂષનાં પીઠ બળની આવશ્યકતા નથી એમ નથી. કાષ્ઠ હશે તો અગ્નિની શક્તિ પૂર જોરમાં કામ કરશે. ઘેરાં વાદળોના પટ હશે તો વિદ્યુત્ પ્રપાત કરી શકશે. જડ, સુદૃઢ વૃક્ષો હશે તો વેલીઓ ગગનગામિની થઈ શકશે. વિલાસ બેન ! પુરૂષો, પુરૂષો વિના એ કાર્ય કઠિન છે અને એવો પ્રબળ શક્તિવાન પુરૂષ તમારી પીઠે છે."

"મારે શું કરવું?" યંત્રવત્ મોહને કહ્યું.

"તમારે આ પ્રશ્ન કરવો પડે છે?" ગંગાનાથે આશ્ચર્યભરી દૃષ્ટિ ફેંકતાં કહ્યું.

"મારૂં પીઠબળ કયું? બાપુજીએ નાવારસ ઠેરવ્યો છે. વીલની તમે હમણાંજ વાત કરી. નિર્ધન હું શું કરી શકું?" એટલી જ આશ્ચર્યભરી દૃષ્ટિ ફેંકતાં મોહને કહ્યું.

"તમે વિલાસને આપી શકો છો પ્રેરણા. જયા જયન્તનાં જીવન ગુજારતાં તમે ફેરવાવી શકો છો વીલ–પિતાનાં; નિર્ધનતાના ગર્તમાંથી તમે બહાર આવી પ્રાપ્ત કરી શકોછો સેવા લક્ષ્મીદેવીની. અન્ય; મિત્રજનો ધનાઢ્ય સજ્જનો પાસેથી વહેવડાવી શકો છો લક્ષ્મીનાં ઝરણાંઓ. અનેક સંભાષણ, પ્રવચન, લેખો વગેરેથી પ્રેરણા આપી શકો છો અનેક રીતે શકિતઓને; કૌમારવ્રત સંપૂર્ણ પાળવા મથી રહેલી આર્દ્ર હૃદયની યુવતીઓને માર્ગદર્શન કરતા પહોંચાડી શકો છો સેવા-

ગિરિના ઉન્નત શિખરે. મોહનલાલ શેઠ! કાળા માથાંનો મર્દ શું નથી કરી શકતો! એ કહેશો? દૃઢનિશ્ચયની ભૂમિ, નીડરપણાનું અત્રુટ તીક્ષ્ણ શસ્ત્ર, સુયોજિત યોજનાનું સૈન્ય, બોલો શું કરી નહિ શકે?" મોહનલાલ તરફ દૃષ્ટિ નાખતાં ટેબલ પર કોણી રાખી હથેલી પર મોં ટેકવતાં ગંગાનાથે કહ્યું.

આ બધાનો મૂળ મુદ્દો શું?" મોહને શાંતિથી પૂછ્યું.

"જયા-જયન્ત જેવો તમારો સ્નેહસંબંધ અત્રુટ રહો. તમારાં બંનેનાં પવિત્ર હૃદયલગ્ન અવિચળ રહો. તમારાં બંનેનાં મનોબળ મજબૂત રહો. ધન, જાહોજલાલી, વારસો, વૈભવ, કાર્યક્ષેત્ર, માન, ઈજ્જત, આબરૂ, વિશ્વવ્યાપી ખ્યાતિ એ સર્વે તમારાં જ છે, તમારાં જ હતાં અને તમારાં જ રહેશે એ નિર્વિવાદ છે, એમ હું છાતી ઠોકીને પુકારી પુકારી કહું છું" વાકયે વાકયે અવાજ ઉંચો કરતો છાતી ઠોકતો બોલતો બોલતો ગંગાનાથ ઊભો થઈ ગયો. "ચાલો, તમે બંને મારી સાથે અત્યારે જ અમદાવાદ. મેં આઠ દિવસમાં નહિ પણ પહેલેથી પિતા સાથે વાટાઘાટ કરીને તૈયારીઓ, યોજનાઓ ઘડી છે તે અમલમાં મૂકવા. પિતાજીએ હા પાડી છે. નરોત્તમશેઠે સંગીન આર્થિક સહાય આપવા કબૂલ્યું છે. એ યોજનાને તુરતમાં અમલમાં મૂકવા યોગ્ય સ્થળ મકાન વગેરેની સંપૂર્ણ સગવડ છે. વત્સલા, કેતકીબેન, મંજુલાબેન વિગેરે કાર્યકરો કમર કસી આરંભ કરવા તૈયાર થયાં છે અને મુહૂર્ત પણ નજીક જ છે. ચાલો, વિલાસબેન ચાલો, મોહનલાલ શેઠ!' ઊઠો. વાર ના કરો. મુનીમે આપણી સીટો રીઝર્વ કરાવી છે. ચાલો." ગંગાનાથે ત્વરા કરવા માંડી.

"ગંગાનાથજી! આ બધું કયારે સંભવે?" મોહનલાલે શાંતિથી પ્રથમ વિલાસ તરફ અને પછી ગંગાનાથ સામું જોતાં કહ્યું.

"અત્યારે જ"

"અશકય."

"અશકય? અશકય શબ્દ નેપોલીઅનની ડીક્ષનેરીમાં હોતો જ નથી."

"પાશ્ચાત્ય પ્રદેશનાં અમે નેપોલીઅન નથી. કાલ્પનિક સૃષ્ટિનાં અમે જયા–જયંત નથી. પૌરાણિક સૃષ્ટિનાં અમે વિશ્વામિત્ર અને મેનકા છીએ, હતાં અને રહેવાનાં છીએ, અત્યારે પણ તેમજ રહીએ છીએ." મોહને ઊભા થતાં કહ્યું.

"શું?"

"અમે વિશ્વામિત્ર ને મેનકાનાં જીવન કયારનાં ગાળીએ છીએ. પુરૂરવા અને ઉર્વશીનાં જીવન કયારનાં જીવીએ છીએ; અમારાં જીવન માનવજાતિનાં છે, સંભવિત શક્તિનાં છે કાલ્પનિક ક્ષેત્રોનાં નથી.

"વિલાસ! વિલાસ! શું આ સાચું છે! કૌમારાવસ્થામાં જ પરિણીત જીવન ભોગવ્યાં છે?" ગંગાનાથ ગળગળો થઇ ગયો.

"સ્નેહ લગ્ન વિના દેહ લગ્ન સંભવે છે, પણ દેહલગ્ન વિના સ્નેહલગ્ન સંભવતાં નથી. સંભવે છે એવું કહેનારા જૂઠ્ઠા છે, દંભી છે, પાપી છે." મોહને ગર્જના કીધી.

ગંગાનાથ ડોળા ફાડી હોઠ પીસી રહ્યો.

"વિલાસ બ્હેન! કહો, કહો, કે એવું બન્યું નથી. મોહનલાલની કથની કેવળ મને ઊંધે માર્ગે દોરવવા છે એમ કહો. બોલો, બોલો!" ફરી આજીજી કરતાં ગંગાનાથે ગળગળા અવાજે કહ્યું.

"સિંહના શિકારની આશાએ આવતાં મગતરું પણ મારી ન શકયા હો–ગંગાનાથજી! વિલાસ શું કહી શકે? સત્યથી ઉલટું તો નહિજને!" મોહને હાસ્ય કીધું:

"વિલાસ બહેન એકવાર–એકવાર સ્પષ્ટીકરણ તો કરો!" ફરી ગંગાનાથે આજીજીભરી દૃષ્ટિ નાખતાં વિલાસ તરફ જતાં કહ્યું.

"વિલાસ નીચી દૃષ્ટિ નાખતી પાલવ સંકોરતી મ્હોં ફેરવી મંદગતિએ ચાલવા માંડી.

વિલાસ બહેન! તમે નહિ બોલો તો હું અપવાસ કરવાનો સત્યાગ્રહ કરીશ. બોલો, મોહનલાલ શેઠ સાચું કહે છે?" ગંગાનાથે છેવટે કહ્યું.

"હા" બોલતી વિલાસ અંદરના ઓરડામાં ચાલી ગઈ.

"અહાહાહાહા–અહાહાહાહા–" મોહનના પ્રચંડ હાસ્યથી ઓરડો ગાજી રહ્યો.



"નીરૂ!" સુરેશે બૂમ મારી.

"આ આવી." ધડધડાટ કરતી નીરૂ આવી પહોંચી.

"કોઇ દા'ડો, રાંડ હાથ ટાંટીઆ કટ દઇને ભાંખી નાખવાની છે. પછી પડશે મારી છાતીપર. એવું તે શું છે જે ધડ ધડ કરતાં દોડી આવવું! ધીમેથી ન અવાય?"

અંશુમતિએ પાલવથી હાથ લોતાં લોતાં પાછળ એટલી જ ઝડપથી આવતાં કહ્યું.

"તે તારાથી કાંઇ છાનું નથી. તું યે આવ પણ તારા યે હાથ ટાંટીયાનો મારે પહેલાં વીમો ઉતરાવવો પડશે." સુરેશે આરામ ખુરશીના લાંબા હાથ પર પગ લંબાવતાં કહ્યું.

"હું તે નીરૂ છું કે હાથ ટાંટીઓ ભાગું?"

"ના,રે,ના. તમને શ્રીમતી ને નીરૂ કેમ કહેવાય. આપ શ્રીમતી તો નીરૂની માતા. મતલબ બે નીરૂ. સરવાળો કરીએ તો જો નીરૂ એક હાથને એક ટાંટીઓ ભાગે તો નીરૂની બા બે હાથ, બે ટાંટીઆ ભાંગે. સારાંશ કે—"

"બહુ સારૂ–તમને તો જેમાં ને તેમાં ઉતારી પાડવાની જ ટેવ છે." મ્હોં મચકોડી અંશુમતિ બોલી.

"આ નીરૂની સાક્ષી. નથી દાદરેથી તને નીચે ઊતારી કે—"
"અરે, નીચે ઊતારશો તો આ ઊડતાળીસ વર્ષની ઉંમરે કોઇ તમારા કપાળમાં–માં–"

"હા–કૈંની કામ દે એવું નથી. પણ શ્રીમતિ—"

"શ્રીમતિ તો જે હોય તેને કહો. હું તો અંશુમતિ છું. બોલો, કેમ બૂમ મારો છો?"

"મેં આપને બૂમ મારી જ નથી. મારૂં ગળું આપને બૂમ મારવાની તસ્દી હજી લેવા અશકત છે તેથી પ્રથમ અજમાયશ નીરૂ સાથે કરૂં છું."

"હવે તમારે કામ શું છે તે કહોને! નકામી લપલપ—"

"નીરૂ! મેં તને બોલાવી છે. તારી મા તારી ગરજ સારવા તૈયાર થઈ છે. હવે કહે—"

"ટૂંકે પતાવો ભાઈશાબ, જે કહેવાનું હોય તે કહી નાખો."

"નીરૂ! મેં તને બોલાવી છે માટે તને જ કહીશ. જો, આપણે ત્યાં એક નવું માણસ આવવાનું છે. આજ યા કાલ."

"હેં! મેં કહ્યું તું તે રસોઇઓ!! હાઆઆશ. રસોડામાંથી હવે બહાર તો નીકળાશે."

"તું–તમે–આપ કયાં રસોડામાં છો?"

"અરે એતો તમે લાકડાંનો ધુમાડો ખાઓ ત્યારે ખરા. નથી ખુરશી પર બેસી રૂઆબ કરવાના–હા. ચપ લઇને તનખો ઉડે કે ટપ લઇને ઊની થાળી અડકે કે ડબ લઇને છાંટો ઊડે. જોયા, આ મારા હાથ, દઝાયાની કેટલી નિશાની છે! ભાઈ સાહેબને ખાવી હોય વેડમી પણ ખબર છે કે પુરણ કરતાં આ હાથ પૂરા થઈ જાય છે તે!"

"આઇસી, શ્રીમતીની વર્ષગાંઠે મેં બાસુદી તૈયાર લાવવાની કહી હતી ને શ્રીમતિને વેડમીનો ચટાકો લાગ્યો હતો તેના આ ટ્રેઇડ માર્ક છે!!"

"જેમાંને તેમાં આડાજ બાઝવું. બોલો, રસોઇઓ કયારે આવવાનો છે? કયાંનો છે! નામ શું છે! કેવડો છે! પરણેલો છે! કુંવારો છે!" અંશુમતિને તાલાવેલી લાગી.

"કેમ! તમારે પુનર્લગ્ન કરવું છે!"

"હાય-હાય-ઓ મારે! આ—આતે-તમને પરમેશ્વરે જીભ આપી છે કે—કે—કે—કે"

"એમાં કાંઈ હાય, હાય કરવાની જરૂર નથી. પેલી વિલાસ સ્ત્રી અને છોકરાંવાળા પુરૂષને પરણે તો આ નવો રિવાજ—એક સ્ત્રી, છતે પુરૂષે બે પંચમાંશ દ્રૌપદી બને તો શું ખોટું!"

"તમારી જીભ બંધ કરો નહિ તો દાદરેથી ભુસ્કો મારીશ". ખીજવાઈને અંશુમતિએ કહ્યું. "આવનાર રસોઈઆની તપાસ ના થાય?"

"નીરૂનો વર શોધી આપનારને તેના વર વિષે જેવા પ્રશ્ન પૂછાય તેવા આપે મને પૂછયા એટલે શંકા થઈ."

"હવે તમારે કેવું છે કે દાદર માપું?"

"આપણા ઘરના દાદરની લંબાઈ સોળ ફુટની છે. દાદર સ્ટેશનની લંબાઇ બી. બી. સી. આઈમાંથી પૂછાવું ને તમને કમરે દાદર થઈ હોય તો તે વર્તુલ આકાર હોવાથી તેનો પરિઘ માપવા ત્રિજ્યાને બેવડી કરવી પડશે" ગંભીર દ્દષ્ટિથી સુરેશે કહ્યું.

"મારે જયા કે દયા કોઇનું કામ નથી. કોણ આવવાનું છે તે કહો. તેણે રસોઈ બરાબર, હું કહું તેવી રીતે, તેવી ચોકખાઇથી–

"હા"–

"તેવી ઢબથી, તેવા મસાલા નાખીને, કહું તેટલે વાગે રસોઈ તૈયાર કરવી જોઈએ.

"આવનાર વ્યક્તિ તે કબૂલશે કે કેમ તે વિષે મહા શંકા છે.

"પગાર શો લેશે?"

" પગાર તો તે જાણે ને તું જાણે. કદાચ નયે લે. કદાચ બધું જ ઘર લઈ જાય."

" બળ્યું, તમારી જીભ પરમેશ્વરે કયાં છાણ માટીમાંથી ઘડી છે તે સમજાતું નથી. સીધો ઉત્તર જ નહિ !"

" તારે શું કરું. આ કાગળમાં એની ઉંચાઇ, જાડાઈ, પાતળાઇ, વજન, નામ, ઠામ કાંઇ લખ્યું નથી. જાત, ગામ ન્યાત પણ લખી નથી."

" હેં ! તો પર ન્યાતનો રસોઈઓ મારે શા કામનો".

" એ તો તારા ચિરંજીવી ભાઈ પ્રસન્નકુમાર મર્ચંટ આવે ત્યારે પૂછજે."

" પ્રસન્ન આવે છે! કયારે, કઈ ગાડીએ, કેટલે વાગે ! આજે કે કાલે! નીરૂ! જા જલ્દી સાવરણી લે. એનો ઓરડો વાળી નાખ. પાણીની ગોળીભર. એનાં ધોતીઆં કલ્લાં કરીને મૂક–"

" ધોતીઆં નહિ લેંઘા સુરેશે સુધાર્યું.

" વચ્ચે ન બોલો, ભૂલ પડે છે.–હં–શું–તો–હં ને ગોખલામાં એને માટે આરસી, હેર ઓઇલ ને–ને હં–ટુવાલ"

" ને નીરૂની ભાભી માટે–પફ પાઉડર, સ્નો, લિપ સ્ટીક, લાલી—"

" શું–શું–શું ? " અંશુમતિ ગર્જના કરી ઉઠી. "નીરૂની ભાભી–નીરૂની, આ મારા નીરૂની ભાભી! પ્રસન્નની વહુ–હે–શું–ખરૂં! પ્રસન્ન પરણ્યો ?" અંશુમતિ એકાએક શ્વાસ લઇ રહી, " શું કહો છો ?"

"–ને ભાભી તે કેવી ! નીરૂ ! ભાભી તે કેવી કે ઘરમાં પગ મૂકતાં અજવાળાં કરે. રસોડામાં જતાં અંધારાં કરે. દાદર ચઢતાં નવા દાદર લાવે અને–કોયલના મધુર સ્વરે–ઓહ ! યસ–નો–નોટ, થેંક,યુ ઓહ યસ. અરે તારી માનો હવે ભભકો તો જોજે" સુરેશે ઠંડે અવાજે કહ્યું.

"તમે આવું બોલો છો ને મારા જીવના કકડા થઇ જાય છે."

"કાંઈ નહિ. કાલેજ સીંગરનું મશીન રીપેર થઇ આવ્યું છે."

"અરે, પણ ચોકખું કહો તો ખરા કે પ્રસન્નની વહુ આવી કયાંથી?"

"આપ એ વહુનાં અપૂજ્ય સાસુજી થયાં ત્યારથી."

"હું સાસુજી તો તમે સસરાજી નહિ?"

"નહિરતો. તમને જે માનમર્તબો, ઇજ્જત આબરૂ, ખાન-દાનીની લ્હાણી તમારા લાડકવાયા ચિરંજીવી પુત્રથી પ્રાપ્ત થાય તેમાં મારે હિસ્સો રાખવો અને તમારો જન્મસિદ્ધ હક્ક ઝુંટવી લેવો એ પ્રકારનો અનર્થ કરવામાં હું સર્વદા વિરૂદ્ધ છું." સુરેશે ઊભા થતાં કહ્યું

"તમે તે આમને આમ મારો કોક દિવસ જીવ લેનારા છો."

"હું ડોકટર નથી. ખાટકી નથી. લશ્કરી સિપાઈ નથી. ડાકુ નથી. ફક્ત તમને પરણી તમારો ધણી આઇ મીન હસબન્ડ કહેવડાવવાનું માન પ્રાપ્ત કરૂં છું. બાકી રાજ્યમાન રાજેશ્રી પ્રસન્ન-કુમાર અને તેમના બેટર હાફ મિસ અને ભાવિનાં મિસિસ અતુલા બંને તમારે સ્વાધિન જ થવાનાં છે."

"એમ એનું નામ અતુલા છે, વાહ, ફક્કડ નામ. કોની દીકરી છે? એનો બાપ શું કરે છે! માનું શું નામ છે? શું ભણી છે? દેખાવડી છે? ગોરી છે? હેં-બોલોને." જરા ચીડાતી છણકો કરતી અંશુમતિ બોલી.

"હું એથી તદ્દન અજાણ છું. પ્રસન્ન કાલે આવે છે. સાથે નીરૂની ભાભી, તારી કુલવધુ ને પ્રસન્નની બેટરહાફ, અતુલા આવે છે. આટલી ખબર છે.

" મને પૂછ્યા વિના પ્રસન્ન પરણે જ નહિ. જૂઠું. મને ખાસ ચીઢવવાને તમે આ યુક્તિ રચી છે. હું જાણું છું કે મને ચીઢવવામાં તમને ખૂબ જ રસ પડે છે."

" ન માનો તો આપની મરજી. આપણે તો પુત્રનો હુકમ માની તેની વહાલી માતાને ખબર આપી.

" ક્યાં છે કાગળ ?"

" તાર છે."

" તાર !"

" વાંચો. લો."

" મારૂં કપાળ વાંચું. કહ્યું'તું કે અંગ્રેજી શીખવો. ન શીખવ્યું પછી શું વાંચું."

" સાંભળો. Arriving tomorrow mail with Miss Atula my better half make preparations for hot reception."

" એટલે ?"

" આવીએ છીએ કાલે મેલમાં સવારે. સાથે મિસ અતુલા મારી બેટર હાફ—'

" એટલે"

" બે–ટ–ર–હાફ–વધારે સારાનું અડધું."

" મુઈ હું તમને ક્યાંથી પરણી."

" સ્વર્ગમાં કાગળ લખી માતુશ્રીને તથા પિતાશ્રીને પૂછાવી જો."

" વારૂ–બેટર હાફ એટલે–તમે કહ્યું છે ને–હાં–વહુ એમ જ ને."

"અરે, રંગ છે રે મિસિસ અંશુમતિ !" સુરેશ ઉભો થઇ ગયો.

"કેવાક છો-આ નીરૂ અહિં ઉભી છે તેનું ય ભાન નથી. ને બોલ્યા મારૂં નામ."

"નીરૂએ કાનમાં આંગળી નાખી છે તેથી વાંધો નથી."

"વારૂ." તોછડાઇથી "પછી? તારમાં બીજુ શું છે?'

"હં. સાથે મિસ અતુલા-મારી બેટર હાફ-કરો તૈયારી ગરમાગરમ આવકારની"

"ગરમા ગરમ આવકાર?"

"મને એજ ચિંતા છે કે ગરમાગરમ આવકારથી ભાઈ પ્રસન્નકુમાર મર્ચન્ટ દાઝી જશે તો નહિ ને!'

'ટુંકમાં-અતુલા કોણ છે તે એણે લખ્યું નથી એમ જ ને.'

'હા. એમજ."

"ઠીક છે. આવવા દો. આવશે એટલે ખબર તો પડશે જ ને! હું છું ને એ છે. વાંકીચૂંકી ચાલશે તો મારો ઝપાટો જોતાં ઠંડીગાર. ને સીધી ચાલશે તો શું બોલવું તે અંશુમતિને સૂઝયું નહિ.

"શ્રીમતિ! તમારે સાસુ બની અધિકાર અજમાવવા માટે જે તક તમારા રાજમાન રાજેશ્રી પ્રસન્નકુમારે આપી છે તે માટે હું તમને અભિનંદન આપું છું." સુરેશે. કહ્યું.

"હવે તમે મને ખૂબ જ અકળાવી નાખો છો. તારો... તારો પ્રસન્નકુમાર શું તમારો તમારો નહિ! તમે એના પિતા નહિ, ફાધર નહિ? ને વળી બાપતે દીકરાને રાજમાન રાજેશ્રી કહે! શા માટે આવું આવું બોલી અકળાવો છો." અંસુમતિની આંખમાં પાણી આવી ગયાં.

'તમે સ્ત્રી છો એ હવે તમારી આંખોએ સાબીત કીધું. ચાલો. હું ઉત્તર આપું, બિરાજો, આ તમારા-સોરી આપણા પ્રસન્નભાઇની સંપૂર્ણ હકીકત આ મૂળશંકરના પત્રમાં છે. ચ્હા પીઓ. જમો ને નિરાંતે વાંચો." સુરેશે કહ્યું.

"અત્યારે કેમ નહિ? લાવો. " અંશુમતિએ આંખો લૂછતાં કહ્યું.

" જો ઊતાવળ જરાપણ કરવાની નથી. નીરૂ ચ્હા લાવ. એકવાર ઊની ચ્હા પી, તારી માને જરા ઠંડી થવા દે." સુરેશે શાંતિથી કહ્યું.

નીરૂ ચ્હા લાવી.



"કેમ વાંચ્યો ?" ચ્હા પી અંશુમતિ કાગળ વાંચી રહી. એટલે સુરેશે પૂછ્યું.

"એમાં વાંક મારો તો જરાયે નથી. છોકરાને કેળવણી બાપની ને દીકરીને માની. જોયું.! નીરૂ કેવી સડસડાટ ચાલે છે ?" અંશુમતિએ કહ્યું.

"પ્રસન્ન જનમ્યા પછી આ ઘરમાં મારી પાસે કેટલો વખત રહ્યો.?"

"તેમાં શું, પણ છોકરો તો તમારો ને! છોકરામાં બાપના ગુણ ઊતરે."

"મારા કયા કયા ગુણ પ્રસન્નમાં છે તે જરા ગણાવો—ચાલો. ગુણ–૧—"

"હઠ. ચીઢવવું, દયા ન બતાવવી, ધાર્યું કરવું વિગેરે વિગેરે એક તો શું અનેક ગુણ છે." અંશુમતિએ કહ્યું.

"શાળામાં મુખ્ય શિક્ષકની સામા થવું એ મારો ગુણ ખરૂં ને! ઘરમાં નોકર રાખવો—માણસ એક—છતાં પગાર આપવો વીસ રૂપીઆનો—એ—"

"તે શું થાક્યો પાક્યો આવે ને હાથે કામ કરે ?"

"તે એકલાને કામ ઘણું ખરૂં ને. જમવાનું લોજમાં ને ૧૦ ફૂટ અને ૧૨ ફુટના બંગલાના અનેક ઓરડામાં ઝાડુ કાઢવું, એ બંગલામાં માય નહિ એટલાં માણસોનાં કપડાં ધોવાનાં, બે ચાર કુંડી વાસણ માંજવાનાં એટલે ભાઇએ રૂા. ૨૦ નો નોકર

રાખવો જોઇએ. રૂા. ૬૦નો પગાર તેમાં વીસ નોકરના, ચાળીસ ભોજનના, દસ ધોબીના, પંદર પાન બીડી સીગરેટ હેર ઓઇલ સ્નો વિગેરેના, દશ સિનેમા, પંદર વીસ ગાડીના, દર મહિને નવા સૂટના પચીસ એમ એમ–પાછાં મિસ અતુલા માટે રેસ્ટોરાં, બેન્ડ સ્ટેન્ડ, ટેક્ષી વિગેરેના વીસેક, બાકી પરચુરણ થોડાક એમ બધું મળી રૂા. સો એક થાય જ. ગોવિંદ જેવા મશહુર સાહુકાર એને રૂપીઆ ધીરે અને એમ ત્રણ માસમાં રૂપીઆ ત્રણસો કર્જના થાય એ બધા ગુણ મારા. મોશાળમાં ઊછર્યો તેનું કાંઈ નહિ. ભાઇ, ભાઇ કહી મ્હોં માગ્યું ભાઇને આપ શ્રીમતીએ આપ્યાં કીધું તેનું કાંઇ નહિ. નીરૂ! ભાઈની પથારી ઊઠાવ. નીરૂ! ભાઇને ઊઠાડ. નીરૂ! ભાઇને માટે દાતણ પાણી. મૂક, નીરૂ! ભાઇને ચ્હા આપ. નીરૂ! ભાઈના પ્યાલા રકાબી લઈ લે. નીરૂ! ભાઇને કળસીએ જવા પાણી આપ. મફતનાં પાણી જેવી નીરૂ મળી, ને ભાઈ મોલાદાટ કોહીનૂરના હીરા જેવા પ્રાપ્ત થાય એટલે–"

"તે તમારે કાંઈ ન કરવું હોય તો ના કરજો. મારે તો એકનો એક દીકરો છે. ભલે, જૂદો રહેશે. નહિ માગે તમારી પાસે પાઇ પણ પછી કાંઈ?" અંશુમતિએ કહ્યું.

"છતાં રૂપીઆ પાંચસો માગે છે. તે મેં નથી મોકલ્યા એટલે ભાઇ, શ્રીમતી મિસ અતુલા, બેટરહાફ, સાથે અહિં આવે છે." સુરેશે કહ્યું.

"તે અહિં આવશે એટલે આમ ચપટીમાં સમજાવી દઈશ." અંશુમતિએ ચપટી વગાડી લહેકો કરતાં કહ્યું.

"તો હું આપનો જરૂર જ આભાર માનીશ. ચાલો, એક વાતનું નિરાકરણ થયું. હવે બીજી વાત, મિસ અતુલા બેટરહાફ–ભૂલ્યો, આપનાં કુલવધુ માટે જમવા ખાવાની ગોઠવણ ક્યાં કરીશું?" સુરેશે પૂછ્યું.

"કેમ! એ વળી સવાલ કેવો! અહિં, ઘરમાં જ. આપણી સાથે જ. રસોડામાં" સુરેશની મંદબુદ્ધિ પ્રતિ અણગમો બતાવતાં અંશુમતિએ કહ્યું.

"એમાં કદાચ વાંધો આવશે."

"કેમ!"

"મિસ અતુલા બેટરહાફ–"

"આખો દહાડો બેટરહાફ ના બોલો. મારૂં મગજ પાકી જાય છે."

"મિસ અતુલાને રેસ્ટોરાં સિવાય જમવાનું પસંદ નથી."

"શું? ટોરાં! –ટીંડોરાં! –એ તો બજારમાં બહુ મળે છે. એમાં મુઝવણ શી છે?" અંશુમતિને પતિના આવા અજ્ઞાન માટે તિરસ્કાર ઉપજ્યો.

સુરેશને હસવું આવી ગયું.

"હસો છો શું! કાલે જ નાથુ દોઢ આને શેર કાચી કેરી જેવાં ટીંડોરાં લાવ્યો છે. બતાવું! નીરૂ, જા તો–" અંશુમતિએ વાગ્ધારા છોડવા પ્રયાસ કર્યો.

"એ હું જાણું છું. મેં કાચી કેરી જેવાં ટીંડોરાં જોયાં છે એમાંનાં અડધો અડધ સડેલાં ડંખવાળાં હતાં, બાકીનાં લાલચોળ કસુંબા જેવાં સુંદર ને મોહક હતાં તે બધાં ઓટલાને ખૂણે બહાર પડયાં હશે કે ગાયના પેટમાં પચતાં હશે." સુરેશે કહ્યું.

"શું! ગાયને ખવડાવી દીધાં! હાયરે તમે તે ધણી– તમે પુરૂષો ઘર નામે ચલાવી ના શકો. આના ત્રણનું નુકશાન, પછી કહે છે કે કસર કર. શું મારૂં કપાળ કરે! હવે ટીંડોરાં–"

"શ્રીમતિ! મિસ અતુલાને ટીંડોરાં પસંદ જ નથી."

"કેમ! હમણાં તો તમે કહ્યું કે ટીંડોરાં વિના એને ચાલતું જ નથી."

" હા– પાકા લખલખતાં ટીંડોરા જેવા એમના હોઠ છે એથી તેમને ટીંડોરાં પસંદ નથી. એમને તો રે–સ્ટો–રાં પસંદ છે."

" એ–શું, રે–રે–શું ?"

" ઘરમાં એ જમતાં નથી પણ પારસી, મુસલમાન કે ઇરાની હોટેલમાં જમે છે."

" હેં– જુઠું– જુઠું– શા માટે બાપ થઈ તમે પ્રસન્નને હલકો પાડો છો. મારો પ્રસન્ન આવી વહુ ગોતે જ નહિ."

" વારૂ. આ કાગળ બીજો છે તે વાંચો."

અંશુમતિએ મૂળશંકરે લખેલો બીજો કાગળ વાંચવા માંડયો.

" એ કાગળ વાંચતાં ચશ્માની જરૂર પડશે. નીરૂ —!"

" તમારે મને કાગળ વાંચવા દેવો છે!" અંશુમતિનો મિજાજ ગયો.

પ્રશ્નના જવાબમાં સુરેશે સિલિંગ સામે જોયું.

" નીરૂ! તું રસોઇ કરવા માંડ. મારે આજે વેડમી ખાવી છે." સુરેશે કહ્યું.

" વેડમી કાલે–પ્રસન્ન આવે ત્યારે." કાગળ વાંચતાં અંશુમતિએ કહ્યું. " દાળ, મૂક "

" કાલે તો કંસાર–વહુ આવે છે ને."

" હવે હું અહીંથી—વાંચવા દોને–" મહોં કટાણું કરી હાથ પછાડતી અંશુમતિ બોલી.

" ઠીક તું વાંચ–એટલામાં હું આ છબી જોઈ લઉં." સુરેશે ખીસ્સામાંથી છબી કાઢી.

" કોની છે ભઈ!" નીરૂ રસોડામાંથી દોડી આવી.

" તારાં ભાભીની "

"શું! પ્રસન્નની વહુની! લાવો, લાવો-જોઉં તો ખરી–"

"તું કાગળ તો વાંચી લે."

"તો વાંચી રહ્યા વિના છબી શા માટે કાઢી?"

"મારે જોવી હતી. કેમકે તું એને માટે સાડીની ગોઠવણ કરવા માગતી હોય તો તેની જરૂર નથી કેમકે તે સાડી, ઘાઘરો કે બ્લાઉઝ પહેરતી નથી." સુરેશે કહ્યું.

"શું–શું!" અંશુમતિ ઊભી થઇ ગઈ. તમારૂં તે મગજ ઠેકાણે છે! બૈરી જાત થઇ શું લેંઘો કે ધોતીઉં પહેરે છે?"

"નાજી–એઓ શ્રીમતી ફક્ત ફ્રેન્સીકટનાં ફ્રોક જ પહેરે છે ને તે પણ રેશમી હશે એવું આ ફોટા પરથી લાગે છે."

"મને એક દમ છબી જોવા દો." અંશુમતિની અધીરાઇની હદ વળી ગઈ.

"ઊભી રહે. વિશેષમાં તેમને ઘરેણાંની જરૂર નથી. ફક્ત રિસ્ટવૉચની જરૂર છે. કાને બુટ્ટિની જરૂર નથી ફક્ત મોતીનાં લોલક જ જોઇએ છે ને માથે વેણીની જરાપણ આવશ્યકતા નથી કેમકે તેઓ શ્રીમતી બૉબ્ડહેર રાખે છે."

"શું! શું! શું! શું!" બૉબ્ડેર–મને જોવા દો." અંશુમતિએ છબી પર હુમલો કર્યો.

"બૉબ્ડ હેર એટલે માથાનો અંબોડો હોય જ નહિ. મારા જેવા માથે વાળ ગુચ્છાવાળ, બોચી સુધીના." સુરેશે શાંતિથી કહ્યું.

"પણ જોવા તો દો–"

"–લ્યો, નિહાળો–કુળવધુને" સુરેશે છબી આપી. મિસ અતુલાની છબી જોતી અંશુમતિ આંખો પહોળી કરી બેસી રહી. થોડીવારે–"પણ તમે—"

સામે ખુરશી પર સુરેશને કહેવા જાય છે પણ જાણે વાયુ રૂપ થઇ સુરેશ ઉઠી ગયો હોય તેમ ખુરશી ખાલી હતી. તેનું ભાન થતાં અંશુમતિ ઊભી થઈ. દાદરનાં છેલ્લાં ત્રણ પગથિયાં કોઇ ઉતર્યું.

“ અરે–ઊભા રહો–સાંભળો છો–જરા–અરે—” જવાબમાં બારણું બંધ થતાં ચુંઉંઉંઉં અવાજ કરીને બોલ્યું. તેજ વખતે નીરૂ બોલી.

“ ભઈ ઑફિસ ગયા.”

અંશુમતિ છબી જોતી ખુરશી પર બેસી ગઇ. આંખો-માંથી આંસુની ધારા વહેવા લાગી.

નીરૂની આંખમાં પણ પાણી આવી ગયાં.

“ બા બા! આ–મારાં ભાભી !–આવાં–આંવાં-ગંદા!”

એ અંશુમતિને વળગી પડી.



" કાઠીયાવાડમેલ બે કલાક મોડો. મેલ છતાં મોડો ! મેલ છતાં ભરચક ! મેલ શા માટે ટાઇમસર ના હોય. બી.બી. એન્ડ સી. આઈ પણ બાપુ ગાડી બની ગઈ ! !

"પંક્ચ્યુઆલીટી' વખતસરપણું– નામ નિશાન નથી. અને પછી આ ગાડી કહે કે હું શા માટે પાછી પડું? ડેમ, નોન્સન્સ". આ વિચાર પ્રસન્નકુમારના ખીલેલા મગજમાં ઘૂમતા હતા.

નીરૂ બારીએ બબ્બે મિનિટે ડોકિયાં કરતી હતી. ગાડીનો અવાજ આવે કે ભાઈ આવ્યા. કાંઈ ખડખડાટ થાય કે કોણ કોણ, બૂમ મારે. એને મન ભાઇ આવવાનો આનંદ હતો.

છેવટે ગાડી ગડગડી. ઘોડો ઠબ ઉભો રહ્યો. ગાડીવાળો ફટ ઉતર્યો. ચટ દઈને ગાડીનું બારણું ખોલ્યું. ચપ લઈને એક વ્યક્તિ ઉતરી.

" નાથુ ! દોડ ભાઈની ટ્રંક લાવ" હુકમ કરતી અંશુમતિ બારીએ વહુનું મુખ જોવા દોડી. ધડધડાટ કરતો નાથુ ઉતર્યો.

" આપને ગાડીવાળાને" પ્રસન્નનો અવાજ સંભળાયો તેની સાથે જ ખણુણુણ રૂપીઆનો અવાજ પણ થયો.

નીરૂ દાદર તરફ દોડી.

અંશુમતિ પણ દાદર તરફ ગઇ.

પ્રસન્ન ઉપર આવ્યો. !

નીરૂ તેના સામે જોઇ રહી.

અંશુમતી પ્રસન્નની પાછળ જોઈ રહી. કોઈ દેખાયું નહીં

"અતુલા ! ઉપર આવ બા. શરમાઇએ નહિ." અંશુમતિ બોલી.

" અતુલા! અતુલા કેવી ! " પ્રસન્ને એકદમ માની તરફ ફરીને કહ્યું.

" કેમ—તારી વહુ–તેં તારમાં લખ્યું હતું ને :" અંશુમતીએ સાશ્ચર્ય કહ્યું.

" તે અતુલા નવરી નથી અહિં આવવાને. હં–અતુલા ને તે–તે વળી આ ઘરમાં " હેટ ટેબલ પર પછાડતાં ખુરશી પર બેસતાં પ્રસન્ને કહ્યું. નીરૂને હેટની દયા આવી. ટેબલ પરથી લઇ પંપાળી ખીંટીએ ટાંગી. હેટને નીરૂનો સ્પર્શ ના ગમ્યો. ખીંટી સાથે અસહકાર કીધો. પૃથ્વી માને ખોળે નીરાંતે સૂતી.

" ઇડીયટ " પ્રસન્ને ઉભા થઈ હેટ લઇ ટેબલ પર મૂકી.

" નીરૂ ! મોવીદાટ હેટને તું— "

નીરૂ આઘી ખસી બારણા આગળ જઇ ઉભી રહી.

" હં–ત્યારે તું એકલોજ આવ્યો. ? "

" સાંજની ગાડીએ જવાનો છું. " કોટ કાઢી ટેબલ પર મૂકતાં પ્રસન્ને કહ્યું.

" આજ આવ્યો ને આજ જવાનો છે ! ઉનાળાની રજા પડી નથી ? " અંશુમતિએ પૂછ્યું.

" તે કોણ આ ગટરખાનામાં પડી રહે. મિસ અતુલા સાથે માથેરાન જવાનું છે. હં—ભઇ ક્યાં છે ?" પ્રસન્ને પૂછ્યું.

" નીરૂ !ભાઇને ચ્હા કરી આપ. " અંશુમતીએ કહ્યું.

"ચ્હા નથી પીવી. આઇ ડોન્ટ લાઈક ધી ગટર કલાસ ટી. ભઈ ક્યાં છે! મારે કામ ભઇનું છે." પ્રસન્ને કડકાઇથી કહ્યું.

"સાંભળો છો! જાણો છો!—પ્રસન્ન આવ્યો છે." અંશુમતિએ બૂમ મારી.

"ભલે." ઉપરથી જવાબ આવ્યો.

"તે નીચે આવોને. તમારૂં એને કામ છે." અંશુમતિએ દાદર આગળ જઈ કહ્યું.

"ભઈ! આઇ વોન્ટ યુ એટવન્સ. જલ્દી આવો કામ છે." "પ્રસન્ને કહ્યું.

"જરા શ્વાસ તો ખા. આવે છે, કામ પૂરૂં કરીને આવશે. બેસ. ખમીસ કાઢ, લેંઘો બદલ, મ્હોં ધો, ચ્હા પી."

"મારે સૌથી પહેલું કામ મારું કરવાનું છે. સારૂં થયું અતુલાને સાથે ન લાવ્યો. નહિ તો ફજેતીના ફાળકા જ થાતને!" પ્રસન્ને કહ્યું.

"શી ન્યાતની છે!" અંશુમતિએ પૂછ્યું.

"ન્યાત! હં. ન્યાત પૂછે છે. અતુલાને તે ન્યાત હોતી હશે! ન્યાત કેવી?" પ્રસન્ને માને નવો પ્રશ્ન પૂછ્યો.

"કેમ! વાણીઆ. એ મોઢ છે, મેવાડા છે, પોરવાડ છે, નીમા છે, ખડાયતા છે–"

"ના એ નથી ને યા એ નથી. પણ તે-ભઈ! તમે આવો છો કે હું જાઉં?"

"ધીરે ધીરે, વાદળ!–" ઉપરથી ચાલતાં પગલાંનો કંઠમાંથી નીકળતા સૂરનો મિશ્ર અવાજ આવ્યો.

"તમારે ઉપર ગાયાં જ કરવું છે કે પ્રસન્ન બોલાવે છે તેને આવી જવાબ દેવો છે?" અંશુમતિએ કહ્યું.

"તેરા બુલબુલ સો રહા હય–તેરા બુલબુલ–"

"નીચે નથી આવવું ?" અંશુમતિએ ત્રાડ પાડી.

સુરેશનાં પગલાં દાદર તરફ આવતાં સંભળાયાં. ઠબ, ઠબ, ઠબ-

"ધીરેધીરે, વાદળ, ધીરે ધીરે જાઆઆ–

"અહાહાહા ! ખરેખર કવિતા લખનાર કવિ હોશિયાર તો ખરો." સુરેશ બોલતો બોલતો દાદર ઉતરવા લાગ્યો.

પ્રસન્ન એકી ત્રાંસી ટશે દાદર ઉતરતા પિતા સામે જોઇ રહ્યો.

"કેમ ! દાદર ઉતરતાં બહુ વાર લાગે છે ને !" અંશુમતિએ પૂછ્યું.

"કંસારની જોડે ભજીયું બનાવ્યું છે કે નહિ ?" સુરેશે દાદર ઊતરતાં પૂછ્યું.

"આ પ્રસન્ન કલાક થયાં તમને બૂમ મારે છે." અકળાઇને અંશુમતિ બોલી.

"મને ! હા– તે આવ્યો." સુરેશ ધીમેધીમે ચાલતો હિંચકા તરફ જવા લાગ્યો.

"લે આ તારા ભાઇ આવ્યા–પૂછ એને."

"શું પૂછે મારૂં કપાળ. મારે માટે જરાયે ભાઇને લાગણી છે ?" પ્રસન્ને ખુરશી પર સ્થિર થતાં કહ્યું.

"બોલ ભાઇ, શી રીતે લાગણી બતાવું ? તારા પગ દાબુ ! તને કપડાં બદલાવું ! તને દાતણ કરાવું, નવડાવું શું કરું ! કહે, ભાઇ" સુરેશે કહ્યું

"સીધી સીધી વાત કરો. એ હું નથી. એ પ્રસન્ન છે." અંશુમતિએ કહ્યું.

"મારી આંખ તમારા કથનની પૂર્ણ સાક્ષી પૂરે છે." સુરેશ બોલ્યો. પ્રસન્ન હોઠ કરડી રહ્યો.

"એને આજે સાંજે જવું છે. હુ જવા દેવાની નથી." અંશુમતિએ હાથ લંબાવી લ્હેંકો કરતાં કહ્યું.

"ને હું ચોકસ જવાનો છું. ફકત મારૂં મોં જ બતાવવા આવ્યો છું" પ્રસન્ને કહ્યું.

"હા. તે જોયું. એમાં કાંઈ નવો ફેરફાર દેખાતો નથી. છતાં એ દેખાડવા અહિં સુધી આવવાની તસ્દી લીધી એ ઠીક કીધું." સુરેશે કહ્યું.

"ઠીક. હું જાઉં છું" પ્રસન્ન ઊભો થઇ હેટ લેતાં બોલ્યો.

"ઠીક–નીરૂ–અરે નાથુ! ભાઈને માટે ગાડી, મોટર, ટેક્ષી જે હોય તે બોલાવ" સુરેશે શાંતિથી કહ્યું.

"જોયું ભઈનું હેત!" પ્રસન્ને અંશુમતિ તરફ મ્હોં ફેરવી કહ્યું.

"પ્રસન્નનું કહેવું તમારે સાંભળવું નથી?" અંશુમતિએ કહ્યું.

"બંને કાન ખુલ્લા છે."

"અતુલા નથી આવી."

"હું જાણતો હતો."

"પ્રસન્ન આજે સાંજે પાછા મુંબઈ જવાની વાત કરે છે."

"મને ખબર છે."

"ઉનાળાની રજા અહિં ગાળવાનો નથી."

"એનો એ મુખત્યાર છે."

"મારે સાતસો રૂપીઆ જોઈએ છે." પ્રસન્ને કહ્યું.

"બસ એટલા જ!"

"હાલ તુરત માટે."

"એને માથેરાન જવું છે." અંશુમતિએ કહ્યું.

"હું કયાં અટકાવું છું." સુરેશે કહ્યું.

"મને સીધા રૂપીઆ મોકલી આપ્યા હોત તો મારે અહિં સુધી આવવું ન પડત." પ્રસન્ને કહ્યું.

"ગોવિંદ તને રૂપીઆ આપતે." સુરેશે કહ્યું.

પ્રસન્ન ગોવિંદનું નામ સાંભળી ચમક્યો.

"અતુલા જેવી લાયક છોકરીને હું પરણું એ તમને પસંદ નથી?"

પ્રસન્ને પૂછ્યું.

"રાજમાન રાજેશ્રી પ્રસન્નકુમાર પોતાને ફાવે તેને પરણી શકે છે." સુરેશે કહ્યું.

"પ્રસન્ન! આ બધું શું છે! તું આમ બોલે છે, તારા ભાઈ આમ બોલે છે, મૂળશંકર કાકા આમ લખે છે, ને કોઈ સુમનલાલ પરીખ આમ લખે છે મને કાંઈ સમજ પડતી નથી." અંશુમતિએ કહ્યું.

એમ ત્યારે–હં–સમજ્યો. મૂળશંકર કાકા જ મારો પગ કાપવા બેઠા છે ને પેલો અદેખો પરીખ– બચ્ચાજી–ઠીક છે.–" દાંત વચ્ચે હોઠ દાબતો પ્રસન્ન બોલ્યો.

"પણ શું છે તે તો કહે." અંશુમતિએ પૂછ્યું.

"શું કહે." રૂા. સાઠનો પગાર તેમાં મારો ખરચ નીભે કેમ! મેં ગોવિંદ પાસે ઉછીના રૂપીઆ લીધા તેની મૂળશંકરકાકાને ખબર પડી હશે તેણે ભાઈના કાન ભંભેર્યા છે, ને પેલો પરીખ અતુલાનો ઉમેદવાર તેણે ચોરની માફક મારી પાછળ ફરીફરી બધી વાતોની ભાઈને ખબર કરી લાગે છે. ઠીક–બાપ પણ આવા જ હોય. છોકરાને સુખે હરવા ફરવા ન દે. બહુસારૂ." પ્રસન્ને રીસામણું કીધું.

'સુરેશ ઊભા થઈ ટોપી પહેરી જવા માંડ્યું.

"ત્યારે તમારે મને રૂપીઆ આપવા નથી ?" પ્રસન્ને પૂછ્યું.

"વ્યાજબી બધું મળશે. બધો હિસાબ લાવ."

"હિસાબ વળી કેવો! હિસાબ—હં— હિસાબ તે વળી—શું કાંઈ હું મુંબઇમાં ઑફીસ રાખું છું તે—તે હિસાબ બનાવું ?" પ્રસન્ને કહ્યું.

"તો દિલગીર છું. હું રૂપીઆ આપી શકીશ નહિ." સુરેશે કહ્યું.

"એમ! તો હું બેઆબરૂ બનું એ તમે જોશો એમ જ ને!"

"તું બેઆબરૂ બને એ તારી સ્વતંત્રતા છે. મારે એ છીનવી લેવી નથી."

"ઠીક તો હું જાઉં છું. આ ઘરમાં પગ કદીપણ મૂકનારો નથી." પ્રસન્ને હેટ લીધી.

"એ તારી મુનસફીની વાત છે. હું તને આગ્રહ કે આજીજી કરતો નથી" સુરેશે શાંતિથી કહ્યું.

"બાપની લાયકાત છે કે દીકરાની મુશ્કેલીમાં તેને જરાપણ મદદ ન કરવી ? તેની હાંસી કરવી, તેને પાછો પાડવો, બેઆબરૂ થવા દેવો!" પ્રસન્નનો અવાજ કડક થવા લાગ્યો.

"નીરૂ! જમવાનું કેટલા વાગે થવાનું છે!" સુરેશે પૂછ્યું.

"હું આત્મહત્યા કરૂં એથી તમારી આબરૂ વધશે એમ માનો છો ?" પ્રસન્ને ઘાંટો પાડ્યો.

"તારાં માતુશ્રીને પૂછ. એજે સલાહ આપે તેમ કર." શાંતિથી દાદર ઊતરતાં સુરેશે કહ્યું.

"ડેમ ધટ. અતુલા આવી હોત તો તેનું મોતજ થાત." પ્રસન્ન હેટ પછાડતો ખુરશીમાં પડ્યો.

"આવા બાપ! બાપ તે આવા, જે દીકરાને પૈસાની મદદ ના

કરે!" ઉશ્કેરાઈ જતો પ્રસન્ન હાથોની મુઠ્ઠીઓ વાળતો બબડવા લાગ્યો.

"શાંત થા ભાઈ. ધીરે ધીરે તારા બાપને સમજાવીશું. તું જાણે છે ને કે એતો આઇસનું માટલું છે. પેટનું પાણી જરાએ હાલે એમ નથી" અંશુમતિએ કહ્યું.

"બા! બા! તને જરા પણ ખ્યાલ નથી, જરા પણ ખ્યાલ નથી મારી દશાનો. આ હઠ માટે મારે—અતુલા જતી કરવી પડશે. અરે તેં અતુલાને જોઈ નથી! તે જોઇ હોત તો તું તારા પૈસા આપી દેત ને કહેત કે પ્રસન્ન! તારે લાયક તો આજ વહુ છે. શી છટા! શું હસવું! શું બોલવું! શું ચાલવું! કેવો વિનય. કેવી સભ્યતા, કેવી નમ્રતા! અહાહાહા—" પ્રસન્ન પ્રશંસાના સાગરમાં ગરકાવ થઈ ગયો.

"ચાલ, હવે કપડાં બદલી નાહી લે. જમવાનો વખત થશે." અંશુમતિએ કહ્યું.

"જ્યાં સુધી ભાઇ રૂપીઆ નહિ આપે ત્યાં સુધી આપણે નહાવું નથી, જમવું નથી, આ ઘરને છેલ્લી સલામ કરી જવું છે." પ્રસન્ને છેવટનો નિર્ણય સમજાવી દીધો.

"આજે ન જમે તો તને મારા સમ છે. ચાલ, ઊઠ, મારા સમ. શું તું મને મરી ગઈલી જોવા ઈચ્છે છે!" અંશુમતિની આંખમાં પાણી આવી ગયાં.

"મને રૂપીઆ આપીશ?" પ્રસન્ને ઊભાં થઈ ખમીશ કાઢતાં પૂછ્યું.:

"મારી પાસે છે તે બધા તને આપીશ. પણ એકવાર તું મારૂં કહ્યું માન." અંશુમતિએ કહ્યું.

"આ-હ-" નિસાસો નાખતો પ્રસન્ન કપડાં બદલવા લાગ્યો.

## પ્રકરણ. ૨૫ મું. ] [ હૃદય

"હું સ્ત્રી-શક્તિ મંડળની સેક્રેટરી છું" કેતકીએ કહ્યું.

"એ હું જાણું છું." નલિનીએ કહ્યું.

"તમારા પર દુખની જે વિતક આવી પડી છે તે વિષે એમણે પ્રબળ ઝુંબેશ ઉપાડી છે." ઊર્મિલાએ ઊમેર્યું. "અમે બે ઘણા વખત પર સાથે જ હતાં" નલિનીએ કહ્યું.

"ગુણસુંદરી, સ્ત્રીશકિત, ગૂજરાતી પંચ વિગેરેમાં જે આર્ટીકલો આવ્યા તે ઘણા ખરા એમના લખેલા છે." મંજુલાએ વધુ માહીતિ આપી.

"તમે પરણેલાં છો!" નલિનીએ ઊર્મિલાને પૂછયું.

"અમારો કુંવારાં રહેવાનો વિચાર છે." ઊર્મિલાએ કહ્યું.

"કેમ!" નલિનીએ પૂછયું.

"પરણ્યા પછી આવી દશા થાય તે શા કામની!" મંજુલાએ કહ્યું.

"મારા જેવીની થવા સંભવ. તમે સર્વે જમાનાને ઓળખો છો ને તે મુજબ વર્તી શકો પછી શું!" નલિનીએ કહ્યું.

"અમારે પુરૂષોનાં આ પ્રકારનાં તોફાનને અટકાવવાં છે. શક્તિઓ છીએ એમ સાબીત કરવું છે. આપણે રમકડાં નથી." કેતકીએ સગર્વ કહ્યું.

"તે તમે એમનાં તોફાન અટકાવી શકશો? સાંભળ્યું નથી તમે કે આવાં હજી ત્રણ ચાર લગ્ન ત્રણ ચારપાંચ દિવસમાં થનાર છે!" નલિનીએ પૂછયું.

"તેથી તો ખાસ અમે મુંબઇ આવ્યાં છીએ. આજ સાંજના મિટિંગ છે વનિતા વિશ્રામ હૉલમાં. ત્યાં તમે તમારી સ્થિતિનું તમારા જ શબ્દોમાં બહેનોને ભાન કરાવો." કેતકીએ કહ્યું.

નલિની નીચું મ્હોં કરી રહી.

"બહેનો તમોને જોઇ, તમારી દશાનો ખ્યાલ કરે, તમારા શબ્દો સાંભળે, તમારા અવાજની એમને અસર થાય, અને શું કરવું તેનો નિર્ણય કરી શકે માટે તમારી ખાસ જરૂર છે." કેતકીએ કહ્યું.

"મારાથી કદાચ એ ન બને તો?" નલિનીએ પૂછયું.

"ન બને!" નહિ કલ્પેલા શબ્દો સાંભળી ચમકતાં કેતકીએ કહ્યું. "ન કેમ બને. તમારા કોમળ હૃદય પર પડેલા બોમ્બથી જ્વાળામુખી ફાટી તેમાંથી દુ:ખના અગ્નિધોધ વહેતા હોય ને ન બને!" અશક્ય. કેતકીએ કહ્યું.

"મારા હૃદયમાંથી અગ્નિધોધ વહેતા નથી." નલિનીએ શાંત ચિત્તે કહ્યું.

"આ બનાવથી તમને દુ:ખ થતું નથી?" ઊર્મિલાએ ચમકીને પૂછ્યું.

"શા માટે થવું જોઇએ?"

આ પ્રશ્નથી કેતકી એકાએક મહાત થઇ.

"મનુષ્ય છો, પરિણીત જીવનનાં અધિકારી છો. એ અધિકારનો હક જ ન થઇ શકે." કેતકીએ કહ્યું.

"એમનાં આ લગ્નથી હું અપરિણીત કેવી રીતે થઇશ?" નલિનીએ નવો તર્ક કર્યો.

"અપરિણીત તો નહિ જ બનો છતાં પરિણીત જીવનનો લ્હાવ નહિ લઇ શકો." ઊર્મિલાએ ઉત્તર આપ્યો.

"પરિણીત જીવનનો લ્હાવ તો ભાગ્યાધીન છે. કોઇ કુમારિકા લગ્ન થતાં જ વિધવા બને ને તે લ્હાવ ખોય. પુનર્લગ્ન કરે છતાંયે પતિ સાથે ન બને તો તે લ્હાવ ખોય. સધવા હોવા છતાં પતિને એ આયોગ્ય લાગે યા એને પતિ અયોગ્ય લાગે તો પણ એ લ્હાવ ખોય. પતિ આવાં લગ્ન કરે ને પોતે પરિણીત જીવનના લ્હાવ ખોય છે એમ એ માને છતાં એ લ્હાવ ભોગવી પણ શકે. ભાગ્યમાં તેને વિહિત ન હોય તો કાંઇ ન બને. પતિ પત્નીનો શુદ્ધ પ્રેમ હોવા છતાં પતિ કે પત્ની દુર્વ્યાધિનો ભોગ બને તો પરિણીત જીવનના તમે સૂચવો છો તેવા લ્હાવ પ્રાપ્ત કરી ન શકે." નલિનીએ કહ્યું.

કેતકી અને ઊર્મિલાએ ક્ષણભર મીટ વિનિમય કર્યો.

"તો તમે આ પગલાંને યોગ્ય માનો છો ?" કેતકીએ પૂછ્યું.

"એ જૂદીવાત છે. એમના હૃદયપર મારું સ્ત્રીત્વ સફળ અને સતત આકર્ષણ કરી ન શકયું એ મારી નિર્બળતા છે." નલિનીએ પતિનો બચાવ કર્યો.

"એમ કહો કે પુરૂષની વાસના અમર્યાદિત થઈ ગઇ." કેતકીએ સખત અવાજે કહ્યું. નલિની જરા ચમકી.

"એ શબ્દો મને ખૂંચે છે." નલિનીએ કહ્યું

"તમે પોતાને સુખી માનો છો એમ જ ને ?" મંજુલાએ પૂછ્યું.

"સુખ અને દુઃખ એકજ પ્રસંગમાંથી ઉદ્ભવે છે. જેને લોકો સુખ કહે છે તેવાં અનેક સુખ વિહિત હોય છતાં અસંતુષ્ટ મનુષ્ય પોતાને દુખી જ માને. અનેક દુઃખ વિહિત હોય છતાં સંતુષ્ટ મનુષ્ય પોતાને સુખી માને છે. મને કોઈ જાતનો અસંતોષ નથી. મને દુઃખ શાનું હોય!" નલિનીએ અણધારી ફિલોસોફી રજુ કરી.

"બરાબર છે. તમારી દૃષ્ટિએ તમારા પૂરતું તમારે કાંઇ કરવાનું નથી. પરન્તુ સમાજની દૃષ્ટિએ, સમાજનાં બંધારણ અંગે, સમાજનાં તમે એક અંગ હોવાને લીધે તમારી સમાજ સેવાની ફરજ તમારે ચૂકવાની નથી એ માટે તમારે તમારી હકીકત મીંટીંગમાં જાહેર કરવી જોઇએ." કેતકીએ નવો પ્રવાહ આણ્યો.

"વિલાસ બહેન કેટલું ભણેલાં છે!" નલિનીએ નવો પ્રશ્ન પૂછ્યો.

"ગ્રેજ્યુએટ તો ખરાંજને!"

"લેખો લખતાં હશે. તમારી જેમ ક્વચિત્ ભાષણો આપતાં હશે!" નલિનીએ વિશેષ તપાસ કરી.

"સારી રીતે. તેમજ તેમણે પોતે સ્ત્રીઓના પ્રાથમિક હકક વિષે તો પુસ્તક લખવાનું શરૂ કર્યું હતું અને પછી તેમનો હકક તેમણે આવીજ રીતે ડૂબાવવા માંડયો એટલે—"

"સ્ત્રીઓના પ્રાથમિક હક્કોમાં એક સ્ત્રીનો પતિ હોય ને તે સ્ત્રી તથા છોકરાં જીવતાં હોય તો પણ બીજી સ્ત્રી તે પુરૂષ પરણી શકે એમ બીજી સ્ત્રીનો પ્રાથમિક હકક તેમણે જાળવી લખવા માગ્યું હશે.". નલિનીએ મંદ સ્મિત કરતાં કહ્યું.

"પણ એકના સ્વાર્થ માટે સમાજમાં સ્ત્રીના હકક તૂટે એ ઘટિત નથી ને તે માટેજ તમારે આજની સભામાં બોલવું જોઇએ." કેતકી મૂળ વિષય પર આવી.

"તમે કુંવારાં છો છતાં સાદો પ્રશ્ન પૂછું છું. પ્રેમની મર્યાદા કેટલી?" નલિનીએ પૂછ્યું.

"પ્રેમની વ્યાખ્યા કે મર્યાદા! કેતકીએ સાશ્ચર્ય પ્રશ્ન પૂછ્યો.

"પ્રેમની વ્યાખ્યા અશકય છે. મર્યાદા થઈ શકે. પ્રેમની પરિસ્થિતિ હોય છે. એક બાળકને નવાં રમકડાં માટે પ્રેમ છે

તે તે છોડતું નથી. જૂનું થતાં મૂકી દઇ નવું માગે છે. તેવી જ રીતે એક ઘર મનુષ્યને ઘણુંજ વહાલું છે પણ તે જીર્ણ થઈ જતાં તોડી પાડી નવું બાંધે છે, અથવા નવું જોઇ તેમાં રહેવા જાય છે. ત્યારે બીજો મનુષ્ય જીર્ણ થઇ જતાં એ મરામત કરાવી તેજ મકાનમાં રહે છે. એક સ્ત્રીને પતિ માટે પૂર્ણ પ્રેમ છે. પતિને સ્ત્રી માટે પણ પૂર્ણ પ્રેમ છે. પણ પતિનો પ્રેમ સમય જતાં અન્યમાં સંક્રાંત થયો એમ માનો અને પત્નીનો પ્રેમ તેવોને તેવો જ રહ્યો તો શી સ્થિતિ થાય? પત્ની, પતિ પ્રતિના પ્રેમ માટે સર્વસ્વનો ભોગ આપે તો તેમાં અજૂગતું શું છે? સર્વસ્વના ભોગનું બલિદાન આપી શકાય ત્યાં સુધી પ્રેમની પરિસીમા છે એમ હું માનું છું." નલિનીએ કહ્યું.

"બધાને માટે એ શકય નથી. સમાજમાં શકય સ્થિતિને વળગી અનુસરવું પડે છે." કેતકીએ કહ્યું.

"હું મારા હૃદય વિરૂદ્ધ કેમ જઇ શકું? હું તો એમને માટેના પ્રેમ માટે તમામ સુખોનું બલિદાન આપવા તત્પર છું. પછી સમાજનું પણ બલિદાન અપાય તો મને શું દુખ થાય!" નલિનીએ કહ્યું.

"હૃદયમાં સમાજને માટે સ્થાન નહિ? નલિની! નલિની! તું કેમ આમ મંદ બની ગઇ છે! તું ભણતી હતી ત્યારે હું આમ કરીશ, તેમ કરીશ, સ્ત્રીઓના હકકની આમ પ્રઘોષણા કરીશ, સમાજમાં સ્ત્રીઓનું સ્થાન આમ ઉન્નત કરીશ, અરે, અરે એક વખત અમને એમ લાગતું હતું કે સ્ત્રી સમાજમાં એક એવું અગ્ર સ્થાન ભોગવતી વીરાંગના બની મુખ્ય નેત્રી થશે કે સારોયે સ્ત્રીસમાજ ખળભળી ઊઠતો, નવું ચેતન ધારણ કરતો નવોજ જન્મ લેશે. આજે તક આવી છે. વણ માગ્યો અનાયાસે પ્રસંગ આવ્યો છે, ભાગ્ય દેવી તારે ચરણે પ્રણેત્રીની પદવી ધરી રહી છે. તો નલિની શા માટે તું વિમુખ બને છે! યાદ કર પૂર્વના દિવસો,

પ્રેરણા પ્રાપ્ત કર પૂર્વના સમયની, ચેતનવતી બન સંપૂર્ણ અંગે અંગે, પીઠબળ આપવા અમે સર્વ તૈયાર છીએ. તૈયાર છે, માસિક, પક્ષવારિક, અષ્ટવારિક દૈનિક પત્રોના અધિપતિઓ સર્વે. ચાલ નલિની ! ઉઠ તૈયાર થા." કેતકીએ નવી યુકિતથી નલિનીને પાણી ચઢાવવા યત્ન કર્યો.

નલિની અલ્પ સમય શાંત રહી.

" નાનું બકરીનું બચ્ચું ઠેકાડા મારે ત્યારે તે એમ સમજે છે કે તે જગતને કૂદી જવાની શકિત તે ધરાવે છે. નાનાં ઉડતાં ચકચક ને કલકલાટ કરતાં ચકલાંઓ એમ સમજે છે તેઓ સૂર્યને પોતાની ચાંચમાં સમાવી દેશે. કેતકી ! સંસારમાં કહેવું, કરવું, અને અમુક સંજોગોમાં મૂકાઇ અમુક વર્તન કરવું દુર્ઘટ છે. અનુભવ વિના આપણે સર્વે અપંગ છીએ." કેતકીએ કહ્યું

" તારો આ અનુભવ જગતની સમક્ષ મૂક. શા માટે તેમ કરતી નથી." કેતકીએ કહ્યું.

" પ્રચાર કાર્ય એ જૂદી વસ્તુ છે. અનુભવનું બ્યાન એ જૂદી જ વાત છે."

" અમને સર્વને આશાભંગ શા માટે કરે છે ? "

" આજની મીટીંગની હકીકતની અસર આજ કાલ ને પરમ ત્રણ દિવસ રહેવાની તમે બધાં ઝોમમાં આવવાનાં. પત્રકારો તમારાં વખાણ કરવાના, લેખો છપાવવાના, કદાચ ઘણા તેની પ્રશંસા કરશે, એથી શું ? જે લોકો જે માર્ગે જવાના છે તે શું તમારી ટીકાથી, સભાથી કે લેખોથી અટકવાના છે ? સમાજનિંદાથી કે સમાજટીકાથી ઈન્દ્રિયોનો કાબુ પ્રાપ્ત થઈ શકતો નથી, ઉલટું ડરથી ગુપ્ત પાપો વધુ થાય છે. ઇન્દ્રિયોની વૃત્તિપર સ્વાભાવિક કાબુ મેળવવા મનુષ્ય શકિત મેળવે એવો માર્ગ ગ્રહણ કરશો તો તે માર્ગમાં હું જરૂર જ સહાય આપીશ. વ્યર્થ વાચ્યા-

પાર કે લેખન વ્યાપાર દ્વારા મારે કાંઇ કરવું નથી. મારો સંસાર તે મારો છે. એ ચલાવવામાં અન્યની સહાયની જરૂર હશે ત્યારે તે માગીશ." નલિનીએ ચોખવટ કરી.

"કેતકી બહેન! નલિની બેનની ઇચ્છા વિરૂદ્ધ એમને સભામાં લઈ જવાં એ મારો મત નથી, ચાલો." મંજુલાએ કહ્યું.

"નલિની! જૂનાં સહીપણાંથી હજી એકવાર મારૂં માન!" કેતકીએ આજીજી કરતાં કહ્યું.

"હું દૃઢ છું. તમે કહો છો તે કાર્ય કરવા નિર્બળ છું."

"અમે તો અમારૂં કાર્ય ધપાવીશું. તારી જેમ મંદ ઉત્સાહનાં બની ન જઇએ, બાકી તારી જગાએ હું હોઉં તો આખું મુંબઈ ધમધમાવી નાખું." કેતકીએ કહ્યું.

"તમને હું ફતેહ ઇચ્છું છું. પણ મારે આમાં નથી પડવું." નલિનીએ કહ્યું.

"કાંઈ કારણ છે! નરોત્તમ શેઠ—મોહન—કોઈએ કોઇ જાતની—

"કાંઈજ નથી. મારો અંગત અભિપ્રાય જ આ છે કે મારે કાંઈ કરવું નથી."

"નિરૂપાય. ચાલો, ઠીક બહેન! જરૂર પડે યાદ કરજે."



ત્રણે શકિત ત્રિપુટી મોટરમાં ગઇ તે નલિની જોઇ રહી. પાછી ફરી ઓરડામાં આગળ ચાલે છે ત્યાં બારણામાંથી એક વ્યકિત તેની સામે આવી. નલિની સ્થિર થઈ ઉભી રહી. શ્વાસ લેવા લાગી.

વ્યક્તિ હસી. ધીમે ધીમે આગળ આવી.

" બેસું ! " ખુરશીને ખસેડતાં બેસતાં તે વ્યક્તિ બોલી.

" તમારે કોનું કામ છે ! શેઠ ઘરમાં નથી. " નલિનીએ કહ્યું.

" એ હું જાણું છું ને તેથી ખાસ આવ્યો છું. "

"એ આવે ત્યારે આવજો. " નલિની બોલી બીજે બારણેથી જવા લાગી.

" એમ આવવું હોત તો ઘણા દિવસો હતા. એમની ગેરહાજરીમાં જ મારે આવવું હતું. આવ્યો છું કયારનો. પરંતુ કેટલીક પરિચિત અપરિચિત વ્યકિતઓ અત્ર હોવાથી મારે ગુપ્ત રહેવું પડયું, " તે વ્યક્તિએ કહ્યું.

" સર્જન મનુષ્ય રજા વિના કોઇના ઘરમાં જતો નથી. પુરૂષ ન હોય તો તે ખાસ જતો નથી. " નલિનીએ કહ્યું.

" હું સર્જન તરીકે ઓળખાવા ઇચ્છતો નથી. ગમે તે મનુષ્ય સર્જન થઇ શકે છે. " વ્યક્તિએ વિચિત્ર સિધ્ધાંત રજુ કર્યો.

" દુર્જન જોડે હું સંભાષણ કરતી નથી " નલિનીએ કહ્યુ.

" તે કરવું પડશે. સત્તાવાહી અવાજે વ્યક્તિ બોલી.

"હું નોકરોને બોલાવું છું." નલિનીએ કહ્યું.

"તો એમની સમક્ષ હું બધું જ બ્યાન કરીશ. આ પત્રો નરોત્તમ શેઠને પણ વંચાવતાં છાપામાં પ્રગટ થશે." વ્યક્તિએ ધમકી આપી.

"મને એની કશી ચિંતા નથી."

"કેટલી ચિન્તા છે તે હું જાણું છું. નલિની! પરણીને તું–તમે આ ઘરમાં આવ્યાં પછી હું એક જ વાર મળ્યો છું. એક યા બે વ્યવહારિક પત્રો મેં લખ્યા હશે અને તમે તેમાં માગેલી રકમ મને મોકલી આપી છે તે માટે હું તમારો આભાર માનું છું. તમે જાણો છો કે એવડી રકમમાં મનુષ્યનું ગુજરાન ચાલતું નથી." તે વ્યક્તિએ હિસાબ ગણાવવાનો આરંભ કર્યો.

"તમારે બ્લેકમેઇલિંગ કરવું છે એમ જ ને! આજદિન સુધી હું પવિત્ર રહી છું ને રહેવાની છું. તમારે બ્લેકમેઇલિંગ કરવું હોય તે હવે ચાલી શકશે નહિ. તમે પત્રો છપાવો. હું તેનો ઉત્તર આપી જન સમાજ આગળ મારૂં વર્તન કબૂલ કરીશ. પછી શું? કોઇ ફિટ્કાર દેશે તો સહન કરીશ. કોઈ પ્રશંસા કરશે તો તે પ્રતિ નિરપેક્ષ રહીશ. હવે શું?" નલિનીએ કહ્યું.

"મારે બ્લેક મેઇલિંગ કે બ્લેક પેસેન્જરિંગ કરવું નથી. જેને તમે પરણ્યાં છો, જેને માટે તમને સંપૂર્ણ પ્રેમ છે, અને જે પ્રેમને લીધે તમે આજે જાહેર સભામાં ભાષણ કરવા જવાનાં નથી તે મનુષ્યનો આ પત્ર છે. તમને ખાનગીમાં આપવાની તેમાં આજ્ઞા છે ને તે હું પાળું છું. બોલો, આપું?" તે વ્યક્તિએ પત્ર બતાવતાં કહ્યું.

"તમને–તમારા પર આવ્યો છે?" નલિનીએ પૂછ્યું.

"તમારા પર સીધો આવે એ ઠીક નહિ. તેથી તમારા પતિશ્રીએ મને પોષ્ટ ઑફીસ બનાવ્યો છે." વ્યક્તિએ કહ્યું.

"એ પોષ્ટ ઓફીસ આવા પત્રની વહેંચણી કરવાનો ચાર્જ કેટલોક લેતી હશે?" નલિનીએ તિરસ્કારથી પૂછ્યું.

"બહુ નહિ. સો દોઢસો. એક ડીલીવરીના." તે વ્યક્તિએ સીગારેટ કાઢી, સળગાવી પીતાં પીતાં કહ્યું.

"ને એ કાગળની ડીલીવરી ન લેવાય તો?" નલિનીએ પૂછ્યું.

"મારા પત્રોની ત્રિજોરીમાં ઉમેરો થાય અને રીફ્યુસ—ન સ્વીકારવાની બમણી કિંમત સમય આવે લેવાય."

"ઠીક, લાવો."

વ્યક્તિએ પત્ર આપ્યો.

"પત્ર ખુલ્લોજ છે. મોહનનો છે. એમાં તમને પ્રિયા કે પ્રાણપ્રિયા કે વ્હાલી કે એવું કાંઈ સંબોધન નથી. અન્યત્ર ટ્રાન્સ્ફસર–બદલી થઈ છે. સીધોસટ બીઝનેઝ—વ્યાવહારિક પત્ર છે. વિલાસની તબિયત ઠીક નથી. મોહને હજી નોકરી લીધી નથી. વિલાસને એ ત્રણ મહિના થયા હશે—"

નલિનીએ પત્ર વાંચતાં સક્રોધ દૃષ્ટિથી તે વ્યક્તિ તરફ જોયું.

"એમાં ક્રોધ કરવાની જરૂર નથી. એતો પ્રેમનું ફળ. પછી પરણો કે ન પરણો. પણ હવે શું થાય! ખર્ચ તો કરવો પડે. બાપે દિકરાને નાવારસ ઠેરવ્યો. ફૂટી બદામ આપવાની ના પાડી એટલે તમારા જેવી સુશીલ ધર્મપત્ની પાસે હજારેક રૂપીઆની માગણી કરે તો તેની તમારાથી ના ન જ પડાય એ પણ સ્વાભાવિક છે." તે વ્યક્તિએ કહ્યું.

"આ પત્ર જૂઠો છે, બનાવટી છે, કપટી છે." નલિનીએ કહ્યું.

"શા પરથી એ અનુમાન કરવું પડે છે?" એટલીજ શાંતિથી તે વ્યક્તિ બોલી.

"રૂપીઆની જરૂર હોત તો મારા પર સીધો પોષ્ટમાં કાગળ આવતે." નલિનીએ કહ્યું.

" તો આ હસ્તાક્ષર મોહનના નહિ એમ જ ને ! "

" એના જેવા જરૂર છે. "

" આ પત્ર મોહનનો જ છે. ને તમારે હજાર રૂપીઆ આપવા જ પડશે. "

" ને ન આપું તો. "

" એમ બનશે જ નહિ. "

" બન્યું તો ? "

" હું પોતાના નિશ્ચયમાંથી પાછો પડતો નથી. "

" આ વખત પડવું પડશે. "

" કેમ ! "

" મારી પાસે રૂપીઆ નથી. "

" હમણાં ન હોય તો કાલે. કાલે કેટલા વાગે આવું ? "

" મારું બેંકમાં ખાતું નથી. "

" મોહનનું છે. "

" બેન્કની ચોપડી મારા કબજામાં નથી. "

" તે તમારે મેળવવી પડશે. "

" શેઠ, એ ચોપડી મને ન આપે. "

" એ ચોપડીની જરૂર જ નથી કેમકે એ ચોપડીમાં ફક્ત રૂપીઆ પંદર છે. શેઠની ચોપડીમાં ભલે દશહજાર હોય પરન્તુ તે બધા મોહને વાપરી નાખ્યા છે. શેઠની પાસેની ચોપડીમાં તો તેઓ વ્યાજ ચઢાવવા મોકલશે ત્યારે ખબર પડશે કે સિલિક કેટલી છે. " તે વ્યક્તિએ કહ્યું.

" તમારા જેવા સોબતીની સોબતમાં એવું જ બને. "

" છતાં, આટલા રૂપીઆ તમારે ગમે ત્યાંથી આપવા પડશે."

" ગમે ત્યાંથી ? ન હોય તોપણ ? "

" હા— "

" કેવી રીતે ? "

" ઘરેણાં આપીને. તેમ ન બને તો શેઠની પાસેથી લઇને.

" તેમ ન બને તો ચોરી કરીને. "

" એમાંનું મારાથી કાંઈ નહિ બને. "

" મારાથી બનશે. ફક્ત ચાવી મને આપો. "

" તે મારી પાસે નથી. "

" છે. જે ચાવી કમરે લટકે છે તે ચાવીથી કબાટ ઉઘડશે. તેમાં ડાબા હાથે કેશ બોક્ષમાં જમણા ખૂણામાં ઝુમખો છે તેનાથી સ્ટ્રોંગરૂમ ખૂલશે ને તેમાં પછી બધું હું કરી લઈશ. તમારાથી એ બધું ન બને તો આ ચાવીનો ઝુમખો ફક્ત મને આપો. રાતે હું આવું ત્યારે ફક્ત તમારે બારણું ખુલ્લું રાખવું.

" એ કામ નહિ બને. "

" ઠીક. ફક્ત આ ઝુમખો મને આપો. "

" તે નહિ અપાય. "

" તો મારે લેવો પડશે. "

" મારે નોકરોને બૂમ મારવી પડશે. "

" નકામી હો હા થશે. "

" છોને થાય. "

" ભીખુ નારણુ– "

નલિની એમ બૂમ મારે છે તે જ વખતે તે વ્યક્તિ એકાએક કુદકો મારી નલિનીને ચોટ મારી પાડે છે અને કમર પરનો ઝુમખો લે છે. નલિની ચીસ પાડે છે. તે વ્યક્તિ તેની દરકાર

ન કરતાં એક પગલું પાછળ ફરતાં ભરે છે ત્યાં ધબ દઈને જબરદસ્ત મુક્કી તેના કપાળ પર પડે છે. તંમર ખાતાં તે વ્યક્તિ ભીંતનો આશરો લે છે. આવનાર વ્યક્તિ ચાવીનો ઝુમખો લઇ લે છે.

નલિની ક્ષણમાં બનેલા આ બનાવને સમજે તે પહેલાં તો તેને કાને શબ્દ પડે છે.

" ગોવિંદ ! આ ધંધો ! આ મકાનમાં ? બદમાશ ! " ગોવિંદને ગળાથી પકડી ભીંત સાથે રાખી તમાચા મારતા અનન્તને નલિની ઓળખે છે અને ગોવિંદને ઓળખે છે અને ગોવિંદને માર મારતો જોતાં તેને દયા આવે છે. " અનન્તભાઈ ! બહુ થયું. બસ કરો. બસ કરો. "



## પ્રકરણ ૨૭ મું ] [ખાતાવહી

અનન્તે ગોવિંદને છૂટો કર્યો. આંખમાંથી અગ્નિ ઝરી રહ્યો. ગોવિંદ, અનન્ત તથા નલિનીનાં સાશ્ચર્ય સંગ્રથિત દૃષ્ટિકિરણોના સમૂહ વચ્ચે જાણે કાંઈ જ બન્યું નથી એમ સ્મિત કરતો, વાળ ઠીક કરતો, કૉલર નેકટાઈ બરાબર કરતો, કોટને ટાપટીપ કરતો બોલ્યો–

" નલિની ! કાંસકો આપશો ?'

અનન્ત તથા નલિની એક બીજા સામે જોવા લાગ્યાં.

"ઠીક, જેવી મરજી." એમ કહી ગોવિંદ ખૂણામાં કાચના કબાટ આગળ જઈ આંગળીના નખ વડે વાળ ઠીક કરી, સ્વસ્થ થઈ આવ્યો. " ચાલો, અનન્તકુમાર, આ આપણી બીજી મુલાકાત થઈ.' કાંઈક ધ્વનિ સૂચવતા અવાજે ગોવિંદે કહ્યું.

" આ મુલાકાત આવી રીતે થશે એમ હું નહોતો માનતો " અનન્તે કહ્યું.

ગોવિંદ હસ્યો.

" નથી માનતા એવું તો હજી ઘણું માનવું પડશે. " ગોવિંદે કહ્યું.

" હું ધારતો હતો કે તમે કોઈ પ્રામાણિક સજ્જન છો. "

" એવો પ્રામાણિક સજ્જન–હું થવા માગતો નથી. નલિની જાણે છે કે હું દુર્જન છું. દુર્જન રહેવું એ મારો ધર્મ છે." ગોવિંદે શાંતિથી કહ્યું. સીગરેટ સળગાવી.

" હવે હું તમને બરાબર ઓળખી શક્યો. " અનન્તે કહ્યું.

"ના. બીલકુલ જ નહિ. આજના બનાવથી કદાચ એક પંદરાંશ આના પણ ભાગ્યે મને ઓળખ્યો હશે. નલિનીને પૂછો તો તે કહેશે ને તમને એક પંચમાંશ આના સુધી કદાચ માહીતિ મળે." ગોવિંદે કહ્યું. અનન્ત સ્તબ્ધ થઈ ગયો.

"વિલાસ તથા મોહનની હકીકત કહું?" ગોવિંદે અનન્તને આશ્ચર્યમુગ્ધ કરે એવી ધીટતાથી કહ્યું.

"આ મકાન છોડી તમારે સત્વર જ ચાલ્યા જવું. જે માહીતિ મેળવવી હશે તે હું મેળવી લઇશ." અનન્તે કહ્યું.

"તમે શોર્ટહેન્ડ ટાઈપીસ્ટ છો. હું બોલું તે લખી લેશો તો કોઇક વખત કોર્ટમાં કામે લાગશે. બેસું! લખાવું!" ગોવિંદે સીગારેટનો ધૂમાડો કાઢતાં કહ્યું.

આવું ધીટપણું! નીડરપણું! નફફટપણું! અનન્તને આવા મનુષ્યનો પરિચય થતાં તેને ખરેખરજ આશ્ચર્ય થયું. હમણાં જે મનુષ્યે માર ખાધો છે તે આવી રીતે શાંતિથી તેની સાથે વાત કરે છે!! શો ઉત્તર દેવો તે સૂઝયું નહિ.

"તમે તમારી જાતને ભયમાં મૂકો છો તેની ખબર છે?" અનન્તે કહ્યું.

ગોવિંદ હસ્યો. "દુર્જનને ભય શાનો હોઇ શકે! નહિ સજ્જનનો કેમકે સજ્જનતા તેવું તેને દુનિયામાં દેખાતું જ નથી. તમે તમારી જાતને સજ્જન માનતા હો પરંતુ દાખલા તરીકે મોહનની ગેરહાજરીમાં હું તો તમને નલિનીના આશક જ સમજું."

"ચૂપ બદમાશ!" અનન્ત સક્રોધ ઉભો થઈ ગયો.

ગોવિંદ જરા પણ હાલ્યા ચાલ્યા વિના શાંત રહ્યો.

"હું કેવો દુર્જન છું તેનો માત્ર તમને પરિચય જ કરાવું છું. બાકી તમારો ને નલિનીનો જે આશય હોય તે તમે જાણો. હું કહું છું તેવો આશય તમારો હોય તો કોઈ જાતની નવાઈ

નથી. કુદરતી ક્રમ છે એમ હું માનું છું. તમને નિર્દોષ માનું છું. કુદરતનાં પ્રબળ શક્તિનાં રમકડાં છો, લાચાર છો પછી તમારો શો વાંક !" ગોવિંદે કહ્યું.

"તત્કાળ અહિંથી હવે ચાલવા માંડ." અનન્તે ગર્જના કરી.

"એટલે તમે તમારો હેતુ પાર પાડો. ઠીક. ત્યારે મારી કબૂલાત લખાવું છું તે તમારે જોઇતી નથી. અહિં આવી, મને મારી પેલો ચાવીનો ઝુમખો તમે લઈ લીધો ને તેને અંગે તમે મારા પર જે ઉપકાર કીધો છે તેનો બદલો મારા અપરાધીપણાના સબળ પુરાવા રૂપે તમને આપવો એમ માનું છું. દુર્જન લોકો કેટલીક વાર આવા ઉપકાર કરે છે. તેવો હું કરવા માગુ છું." ગોવિંદે કહ્યું.

અનન્ત વિચારમાં પડયો. "ઠીક લખાવો. બેસો."

ગોવિંદ સભ્યતાપૂર્વક બેઠો. અનન્તે સાવધપણે ટેબલેટ લઇ લખવા માંડયું. દર ક્ષણે ગોવિંદ પર નજર પડે તથા તે કોઈ જાતનું તોફાન ન કરી શકે તેવી રીતે સાવચેતીથી બેઠો. નલિનીએ ઉભાં થઇ જવા માંડયું.

"તમે બેસો. સાંભળો." ગોવિંદે ડોકું ફેરવી સ્મિત કરતાં કહ્યું.

નલિની પ્રત્યુત્તર આપવા ઉભી રહી નહિ.

"હા...હા...હા...હા" ગોવિંદ ખડખડાટ હસ્યો. "હં, ચાલો, અનન્તકુમાર લખો. તમે જરા પણ ગભરાશો નહિ. હું સ્હેજ પણ તોફાન કરનારો નથી. તમને ખરેખરું લખાવીને અહિંથી દુર્જનપણું હૃદયમાં દબાવી ચાલવા માંડીશ. માટે શાંતિથી લખજો. સમજ ન પડે ત્યાં પૂછજો." ગોવિંદે કહ્યું "હં મોહન ને તમારો સંબંધ તમે જાણો છો. એ એક બાજુ છે. હું ઢાલની બીજી બાજુ બતાવું છું. ચાલો હં, સિદ્ધપુરના

રહેવાશી સુધાકર શિવલાલ દલાલનો પુત્ર દિવાકર અને તે દિવાકર, સુધાકર શિવલાલ દલાલના ભાઈ મધુકર શિવલાલ દલાલના પુત્ર ગોવિંદનો પિત્રાઈ ભાઈ. બધાએ સિદ્ધપૂરમાં રહેવાનું. અવિભક્ત કુટુંબ. તેમાં મધુકર શિવલાલને મૂર્ખ બનાવી સુધાકર શિવલાલે ઘરની મીલકત પોતાને નામે કરી. મધુકરને પાછળથી ખબર પડી અને તેણે ભાઈ પાસે હિસ્સો માગ્યો. તે ન મળ્યો અને તકરાર વધી પડી. મધુકરની પત્ની મતલબ મારી મા સુવાવડમાં મરણ પામી હતી. મધુકરને સુધાકરની દયા પર જીવવાનું હતું કેમકે મારી સાત વર્ષની ઉંમર ને ઉછેરી ભણાવવાનું—આથી મધુકરનું કાંઇ ચાલ્યું નહિ. નોકરીમાં રૂપીઆ ચાળીસ મળતા તે ઘરખર્ચ ખાતે ભાઈને આપવાના રહેતા. ભાઈનો ભાભીનો મિજાજ સાધારણ નહિ. ખરૂં પૂછો તો ઘરનાં તાળાંની ચાવી તે મારી કાકી નૌતમ. ઘરની ધરી તો મારી કાકી નૌતમ. દિવાકર મારાથી બે વર્ષે નાનો છતાં તેનાં ઉતરેલાં કપડાં મારે પહેરવાનાં. દૂધ એને પીતાં વધે તો આખરે દહીં છાશ થાય. ગોવિંદને હવામાંથી દૂધનાં તત્વો લેવાનાં રહેતાં. ભાતમાં ઘીની ચમચી દિવાકરને. મધુકરને ઘીની શી જરુર! પાણીનો ઘુંટડો ઘીમાં ફેરવવાની એની શક્તિ હતી. દિવાકરને છ રોટલીની જરૂર રહેતી પણ તેનાથી બે વર્ષે મોટા ગોવિંદને ચારથી વધુની જરૂર નહોતી એવા સિદ્ધાંત પર ગોવિંદ વીસ વર્ષની ઉમરે પહોંચતાં પિતા વિનાનો થયો. દિવાકરને ભણવાનું જરૂરનું હતું. ગોવિંદને જરૂર નહોતી. આથી દિવાકર બી. એ. થયો. ગોવિંદ મેટ્રિક સુધી પહોંચી શકયો આટલું ગોવિંદનું ભણતર ખાતું." ગોવિંદે શ્વાસ લીધો. બીજી સીગારેટ સળગાવી. અનન્તે કુતુહલથી ગોવિંદ સામે જોયું. ગોવિંદ સ્વસ્થ જ હતો.

"હવે ખાતું નંબર બીજું–પ્રેમખાતું." ગોવિંદે ધૂમ્રગોટ કાઢ્યા. જાણે પ્રેમખાતા પર આગ મૂકી તેને ધૂમ્રઘોટે ગગનમાં ચઢાવતો ન હોય તેમ ધૂમ્રગોટ તરફ ક્ષણભર નિહાળી રહ્યો. કદાચ

ધૂમ્રગોટમાં એને એક વ્યક્તિ દેખાઇ. એનાં નયન સ્થિર હતાં. મિનિટ બે મિનિટનો આ સમય અનન્તને બે કલાક જેટલો લાગ્યો. તે ગોવિંદ સામે જોઇ રહ્યો. ગોવિંદના શરીરમાં કંપારી છૂટી હોય તેમ એને લાગ્યું. ગોવિંદ નિસાસો નાખતો હોય તેમ લાગ્યું પણ તરત જ સીગરેટનો એક દમ ખેંચી તે ટટ્ટાર થઈ ગયો. એને પણ આ ટૂંક સમય બે યુગ જેટલો લાગ્યો. ધૂમ્રગોટમાં એણે કાંઇ કાંઈ જોઇ નાંખ્યું. અનન્ત પર દૃષ્ટિ પડતાં સ્વસ્થ થઈ ગયો ને ફિક્કું હસ્યો.

"હં. પ્રેમખાતું–આ ખાતાંનો હિસાબ ક્યારે પૂરો થશે એ કહી શકાતું નથી."

"અમદાવાદમાં વેણીલાલ નામે ગૃહસ્થ રહે છે. મધુકર મારા પિતા અને વેણીલાલ બંને અમદાવાદમાં ટયુટોરીયલ હાઈ-સ્કૂલમાં સાથે ભણતા એટલે તેઓ મિત્ર હતા. મારા પિતાની સાથે ઘણીવાર હું તેમને ત્યાં જતો. બંને મિત્રોની વાતો સાંભળતો. પિતાના દુઃખે દુઃખી થતો. વેણીલાલે મારા કાકાથી છાની મદદ મારા પિતાને કરી હશે. મારૂં તેમને ત્યાં અવરનવર આવવું જવું થતું. મને ભણવા પર ખાસ ચિત્ત હતું જ નહિ તેમાં મારા કાકાની હું ભણું તે તરફ બેદરકારી અને મારા પિતા પણ વિશેષ કરી શકતા નહિ તેમજ ભણતરમાં બહુ માનતા નહિ. દરમ્યાન હું મોટો થતો ગયો.

વેણીલાલને બે પુત્રીઓ હતી–છે. એક વિલાસ અને એક વત્સલા. એઓ સાથે મને વાતનાં ગપ્પાં હાંકવાં ઠીક ફાવતાં. રમત રમતાં, ઠઠ્ઠામશ્કરી કરતાં. એમાં વિલાસ વધુ ચકોર, બટક-બોલી અને નીડર હોવાથી હું એના તરફ આકર્ષાયો. ઘણીવાર વત્સલાની ગેરહાજરી મને બહુ ગમતી.

"વિલાસ ! હું તને ગમું છું." એક દિવસ મારાથી ન રહેવાયું ને બોલાયું.

"કેમ નહિ ?" તેણે કહ્યું.

"તો પછી–" મારાથી સ્પષ્ટ ન બોલાયું.

"તો પછી શું ?" એણે કહ્યું.

"આપણે પરણવું." મેં કહી દીધું.

"મારે ના નથી."

"આ ઉત્તરથી મને જે સંતોષ ને આનંદ થયો હતો તે લાગણી યાદ કરતાં મને અત્યારે પણ મારાં રૂંવાં ઊભાં થાય છે." ગોવિંદે કહ્યું.

આ કથન અનન્તને સત્ય લાગ્યું. ગોવિંદનો અવાજ, એના મુખ પરના ભાવો, એની આંખમાં ચમકાર વિગેરે તેની સાક્ષી પૂરતાં હતાં. ક્ષણભર અનન્તને ગોવિંદની દયા આવી.

"મારા કાકાને વહેમ પડયો. મારી કાકીને ખાત્રી જ થઇ ચૂકી. બંનેએ નિશ્ચય કર્યો કે **વિલાસ** દિવાકરની **ગોવિંદની** નહિ.

પ્રચાર કાર્ય શરૂ થયું. ગોવિંદ એટલે મૂર્ખતાનું પૂતળું. ગોવિંદ એટલે રખડુ. ગોવિંદ એટલે સીનેમા હાઉસનો લોફર. ગોવિંદ એટલે દારૂનાં પીઠાનો રોજનો ઘરાક. ગોવિંદ એટલે ઉડાઉ દેવાળીઓ. ગોવિંદ એટલે અનેક રોગનો કોઠાર. પણ ગોવિંદની ખ્યાતિ હજી વધવાની બાકી હતી.

"વેણીલાલને અનેક પત્રોથી ચેતાવી દેવામાં આવ્યા હતા. એમની સ્ત્રી મૃદુલાને પત્રોથી સલાહ મળતી ચાલી. મારે માટે હંમેશને માટે જ કહોને–વેણીલાલનાં બારણાં બંધ થતાં હોય તેમ લાગવા માંડયું. વિલાસને દૂર રાખવામાં આવતી. તે મેટ્રિક થઈ ગઈ હતી. એને મુંબઈ કૉલેજમાં મૂકવા વિચાર કરવામાં આવ્યો.

"કાકા કાકીને એક અમૂલ્ય તક મળી ગઈ. અનાયાસે વેણીલાલ તેમનાં માતુશ્રીનું શ્રાદ્ધ કરવા સિદ્ધપુર આવી પહોંચ્યા, કાકાને ખબર પડી. આગ્રહ કરી તે પોતાને ઘેર સર્વેને તેડી

લાવ્યા. કોણ જાણે શાથી–પણ મને પાછળથી સમજાયું કે કાકા અને કાકીએ મારા પ્રતિ પૂર્ણ વ્હાલ બતાવવા માંડ્યું અને નવો ડ્રેસ પહેરવા મળ્યો. ભાઇ, ગોવિંદ જેવા મીઠા શબ્દો કાને પડવા લાગ્યા. મને થયું, મારું જીવન બદલાય છે અને ખરેખર જ તે બદલાયું," છેલ્લા શબ્દો બોલતાં ગોવિંદનો અવાજ ઘટ્ટ ને કર્કશ બન્યો. આંખો લાલચોળ થઇ ગઈ, હોઠ, દાંત વચ્ચે દબાઈ ગયા. હાથની મુઠી વળી ગઇ. પણ વિજળીના ચમકારાની જેમ તે પુનઃ સ્વસ્થ થઈ ગયો.

અનન્તની ચકોર દૃષ્ટિ ક્ષણમાં તુરત જ બધું ગ્રહણ કરી શકી.

" દૂધપાક પૂરી ને ભજીયાંનું જમણ હતું. બધાં આનંદે હો હા કરી જમતાં હતાં. મારી સાથે વેણીલાલ કે મૃદુલા ખાસ બોલતાં નહોતાં. વિલાસે છાના માનાં એક બે વખત મારી સામે દૃષ્ટિ મેળાપ કરી લીધો હતો. કાકા અને કાકી જાણે હું જ તેનો ખરો દિકરો હોઉં તેમ આગ્રહ કરી મને જમાડતાં હતાં. મને કહેવામાં આવ્યું કે તે દિવસે મારો જન્મ દિવસ હતો. મારી સમજ પ્રમાણે મારો જન્મ દિવસ ત્રણ માસ પછી આવતો હતો પણ તે જાહેર કરવાની કે સમજાવવાની મને તક મળી નહિ–આપવામાં આવી નહિ.

દિવસ વીત્યો, રાત પડી, મારા દિલમાં શું થતું હતું તેની મને સમજ પડી નહિ, પણ કાંઇ થતું હતું એ ચોક્કસ."

ગોવિંદને બીજી સીગરેટ સળગાવી પીવી પડી.

" બરાબર મધ્યરાત્રિ ગઇ હશે. હું ઊંઘતો હતો કે જાગતો હતો તેનું મને સ્મરણ નથી. ઊંઘતો ન કહેવાઉં કેમકે મારી આંખ આગળ અનેક દૃશ્ય આવી ભેગાં થતાં, એક બીજામાં ગુંચવાતાં–ઘડીક હું મને આગગાડીમાં બેઠેલો અને ઘડીમાં હું આગગાડીમાંથી કૂદી પડવાની તૈયારી કરતો–ઘડીમાં વિલાસના ખોળામાં માથું મૂકી ચોધાર આંસુએ રડતો, ઘડીમાં કાકાની

કઠોર વાણીનો ભોગ બનતો, ઘડીમાં કાકીના લાડઘેલા શબ્દો સાંભળતો, ઘડીમાં દિવાકરના મ્હોંડે 'સુવ્વર' 'હરામખોર' જેવાં વચનામૃત સાંભળતો, ઘડીમાં પિતાની મૂર્તિ જોતો ને તેનો ઠપકો સાંભળતો કોણ જાણે કયારે નિદ્રાવશ થયો હોઈશ તેની મને ખબર નથી પણ મેં એકાએક કોલાહલ સાંભળ્યો. અંધારામાં એકદમ વિજળીના દીવા થતાં હું ચમકી જાગી ઉઠયો, બેઠોથયો, બધાં નીચે ગયાં હતાં. હું પણ નીચે ગયો. કોઈની નજરે પડયો નહિ અથવા કોઈએ મને જોયો નહિ અથવા કોઈએ મને જોવાની તસ્દી લીધા નહિં."

ગોવિંદે સીગરેટનો દમ ખેંચ્યો.

"બહાર કેટલાંક માણસો ભેગાં થયાં હતાં. એટલામાં એક પોલીસ તથા જમાદાર આવ્યો."

"શું છે?" જમાદારે મારા કાકાને પૂછ્યું.

"ઘરમાં ચોર ભરાયો છે." એમણે કહ્યું.

"ચોર!"

"હા."

"મારા હાથની બંગડીઓ ખેંચતો હતો હું જાગી ઊઠી ને ચીસ પાડી" મારાં કાકીએ કહ્યું "આ બંગડીના ઘસરકા મારા હાથ પર છે, જુઓ."

જમાદારે બંગડીથી મારાં કાકીની કોમળ ચામડી પર પડેલું છોલાણ જોયું.

"હા—હાથ છોલાયો છે." જમાદારે જોયું, ટીકા કરી, ડાયરીમાં નોંધ કરી.

"—ને-ને—બૂમ મારતાં તે નાઠો." કાકીએ શ્વાસ લેતાં કહ્યું.

"ને બધાં જાગી ઊઠયાં. લાઈટ કીધું ને નીચે આવ્યાં. કદાચ તેની પાસે હથિયાર હોય તો—તો—" મારા કાકા આગળ બોલી ન શકયા. એમના નિર્દોષ ગભરાટનાં પૂર વહેતાં હતાં.

"ત્યારે ચોર હજી ઘરમાં જ છે?" જમાદારે પૂછ્યું.

"હોવો જોઇએ." મારા કાકાએ કહ્યું.

"ઠીક, ચાલો—" બોલતો કદાવર શરીરનો જમાદાર દાદર ચઢયો. પાછળ પોલીસ ગયો.

"તમે–તમે ઉપર ના જશો." મારાં કાકીએ કાકાને દાદર ચઢતા અટકાવ્યા, પરન્તું મારા કાકા ડરપોક નહોતા એટલે પોલીસની પાછળ નેતરની સોટી લઈ રૂવાબથી ચઢયા. વેણીલાલ પણ પાછળ ચઢયા.

"જમાદાર સાહેબ છે પછી ડર નથી. તમે નીચે બેસો." કાકાએ દાદર ચઢતાં કાકીને કહ્યું. "—ને દિવાકર! તારી મા પાસે બેસ. પેલી લાઠી પાસે રાખજે—ને બહાર લોકો છે. જરાપણ ગભરાશો નહિ" કાકાએ છેલ્લું પગથીઉં ચઢતાં હિંમત આપી.

"લોકોનાં ટોળામાં મહોલ્લામાંના બે ત્રણ મરદો હતા, બાકી બાજુનાં ઘરમાં સ્ત્રીપુરૂષો એટલે બેઠાં હતાં, દરેકે પોતાનાં બારણાં કાળજીપૂર્વક બંધ રાખ્યાં હતાં. દરેક પાસે એક જાડી પાતળી લાકડી હતી. દરેકને એમ થતું હતું કે હું ચોરને પકડવાનું માન મેળવું પણ કોઈની હિંમત જમાદારની આગળ જઈ ચોરને પકડવાની નહોતી. ચોરની ગેરહાજરીમાં દરેક મનુષ્યનાં શૂરત્વ, નીડરપણું, હોંશિયારી, ચતુરાઇ યુક્તિપ્રયુક્તિ વિગેરેનાં મહા–ભારતને હઠાવે એટલા પૂરમાં બ્યાન થતાં હોય છે. કેવળ ચોર અમુક જગાએ છે એમ જાણ થતાં જ તે સર્વેનાં પૂર ધરતીકંપ થતાં જેમ નદીનું પાણી ભૂગર્ભમાં ઘણીવાર સમાઈ જાય છે તેમ સમાઇ જાય છે. લોકો ટોળે મળી એટલા પ્રમાણમાં શોરબકોર

કરે છે, ચોર શોધનારને ગાડાં ભરીને બહારથી એટલી સલાહ આપે છે કે ચોર શાંતિથી પોતાનો માર્ગ કરીને સરકી જઈ શકે છે. ચોર મામુલી હોય તો લોકોનો ઘોંઘાટ જગતનો મહાન વિજય પ્રાપ્ત કર્યો જેટલો હોય છે પણ જાણીતો નામચીન ઘર-ફાડુ હોય તો તો ઘરફાડુ પલાયન થાય ત્યારબાદ ઘોંઘાટ તથા લોકોનાં ટોળાં પૂર બહારમાં બહાર પડે છે. વાત એટલી ઉત્સા-હથી થાય છે, સ્ત્રી–પુરૂષ બાળકોમાં એટલો આવેગ આવે છે કે રસોડામાં દાળ બળી જાય, ભાત સુકાઇ જાય, છોકરાંનું દૂધ બિલાડાં પી જાય તેનું ભાન લોકોને રહેતું નથી.

"હું ચોર–ચોરી–જમાદાર વિગેરે શબ્દો સાંભળતો હવે પૂર ભાનમાં આવ્યો હતો. મારે શું કરવું? કાકાએ મને કોઇનું રક્ષણ કરવાનું સોંપ્યું નહોતું. હું મારી મેળે જ દાદર ચઢવા લાગ્યો. કોઇએ અટકાવ્યો નહિ.



લાઈટ પૂર બહારમાં હતું. ઉપલે–પહેલે માળે ત્રણ ઓરડા બરાબર તપાસીને જોવાયા. એમાં કંઈ ગરબડ નહોતી. છતાં સાવચેતી ખાતર બધું જ જોવાયું. ખૂણામાં કબાટ હતું તે પણ ઉઘાડાયું. કદાચ એમાં ચોર હોય. એક પટારો હતો તે પણ ઉઘાડી જોવાયું. કદાચ તેમાં પણ ચોર હોય!

બીજે દાદર પહેલાંની જેમ બધા ચઢયા. હું ફકત બારી આગળ ઉભો રહ્યો. પાંચ સાત મિનિટ થઈ હશે. મેં સાંભળ્યું.

"શેઠ! ઘરમાંથી કંઇ ગયું લાગતું નથી." જમાદારનો અવાજ આવ્યો.

"ન યે ગયું હોય. પણ–પણ–કોઇ હતું એ ચોક્કસ. મારા પગને અફળાયું પણ ખરૂં. અને મારી વહુએ ચીસ પાડીતે?" કાકાનો અવાજ આવ્યો.

"ઠીક. તો દરેક કબાટ ખૂલી જુઓ, કાંઇ ગયું તો નથી!" જમાદારે સૂચવ્યું.

"દીવુ! ચાવી લાવ." કાકાએ બૂમ મારી.

"ચાવીની કાંઈ જરૂર નથી. ચોરે ખોલ્યું હશે તો ખુલ્લું જ હશે. ચાલો, આમ આવો." જમાદારનો અવાજ આવ્યો.

"લ્યો, આ બંધ છે. આ ખૂલ્લું છે, જુઓ એમાંથી કાંઇ ગયું છે!" જમાદાર બોલતા સંભળાયા.

"હેં, એ ખુલ્લું છે!" કાકાનો ગભરાટભર્યો અવાજ આવ્યો. "થોડીકવાર થઈ. હા–મારા બાપ–આજે જ મેં એમાં સો સોની દશ નોટો મૂકી છે તે નથી."

"બરાબર શાંતિથી તપાસો." જમાદારે કહ્યું.

"અરે પણ આ કેશબોક્ષ જ ખુલ્લી છે, એમાં હતી."

"ચોકકસ?"

"ચોકસ—આ—આ—આ—પાકીટમાં એના નંબર હશે—લ્યો આ રહ્યા. લખી લો." કાકાએ નંબર લખાવ્યા.

"તમે નોટોના નંબર લખી રાખો છો એ સારી વાત છે," કાકાની બુદ્ધિની જમાદારે પ્રશંસા કરી.

"મને બેંક કેશીઅરે કાલે જ નંબર નોંધાવ્યા હતા. પહેલાં હું નહોતો નોંધતો પણ એણે મને સલાહ આપી ને મેં નોંધ્યા; આ કામ લાગ્યા." કાકાએ કહ્યું.

"બીજું કાંઈ ગયું છે! જુઓ."

"આ કબાટમાં તો બીજું કાંઇ નથી."

"ત્રિજોરી રાખો છો?"

"હા. આ રહી. ના. આ તો બંધ છે. પણ એમાં કાંઇ ખાસ રાખતા નથી."

"તમે નીચે ગયા ત્યારે નીચેનાં બારણાં ઊઘાડાં હશે!" જમાદારે પૂછ્યું.

"ના. બંધ જ હતાં આગળો વાસેલો હતો."

"તમારા ઘરમાં નવાં માણસો કોઇ આવ્યાં છે?"

"હા, પણ એ તો મારા મિત્ર છે. આ વેણીલાલ ઈન્સ્યોરન્સ એજન્ટ છે."

"થોડીવાર કોઈ બોલ્યું નહિ. મેં અનુમાન કીધું કે જમાદાર વેણીલાલનું મ્હોં જોતો આંખ વડે એના શરીર વગેરેનું માપ લે છે.

"ઠીક. આ ઓરડામાં કોણ સૂએ છે!" જમાદારે પૂછ્યું.

" આ વેણીભાઈ, મૃદુલાભાભી, વિલાસબેન ને વત્સલાબેન. કાલે જ આવ્યાં. ચાલો, અંદર જોઈએ. "

" બધાં એ ઓરડામાં જતાં લાગ્યાં.

અહિં બારીઓ તો ખુલ્લી છે. પણ જાળીઓ મજબૂત છે તે ખોલી કોઈથી આવી શકાય નહિ.—હં–પણ–આ–આ–ટ્રંક ખુલ્લી છે ! " જમાદાર પૂછતા હોય તેમ લાગ્યું.

" જુઓને વેણીભાઈ ! " કાકાનો અવાજ આવ્યો.

" એ તો વિલાસની ટ્રંક છે. કદાચ ખુલ્લી રહી ગઈ હોય. "

" એમાં જુઓ કાંઈ ગયું તો નથી. "

" વિલાસ ! ઉપર આવ. " વેણીલાલે બૂમ મારી.

"વિલાસ તથા મૃદુલા ઉપર આવ્યાં ને ઉપર ગયાં. મેં સ્હેજ આડા ફરી બંનેને ઉપર જતાં જોયાં.

" વિલાસની બંગડીઓ નથી. "

" બરાબર તપાસ કરો. જુઓ. "

" નથી. "

" બીજી પેટીમાં જો. " વેણીલાલ બોલ્યા.

" પણ મેં આમાં જ મૂકી હતી." મૃદુલાનો અવાજ આવ્યો.

" ભૂલમાં યાદ એવું રહી ગયું હોય. તારી ટ્રંકમાં જોતાં શું થાય છે. આજ સાંજના બજારથી આવી તેમાં મૂકી હોય." વેણીલાલે કહ્યું.

" મને ચોક્કસ યાદ છે. મેં મારી ટ્રંક ખોલી જ નથી. છતાં જુઓ, આ ખોલી. લ્યો જુઓ. છે ? નથી. "

"બંગડી કેટલાની છે?" જમાદારે પૂછ્યું.

"સવા પાંચ તોલાની ચાર–પૉલીશની."

સવાર થવા આવ્યું હતું.

"સવાલ એક જ છે. ચોર આ મકાનમાં બારી વાટે આવી શકે એવું છે જ નહિ એ તો મેં બરાબર જોઇ લીધું. છાપરું કોર્યું નથી. અગાશી આ ઘરને છે નહિ. નીચેનાં બારણાં તમે કહો છો કે ચોક્કસ બંધ હતાં. નોકર!—" જમાદારે પૂછ્યું.

"નોકર–ઘણું ખરું રાતે સૂએ છે પણ કાલે તાવ આવવાથી ઘેર ગયો છે." કાકાએ કહ્યું.

"એનું નામ?"

"નાથુ."

"બીજું કોણ કોણ રહે છે?"

"મારાં વહુ, દીકરો ને ભત્રીજો."

"કાકાએ ત્રણેનાં નામ લખાવ્યાં.

"બધા ધીમે ધીમે નીચે ઉતર્યાં. હું ઉભો હતો તે ઓરડામાં ઊભા રહ્યા.

"તમારા કોટ–પાટલુનના ખીસામાં કાંઇ રાખો છો! તે બધું સલામત છે!" જમાદારે દાદર ઉતરતાં પ્રશ્ન કર્યો.

"એ જોયું નથી. ઉભા રહો જોઈ લઇએ." કાકાએ કહ્યું. "વેણીભાઇ! તમે તમારો કોટ જોઇ લો."

"એમાં કાંઇ હતું જ નહિ." વેણીલાલે કહ્યું.

"આ મારો કોટ–લ્યો એમાં તો પાંચ રૂપિયાની નોટ હતી તે આ રહી. દિવાકરનો આ કોટ પણ એમાં શું હોય? ખાલીખમ છે." કાકાએ કહ્યું.

"ને–આ–આ–શું–નામ–ગોવિંદલાલના?" જમાદારે પૂછ્યું.

"હા. ગોવિંદભાઈ ને–મેં કાલે વીંટી આપી હતી પહેર-રવાને–એનો જન્મદિન હતો તે તે એને–એની આંગળીએ જુઓ છે કે નહિ !" કાકી દાદરનાં છેલ્લાં પગથીઆં પર હતાં તે બોલી ઉઠયાં.

"ના, મેં સાંજે તમને કાઢીને પાછી આપી કેમકે નાની પડતી હોવાથી મારી આંગળી દુખતી હતી. તમે કહ્યું કે હમણાં રહેવા દે કાલે આપજે. મેં કોટમાં મૂકી હતી." મેં જવાબ દીધો.

"તે જો, છે કે નહિ ? લાવ–લાવ તારો કોટ–કયાં છે ?" કાકાએ પૂછ્યું.

"ઉભો રહે હું જ જોઇ લઉં." મને જતો અટકાવી કાકાએ મને કહ્યું.

"કાકાએ સફાઈથી કોટ લીધો. આગળના ખીસામાં હાથ નાખ્યો. સેંટવાળો રૂમાલ કાઢી નીચે નાખ્યો. રૂમાલમાં સેંટ કયાંથી આવ્યું ? મને આશ્ચર્ય થયું. બીજા ખીસામાં હાથ નાખ્યો. બેચાર કાગળો નીચે નાખ્યા. સફાઈથી, બેદરકારીથી. કૃત્રિમતાથી નહિ. કુદરતી ઢબથી. અંદરના ઘડીઆળ ખીસામાં હાથ નાખ્યો. કદાચ વીંટી ઘડીયાલ રૂપ બની ગઇ હોય.

"ઉપલક દૃષ્ટિએ જોનારને કાકાનું કાર્ય કુદરતી લાગે. ઝીણી દૃષ્ટિથી જોનારને કાકાની રીત પદ્ધતિસરની વિચારપૂર્વક લાગે. બધાં ખીસાં જોયાં.

"અલ્યા ! વીંટી નથી !" કાકાએ કહ્યું.

"હોવી જ જોઈએ." મેં કહ્યું.

"કોટને ચોર–ખીસું નથી !" જમાદારે પૂછ્યું.

"હોવું જ જોઈએ. આ રહ્યું." કાકાએ સફાઇથી હોઠ દાબી, પરિશ્રમ, મહાપરિશ્રમ કરી ચોરખીસામાં આંગળી નાખી-

વીંટી જાણે કરન્સી નોટોના ટુકડા બની ગઈ હોય તેમ સો-સોની સાત નોટો નીચે ટપકી પડી. બધાં જોઈ રહ્યાં.

"આ શું–નોટો !" કાકાથી ઇરાદા પૂર્વક બોલવાનો પ્રયાસ ન કરતાં બોલાઇ જવાયું.

"સો-સોની !" જમાદારે કહ્યું, "જુઓ કયા નંબર છે ?"

"પોલીસે નંબર વાંચ્યા. [illegible]૦૫૨૭૪૫ થી [illegible]૦૫૨૭૫૧.

"એ જ નંબર" જમાદારે કહ્યું. "સાત નોટો મળી. ત્રણ જોઇએ."

"ગોવિંદ ! ગોવિંદ ! આ નોટો તારી પાસે ક્યાંથી ?" કાકાએ ગળગળા અવાજે પૂછ્યું. હું દિગ્મૂઢ જેવો ઉભો રહ્યો.



"ગોવિંદ ! બોલ તો ખરો, આ ગંભીર બાબત છે !" કાકાએ ફરીથી જરા સખત અવાજે કહ્યું.

"મને કશી સમજ પડતી નથી. હું કાંઇ જાણતો નથી." મેં કહ્યું.

"વીંટી ક્યાં છે ?"

"મને શી ખબર ? આ કોટના ખીસામાં મૂકી હતી." મેં જવાબ દીધો.

"આ બધાનાં દેખતાં અત્યારે જ સાચું કહેવું એ વધારે સારું છે." મારા કાકાએ આજીજી કરતાં કહ્યું.

"હા–પણ જે વિષે હું જાણતો હોઉં તે વિષે કહી શકું." મેં જવાબ દીધો.

"જમાદારે મારા કાકાના કાનમાં કાંઇ કહ્યું.

"દિવાકર, ગોવિંદની પેટી લાવ." કાકાએ દિવાકરને કહ્યું.

"હું દિગ્મૂઢ જ બની ગયો હતો. મારા ખીસામાંથી વીંટી ગઈ. સાતસો રૂપિયાની નોટો ચોરખીસામાંથી નીકળી. હવે મારી પેટી ખોલાય છે. શું થશે ?

"આ વિચાર કરું છું ત્યાં પેટી આવી, કાકા નીચે બેઠા. બધાં ઉત્સુકતાથી જોવા લાગ્યાં. મારાં કપડાં એક પછી એક નીકળવા લાગ્યાં, બધાં જ કપડાં બહાર કાઢવામાં આવ્યાં. જમાદારનું ધ્યાન તે તરફ નહોતું. મારા ખીસામાંથી નીકળેલા કેટ-

લાક કાગળો વાંચી તેમાંથી તે કાંઇ લખી લેતા હતા, ત્યાં કાકાએ છેલ્લું કપડું કાઢ્યું. મારૂં નવું ધોતીયું હતું. સફાઇથી તે તેમણે બહાર કાઢયું ત્યાં ખણુણુણુ...

"બધાંજ ચમક્યાં. જમાદારે ગંભીરપણે સ્થિર દૃષ્ટિ નીચે પડેલી ચાર બંગડીઓ પર નાંખી.

" એજ વિલાસની બંગડીઓ." મૃદુલાએને કહ્યું

"બધાંની નજર મારા પર ચોંટી. શું જવાબ દઉં છું તેની જાણે રાહ જોતા ન હોય!

"હું શું કહું? મારે કહેવાનું શું હતું?

"મારાં કપડાં, મારો કોટ, કોટનું ચોરખીસું, નવું ધોતીઉં બંગડી, સાતસો નોટો, તે નોટોના નંબરો, ખોવાયલી વીંટી, અને બાકીમાં જમાદારના હાથમાંના કાગળો એ સર્વેને વાચા આવી ગઇ હતી. હું તેમના તીક્ષ્ણ કઠોર શબ્દો સાંભળતો હતો. મારા હૃદયમાં તે શબ્દો શૂળની પેઠે ધોચાવા લાગ્યા. ગોવિંદ ચોર છે—ગોવિંદ ચોર છે. ગોવિંદ ચોર છે ની ધૂન મારા હૃદયમાં જગાવી દીધી હતી. ચારે બાજુ મને પોલીસો જ દેખાયા. કાકા, કાકી, વેણીલાલ, વિલાસ સર્વે કાંઇક હવામાં ઉડી ગયાં. આખું મકાન જાણે ન્યાયાધીશની કચેરી—જમાદાર મને ન્યાયાધીશ રૂપ દેખાયો. આખું ઘર કચેરી બની જતાં તે મારી તરફ ઘૂમવા લાગ્યું. દૃશ્ય મારાથી સહન ન થયું. આંખો બંધ થઈ ગઇ. પગ ફરવા લાગ્યા. જાણે મારી પાછળની ભીંત પીગળી પાણી બની ગઇ.

"હું ધબ કરતો પછડાઈ પડયો.

"થોડીવારે હું જાગૃત થયો. મારા મ્હોં પર પાણી છાંટવામાં આવ્યું હતું. કાકા મારી પાસે બેઠા હતા, બીજાં બધાં શૂનમૂન આઘે હતાં.

" જમાદાર સાહેબ ! માલ બધો મળ્યો છે. ત્રણુસો રૂપીઆ ખૂટે છે. મળી જશે. ગમે તેમ ઘરનું માણુસ છે, મારે કાંઇ કરવાનું નથી. " મેં કાકાના શબ્દો સાંભળ્યા.

"હું બેઠો થયો, માથાના ભીના વાળ હજી તેમના તેમ જ હતા.

" મને લાગે છે કે તમારા ત્રણુસોનો પત્તો આ કાગળમાં છે." જમાદારે કહ્યું.

" શું ?" મારા કાકાને નવાઇ લાગી.

" વાંચો. " જમાદારે કાકાને કાગળો આપ્યા.

"કાકાએ વાંચ્યા.

"શું વાંચ્યું તેની મને હજી પણ ખબર નથી. પણ નક્કી થઇ ચૂકયું કે મેં કોઇ મારા મિત્ર રતનલાલ પાસેથી અઢીસો રૂપિયા ઉછીના લીધેલા તે ભરી દેવા વાપરેલા. જન્મગાંઠને દિવસે હું સવારના બહાર ગયો હતો તે વખતે આપેલા. હવે તેની શોધ થાય તો નંબરવાળી નોટો મળે. પરન્તુ મારા કાકા દયાળુ હતા. એમના હૃદયમાં દયાનાં અજબ ઝરણો ફુટેલાં અને તેમાંથી દયાના નાયગરા ધોધ વહેતા હતા.

" નારે ના. મારા ભાઇનો દીકરો તે મારો જ-મારે કાંઇ તપાસ કરવી નથી. માફ કરજો જમાદાર સાહેબ. મેં તસ્દી આપી. લ્યો." મારા કાકાએ ઉભા થઇ રૂપીઆ દશની નોટ જમાદાર સાહેબને આપવા માંડી.

"જમાદારે તે ન લીધી.

" મારી ફરજ મેં બજાવી છે." જમાદારે કહ્યું.

"કાકાનો આગ્રહ નિષ્ફળ ગયો. " ચ્હા પીને જાઓ " કાકાએ કહ્યું.

" થેંકયુ " કહી જમાદારે સ્મિત કરી જવા માંડયું.

"મિસ્ટર! આવા કાકા નહિ મળે હો. હવે સુધરજે" જમાદારે દાદર ઉતરતાં મને ઉદ્દેશીને કહ્યું.

"મારાથી નિસાસો નખાઈ ગયો.

"ચાલ, ભાઈ, ગોવિંદ! હોય ભૂલ થાય, હવે એવી ના કરીશ. ચાલ, કપડાં ગોઠવી દે. વેણીભાઈ ઘરના માણસ છે. કાંઈ હરકત નહિ. ચાલ બેઠો થા જોઉં." કાકાએ મને સાંત્વન આપતાં વચનો કહ્યાં.

"બધાની નજર મારા પર ઠરી રહી હશે એમ મને લાગ્યું.

"મેં ઊઠવા પ્રયાસ કીધો. પગે ના પાડી. દિલે ના પાડી, સર્વે અવયવો મને બેવફા નીવડયાં, મારું શરીર ભીંત પર અફળાતાં માથું ભીંતમાં ભટકાયું. ક્ષણભર આંખો બંધ થઈ.

"ચાલ, દિવાકર! તું બધું ગોઠવી દે. પેટી ઠેકાણે મૂકી દે," કાકાએ દિવાકરને કહ્યું, દિવાકરે આજ્ઞા પાળી.

"ચાલો. દાતણપાણી કરો. ચ્હા મૂકો. ગોવિંદ ધીમે ધીમે સ્વસ્થ થશે." કાકાએ કહ્યું.

"બધા એક પછી એક ઉઠયાં હશે એમ માનું છું.

"મારી આંખોમાંથી પાણી વહી રહ્યાં હતાં. દિલ ખળભળી ઉઠયું હતું. હું ચોર. ગોવિંદ ચોર. મધુકરનો દીકરો ચોર, જેને કાકાએ દિકરાની માફક પાળ્યો તે બેવફા, હરામખોર નીકળ્યો. વિલાસને તે પરણવા માગતો હતો, તે વિલાસનો પ્રેમી, વિલાસનાં ઘરેણાંનો ચોર, વેણીલાલના મિત્રનો પુત્ર તે ચોર, શેરીમાં દરેક જણ ચોર—ગોવિંદ ચોર—ભત્રીજો ચોર—એમ ઘોંઘાટ કરતાં હોય તેમ મને લાગ્યું.

"ઓ ભગવાન્! ઓ પ્રભુ! નમાયો, નબાપો દીકરો, તેને કોણ ખરું સાંત્વન આપે? એકાકી બનેલો, નિરાધાર તેનો શબ્દ પણ કોણ માને? સત્યુગનો જમાનો નથી. હું પાપી નથી છતાં

મારાં પુણ્ય નથી, તપશ્ચર્યા નથી, સત્ નથી-પૃથ્વી મને ક્યાંથી સમાવી દે!! આજે મારા દુર્ભાગ્યે ધરતીકંપ થતો નથી કે ઘરનો માળ તૂટી પડતો નથી. આ દુષ્ટ દેહમાંથી આત્મા કેમ છૂટી શકે ? ભૂસકો મારું ? બારીએ ચઢવા તાકાત નથી દાદરથી પડું ? આમ જીવતા રહેવાનો ભય છે, ઝેર પીઉં ? કોણ આપે ? શું કરું ? કોને પોકારું ? તિરસ્કારના ચોતરફથી ધસારા થઈ રહ્યા છે તો હું ક્યાં જાઉં ? જેને પ્રિયતમા માનતો હતો તેની દૃષ્ટિ સમક્ષ ચોર ઠર્યો તો ઘરમાં કેમ રહી શકું ?

"એકાએક શરીરમાં દૈવી બળ આવ્યું, આંખમાંનાં પાણી સૂકાઈ ગયાં, આંખમાં જ્વાળામુખી ફાટયો.

"કાકા ! નીચ–પાપી–દુષ્ટ–નરાધમ–ભત્રીજાનો આમ જીવતે જીવન નાશ કરવો છે એમ ? નહિ–નહિ–નહિ બને તે તારાથી દુરાત્મન્! ચેત–સંભાળ ગોવિંદમાં આજથી દૈત્ય પ્રવેશ્યો છે.

"થયું કે કાકાનું ગળું દાબી દઉં. ગુસ્સો શાંત પડયો. કેવી રીતે તે બને ? દિવાકર મારાથી વધુ મજબૂત છે. વેણીલાલ છે. નાથુ કે તેનો ભાઇ ચીમન હમણાં આવશે. મને ગેટ પર લઈ જવાશે. હું વેર ક્યાંથી લઇશ ! !

"યંત્રવત્ ઉઠયો, સામે વત્સલા મળી. મેં નજર ફેરવી. દાદર તરફ જતાં વિલાસ મળી. મારાથી હોઠ કરડાઈ ગયા. નિસાસો નખાઇ ગયો. વિલાસ મને અડકતાં અભડાતી હોય એમ સંકોચાઇ ચાલી ગઈ. દાદર ઉતર્યો. નીચે ગયો. ઓટલે ગયો. પગથીઆં ઉતર્યો. મેં સાંભળ્યું-

"ક્યાં જતો હશે ?–અરે ગોવિંદ ! સાંભળો છો –મકુ– આ ગોવિંદ કાંઇ જાય છે ગોવિંદ, એ ગોવિંદ !" કાકીના સ્વરો મેં સાંભળ્યા.

"પાછળથી મોટો ઘાંટો સંભળાયો. "ગોવિંદ !"

"મારા પગમાં ચેતન આવ્યું. મેં દોટ મૂકી.

"ગોવિંદ—ગોવિંદ—ગોવિંદ —શબ્દો ક્રમે ક્રમે મંદ થતા સંભળાતા બંધ થયા.

"આજુબાજુ કોણ છે, કોઈ કાંઈ બોલે છે, મારે માટે ટીકા કરે છે, છોકરાંઓ હસે છે, ગાય ભેંસ ભડકે છે કાંઇ પણ ન જોતાં વીસેક મિનિટ દોડતાં હું અટકયો થોભ્યો. મને આમ દોડતો જોઇ રસ્તે જનારાને નવાઇ લાગી એવું મને લાગ્યું. હું ઊભો રહ્યો. હાંફવા લાગ્યો. સામે ગાડું છૂટેલું હતું. ગાડાંવાળો હુક્કો ગગડાવતો હતો. તે મારા સામું જોઇ રહ્યો. મને લાગ્યું કે તે મને શંકાની દૃષ્ટિથી જોય છે. જરૂર જ તે કાકાનો માણસ હશે. મને બાંધી ગાડામાં નાખી કાકાને ત્યાં જ લઈ જશે. હવે કયાં જાઉં! સામે તળાવ છે. મેં દિશા બદલી સ્ટેશન તરફ પગ ઉપાડવા માંડયા. ગાડું દેખાતું બંધ થયું. હું ફરી દોડયો.

"દોડતાં દોડતાં થાકયો. બેઠો. શ્વાસ લેવા લાગ્યો. મારાં ભીનાં થયેલાં કપડાં સુકાઇ ગયાં હતાં પણ એક ખમીશ ને લેંઘો. મેં બીજું શું પહેર્યું હતું! મારી પાસે શું નાણું હતું! દમડી પણ નથી. ભિખારી.

"કાકાના ઉદાર દિલની દયાનું જીવન અને ભિખારીપણું—કંગાળપણું શું ઉત્તમ! કલાકમાં આખા ગામમાં ખબર પડશે. ગોવિંદે ચોરી કીધી છે, કાકાએ ઉદારતા બતાવી છે. ગોવિંદ હરામખોર થઈ નાસી ગયો છે.

"ગોવિંદને કોણ આશ્રય આપશે?

"ગોવિંદને નોકરી કોણ રાખશે!

"ગોવિંદને કોણ નાણાં ધીરશે?

"આભ તૂટી પડ્યું. ઘર ગયું, આજીવિકા ગઇ, વિલાસ ગઇ. વિલાસ! વિલાસ!—આ શરીર, ખમીશ લેંઘો ને આત્મા એટલું રહ્યું.

"વિલાસ! વિલાસ! રડી દેવાયું.

"દૂર આગગાડી આવવાનો સ્ટેશનનો ઘંટ સંભળાયો.

"હું સ્ટેશન નજીક છું. આગગાડી પાંચ મિનિટમાં આવશે. ચાલ, ઊઠ ગોવિંદ! હોશિયાર. સાવધાન બન નીડર. સંસાર-સાગરમાં સાહસ ખેડવા થા તત્પર.

"પણ—ટિકિટ—પૈસા—

"હં. મૂર્ખ! ટિકિટ કેવી! તેં શું આજથી નવો પાસપોર્ટ નથી લીધો! તારી બુદ્ધિ અજમાવ. વિના કારણે તું ચોર ઠર્યો છે, પરમેશ્વરે તને એ માર્ગે મૂકયો છે, પ્રારબ્ધે તને એ માર્ગે જવા વલણ આપ્યું છે તો થા આજથી દુર્જન. કોણ સજ્જન છે! કાકા સજ્જન છે! કાકી સજ્જન છે! ટિકિટ માસ્તરો મફત ટિકિટ આપે છે!—ચિન્તા નહિ. તારે વળી ટિકિટ કેવી. જો દૂર-ઇન્જીનનો અવાજ સંભળાય છે. દોડ.

"મેં ફરી દોટ મૂકી. આગગાડી સ્ટેશને આવી પહોંચી. મને ગેઈટમાંથી જવા દેવામાં ન આવ્યો.

"શું કરવું! ગાડી ઉપડી જશે.

"આમ દોડયો. તેમ દોડયો. વિચાર સૂઝયો.

"સ્ટેશન વટાવી આગળ દોડયો. ચારે બાજુ દૃષ્ટિપાત કીધો. કોઈ જોતું નથી. તારની રેલિંગમાંથી અંદર પેઠો. ધીમે ધીમે લાઈન વટાવી સામી બાજુએ ગયો. જરા દોડયો. ઇન્જીને સીટી મારી.

"મને બળ આવ્યું. ગાડીમાં પાછળથી ચઢી ગયો.

"મારે નસીબે દરવાજાને ચાવી નહોતી પણ મને દેખતાં જ અંદરના ઉતારુઓ ચમક્યા.

"અરે ભાઇ! આમ પાછળથી આવતાં જીવ જોખમમાં પડે."

"એ ભાઇ પિસાબ કરવા ઉતર્યા હશે ને ડબ્બો ચૂક્યા એટલે આમ આવ્યા હશે. આવવા દો." બીજાએ કહ્યું.

"ઊભા રહો. બારણું ખોલું" પહેલાએ કહ્યું.

"બારણું ખુલ્યું. હું અંદર દાખલ થયો. કમ્પાર્ટમેન્ટમાં ભીડ નહોતી.

"બેસો." પહેલો ઊતારૂ બોલ્યો. "ક્યાં જવું?"

"મને જ ખબર નહોતી. મેં ફક્ત કપાળનો પરસેવો લૂછ્યો.

"એકલા છો?" ફરી પ્રશ્ન પૂછાયો.

"હા."

"અમદાવાદ જવું છે?"

"કદાચ એથી આગળ."

"સામાન?"

"ઠેકાણે છે" મારાથી સમયસૂચક જવાબ દેવાઇ ગયો.

"મારું માથું ભમતું હતું. પાટીઆંની ભીંતે માથું ટેકવ્યું. ઘૂંટણ ઉપર લીધાં. હાથ ઘુંટણ પર રાખી ક્ષણભર માથું ટેકવી મેં આંખો બંધ કીધી.

"અમદાવાદ આવ્યું. હું ઉંઘમાંથી જાગ્યો. કેમકે એવો સખત આંચકો ગાડી ઉભી રહેતાં લાગ્યો કે જો મારી બાજુમાં ઊતારુ નહોત તો હું પટકાઇ પડત.

"બધા ઉતર્યાં. હું ઉતર્યો. શું કરવું? ક્યાં જવું! દરવાજો કેમ વટાવવો એ વિચારમાં હું પડ્યો. કાંઇ સૂઝયું નહિ. હું સામે પાટલી પર બેઠો.

"ઊતારૂઓ ધીમે ધીમે ઊતરના પોતપોતાનો સામાન લઇ જવા લાગ્યા. લગભગ બધા જ ગયા હવે શું કરવું? ધીમે ધીમે ચાલવા માંડ્યું.

"એક ઉતારૂ પાટલી પર બેસી ડાયરીમાં લખતો હતો. લખી રહ્યો. ઊભો થયો. પોર્ટર કહી બૂમ મારી. કોઈ પોર્ટર નહતો.

"મેં તેના સામે જોયું. એણે મારા સામે જોયું.

"આપને પોર્ટર જોઇએ છે?" મેં પૂછ્યું.

"હા." એમણે મને કહ્યું.

"હું ટ્રંક ઉંચકી લઉં?"

"તમે પોર્ટર છો!" એણે શંકાથી મારી સામે જોતાં પૂછ્યું.

"તમારો સામાન હું બહાર લઈ જઇશ. મને તમે પૈસા આપજો."

"ઊતારૂને મારો જવાબ યથાર્થ ન લાગ્યો, રેલ્વે પોલીસ આવતો હતો.

"ચાલ! ઉપાડ સામાન. બકબક કયા કરતા હય—લે જાઓ શેઠકા બહાર" રેલ્વે પોલીસે મને પોર્ટર-મજુર સમજી કહ્યું.

"મેં એકાએક તે ઊતારૂની બેગ લીધી ને ચાલવા માંડ્યું. ઊતારૂ પણ મારી સાથે ચાલવા લાગ્યો.

"સાલા, બદમાશ હો ગયે-બેગ શિરપર નહિ રખતા." મેં તે પોલીસનો અવાજ સાંભળ્યો.

"મુંગે મ્હોંએ ચાલ્યો. દરવાજો વટાવી ગયો. મજુર માની નવા ટીકીટ-કલેક્ટરે મને જવા દીધો. મારા નસીબે તે દિન રેલ્વેસ્ટાફ બદલાયો હશે એવું મને લાગ્યું. બાકી રેલ્વે પોર્ટર વિના બહારના મજુરને કોણ જવા દે છે?

"મારે મુંબઇ જવાનું છે શુ ટીકીટ છે. ચાલો, ગુજરાત મેઇલ તરફ" પેલા ઊતારૂએ કહ્યું. મને લાગ્યું કે ઊતારૂની દૃષ્ટિ મારા તરફ જ છે. એ મને શંકાની દૃષ્ટિથી જ જોય છે. હું પોર્ટર છું, મજુર છું એમ એ માનતો નથી.

"ગૂજરાત મેઇલના પ્લેટફોર્મે પહોંચ્યા. મેં પાટલી આગળ બેગ મૂકી. હું હાંફતો ઊભો રહ્યો.

"શું આપું?" ઊતારૂએ પૂછ્યું.

"નિયામાં આવે તે." મેં જવાબ દીધો.

ઊતારૂ જોઇ રહ્યો. પાટલી પર બેઠો.

"તમે બેસો."

હું બેઠો. એણે મારી સામે જોયાં કીધું.

"તમે મજુર નથી." એણે છેવટે કહ્યું.

"શા પરથી કહો છો?" મેં પૂછ્યું.

"તમારા મ્હોં પરથી, હાથ પરથી, મ્હોના સિક્કા પરથી, આંખો પરથી." એણે કહ્યું.

"હા, હું મજુર નથી." મેં કહ્યું.

"તો મજુરી કેમ કરવી પડી?"

"મારી આંખો પાણીથી ભરાઈ ગઈ, મારાથી રડી દેવાયું. ચોધાર આંસુએ. એવું હું કોઇ દિવસ રડયો ન હોતો.

"ઊતારૂએ મને ખૂબ રડવા દીધો. ઠીક થયું પાસે કોઈ ખાસ નહોતું. અમે પ્લેટફોર્મના આઘે નાકા પર હતા.

"હવે મ્હોં ધોશો? માથે જરા પાણી નાંખશો?" ઊતારૂએ કહ્યું "પેલાં નળ છે."

"હું ઊઠયો. મ્હોં ખૂબ ધોયું, કોગળા કીધા. હાથપગ ધોયા માથું ધોયું. મને સ્ફુર્તિ આવી.

" રામ ! " મારાથી બોલાઈ ગયું.

" તમે અહિં પાંચ મિનિટ બેસો હું આવું છું. " કહી ઊતારૂ ગયો.

"પાંચ મિનિટ-દશ મિનિટ—પંદર મિનિટ મને જરા ગભરામણ થઇ પણ એટલામાં રેસ્ટોરાં પોર્ટર સાથે આવ્યો.

"પોર્ટરે ડીશ પાટલી પર મૂકી ચાલવા માંડયું.

" લ્યો. જમો. તમે સવારના ભૂખ્યા લાગો છો. " તે ઊતારૂએ કહ્યું.

"મારા પર પ્રભુની દયા ! નિરાધારને આધાર! કયાંથી આ દયાનો દેવ પ્રગટ થયો !

"મારી આંખ સજળ થઈ. હું ભોજન તરફ જોઈ રહ્યો.

" ચાલો, મારી થાળી પણ આવી ગઇ. "

"બોય બીજી થાળી પણ મૂકી ગયો.

"ઊતારૂના આગ્રહથી મેં ખાધું. પ્રથમ ભૂખ મરી ગઈ હતી પણ ખાતાં ખાતાં ભૂખ જાગૃત થઈ. બધું જ ખાઈ ગયો.

"હાથ ધોયા, સ્વસ્થ થયો. મને ચેતન આવ્યું. ઊતારૂએ સિગરેટ સળગાવી, મને પણ આપી.

" હું નથી પીતો. " મેં ના કહી.

" તમારે કયાં જવું છે ? " એણે પૂછયું.

" કયાં જવું છે ! " શું કહેવું એ ન સૂઝતાં મેં એજ પ્રશ્ન તેને કર્યો.

" હું મુંબઇ જાઉં છું. તમે કયાં જશો ? "

" નક્કી નથી. " મેં કહ્યું.

" મુંબઈ આવવું છે ? " એણે પૂછયું.

"શું જવાબ દઉં !

"તમે મારાપર ઉપકાર કર્યો છે. હું મુંબઈ કેવી રીતે આવું ? સિદ્ધપૂરથી જ અહિં વગર ટીકીટે આવ્યો છું." મેં કહ્યું.

"તો હું ટીકીટ લઇ આવું છું."

"પણ મારાથી એ પૈસા વાળી નહી શકાય."

"તે જોઇશું. નોકરીએ લાગો પછી આપજો."

"જવાબની રાહ જોયા વિના તે ઊતારૂ ટિકીટ લઇ આવ્યો.

"ચાલો. હું ધારું છું આજ ગૂજરાત મેલ હશે. અંદર બેસીએ."

મેં એની બેગ લીધી. અંદર બેઠા.

"તમારી હકીકત કહેશો ?" એણે મને પૂછ્યું.

"ક્ષણવાર થંભી ગયો. મારો મેં ટૂંકમાં અહેવાલ આપ્યો.

"હોય સંસાર છે." એણે કહ્યું.

"મને એના ઉત્તરથી નવાઇ લાગી.

"મારા જવાબથી તમને નવાઈ લાગે છે નહિ વારૂ ! પણ સંસાર એવોજ છે, ફેર એટલો જ કે તમારે પૈસા ટકાનો આધાર નથી મને છે. તમે ધંધા વિનાના છો, હું ધંધાવાળો છું. બાકી જેમ તમારે વિલાસનું તેમ મારે—"

ઊતારુ બોલતાં અચકી ગયો. પોતાની ગુપ્ત હકીકત કહેતાં જરા મુઝાયો.

"હા–આપને–" ધીટતાથી પૂછ્યું.

"તમને મારી વાતમાં રસ પડશે ?" એણે પૂછ્યું.

"જરુર જ"

"મને મારા કાર્યમાં નીતિને રસ્તે પણ સહાય કરશો ?" એણે પૂછ્યું.

"જરૂર–હું તમારો ઉપકાર નહિ ભૂલું." મેં કહ્યું.

"તો જેમ તમારે વિલાસ તેમ મારે નલિની" એણે કહ્યું.

અનન્ત ચમકયો. હાથમાંથી પેન્સીલ નીચે પડી.

"શું ? શું કહ્યું ?" એનાથી બોલી દેવાયું.

## પ્રકરણ ૩૧ મું]

## [નલિની-મોહન

"શાન્ત થાઓ અનન્તકુમાર ! તમે શોધેલા ગૂજરાતી શોર્ટહેન્ડમાં કાંઇ ભૂલ થઇ જશે. લખાવું તે લખો. દુર્જનો ખોટું લખાવતા નથી." ગોવિંદે કહ્યું.

"પણ–" અનન્ત બોલવા જતો હતો.

"મારા પિતા મને નાની વયમાં મૂકી ગુજરી ગયા હતા." એમ તે ઉતારૂએ શરૂ કર્યું. "અને મારી માતાએ દળણાં દળી મને ભણાવ્યો. હું મેટ્રીક થયો પણ કોલેજમાં જઈ શકયો નહિ. મેં બુક-કિપિંગ, શોર્ટ હેન્ડ ટાઇપીંગનો કોર્સ કર્યો. દરમ્યાન મારી માતાએ ઇન્દુકુમારની પુત્રી નલિની સાથે વેવિશાળ કર્યું. મને ગમ્યું. નલિનીને પણ ગમ્યું હશે. જ્યારે જ્યારે તક મળતી ત્યારે ત્યારે હું તેને મળતો. એ પણ મળતી. પરન્તુ એની માને એ ગમતું નહિ. નલિનીના પિતાને રૂચિકર હતું. નલિનીની માએ કમને આ વેસ્વાળ કબૂલ્યું હશે એમ મને લાગ્યું. નલિની મેટ્રીક થઈ અને એ કોલેજમાં ગઇ. એના પત્રો મારા પર આવવા લાગ્યા. આ હજી મેં જાળવી રાખ્યા છે. હજી હું એ પત્રો મારી સાથે જ રાખીને ફરું છું ને તે હંમેશાં મારી પાસે જ રહેશે. આ અમુક પત્રો તો એના લગ્ન પછી પણ મારા ઉપર આવ્યા હતા પણ તે હવે પરણી છે તેથી પત્રવ્યવહાર બંધ કરશે. હવે એની ફરજ પોતાના પરિણીત પતિ તરફ છે. વિગેરે વિગેરે અર્થવાળા આ પાંચ છ પત્રો છે. એ પત્રો પણ મારા પ્રત્યે એનો કેટલો પ્રેમ છે તે બતાવે છે. હજી પણ હું એને ચાહું છું. એથી જ એના સુખની આડે આવતો નથી. વળી તે હવે એક

સંતાનની મા થઇ છે. (તે વખતે જ્યારે અમારો આ પ્રથમ મેળાપ થયો હતો ત્યારે નલિનીને એક સંતાન હતું.) એટલે મેં પત્ર લખવાનું બંધ કીધું, કેમકે તેના પતિ તરફથી કદાચ તેના સસરા નરોત્તમ જે એક વ્યક્તિ છે તેના તરફથી એ બિચારીને કનડગત થાય.

"પણ મેં બરાબર તમને ના કહ્યું. મારો ને નલિનીનો સંબંધ કેવી રીતે તૂટ્યો તે કહું. હું પાટણ નોકરી કરતો હતો. માસિક રુપીઆ પચાસ પાડતો હતો. નલિની મુંબઈમાં ભણતી હતી. મોહનલાલની નજરે પડી હશે અને તેણે તેના પિતાને કહ્યું હશે. નલિનીની માને ધનાઢ્ય જમાઇ મળે એવી ઇચ્છા હતી તેથી તેને મારો ને નલિનીનો સંબંધ રૂચતો નહોતો. પણ મારા પિતાને નલિનીના પિતાએ વચન આપેલું હોવાથી મારી માના આગ્રહને વશ થઇ અમારો સંબંધ બંધાયો હતો. હવે શું કરવું ? નલિનીની માએ ઘરમાં કંકાસ માંડયો. નલિની સમજુ છોકરી હતી એમ હું માનું છું. હઠીલી નહિ. ભણેલી છોકરીઓની સ્વતંત્રતાની ધૂન એનામાં નહિ. માની હઠ. પોતે મારા તરફની મમતા છોડી દીધી અને માના કહેવા પ્રમાણે વર્તવા તૈયાર થઇ. અથવા મેં પાછળથી સાંભળ્યું તેમ મોહનલાલની યુક્તિપ્રયુક્તિમાં ફસાઇ ને તેને ચાહવા લાગી. ગમે તે હશે. એના બાપે મા દિકરીની સંમતિ જોઇ મારૂં સગપણ ફોક કીધું. મોહનલાલ જોડે લગ્ન થયું.

"હવે કહો તમારે ને મારે સમાનપણું—આ પ્રેમકથની પૂરતું ખરું કે નહિ ?"

ભેતાડ઼ મારી સામે એકીટશે જોઇ રહ્યો.

ભેતાડ઼ની વેદના હું બરાબર સમજી શકયો.

"બરાબર. આપણે સમદુ:ખી છીએ એ બાબતમાં." મેં કહ્યું.

થોડીવાર મૌન રહ્યું.

પ્લેટફોર્મ ઉપર ગીરદી વધતી હતી. શોરબકોર થતો હતો. ગાડીનાં બારણાં ફટ, ધબ અવાજ કરતાં ઉઘડતાં અને બંધ થતાં. ઈન્જીન જોડાવવાની તૈયારી હતી. ગાડી ભરાતી હતી પણ અમારું ધ્યાન વાતમાં હતું એટલે અમને તેની ખબર પડી નહિ. ઈન્જીનની જોડેના જ કમ્પાર્ટમેન્ટમાં બેઠેલા હોવાથી ત્યાં કોઈ આવ્યું નહિ.

" તમે મુંબઈમાં કયાં રહેશો ? " ઊતારૂએ પૂછ્યું.

" પ્રભુ જાણે. "

" મારી સાથે ઓફિસ આવશો ? પાંત્રીસ રૂપિયાની જગા છે. ફાવશે ! " ઊતારૂએ પૂછ્યું.

" જરૂર જ. " મને તત્કાળ આજીવિકા મળવાથી આનંદ-ભર હૃદયે મેં તેનો ઉપકાર માન્યો.

"ઈન્જીન જોડાયું. એ ઉતારૂ અમારા કમ્પાર્ટમેન્ટમાં આવ્યા. અમે વાત બંધ કરી. પાટીઆ પર ચઢી સૂઈ ગયા.

"સવારે જ જાગ્યા. ગ્રાન્ટરોડ આવી ગયું હતું. અમે ઉતર્યા. હું એની સાથે જ પ્રીન્સેસ સ્ટ્રીટ ગયો. એમની સાથે જ રહ્યો.

"બીજે દિવસથી કારકુનગીરી શરૂ કરી.

"બે એક માસ વીતી ગયા હશે. એક દિવસ પાલવા બંદરે અમે બંને ફરતા હતા. એકાએક મારો મિત્ર–ચંદુલાલ–હવે નામ દેવામાં હરકત નથી–થોભી ગયો, સ્થિર થઈ ગયો. એકાએક એણે શરીરનું સમતોલપણું ગુમાવ્યું. ધબ દઈ નીચે પડયો. હું ચમકયો.

"આજુબાજુ ફરનારા ભેગા થઈ ગયા. શોરબકોર વધ્યો. પોલીસ આવી. ચંદુલાલની પાસે એ જ વખતે એક સ્ત્રી અને એક પુરૂષ ત્યાં આવી પહોંચ્યાં.

"મેં કહ્યું ને કે એ જ. ચંદુલાલ." સ્ત્રી બોલી.

"હા, એ જ છે." પુરૂષ બોલ્યો.

"તમે એને ઓળખો છો?" પોલીસે પૂછ્યું.

"હા." પુરૂષ બોલ્યો.

"તમારું નામ?"

"મોહનલાલ નરોત્તમ."

"રહેઠાણ?"

"ગામદેવી."

હું ચમક્યો. જે મોહનની વાત ચંદુલાલે કરી હતી તે આ જ. તો સાથેની સ્ત્રી નલિની જ હશે.

હું નલિની સામે જોઇ રહ્યો.

"આ ભાઈ ચંદુલાલની સાથે હતા." નલિનીએ મારા સામું જોઈ પોલીસને કહ્યું.

"હાજી. હું એમની સાથે જ રહું છું."

"તમારે ત્રણે જણે મારી સાથે આવવું પડશે."

"પોલીસ ચંદુલાલના શરીર સંબંધી વ્યવસ્થા કરી અમને પોલીસ ચોકી પર લઇ ગયો.

"રસ્તામાં મારે નલિની અને મોહનલાલની સંપૂર્ણ ઓળખાણ થઇ. એમણે મારી હકીકત પૂછી. મેં કહેવા જેટલી કહી.

"ચંદુલાલની બેગ મેં મારી પાસે લીધી. આ મારી પ્રથમ દુર્જનતા.

"એના મામા આવી ઓરડી સાફ કરી બધું લઇ ગયા.

"હું ને મોહન મિત્રો બન્યા. નલિનીને અમારી મિત્રાચારીની ખબર ખાસ પડવા દીધી નહિ.

"સૂર્ય આથમતો હતો. ચોપાટીથી દેખાતા ક્ષિતિજ પર એનું ધ્રૂજતું બિંબ ઓ ડુબ્યું ઓ ડૂબ્યું કરી રહ્યું હતું. હું જતાં દુર્જનો, વિલાસીઓ, વ્યસનીઓ પાપાચરણમાં પડશે એ દુઃખથી એને કંપારી થતી હતી. આવતા અંધકારથી પરાજય પામતાં એને ક્રોધ થયો હતો. જાણે તે ચિતામાં આત્મ-બલિદાન આપતો હોય તેમ તે ક્ષિતિજના ભયંકર દાવાનલમાં પડતો ચોતરફ અગ્નિની જ્વાળા ફેલાવી રહ્યો.

"હું આ દશ્યથી ક્ષણભર મુગ્ધ બન્યો હતો. કુદરતે પ્રથમ જ મારું આકર્ષણ કર્યું હતું. અને તે આવી રીતે!

"જાણે આ દશ્યે મારા મનમાં પણ હોળી કરી. હું દિગ્મૂઢ બની ગયો. એ કોણ?

"વિલાસ! મારું દિલ બોલી ઉઠ્યું. ને સાથે–મોહન! હસી હસી વાતો કરે છે! કોલ્ડ્રીંક પીએ છે!

"મારું હૃદય ધડકવા લાગ્યું. ધબકારા વધ્યા. શું ફાટી જશે? હું નીચે બેસી ગયો. આંખો બંધ કરી રહ્યો. નિસાસા નાખી રહ્યો. વિલાસ! વિલાસ! મુંબઇમાં? દોડી જાઉં? તેનો હાથ પકડી ખેંચી લાવું? પણ ઓ ભગવાન્! એની બંગડીનો હું ચોર–એની નજર આગળ હજાર રૂપિયાનો ચોર, વીંટીચોર–મારો એ તિરસ્કાર કરશે. નહિ, ન જવું. મોહન આગળ હલકા ન પડવું. મને ડહાપણ આવ્યું.

"પણ એ બેનો મેળાપ ક્યાંથી? બરાબર કોલેજમાંથી, પણ મોહન પરણેલો છે. તેથી શું? એણે મારી આગળ કેવી કેવી વાતો કરી છે!

"હું મૂઢ બની ગયો. પણ એકાએક શયતાને મારા હૃદયમાં પ્રવેશ કર્યો. મારી આંખો સ્થિર દૃષ્ટિથી વિલાસને જોઇ રહી. મને જરૂર લાગ્યું કે બંને પ્રેમાંધ છે. જરૂર જ કાંઇ સંબંધ વિચિત્ર છે. બસ—મારી આંખો ફાટી ગઈ. હાથની મુઠ્ઠી વાળતાં દાંત વચ્ચે હોઠ કચડી નાખ્યા. એમ જ. એજ નિશ્ચય. વિલાસ દિવાકરની તો નહિ જ.

"દૂરથી મેં બંનેને મોટરમાં જતાં જોયાં. હૈયું સળગી ઉઠયું ! શરીરમાં આગ–આગ થઇ રહી. રેતીમાં ગયો. લાંબો થઈ પડયો ધરતીને ખોળે. એણે મને ઠંડો પવન નાખવા માંડયો. કલાકેક આંખ મીંચી પડી રહ્યો.

"છઠ્ઠે દિવસે મોહનની ચિઠ્ઠિ મળી. આજે મારી જન્મગાંઠ છે. પાર્ટી છે. આવજે. જરૂર સાડાપાંચે મોટર મોકલીશ.

"મોટર પા કલાક મોડી આવી. હું તૈયાર જ હતો. મોહન મારી રાહ જોતો હતો. જરા ઉશ્કેરાયેલો હતો. હું સ્મિત કરતો એની પાસે ગયો.

" એક ખાનગી વાત કહું ! " મને બારી આગળ લઈ જતાં મોહને પૂછયું.

" હા " મેં હસતાં કહ્યું.

" સ્ટ્રીકટલી કોન્ફીડેન્શ્યલ—અત્યંત ખાનગી છે—"

" ચિંતા નહિં. "

" હું પ્રેમમાં છું. "

" મારા ! " મેં હસતાં પૂછયું.

" હું સીરીઅસ છું. ગંભીર છું. હું પ્રેમમાં છું. "

" કોના ! "

" અજબ લાવણ્યવતી લલનાના—"

" નલિની—"

" સો નલિનીના ભેગાં સૌંદર્ય અને લાવણ્યની એક મૂર્તિમાં."

" એમ?" મેં સાશ્ચર્યવત્ પૂછ્યું.

" હા"

" નામ!"

" વિલાસ"

" વિલાસ!"

" આજે આવશે."

" હું–તે–"

" તારી મદદની જરૂર છે."

" કેવી રીતે?"

" આ પ્રથમ શુકન તારું." મારા હાથમાં રૂપીયા દશ દશાની દશ નોટો મૂકી.

" એને શું કરૂં!"

" શુકનમાં તને ઇનામ"

" પણ—"

" હું જાણું છું કે તારે પૈસાની જરૂર છે."

" તો હું શી મદદ કરું."

" આજે મારો સંપૂર્ણ વિજય થાય તેમ કર."

" હા.–તે–"

" કાંઇ યુક્તિ નથી!

" પણ એ તને ચાહે છે ને?"

" મારી માગણી કબૂલ કરે એટલું ચાહતી હશે કે નહિ તેની શંકા છે. એ મારી પાછળ ઘેલી બને તો જ–"

"હા–ઠીક સમજ્યો."

"શું ?"

"આજ તારા જન્મ દિવસે તું ઉંધો કાર્યક્રમ કર. જન્મ દિવસે જેનો હોય તેને બધા પ્રેઝન્ટ આપે છે તેને બદલે તું બધાને આપ તેમાં એને ખાસ–"

"પછી તક મળે તો સૌન્દર્ય પૂજા કર."

"એટલે !"

"હવે હજારો સીનેમાને નાટક જોનારને એ કહેવું ના પડે."

"ઠીક છે. તો પ્રેઝન્ટ–હાં બાપુજીએ મને રૂપીઆ પાંચસો સુધી વાપરવા કહ્યું છે. સો તને આપ્યા. આ ત્રણસો બીજા લે. ચાલ શોધી લાવ આકર્ષક પ્રેઝન્ટ" મોહને રૂપીઆ ત્રણસો મારા હાથમાં મૂકયા.

"વા–રૂ–"

"કેમ અચકાય છે ?"

"ના. જરાપણ નહિ."

"નીચે મોટર છે તેમાં જા."

"હું તરત જ ગયો.

"પાર્ટી ઝામી હતી. વિલાસ મોહનના કહેવાથી ગાતી હતી. બધા આનંદમાં હતા. મોહન મને શોધતો હતો, મેં એને ઈશારતથી દૂર બોલાવી પ્રેઝંટો આપી.

પ્રથમની યુકિતપુર્વક મેં તરત જ નોકરને મોકલી બધાને બગીચામાંથી બંગલામાં બોલાવ્યાં. મોહન વિલાસને પ્રેઝન્ટ આપવામાં ખાસ ઢીલ કરતો હતો ત્યાં બધાં ઊઠયાં.

"મિસ–વિલાસ ! તમને પ્રેઝન્ટ આપવાની બાકી છે.

" મને ! " વિલાસે પૂછ્યું.

"બધાં બંગલામાં ગયાં હતા.

મોહને નાટક શરૂ કીધું. પ્રેઝન્ટ હસતે મોએ વિકારભરી દૃષ્ટિએ આપી. વિલાસને સ્પર્શ કર્યો. વિલાસને ગમ્યો. તે હસી. મોહને ભાષણ શરૂ કર્યું. મને નાટકને સીનેમાનાં ઘણાંખરાં પરિચિત વાકયો સંભળાયાં. પ્રથમ હાથનું સૌંદર્ય પૂજન થયું. અંદરથી વિલાસને બૂમ પડી. વિલાસ હસતી આંખોમાંથી જાદુ ઝરાવતી જતી હતી.

" કોણ! કોણ મારી વેદના અનુભવી શકશે ! કયો ચિત્રકાર મારા મુખપરના બદલાતા ભાવોનો ખ્યાલ આપી શકશે? કયો કવિ મારી હૃદયવ્યથા શબ્દોમાં મૂકી શકશે. " પ્રેમના પીડા ? " લખનાર કવિએ કદી આવી પીડા ભોગવી હશે ખરી ! જે મારી હતી તે બીજાની થાય, તેમાં મારે મદદ કરવી' તેના સૌંદર્ય પૂજા નયને નિહાળવી ! ક્ષણ થયું કે મારાં નયનો ફોડી નાંખું. ઘડીમાં થયું કે મોહનનું ગળું દાબી દઉં. વળી થયું કે વિલાસને લાતોના પ્રહારથી કુટી નાખું. નહિ. કાબુ મેળવ્યો. મારો વિજય શેમાં? મને સહાય કરનાર ચંદુલાલનું તત્કાળ મરણ નીપજાવનાર પર વેર લેવાની તક શેમાં? નલિની નિર્દોષ હોય તોયે શું? ચંદુલાલના મરણનું કારણ એજ. ને વિલાસ ! દિવાકરની થનારી સ્ત્રી. દિવાકર–મારા કાકાનો પુત્ર– મારું સત્યાનાશ વાળનાર કાકાને કાકીનો પુત્ર ને તેની થનારી વહુ તે વિલાસ.

"આ સૌંદર્ય પૂજા એજ મારો વિજય.

❧

## પ્રકરણ ૩૩ મું] [વિજય

"બીજે દિવસે એકાએક સાંજના મોહન મારી ઓરડીએ આવ્યો.

"ચાલ આવે છે!" તેણે મને કહ્યું

"ક્યાં સોલાપૂર!" મેં પૂછ્યું.

"બાપુજીને કહ્યું છે કે સોલાપૂર જાઉં છું ને ત્યાંની ઓફિસ સંભાળીશ પણ—"

"પણ–!"

"જાઉં છું અમદાવાદ, કદાચ સિદ્ધપૂર."

"શું?" હું ક્ષણભર મોહન સામે જોઇ રહ્યો.

"ખરેખર."

"શા માટે?" મેં જરા ગુસ્સાથી પણ પછી સ્મિત કરતાં પૂછ્યું.

"સૌંદર્ય પૂજા માટે."

"તું ઘેલો તો નથી થયો?"

"થયો છું ને ઘેલી કરવા માગું છું."

"મારે નથી આવવું."

"આવવું પડશે. મેં સેકન્ડમાં મારી સાથે તારી સીટ રીઝર્વ કરાવી છે. ચાલ." ક્ષણભર ઉભો રહ્યો. એકાએક નિશ્ચય કરી તેની સાથે ગયો. અમદાવાદ ગયા. લોજમાં ઉતર્યા.

"મોહને બૉય સાથે ચિઠ્ઠી મોકલી. ઉત્તર આવ્યો. અમદાવાદમાં રહેવાનું ઠર્યું.

"સાંજના સાત વાગ્યાનો મુલાકાતનો સમય હતો મારે મોહન સાથે જવું પડયું. મેં કહ્યું કે હું ટેક્ષીમાં બેસી રહીશ.

"વેણીલાલ તે દિવસ પ્રાંતિજ ગયા હતા. વત્સલા બેનપણીને ત્યાં ગઈ હતી. મૃદુલા બેન એના મામાને ત્યાં ગયાં હતાં.

"અમે મોટરમાં ગયા. મોહને અમુક જ ઠેકાણે ઉભી રખાવી. એ અંદર ઘરમાં ગયો. હું બહાર બેઠો. કલાક અડધો કલાક એમ વખત જતાં મને ચિકિત્સા થઈ. હું યંત્રવત્ ઊઠયો ને અંદર ગયો.

"મોહન અને વિલાસ સામે બેઠાં હતાં. મોહનનું માથું વિલાસના ખભા પર હતું. વિલાસ પાસે મોહનની છબી હતી. મને થયું આ બંનેનો ફોટોગ્રાફ લીધો હોય તો !

"એકાએક કોઇ ઓરડામાં દાખલ થયું. અટકયું મેં બારીમાંથી જોયું-કોણ ! દિવાકર! મારૂં હૃદય ધડકવા લાગ્યું. ક્રોધ વ્યાપી ગયો, પણ ના, મેં તુરત કાબુ મેળવ્યો. શો તાલ થાય છે તે જોવામાં લીન થઇ ગયો.

"મોહન અને વિલાસ સ્વસ્થ બેઠાં.

"કેમ! આવો આજે અત્યારે કયાંથી" વિલાસે દિવાકરને પૂછ્યું.

"આ કોણ છે!"

"મારા મિત્ર."

"મિત્ર!"

"હા. આવો. તમે બેસો" વિલાસે કહ્યું. મોહન ઉભો થયો. જરા ગભરાયો હતો. એણે જવા માંડયું.

"તમે કોણ છો! શા માટે વિલાસ એકલી છે ત્યારે અહિં આવો છો?" દિવાકરે પૂછ્યું.

"તમે મને પૂછો હું જવાબ દઉં. બોલો શું પૂછવું છે?" વિલાસ ઉભી થઈ ગઈ. "એ કોણ છે એમ! એ માણસ છે. મારા મિત્ર છે. મારી સાથે કોલેજમાં હતા."

"મિસ્ટર! તમારું નામ!"

મોહને ચાલવા માંડયું.

"મિસ્ટર, ઉભા રહો.!" દિવાકરે તેને રોકયો.

"દિવાકર! બેસો"

"આ માણસ કોણ છે તે મારે જાણવું છે"

"એકવાર જવાબ દીધો પછી શું છે! તમારે મારી સામે આવી રીતે વાત કરવી હોય તો મારે ને તમારે બીલકુલ બનવાનું નથી."

"એટલે!" દિવાકર વિલાસ તરફ ફર્યો.

"એટલે એજ કે પરણ્યા પહેલાં મારી સાથે આવું વર્તન રાખો છો, તો મારે તમારી સાથે પરણતાં પહેલાં સો વખત વિચાર કરવો પડશે." વિલાસે કહ્યું.

"એમ!"

"હા. મને તમારી રીતભાત બીલકુલ પસંદ નથી. બાએ અને કાકાએ કહ્યું છે તેથી બેસી રહી છું પણ–"

"પણ–શું."

"હું તમને નહી પરણું.

"શું? શું કહ્યું? તું મને ન પરણે–લગ્નનું મુહૂર્ત લેવાઇ ગયું છે તો પણ–"

"હા, મુહુર્તને મને લાગેવળગે શું?"

" તારી માને કહેવા દે."

" તે કહેજો સુખેથી, કહેજો મારા ભાઈને. મારી હું માલીક છું."

" તું આ–આ–બદમાશ– "

" બસ." વિલાસે તુમાખીમાં કહ્યું, " મોહનલાલ ! તમે જાઓ. પત્ર લખજો."

" ઉભો રહે " દિવાકરે મોહનને રોકયો. " કોના હુકમથી અહિં આવ્યો છે."

" દિવાકર ; હું તમને પૂછું છું કે તમે કોની રજાથી આ ઘરમાં આવ્યા છો ? જેમ તમે આવ્યા તેમ એ આવ્યા છે." વિલાસે કહ્યું.

" હું તો તારી મા અને તારા બાપની રજાથી આવું છું."

" તો એ મારી રજાથી આવેલા છે."

" તું ઘરની માલીક નથી."

" મનની માલીક છું." વિલાસે મગરૂરીથી કહ્યું.

" તેથી શું ? મનની માલીક કેવી છે તે તો પરણ્યા પછી સમજાશે ? દિવાકરે કહ્યું.

" હું તમને પરણવાની જ નથી."

" શું ?"

" નથી પરણવાની "

" તો કોને પરણવાની "

" મારું મન કહેશે તેની સાથે."

" એમ ! હમણાં જ બોલાવું છું તારી બાને."

" બાનું જ રક્ષણ તમારે લેવાનું છે ?"

"તો–તો આ તારો મિત્ર!–" દિવાકર મોહનના સામે હાથ લંબાવતો હતો પણ મોહન તો ક્યારનો ગયો હતો અને મોટરમાં બેઠો હતો.

"બાયલો, ચાલ્યો ગયો. નહિ તો ખબર પડત." દિવાકરે કહ્યું.

"તો તમે શું કરત?"

"એનો બોરીકૂટો કરત."

"નાપાક! નીચ! હલકટ!"

"મને નાપાક કહે છે? વિલાસ! એ મોહન કોણ છે મને એનું ઠેકાણું આપ. ચાલ, બોલ."

"નહિ કહું."

"કહેવું જ પડશે."

"દિવાકર!" એકાએક હું ઓરડામાં દાખલ થઇ ગયો, "હું કહું છું. એનું નામ મોહનલાલ નરોત્તમદાસ. લખી લે. ચાલ."

"તું–તું–ગોવિંદ! ગોવિંદ!"

"હા હું ગોવિંદ–લખ."

"આટલા શબ્દો બોલી ઉત્તરની રાહ ન જોતાં હું બારીમાંથી કૂદી ચાલ્યો ગયો. બૂમો પાડતા દિવાકરનો અવાજ સંભળાતો બંધ થયો એટલા વેગથી મોટર ચાલી ગઈ.

"અનન્તકુમાર બાકીની હકીકતની તમને ખબર છે!" ગોવિંદે કહ્યું. "ઠીક, આ ખાતાવહી આટલેથી જ અટકાવો."

અનન્ત દિગ્મૂઢ જેવો કાગળ પર પેન્સિલ મૂકી પેન્સિલને રમાડતો વિચારમાં પડ્યો હતો. થોડી વારે તે બોલ્યો. "ગોવિંદ તને–"

અનન્તની દૃષ્ટિ ઉંચી થતાં ગોવિંદ ન મળે.

"ગોવિંદ!"

અનન્ત ઊભો થઈ ગયો. આમતેમ જોવા લાગ્યો. બારણા આગળ ગયો. રસ્તા પર દૃષ્ટિ પડી. મોટરબસમાં ગોવિંદ બેસતો હતો.



મોટર બસ સડસડાટ ચાલી ગઈ.

શું કરવું? ગોવિંદ કેવી વ્યક્તિ! એકાએક ચાલ્યો કેમ ગયો? શું એણે બધું જ જૂઠું લખાવ્યું? ના. એમ તો નથી. નલિની સંબંધી કેટલીક હકીકત-અરે લગભગ બધી જ મળતી આવે છે. હું-ઘણાં-નલિની ને મોહનનાં સ્નેહલગ્ન જ માનતાં હતાં. ગોવિંદના કહેવા પ્રમાણે બળાત્કારનાં-સમજાવટનાં લગ્ન છે. એવાં સ્નેહલગ્ન સંભવે? નથી મોહન બોલ્યો-નથી નલિનીભાભી બોલ્યાં. એનાં મા પણ બોલ્યાં નથી-શું હશે? પણ એની પંચાત શી!

ગોવિંદની હકીકત સાચી હોય તો તે દયાપાત્ર નથી! પણ દયાપાત્ર થાય તો નલિનીભાભી સાથેનું એનું વર્તન! શા માટે એણે ચાવીનો ઝુમખો લેવો, ને લેવો તો શા માટે બળજોરીથી? એનો હેતુ શો? શા માટે પોતાને દુર્જન મનાવે છે? આમ મને આ બધી હકીકત લખાવવી ને એકદમ ચાલ્યા જવું-કાંઈ કલ્પનામાં આવતું નથી.

વેર આમ લેવાતું હશે? નલિનીભાભીને આ બધી ખબર હશે?-ગોવિંદનો હવે શો ઈરાદો હશે?-ભૂલ્યો. એ અહિં શા માટે આવ્યો? ચાવીનો ઝુમખો શા માટે એને જોઈએ-નલિની-ભાભી સાથે શી વાત થઈ એ જાણવું જરૂરનું છે. નહિ તો-

"અનન્ત!"

અનન્તે ચમકી પાછળ જોયું.

"શા તરંગમાં છો?"

"કેમ! કાંઈ નવીન છે શું?" અનન્તે પાછા ફરી ટેબલ આગળ જઈ કાગળ સંકોરી વીંટતાં કહ્યું.

"નલિનીબેને મને કહ્યું કે તું કાંઇ કામમાં છે એથી થોભ્યો ને તરત ન આવ્યો."

"ના, ખાસ એવું નથી."

"પિતાજીનો પત્ર છે."

"હા. ગ્રીવ્સ કોટનમાં જવાનું છે તે ને! તે તો કાલે. અને બધું નક્કી થઇ જશે." અનન્તે કહ્યું.

"બીજી એક બાબત પણ છે. તે નવી છે."

"એ શી?"

"શાશ્વતીબેન સંબંધી છે." ગંગાનાથે કહ્યું.

"હા– હા– શું? શું છે?" અનન્તના હૃદયતાર ગણગણાટ કરવા લાગ્યા.

"અહિં એક સુપ્રસિદ્ધ વૈદ્ય આવેલા છે. ચૈતન્યપ્રસાદ"

"તેને ને શાશ્વતી– હાં. એ બેનો સમન્વય કેવી રીતે!" અનન્તે પૂછ્યું.

"તમારે ચૈતન્યપ્રસાદને આ કાગળ લઈ મળવાનું છે."

"હા–"

"શાશ્વતીબેનને આર્ય વૈદ્યશાસ્ત્રનો અભ્યાસ કરવાનું મન થયું છે."

"પણ એમણે તો નર્સીંગનો કોર્સ લીધો હતો ને! અલ્લોપથી વધુ સારી નહિ?"

"અલ્લો ને બલ્લો. મને કાંઈ ખબર નથી. નર્સીંગનું તો ઘણું શીખી લીધું છે પણ મૃદુલાબેનની વિલાસના પ્રસંગથી

તબીયત બગડી ગઇ. ડૉકટરથી કાંઇ વળ્યું નહિં. વૈદ્યની દવા એકદમ માફક આવી. ને શાશ્વતીબેને મૃદુલાબેનની ચાકરી કરી હશે. વૈદ્યરાજે આર્યભિષકનાં ખૂબ વખાણ કર્યાં. શાશ્વતીબેનને આપણું વૈદ્યક શીખવાનું મનથયું. ભાઇએ પુષ્ટિ આપી ને ફોઇબાએ ખાસ તારીફ કીધી. પેલા વૈદ્યરાજ ચૈતન્યપ્રસાદ પર પત્ર આપ્યો છે."

"ઠીક–આ બધું ઘણી ત્વરાથી બન્યું–" અનેક વિચારોના વમળમાં પડતાં યંત્રવત્ અનન્તે કહ્યું.

"ભાઇ લખે છે કે, ચૈતન્યપ્રસાદજીને મળી તે જે જે પુસ્તક, લેખો આપે તે લેતા આવવાં તેમજ તમારે ઊંઝા તથા ગોંડલ જઇ આવવું ને ત્યાંની ફાર્મસીમાં જાતે જઇ ફરી બધી નોંધ લેવી. શાશ્વતીબેન ગૂજરાતમાં જેટલી ફાર્મસીઓ ચાલે-છે–દેશી–તે બધી જોવા ઇચ્છે છે." ગંગાનાથે કહ્યું.

"હા–તે–તે બધું થઇ શકશે. એમાં કાંઇ અઘરૂં નથી." અનન્તે વિવિધ તરંગે ચઢેલાં માનસને બળજબરીથી સાવધ કરી ઉત્તર આપ્યો.

"ત્યારે તમારો કાર્યક્રમ શો?" ગંગાનાથે પૂછ્યું.

"આ–આ–વિલાસ પુરાણ તો અહિંજ હમણાં અટકવાનું."

"આપણે બનતું કીધું. આપણે હવે આપણા કાર્યમાં મશગુલ થઇ જવાનું છે. આ ચૈતન્ય પ્રસાદનું શિરનામું." ગંગાનાથે એક બીજી ચિઠ્ઠિ અનન્તના હાથમાં મૂકી.

"ઠીક. હું કાલે ચૈતન્યપ્રસાદને મળું ને પછી ઊંઝા જાઉં એમજ ને! "અનન્તે પૂછયું.

"કદાચ ચૈતન્યપ્રસાદ કાલે કાશી જનાર હશે. આજે જ મળવું ઠીક. " ગંગાનાથે કહ્યું.

"ઠીક. આ જાઉં છું તૈયાર થઇને" અનન્તે કહ્યું.

"હું એ સાગર કંપનીના મેનેજરને મળી લઇશ. નકામો ફેરો છે. બધા પોતાના માણસોને આગળ કરવા માગે છે. જાણી બધું લેવું છે પણ આપવું કાંઇ નથી. મને તો બધા ફિલ્મ કંપનીવાળા એવા લાગ્યા છે" ગંગાનાથે.

"બિઝનેઝ છે" અનન્તે કહ્યું.

"તો આપણે કયાં ફિલ્મ પર પડી રહ્યા છીએ? આતો ઠીક. પણ હવે મારો એ પરથી મોહ ઉતરતો જાય છે. ભાઇની વાત ઠીક લાગે છે. કેમીસ્ટ જ બનવું એ મારે માટે વધુ ઠીક છે, "ગંગાનાથે કહ્યું.

"હવે સાગરને મળી તો જુઓ. પછી શાંતિથી વિચાર કરજો." અનન્તે કહ્યું.

નોકર ચ્હા પીવા તેડવા આવ્યો. બંન્ને જણા અંદર ગયા.

અનન્તનું માથું ભમતું હતું, બે કલાકમાં એણે કેવી કેવી દુનિયા માનસ દૃષ્ટિએ જોઈ હતી! નલિનીના પર ગોવિંદનો હુમલો, નલિનીનું નીડરપણું અને ગંભીરતા, ગોવિંદનું જીવન, અનુભવ, સ્વભાવ, રીતભાત, ચંદુલાલના મૃત્યુની હકીકત, વિલાસની રોમાન્સ–અહાહાહા' શી સંસારની ગુંચ છે! આ બધા બનાવો પ્રભુ કેવી રીતે ગોઠવતો હશે! એ ગોઠવતો નહિ હોય તો કોણ ગોઠવે! અથવા કર્મનો સિદ્ધાંતના યોગે બનાવો બનતા હશે? કર્મ અને વૃત્તિ એનો અન્યાન્યાશ્રય છે કે કર્મ કરવાથી વૃત્તિ થાય ને વૃત્તિથી કર્મ થાય! વિલાસને અમુક વૃતિ શાથી થઇ? શું કર્મ કર્યું? આમ વિચાર કરીએ તો વૃત્તિ પ્રથમ નથી શું? વૃત્તિ કયાંથી થઈ! એ સૂક્ષ્મ શકિતનું ઉત્પાદક કોણ! પૂર્વ જન્મનું કર્મ? જો એમ હોય તો અન્યાન્યાશ્રય થયો. અને અનાદિકાળ પર વાત ગઈ. મગજ કામ નથી કરતું. આતો મહાન વર્તુલમાંના સૂક્ષ્મ બિન્દુનો એકાદ ભાગ તેમાં વિલાસ, ગોવિંદ, સુધાકર, મોહન વિગેરે અહાહાહા–એવા સૂક્ષ્મતમ ભાગમાં જો

આવી ગુંચ છે તો મહાન્ અપરિમિત મર્યાદાનું વિશ્વ—અને તેમાં વિવિધ પ્રકારની ગુંચો કેમ પડતી હશે? કોણ પાડતું હશે? શા માટે પાડતું હશે.-કાંઇ કાંઈ સમજાતું નથી.—એવી કઇ શકિત છે—પરમેશ્વરની જને—શા માટે આવા પ્રસંગો બનતા હશે! કર્મથી અને કર્મ શાથી—વૃત્તિથી. આતો પાછો વૃત્તિ કર્મ ન્યાય આવ્યો અથવા આ બધું શંકરાચાર્ય કહે છે તેમ કેવળ કલ્પિત જ છે! માનસ સૃષ્ટિ છે! દરેકના માનસ જુદાં ને દૃષ્ટિ સૃષ્ટિ એક! એ કેમ સંભવે?

વિચારમાં ને વિચારમાં અનન્તે મ્હોં ધોયું, પગ ધોયા, મ્હોં લુછ્યું, પગ, લૂછ્યા. ચ્હા પીવા બેઠો, કાંઇક સ્વસ્થ થયો.

એની દૃષ્ટિ અવર નવર નલિની પર પડતી હતી પણ તે સ્વસ્થ હતી. એના મુખ પર કોઈ પ્રકારના વિકાર ન હતા.

ચ્હા પી અનન્ત ચૈતન્યપ્રસાદને ત્યાં જવા નીકળ્યો. ચૈતન્યપ્રસાદ વૈદ્યનું સ્મરણ થતાં અનન્ત આગળ કોઇ નવી જ તરંગમાળા ખડી થઇ.

" શાશ્વતી—એ મધુર નામવાળી વ્યકિત શા માટે વૈદકનો અભ્યાસ કરવા ઇચ્છે છે! એમ. બી. બી. એસ. કેમ નહિ! મારે એને માટે સીનોપ્સીસ તૈયાર કરવાની-વૈદક ગ્રંથોની—શાશ્વતી માટે તેમ કરવાનું મારૂં દિલ એકાએક હા પાડે છે. કેમ એમ! અનન્તની આંખોમાં તેજ ચમકતું હતું. એને પોતાને પણ એનું ભાન થયું, " જરૂર જ હું બધા ગ્રંથો વાંચવાનો. સિનોપ્સીસ સારાંશ લખવાનો ને મુદ્દાઓ પણ ઘડવાનો. ઉંઝા,ગોંડળ અને બનશે તો ઝંડુ, ગુજરાત બધી ફાર્મસીઓ ફરીને જોવાનો ને તેની દરેકની રૂપરેખા—કાર્ય માર્ગ વિગેરેનો રિપોર્ટ પણ તૈયાર કરવાનો "
અનન્ત ક્ષણભર થંભી ગયો બસ એકાએક ગાડુ વચ્ચે આવી જવાથી અટકી હતી અને આંચકો આવતાં અનન્તનું માથુ પાસેના ઉતારૂ સાથે ટીચાયું હતું. બસ ચાલી.

'મને આ કામ કરવામાં એકાએક ઉત્સાહ થાય છે–પિતાની સલાહ લઉં–'અનન્તથી દીર્ઘ નિશ્વાસ નખાઇ ગયો. કેવો મૂર્ખ ! ખરેખર, મૂર્ખ-ફર્સ્ટ કલાસ મૂર્ખ–મૂર્ખશિરોમણિ-પિતાએ આગ્રહ પૂર્વક વૈદક શીખવા કહ્યું હતું.–મેં સાહિત્યનો શોખ આગળ કીધો, પિતાને દુભાવ્યા, માતાને દુભાવી ને હવે આ–આ–ખરેખર શરમીંદા બનવું પડશે. કોણ જાણે શાથી શાશ્વતીના કારણે હું હું બધું જ ઉમંગ ઉત્સાહ, આવેશ, ચપળતા, રસ વિગેરે વિગેરેથી પ્રેરાઇ કરવા તત્પર થયો છું અને તે આ–આ–અડધા કલાકમાં જ મારી વૃત્તિ બદલાતી જોઉં છું. જોઉં છું સમજુ છું–વિચાર કરવો જોઈએ એમ માનું છું છતાં એકદમ એ વૃત્તિનાં પ્રબળ વ્હેણમાં ઘસડાતાં માનસને વસડાવા દઉં છું ! ! ! આ શું પ્રબળ દૈવી શકિત નથી ! જરૂર જ કાંઇ નિર્માણ થયું છે."

પ્રિન્સેસ સ્ટ્રીટ મૂકી કોફોર્ડ માર્કીટ આવતાં અનન્તને ભાન થયું કે તે સ્ટેશન ચૂકયો છે. એકદમ ઉતર્યો. આમ તેમ જોવા લાગ્યો. પૂછવા લાગ્યો. છેવટે ખબર મળી. "હનુમાન ગલીમાં જાઓ."

અનન્ત હનુમાન ગલીમાં પેઠો. પાનવાળાની દુકાને તપાસ કરી. મોદીને પૂછયું. પત્તો મળ્યો. ચાર માળના રેવાશંકર કાનજીના મકાનમાં ત્રીજેમાળે શેઠ રહેતા હતા. ત્યાંજ ચૈતન્યપ્રસાદ મળી આવ્યા. અનન્તે તપાસ કરી. વૈદ્યરાજ ઘેર જ હતા. અનન્તે પોતાનું નામ ચિઠ્ઠી પર લખી મોકલ્યું. નીચે અમદાવાદના શેઠ કેદારનાથ અવન્તીનાથ તરફથી એમ લખ્યું. તુરત જ અનન્તને બોલાવવામાં આવ્યો.

ઓરડો બહુ મોટો નહિ નાનો નહિ એવો પણ વ્યવસ્થિત હતો. ત્રણે બાજુથી તેમાં સારો પ્રકાશ આવતો હતો અનન્તે મોટા કબાટો તથા તેમાં શીશીઓ, ડબ્બાઓ વિગેરે કલ્પેલું હતું તેમાંનું કાંઇજ આ ઓરડામાં નહોતું. ઓરડામાં જાડી શેતરંજી હતી. સામે

જાડી ગાદી અને તે પર ચાર તકીયા ગોઠવેલા હતા. બાકી બાજુના ભાગે સોફાઓ ગોઠવેલા હતા. ઉંચે ભીંત પર રવિવર્માનાં સુપ્રસિદ્ધ ચિત્રો હતાં. જોનારા કોઇને ન લાગે કે આ વૈદ્યરાજને બેસવાનો ઓરડો હશે. ચૈતન્યપ્રસાદ ફક્ત નિદાન કરતા. દવા બજારમાંથી આર્યોત્તેજક ફાર્મસીમાંથી લેવાની હતી. અમુક ખાસ સ્પેશ્યલ દવાઓ જ પહેલે માળે રાખવામાં આવી હતી.

અનન્ત ઓરડા આગળ જતાં ચંપલ કાઢી પગ લૂછી દાખલ થતાં જ ત્યાં જ બેઠેલા ત્રણ વ્યક્તિમાંથી વચલી ચૈતન્યપ્રસાદ છે એમ કલ્પી નમસ્કાર કરી ઉભો રહ્યો.

ચૈતન્યપ્રસાદ શરીરે મધ્યમ, મ્હોં ભરાઉ. આંખો તેજસ્વી, વાળ અડધા ધોળા થયેલા. ભવ્ય કપાળ પર ત્રિપુંડ કરેલું. મલમલનો ઝબ્બો પહેરી બેઠેલા. અનન્તને નમસ્કાર કરતો જોઈને તે બોલ્યા.

" આવો. બિરાજો."

અનન્ત જરા દૂર નીચે બેસવા જતો હતો.

" આપ આ સોફા પર બેસો. કાંઇ હરકત નથી. બેસો."

ચૈતન્યપ્રસાદના આગ્રહથી તે બેઠો.

" તમે કેદારભાઇને ત્યાં કેટલા વખતથી છો ? " ચૈતન્યપ્રસાદે પૂછ્યું.

" માસેક થયો હશે." અનન્તે નમ્રતાથી ઉત્તર આપ્યો.

" અભ્યાસ ક્યાં સુધી ?"

" સંસ્કૃત ઓનર્સ ગ્રેજ્યુએટ છું."

" ઘણું સારૂં. ત્યારે કદાચ ફાવશે." ચૈતન્યપ્રસાદે ઉદ્ગાર કાઢ્યા અને અનન્ત સામે જોઇ રહ્યા. અનન્ત એમનો ભાવ કળી શક્યો નહિ. ચૈતન્યપ્રસાદની તેજસ્વી દૃષ્ટિ એનાથી સહન થઇ શકી નહિ.

"શાશ્વતીબેનની ઉંમર કેટલી હશે?" ચૈતન્યપ્રસાદે પૂછ્યું.

"બાવીસેકની હશે."

"એમ. બી. બી. એસ. થઈ ગયાં?"

"તૈયારી છે."

"એમને સંસ્કૃત આવડે છે?"

"કદાચ" અનન્તને ખબર નહોતી. પોતાના અજ્ઞાન માટે શરમાયો.

"ઠીક. આયુર્વેદિક કોલેજમાં તેઓ જાય તો વધારે સારું પણ કેદારનાથની યોજના કાંઈ જુદી લાગે છે." ચૈતન્યપ્રસાદે પુનઃ અનન્ત સામે જોયું, "અલ્લોપથી અને આર્યવૈદક!!" અનન્ત વાતનો મુદ્દો સમજી શક્યો નહિ.

"પાશ્ચાત્ય અને પૌર્વાત્યનો સમન્વય ક્યાં યે નથી હશે. મુદ્દાની વાત—હવે જુઓ. જે પુસ્તકો કેદારનાથ માગે છે તે અહિં નથી. બારડોલી છે, તમારે બારડોલી જવું પડશે."

"બારડોલી?" અનન્તને ઝાટકો લાગ્યો.

"કેમ? તમને ખબર નથી બારડોલી ક્યાં છે તે!"

"જાણું છું. મારી તે જન્મભૂમિ છે."

"એમ. ત્યારે તો વધુ ઠીક થયું. તમને મુશીબત નહિ નડે. મારાં હસ્તલિખિત ચાર પુસ્તકો છે અને તે બારડોલીમાં રામચરણને ત્યાં આપેલાં છે." ચૈતન્યપ્રસાદે કહ્યું. અનન્ત ફરી ચમક્યો. એનું હૃદય ધબકવા લાગ્યું. ચૈતન્યપ્રસાદની દૃષ્ટિની બહાર કાંઈ નહોતું.

"રામચરણને તમે ઓળખતા હશો?"

"જી. એઓશ્રી મારા, મારા, પિતા છે. રામચરણ મધુસુદન—"

"બારડોલીમાં રામચરણ એક જ છે ને તે મારા પરમ મિત્ર છે. પણ–તમે એ મશહુર વૈદ્યરાજના પુત્ર હોવા છતાં—"

"જી–મને વૈદકમાં રસ નહોતો પડતો પણ હવે પડશે એમ લાગે છે."

"શાથી?" એકાએક ચૈતન્યપ્રસાદે પૂછ્યું.

પ્રબલ મનોવૃત્તિનાં આવેગને રોકી ન શકવાથી શું બોલાઈ ગયું ને તેનો ઊંડો અર્થ શું છે, તે ન સમજનાર શો પ્રશ્ન પૂછશે તેનું અનન્તને ભાન થયું. શો ઉત્તર દેવો! મુંઝાયો.

"આપની હસ્તલિખિત પ્રતો જોવાની ઉત્સુકતા છે તેથી" અનન્તે ગોટો વાળ્યો.

ચૈતન્યપ્રસાદે ઊંડાણમાં જવા માંડી વાળ્યું.

"ઠીક. ત્યારે તો બધું સુગમ જ છે. લ્યો. આ તમારા પિતા પર પત્ર. તેઓ તમને હસ્તલિખિત પ્રતો આપશે. જીવ પેઠે જાળવજો અને તમારા પિતાની સૂચનાઓ સંપૂર્ણ પાળજો. આ–લ્યો–ઝંઝા અને ગોંડળ ફાર્મસીના મેનેજર પર ચિઠ્ઠિઓ છે. ત્યાં શું, શું કેમ કે તેવું તે તમને તમારા પિતા સમજાવશે." ચૈતન્યપ્રસાદે કહ્યું.

અનન્તે ઊભા થઈ વિનયથી પત્રો લીધા, નમન કર્યું.

"આ સર્વ તમને મળે કે કેદારભાઈને જણાવી તેમની પાસે પત્ર લખાવજો."

"જરૂર જ."

નમન કરી અનન્ત બહાર નીકળ્યો.

નવો ધડાકો. પિતાને મળવાનું. જે વિષયનો પોતે તિરસ્કાર કર્યો હતો તે માટે જ. પોતાની હાર થશે–સ્વાભિમાનને ગર્વથી અનન્તનો નિશ્ચય ડગમગ્યો. જે પિતાને પોતે સ્પષ્ટ ના પાડી

હતી તેની પાસે જ જઇ એજ વિષય સંબંધી પોતાને માહીતિ લેવાની આવી અને કદાચ તે વિષયનો પોતે પણ અભ્યાસ કરે. થોડો તો કરવો જ પડે. શી દૈવિ ઘટના॥ **पुत्रादिच्छेत्पराजयम्** એ વાકયને બદલે **पितुरीच्छेत्पराजजम्** એ વાકયને અનુસરવાનો સમય આવ્યો. ના, ના. એમ તો નથી જ કરવું. પાછું સ્વાભિમાન બોલ્યું. તો શાશ્વતીને—આ અનેરી લાગણી મારૂં સ્વાભિમાન નષ્ટ કરે છે. પિતા પાસે સ્વાભિમાન કેવું ? ગર્વ કેવો ? હઠ કેવી ? જે પિતાની આટલી ખ્યાતિ છે—કાશીના ફાર્મસીના વૈદ્ય ચૈતન્ય• પ્રસાદનો જેના પર વિશ્વાસ, એને માટે માન, જેનાં જ્ઞાન માટે ઉચ્ચ અભિપ્રાય, તે તારા પિતા એને—એના પાસે નમી પડવું એમાં કયું માનભંગ ! ! ધન્ય ઘડી માન કે માતપિતાનાં હૃદયને સંતોષ આપવા કોઈ સુપ્રારબ્ધના યોગે આ તક મળે છે. માતા કેવી પ્રફુલ્લિત બનશે ! એનું હૃદય કેવું છલકાશે !—પિતા મ્હેણું તો નહિં મારે ! પોતાનો વિજયથી મને હલકો તો નહિ પાડે ! ! ! એમ બને તોયે શું ? તારો પિતા છે ને—જાણે શાશ્વતી ઉપદેશ દેતી ન હોય ! ! જાણે શાશ્વતીની મૂર્તિ તેની સમક્ષ આવી વીનતી ન હોય ! ! ! શાશ્વતી ! શાશ્વતી ! તું શાશ્વતી છે કે સર્વવ્યાપીની છે ! જ્યાં જ્યાં હું વિચાર કરૂં છું ત્યાં ત્યાં તુંજ દૃષ્ટિ સમક્ષ આવે છે. તારી પ્રશાંત, કોમળ મુખાકૃતિની દૃષ્ટિનાં કિરણો મને મારાં માનસને તારે ચરણે ઢળાવે છે. જરૂર—જરૂર. શાશ્વતી, હું પિતા પાસે જઈશ, નમી પડીશ, ક્ષમા માગીશ ને પિતા, હું એમનું દીલ જાણું છું. તેઓ કહેશે—પુત્ર તેં મારૂં જીવન સફળ કીધું.

વિકટોરિઆવાળાએ—શેઠ ! શેઠ ! બૂમ ન મારી હોત તો ઘોડાની લાત વાગતાં અનન્ત જે—જે હોસ્પિટલનો મહેમાન બન્યો હોત.

મુંબઈના લહેરી ગાડીવાળાઓ, ભીડની દરકાર ન કરતાં, પોતાના માટે જ સરિયામ રસ્તો છે એમ માનતા, ઠંડે પેટે ગાડી

હાંકતા, પ્રથમ ઘંટડી વગાડતા નથી પણ સામેથી આવતા મનુષ્યના માથા પર ઘોડાનું મોં આવી જાય ત્યાં સુધી ન બોલતાં, છેવટે શેઠ! શેઠની બૂમો પાડતા ઘોડાને પીછેહઠ કરાવતા, ગાડી પાછળ ચાલતાને ભડકાવતા પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરતા, અરે, શેઠ! તુમી કાય, તુમી અસા—એવાં લોકોના ઘોંઘાટમાં અડધાં પડધાં વાક્યો બોલતા સંભળાય છે.

અનન્તને ગાડીવાળાની તમા ન હતી. કેમકે એની નજરે નહોતો ગાડીવાળો કે નહોતો ઘોડો-- શાશ્વતીનું ચિત્ર દેખાતું હતું.

તે બાજુમાં ખસી ગયો. સમજ ન પડી તેને કે શું થયું હતું ને લોકો તેના સામે જોઇ શા માટે હસતા હતા.

"શેઠ! તમારા માથા પર ઘોડાના મ્હોંનું ફીણ લાગેલું છે."

એક ત્વરિત વેગે સામેથી આવતા મનુષ્યે અનન્તને કહ્યું. અનન્તે હાથે લૂછવા માંડયું. સાચી હકીકત હતી. સામે ઉભેલા છોકરા હસી પડયા. અનન્તને શાશ્વતી હસતી હોય તેવો ભાસ થયો.



## પ્રકરણ ૩૫ મું ] [ ઈનામ

"અલીન્દ્રા ! તને ઇનામ મળ્યું કે નહિ ?" શાશ્વતીએ ધમધમાટ આવતી અલીન્દ્રાને પૂછ્યું.

"તે અમે ઈનામ વગર તે કદી આવતા હોઇશું ? ઇનામ વિના આવીએ તો ફોઇબાની ભત્રીજી કેમ કહેવાઈએ ?" અલીન્દ્રાએ ટહુકો કર્યો.

બધાં આગલા હૉલમાં બેઠાં હતાં. વસુમતિ આરામખુરસી પર હતી. કેદારનાથ સોફાખુરસી પર છાપું વાંચતો હતો. અજય બહાર સાયકલ ફેરવતો હતો. શાશ્વતી વેણી ગુંથતી હતી. નંદકુંવર અંદર હતી.

"શું ઈનામ લાવી જોઉં ?"

"પહેલું બતાવીશ ફોઇબાનાં ફોઈબાને. બીજું બતાવીશ ભાઇને, પછી વારો તમારો." અલિન્દ્રા વસુમતિ પાસે દોડી ગઇ.

"સાચું કહેજો ફોઈબા ! હું આ ઇનામને લાયક છું કે આ ઈનામ મને લાયક છે ?"

"પણ તું જ્યાં સુધી મને તારું ઈનામ બતાવે નહિ ત્યાં સુધી તને શું કહું ?" વસુમતિએ હસતાં કહ્યું.

કેદારનાથે ચોપડીની બહાર મ્હોં કાઢ્યું.

"તમે જ્યોતિષી છો ને, કહો શું હશે ?"

"શું હશે ? કાનના એરિંગ." વસુમતિએ કહ્યું.

"શું, શું ? એરિંગ–અરે વાહરે મારાં મોટા ફોઈબા ! તમે તો જબરાં ! ખરેખર જબરાં તે ભાઇ કરતાં યે જબરાં. ખરેખર

એરિંગ જ છે," અલીન્દ્રા સાશ્ચર્ય આંખોના ડોળા કાઢતી હસતી કુદતી એરિંગ બતાવવા લાગી.

"એમ ત્યારે તને ઈનામ મળ્યું ખરું!"

"તે ન મળે? આ મોટાં ફોઈબા ને આ નાનાં ફોઈબા—એ ફોઈબાની હું ભત્રીજી ને મને ઇનામ ન મળે? અરે આ ફોઇબાએ તો મને એવું સરસ ગાતાં શીખવાડયું હતું ને એવું સરસ ભાષણ કરતાં શીખવાડયું હતું કે—કે બધા લોકો કહેવા લાગ્યા કે આ કોણ?—આ કોણ એ કોની છોકરી? પણ ભાઈ મારે હવે નૃત્ય શિખવું છે. પેલી કરૂણા કેવું નૃત્ય કરતી હતી! અરે આખા હૉલમાં અંધારું અને કરૂણા પર ઘડીમાં લાલ, ઘડીમાં લીલું, ઘડીમાં ભુરું—લાઈટ પડે અને વળી એનાં કપડાં પણ એવા જ રંગનાં દેખાય ને તેમાં વાજું એવું વાગે ને તબલાં ટપટપ થાય ને તેમાં ઘડીમાં એના પગના ઘુંગરનો અવાજ સંભળાય, ઘડીમાં ન સંભળાય. આ રીતે એનું નૃત્ય બંધ થયું ને ત્યાં તો તાળીઓના ગડગડાટ ને મારા કાન તો જાણે બહેરા થઈ ગયા ને મારી આંખો—આંખો તો હજી કરૂણાને જ જોયા કરે છે—ને—ને" અનેક હાવભાવ ને ચિત્રવિચિત્ર મ્હોડું કરતી અલીન્દ્રા બોલી. બધાં ખડખડાટ હસી પડયાં.

"જરા શ્વાસ ખાને. ધીરે ધીરે બોલ નહિ તો—" કેદારનાથે કહ્યું.

"પ—પણ તેમ કરવામાં મને ફાવતું નથી ને—જો—બધું જ ભૂલી ગઈ." અલીન્દ્રાએ કહ્યું.

"તને નૃત્ય કરતાં આવડતું તો હશે જ." શાશ્વતીએ કહ્યું.

"ના રે બા, મને કોણ શીખવે?" લ્હેકો કરતી અલિન્દ્રા બોલી. બધાં હસી પડયાં.

ગંગાનાથ આવ્યો.

"લ્યો, આ હિમાલયભાઈ આવ્યા. બધું જ કહેશે."

" ગંગાનાથ! આ બહેન તો ફોઈ બની." કેદારનાથે કહ્યું.

" તો ભાઈ ગંગા નાથ એટલે શું ? અમે શીખ્યાં છીએ કે ગંગા નદી હિમાલયમાંથી નીકળે છે માટે હિમાલય ગંગાનો નાથ થયો. કેમ હિમાલયભાઈ ! ખરુંને ? ગંગાભાભી–"!

" હં " વસુમતિએ જરા ખોંખારો કીધો.

" તે ફોઈબા ! હું બિલકુલ ખોટું કહેતી નથી—"

" પણ તારા નૃત્યની વાત કરની." વસુમતિએ કહ્યું.

" તે આ ગંગાનાથભાઈને પૂછો. હું–હં–એ કયાંથી કહે ! મેળાવડામાં પણ ખુરશી પર બેઠા બેઠા ઊંઘતા હતા." તાળી પાડી અલીન્દ્રા બોલી.

હેં તારી કરુણાનું નૃત્ય એવું હતું કે ઊંઘ આવે?" ગંગાનાથે પૂછ્યું.

" તે તમે જ કહેતા હતા ને કે કાલે તો સેકન્ડ કલાસમાં ઉભા રહેવાની પણ જગા નહોતી, આખી રાત બેઠા બેઠા આવવું પડયું. બોલો હવે ઊંઘતા હતા કે નહિ ?" અલીન્દ્રા તેનો કોટ પકડી બોલી.

" બરાબર. તો તું હવે કરુણાનો નાચ કરી બતાવ— પાવડી બેન !"

" જો, જો, બંને મુરબ્બી ફોઈબાઓ આ હિમાલયભાઈ મને પાવડીબેન કહે છે. તો હવે હું પણ–"

" તું તારે નૃત્ય કર." શાશ્વતીએ કહ્યું.

" ઇનામ આપવું પડશે ?"

" તાળીના ગડગડાટ." ગંગાનાથે ખુરસી પર બેસતાં કહ્યું.

"પણ દિલરૂબા કોણ વગાડે ?'" અલીન્દ્રાએ પૂછયું, "તમારે જ વગાડવું પડશે-હા." એમ બોલતી અલીન્દ્રા દિલરૂબા લાવી, ગંગાનાથને આપ્યું.

"ચાલો. વન-ટુ-થ્રી" અલીન્દ્રાએ શરૂ કર્યું.

બને તેટલી શક્તિથી અલીન્દ્રાએ કરૂણાનું અનુકરણ કરવા માંડયું. નાના બાળકોમાં અનુકરણ શક્તિ જબરી હોય છે. શિક્ષકો જે માથાકુટ કરી બાળકોના મગજમાં ઉતારવા મથે છે તે અઘરું હોય તો પણ બાળકો માંહોમાંહેના સહકારથી તરત જ શીખી શકે છે. બાળકોની ભાષા અને પરસ્પર સમજવાની ઈશ્વરદત્ત બક્ષિસ ન્યારી છે. અલીન્દ્રાને જાણે ઘણા વખતની કેળવણી મળી હોય તેમ તે પગના ઠેકા અને અંગુલિઓની મુદ્રા, મ્હોંના ભાવ, શરીરના મરોડ કરતી હતી. વસુમતિ તથા કેદારનાથ એક બીજા સામે જોતાં આશ્ચર્યમુગ્ધ થઇ રહ્યાં. નૃત્ય પૂરું થયું.

"શાબાશ-શાબાશ મારી પવનપાવડી." દિલરૂબા ઉંચુ મૂકી કૂદકો મારી ગંગાનાથે અલીન્દ્રાને ઊંચકી લીધી.

"ભઈ! ભઈ! ભઇ!"

"તું જબરી પવનપાવડી હો. કરૂણાની આબેહુબ નક્કલ-નક્કલ-નક્કલ. આ બધું તુ શીખી કયાંથી-શીખી કયારે-શીખવ્યું કોણે-ઘરમાં કોઇ દિવસ નૃત્ય કરતાં તો જોઇ નથી !" ગંગાનાથે કહ્યું.

"ખુબી એજ છે તોઓઓ-" અલીન્દ્રાએ આંખો પટપટાવતાં કહ્યું.

"તો અલીન્દ્રા શાળામાંથી તને એરિંગ મળ્યાં તો અહિંથી તને તારા ભાઇ શું ઇનામ આપે છે તે જોવાનું રહ્યું." શાશ્વતીએ કહ્યું.

"હા-હા-હા લાવો લાવો ગંગાભાઈ!-ગંગાભાઈ!" ઇનામ ઇનામ!" અલીન્દ્રા તાળી પાડતી બોલી.

" તે ઇનામ તું મને આપે કે હું તને આપું ? "

" તે નૃત્યનાં વખાણ મેં કીધાં કે તમે?"

" તે તારા નૃત્યનાં વખાણ મેં કીધાં કે તેં ?"

" તે–ઇનામ નૃત્ય કરનારને કે વખાણ કરનારને?" અલીન્દ્રાએ કમર પર હાથ મૂકી જરા રૂઆબમાં પૂછ્યું.

" તે–નૃત્ય કરનારને તો બધા ઇનામ આપે પણ વખાણનારને ઇનામ આપે ત્યારે ખરા " ગંગાનાથે કહ્યું. 'હં–બોલોને પાવડીબેન ! છે તમારી તાકાત ઇનામ આપવાની ? '

" છે–છે–છે મારામાં તાકાત ઇનામ આપવાની છે. " અલિન્દ્રા સંવાદનો ભાગ ભજવનાર હોય તેમ બોલી.

" કેમ–તારા સંવાદનો પાર્ટ બોલે છે કે શું ! ' શાશ્વતીએ પૂછ્યું.

" અરે–ના–રે–ના–ભઇને ઇનામ જોઇએ છે, પણ ભાઈ ઇનામ તો એવું આપું, ઇનામ –હા ઇઇઇનામ તો એવું આપું કે તમારૂં, મારૂં ને ઇનામનું નામ પણ જીંદગીભર તમને યાદ રહી જાય હા–માટે–તૈયાર–હોશિયાર–આ આવી ઇનામ લાવી, " કહેતી અલીન્દ્રા દોડી ગઇ.

બધાંની કુદરતી મીટ મળી. હસ્યાં.

" ગાંડી થઇ જશે ગાંડી. " શાશ્વતીએ કહ્યું.

" ગંગાનાથ એને બ્હેકાવે છે. ને એ બ્હેકેછે" વસુમતિએ કહ્યું.

" લ્યો. ભાઈ! ઉભા થાઓ ઇનામ લાવી છું, " રૂમાલમાં સંતાડતી અલીન્દ્રા બોલી. બા ! અહિં આવો, આજે હું ભાઈને ઇનામ આપું છું–ચાલો ભાઈ! હાં–ઉભા રહો. હું ખુરસી પર બેસું છું. ' અલીન્દ્રા પોતાની ખુરશી જરા આઘી ખસેડીને બેઠી.

" હવે હું નામ બોલું છું તેમ ઇનામ લેવા આવજો.–હં ઇનામ લેવા આવનારે પ્રમુખને–જોજે છોકરાંઓ–યાદ રાખજો

નીચા વળીને નમન કરવું–ઇનામ લેવું–પાછું નમન કરીને જવું. જો–જો–હોં–મ્હો હસતું રાખજો. હાં." અલીન્દ્રાએ પોતે શિક્ષિકા હોય તેમ ડોળ કરી ગંગાનાથને કહ્યું.

નંદકુંવર આવી. કેદારનાથે ઇશારત કરી. તે છાનીમાની બાજુમાં ખુરશી પર બેશી ગઇ.

"ચાલો, હવે છોકરાંઓ! પ્રમુખશ્રી ઇનામ આપે છે. નંબર ૧. અલીન્દ્રા બેનના સુંદર નૃત્યનાં વખાણ કરનાર હિમાલયભાઇ!" અલીન્દ્રા બોલી.

ગંગાનાથ હસતો ઉભો રહ્યો.

"જો ભાઈ આ ભાઇ બધું બગાડી નાખે છે. ઇનામ લેવા પદ્ધતિસર આવવું જ જોઇએ." અલીન્દ્રાએ કહ્યુ.

કેદારે ગંગાનાથને ઇસારત કરી.

"મહેરબાન પ્રમુખ સાહેબ! અલીન્દ્રાનું નૃત્ય સરસ હતું. પણ–પણ–હું દિલરૂબા વગાડનાર હું, ખૂબ વખાણકારનાં વખાણ બહુસારાં હતાં મા–મા–માટે પહેલું ઇનામ તેને ગંગાનાથ–" અલીન્દ્રાએ બૂમ મારી. ગંગાનાથ હસતો આવે છે.

"નમન કરો" અલીન્દ્રાએ કહ્યું.

"આ ઇનામ તમને આપવામાં આવે છે. લ્યો. નમન કરો અને સ્વસ્તિ કહો."

"અલીન્દ્રા! ઇનામ લેતાં સ્વસ્તિ ન કહેવાય, આ કાંઈ દક્ષિણા નથી "વસુમતિએ કહ્યું.

"પ–પ–પણ ફોઇબા! આ–આ–ઇનામ જ એવું છે કે સ્વસ્તિ કહેવું પડે આ કાંઇ–કાંઇ સાધારણ ઇનામ નથી હો" અલિન્દ્રાએ કહ્યું. ગંગાનાથને કુતુહલ થયું. તરત જ રેશમી રૂમાલ ખોલ્યો ને જોયું.–શું?

" વત્સલા ! " ગંગાનાથ ફોટા સામે જોઇ રહ્યો.

" એમ ! કેવું મઝાનું ઇનામ છે ! હા-હા-હા. " તાળી પાડતી અલીન્દ્રા બોલી ઉઠી.

" ઉભી રહેજે ! એમ બોલતાં વત્સલાની છબી ટેબલ પર મૂકી ગંગાનાથ અલીન્દ્રાને પકડવા દોડયો.

" આવો, આવો પકડો—" ગોળ ટેબલની બીજી બાજુ દોડી જતી હસતી અલીન્દ્રા બોલી.

" શું છે એ !,' કેદારે પૂછયું.

"વત્સલા બેનની છબી" શાશ્વતીએ હસતાં કહ્યું.

" વત્સલાની છબી ! " કેદારે જરા સાશ્ચર્ય પૂછયું.

વસુમતિએ કેદાર સામે જોઇ સ્મિત કીધું.

" અલીન્દ્રાનું તોફાન વધ્યું. " કેદારે સ્મિત કરતાં કહ્યું.

" કુદરત — "

" આવો આવો—પકડો—લ્યો—લ્યો છબી ન ગમી તો—તો—તો આ—આ—આવ્યાં જીવતા જાગતાં વત્સલા બેન—" કહી અલીન્દ્રા બારણા બહાર દોડી ગઈ.

ગંગાનાથ તેને પકડવા જતો હતો. સામે વત્સલા તથા મૃદુલા આવ્યાં. ગંગાનાથ ખસિયાણો પડી પાછળ હટી ગયો.

" આવો—આવો" બોલતો પાછળ ખસતો ગયો.

" મૃદુલાબેન! આવો, આવ વત્સલા—વસુમતિએ હસતાં કહ્યું.

" કેમ ! અલીન્દ્રાબેનની ગમત ચાલે છે ! " મૃદુલાએ આવતાં કહ્યું.

ગંગાનાથ વત્સલા સામે જોતો ખુરસી પર બેસી ગયો. વત્સલાની ક્ષણભર મીટ ગંગાનાથ પર પડી.

" આવો—ચાલો અંદર બેસીએ. આ છોકરાંઓ છો હોલમાં મેળાવડાની વાતે કરે. ' વસુમતિ ઉઠી.

વસુમતી કેદારનાથ ને નંદકુંવર તથા મૃદુલા અંદર ગયાં.

"કેમ વત્સલા બેસની" શાશ્વતીએ કહ્યું.

વત્સલાની નજર એકાએક ટેબલ પર પડેલી પોતાના ફોટોગ્રાફ પર પડી હતી ને તે પોતે સ્તબ્ધ થઇ જોતી હતી. ગંગાનાથની નજર વત્સલા પર હતી.

"આવ, આવ, અજય ! ઇનામ–ઈનામ બતાવું." અજયનો હાથ પકડી ખેંચી લાવતી અલીન્દ્રા બારણામાં પેઠી.

"આ–આ ઇનામ ભઇને મેં આપ્યું. એણે નમન કરીને લીધું." અલીન્દ્રાએ વત્સલાનો ફોટો બતાવ્યો. વત્સલા ગંગાનાથ સામે જોઈ રહી.



# [ ઇનામની બહાલી

"કેમ બહેન! તબિયત ઠીક છે ને?" અંદરના ખંડમાં બેસતાં વસુમતિએ મૃદુલાને પૂછ્યું.

"હવે તો ઘણું સારૂં છે, શાશ્વતીબેનનો ખરેખરો ઉપકાર." મૃદુલાએ કહ્યું.

"એને તો કાંઇક શીખવાનું મળ્યું." વસુમતિએ કહ્યું.

"તમારી કેળવણી અને તમારૂં માર્ગદર્શન, પછી બધું બરાબર જ થાય. મારા જેવીને પણ તમારાં જેવાએ કેળવી હોત તો વિલાસને આવું થાત નહિ ને હું માંદી પડત નહિ." યોગ્ય શબ્દોમાં ભાવ બરાબર વ્યક્ત ન કરી શકવાથી જેમ તેમ મૃદુલાએ કહ્યું.

"એ તો ઠીક. પણ હવે વિલાસને વિસારે મૂકો." વસુમતિએ કહ્યું.

"એ તો જીવતી જ નથી એમ માનું છું."

"એવું ન કહેશો. આપણું સંતાન. આપણે માતા. સંતાન માટે શાંતિનું સ્થાન તે માતાનો ખોળો. વ્હેલો મોડો સંતાન માટે ખોળો પાથરવો એ માતાનું કર્તવ્ય. માતાનાં હૃદયમાં રક્ત-પ્રવાહ વહેતો નથી. એમાં તો મમતા, વહાલ ને દયા એ ત્રણેનાં પાતાળકૂવાઓ હોય છે. એ ઝરણો ખૂટે જ નહિ. કદાચ સંતાન એ પાતાળકૂવા સુરંગથી ઉડાવી દેવા મથે તો યે એ કૂવાઓ તો અખંડ જ રહેવાના." વસુમતિએ કહ્યું.

"એ ખરૂં, પણ આખરે આપણે મનુષ્યો."

"હા. પણ પશુ ને પંખી કરતાં ઉતરતાં નહિ. એ યોનિમાં માતાનાં કર્તવ્ય તેઓ કેવી રીતે અદા કરે છે તે જોજો. એનાથી બે પગલાં આગળ વધવું એ જ કર્તવ્ય છે. એથી હૃદયના પાતાળ કૂવામાં અમીઝરણાં જ વહે. એમાં ઉષ્ણુતા ન હોય. ને હોય તો વ્હાલ અને મમતાની જ હોય. છોકરૂં ભૂલ કરે પસ્તાય, સંસારના અગ્નિથી બળે, માતાની હુંફાળી ગોદમાં શાંતિ પામે. માતા વ્હાલસોયા ભાવથી સંસારના ઘા ધોઇ નાખે. માતા શબ્દ તો નાનો છે, પણ એમાં અખૂટ ભાવ ભરેલો છે. શાસ્ત્રીજીએ એની શી વ્યાખ્યા કરી હતી! જાણો છો? **मा मीयते अस्याः वत्सलता** જેનું વાત્સલ્ય માપી શકાતું જ નથી તે માતા." વસુમતિએ કહ્યું.

"હા. તે હવે વત્સલતાનો જ મારે સવાલ ઉભો થયો છે." વત્સલતા શબ્દ પરથી મૃદુલાને મૂળ મુદ્દો યાદ આવ્યો.

"કેમ?" વસુમતિએ પૂછ્યું.

"ના–ખાસ–" મૃદુલા આગળ બોલી શકી નહિ.

"એ છોકરી તો ડાહી છે–સમજુ છે." નંદકુંવરે કહ્યું.

"મને એની જ હુંફ છે. એ ન હોત તો હું ક્યારની યે મરી ગઈ હોત." મૃદુલાએ કહ્યું.

"તો પછી એની શી ચિન્તા છે?" વસુમતિએ પૂછ્યું.

"ચિન્તા તો કાંઈ નથી. વળી તમારા ઘરના–હા. અહિં આવે છે જાય છે. મને સંતોષ છે. વળી એના બાપ પણ એનાથી જ નથી." મૃદુલાએ કહ્યું.

"પરમેશ્વરના કૃપા માનવી." વસુમતિએ કહ્યું.

"હા–પણ તમે જાણો છો ને વિલાસનું પ્રથમ અમે દિવાકર જોડે નક્કી કરેલું."

"હા–પણ."

"તે હવે વત્સલતાની માગણી કરે છે."

"દિવાકર!" વસુમતિએ પૂછ્યું.

"દિવાકર, સુધાકર ને નૌતમ ત્રણે." મૃદુલાએ કહ્યું.

"તો વિચાર કર્યો." વસુમતિએ જવાબ દીધો.

"શો વિચાર કરવો? અમે એક વખત એમને ત્યાં મેમાન હતાં. તે વખતે એના ઘરનો તાલ જોયો હતો. તેમ જ લોકોમાં સાંભળ્યું છે તેમ સુધાકર અને નૌતમ બેના સ્વભાવ વિચિત્ર છે. વિલાસનું તો અમે ભોળવાઈ જઈ કરેલું. ને તેમાં ખાસ મારા કંકાસથી. બાકી વિલાસના બાપનો વિચાર જ નહોતો. હવે તો એ થવાનું થઈ ગયું. પણ રોજ આ લોકો જીવ ખાય છે." મૃદુલાએ કહ્યું.

"તો–એ તો મોટી છોકરી ને વળી શાંત છે. એટલે બધા જ વિચાર કરે." વસુમતિએ કહ્યું.

"પણ મારે તો–હવે શાખી છું. મોટી છોકરી–છોકરી મોટી થઈ એટલે હવે તેનો વિચાર તો જાણવો. આ ક્યાં બાર પંદર વર્ષની છે?" મૃદુલાએ કહ્યું.

"તો–વત્સલા શું કહે છે?"

"એ શું કહે? એ તો કહે છે કે મેં વિલાસને વચન આપ્યું છે કે જેને બા કહેશે તેને પરણીશ. બાનું દિલ જરા પણ દુભાવવા નહિ દઉં." બોલતાં બોલતાં મૃદુલાની આંખમાં પાણી આવી ગયા.

"તો યુક્તિપ્રયુક્તિથી વત્સલાનું દિલ સમજી તો લો."

"તે–મેં એના બાપને વાત કરી. એ કહે છે કે છોકરી છે માટે તું જ નક્કી કર. મારે તો તને શાંત કરવી છે. તમે મા–દીકરી નક્કી કરો, ખુશી થાઓ, સંતોષ પામો એટલે મને

ાધું જ મળી ગયું. હું જરા પણ નારાજ નહિ થાઉં"
ૃદુલાએ કહ્યું.

"ત્યારે તો તમારા બંને પર વાત ગઇ." નંદકુંવરે કહ્યું.

"હા બેન" મૃદુલાએ એકાએક નંદકુંવર સામે જોયું, 'પણ નૌતમબેનનો પત્ર છે કે જો તમે વળતી ટપાલે ઉત્તર નહિ આપો તો વત્સલાનું દિવાકર જોડે નક્કી છે એમ માની અમે બહાર જાહેર કરી લગ્નની તૈયારી કરીશું. આ મોટી પંચાત છે." મૃદુલાએ કહ્યુ ને વસુમતિ સામે જોયું. "એમને તો જવાબ જ ાથી લખવો. કહે છે કે એ એની મેળે બહાર પાડશે તો મૂર્ખ ાશે. હું કહું છું કે ના જ લખી દો. વત્સલા તો જવાબ જ તી નથી."

"તો પછી શું કરવા વિચાર રાખ્યો ?" વસુમતિએ પૂછ્યું

"મને સમજ ન પડી એટલે અહિં આવી." આંખમાંથી ાણી લૂછી નાખતી મૃદુલા બોલી.

"હું પૂછી જોઉં ?" વસુમતિએ પૂછ્યું.

"જરૂર, મને જરા પણ વાંધો નથી. પણ એ તો એક જ જવાબ દે છે કે બા કહે તેને જ પરણું."

"વારૂ, તમે મા છો. આટલા દિવસમાં તમે એની ચિકિત્સા જોઇ છે! મતલબ કે એનું મન કઇ દિશા તરફ છે વગેરે કોઇ જાતનો તમને વહેમ છે ?" વસુમતિએ પૂછ્યું.

"મને તો કંઈ ખબર પડતી નથી. એના બાપ બધું મારા પર નાખે છે. ને મારામાં એવી અકકલ નથી કે હું એને પૂછી બધી વાત કઢાવી શકું. કદાચ શાશ્વતીબેનને કાંઇ ખબર હોય." મૃદુલાએ કહ્યું.

"તો શાશ્વતી એ વિષે જરા પણ ઇશારો કરે તો ખરી. પણ તમે કહો છો ને કે તમે જેને પરણવાનું કહો તેને જ તે

પરણવા તૈયાર છે. તો પછી શાશ્વતીને એ કાંઇ પણ ન કહે."
વસુમતિએ કહ્યું "છતાં પૂછીએ."

"પણ એક વાત છે." મૃદુલાએ કહ્યું.

"શી?"

મૃદુલા અચકાઇ. જરા નીચે જોઇ રહી.

વસુમતિને કાંઇક વહેમ પડયો. તેણે નંદકુવર સામે જોયું. પછી મૃદુલા સામે જોયું.

"ખાનગી છે?" વસુમતિએ પૂછયું.

"ના...ખાન–ગી– તો કાંઇ નથી. અમે તમને અમારાંજ ગણ્યાં છે." મૃદુલાએ કહ્યું.

વસુમતિ મૃદુલાના બોલવાની રાહ જોતી બેઠી.

બહાર અલીન્દ્રાનો ખડખડ હસવાનો અવાજ આવ્યો. કેદારનાથે ગંગાનાથને બૂમ પાડી તે સંભળાઈ. શાશ્વતીએ અલીન્દ્રાને સંવાદ બોલવાનું કહ્યું સંભળાયું. અલીન્દ્રાએ વત્સલાને ગાવાનું કહ્યું તે પણ સંભળાયું.

"વાત એમ છે.–" થોડીવારે મૃદુલાએ હિંમત કરી કહ્યું.

વસુમતિએ મીઠી નજરે ઉત્સાહ આપતી મીટ માંડી રહી.

"વાત એમ છે કે આજથી ત્રણેક દિવસ પર વત્સલા એકલી હતી. હું બહાર ગઇ હતી—"

"હા–"

"હું પાછી ઘેર આવી તેની વત્સલાને ખબર નહોતી."

"કામમાં હોય ને ખબર ન પડે." વસુમતિએ કહ્યું.

"ને મને ખબર નહિ કે તે શું કરે છે એટલે હું અંદર એના ઓરડામાં એને શોધતી ગઈ પણ એને ખબર ન પડી."

"હા–"

"તે મેં જોયું તો–તો એની પાસે એની નાની પર્સ હતી ને તેના ઉપર એક રૂમાલ લાલ ડાઘાનો પડેલો. ને–ને–"

"હા–રૂમાલ !–હા !" વસુમતિને કુતુહલ થયું.

નંદકુંવર જરા ટટાર થઇ.

"ને–તે હાથમાં એક–એક–" મૃદુલા અટકી.

"શું–એક–"

"છબી હતી. મૃદુલાએ કહ્યું.

"છબી ! ઠીક–એમાં ગભરાવા જેવું નથી." વસુમતિએ જરા સ્થિર થતાં કહ્યું.

"છબી–ગંગાનાથની હતી." મૃદુલાએ કહ્યું.

"ગંગાનાથની ?" વસુમતિથી ઉદ્દગાર કઢાયો. ક્ષણભર મૃદુલા સામે જોઇ રહી. પછી નંદકુવર સામે તેણે જોયું. નંદકુવરની દૃષ્ટિ મૃદુલા પર હતી.

"હા–ગંગાનાથની."

"હં." વસુમતિએ સ્મિત કીધું.

"મને–તે તો ઠીક–પણ લોહીવાળા ડાઘનો રૂમાલ હતો તે ન ગમ્યું."

"એમાં શું ? એ તો કદાચ–કદાચ વત્સલાને વાગ્યું હોય ને તરત રૂમાલ દાબ્યો હોય !" વસુમતિએ તર્ક કર્યો.

"ના–પણ–રૂમાલ–એનો નહોતો."

"હા—" વસુમતિનું કુતુહલ વધ્યું.

"એનો રૂમાલ તો નાનો જ હોય છે. આ તો મોટો હતો. ને–તે–એજ રૂમાલમાં–એણે એ એ–છબી વીંટી. પાછી પર્સમાં મૂકી દીધી." મૃદુલાએ કહ્યું.

"એમ!" વસુમતિએ ફરી સ્મિત કીધું. ફરી એની નજર નંદકુવર પર સ્થિર થઈ. નંદકુંવરે પણ સ્મિત કીધું.

મૃદુલાને કાંઇ સમજાયું નહિ.

"પછી તમે શું કીધું?"

"કાંઈ નહિ. વત્સલા ન જાણે તેમ પાછી ચાલી ગઇ. કદાચ હું કાંઇ બોલુ—ને મારાથી બોલી જવાય—ને વત્સલા રડી પડે તો મારાથી પણ રડી દેવાય. હું એને જરા પણ દુઃખી કરવા માગતી નથી." મૃદુલાની આંખમાં પાણી આવ્યાં.

"તમે શો અર્થ કીધો?"

"મને તો રૂમાલ- કોઇ પુરૂષનો ને તેના પર લોહીના ડાઘ ને તેમાં તેણે પાછી ગંગાનાથની છબી મૂકી—એ—એ—એ—બધું વિચિત્ર લાગે છે." મૃદુલાએ કહ્યું.

"તમે વેણીલાલને વાત કરી?"

"કહ્યું પણ એમણે હસી કાઢયું. ને કહ્યું. તારી જોવામાં કાંઈ ભૂલ છે." મૃદુલાએ જવાબ દીધો.

"તમે બરાબર જોયું હતું! જરાપણ ભૂલ નહોતી?" વસુમતિએ પૂછ્યું.

"સ્હેજ પણ નહિ. પણ એતો જાણે વેરાગી બની ગયા હોય તેમ વાત કરે છે ને મને ઘરની મુંઝવણ થાય છે એટલે મારે તમારી પાસે આવવું પડયું." મૃદુલાએ કહ્યું.

"વેણીલાલ કાંઇ વેરાગી બન્યા નથી. આનો અર્થ એ બરાબર સમજ્યા છે." વસુમતિએ કહ્યું.

"એમ! તો મને કેમ કહેતા નથી?" મૃદુલાએ પૂછ્યું.

"તકની રાહ જુએ છે."

"તકની રાહ?"

"તમે ઉશ્કેરાશો તો નહિ ?"

"શાથી"

"જે કાંઇ તપાસ હું કરૂં તે પરથી ?"

"નારે ના. તમે તો મારાં મા જેવાં છો. જે કહેશો તે કરીશ."

"પણ એ તપાસમાં જે પરિણામ આવે તે કબૂલ કરવું પડશે."

"મને તેમ કરતાં જરાય વાંધો નથી."

"કદાચ તમારી ઇચ્છા ન હોય ત્યાં પણ વત્સલાને પરણાવવી પડે."

"એમ ?—ના, પણ જે વત્સલાની ઇચ્છા હશે તેજ મારી ઇચ્છા થશે. હું જરા પણ આડી નહિ આવું. પણ-તે-હાં-કદાચ હેં—" એમ અચકતી મૃદુલા વસુમતિ સામે જોઈ રહી. બોલવાની હિંમત ના ચાલી.

વસુમતિથી એનો ગભરાટ જોતાં સ્મિત થઈ ગયું.

"મૃદુલાબેન ! આ તો નાનો સરખો વાત છે. પણ પરમેશ્વર જે કાંઈ કરે છે તે હેતુપૂર્વક જ કરે છે.-વારૂ. તમે આવ્યાં ત્યારે-અલીન્દ્રા શું બોલતી હતી તે યાદ છે ?"

"અલીન્દ્રાબેન !—ના—હા—ઈનામની વાત કરતાં હતાં."

"ને ટેબલ પર તમે જોયું હતું, શું હતું તે ?"

"ના—એની મને ખબર નહોતી."

"અલીન્દ્રાબેન !" વસુમતિએ બૂમ મારી.

"જી આવી." બોલતી અલીન્દ્રા આવી.

"જો, ઠાવકી થજે. તેં ગંગાનાથભાઇને ઇનામ આપ્યું છે તે રૂમાલમાં વીંટીને ગુપચુપ અહિં લાવ." વસુમતિએ કહ્યું.

વસુમતિના શબ્દો અલીન્દ્રાએ સંપૂર્ણ ગ્રહણ કર્યા. રુમાલમાં વીંટી વત્સલતાની છબી લઈ આવી.

"જા–" વસુમતિએ કહ્યું.

અલીન્દ્રા ગઇ.

"જુઓ. આજે તમે આવ્યાં તે પહેલાં અલીન્દ્રાએ મેળાવડામાં કોઇ કરૂણા નામની છોકરીએ નૃત્યુ કીધું હશે તે કીધું." વસુમતીએ કહ્યુ.

"અલીન્દ્રાબેન તો હોશિયાર છે."

"ગંગાનાથે દિલરૂબા વગાડયું. અલીન્દ્રાનાં નૃત્યથી ખુશ થઈ જઈ અલીન્દ્રાને ઈનામ આપવાને બદલે તોફાન કરતા ગંગાનાથે અલીન્દ્રા પાસે સામું ઈનામ માગ્યું." વસુમતિએ કહ્યું.

"એ ખરા. અલીન્દ્રાબેન ગુસ્સે થયાં હશે."

"અરે, કાંઈ કાચી નથી. સીધી ગઇ ગંગાનાથના ઓરડામાં. આ લઇ આવીને કહ્યું. લ્યો. ઈનામ. સ્વસ્તિ કહો. બળજોરીથી ગંગાનાથ પાસે સ્વસ્તિ કહેવડાવ્યું. ગંગાનાથે રૂમાલ ઉઘાડીને જોયું તો માંહે–આ" બોલતાં બોલતાં રૂમાલ ઉંચકી લીધો.

"વત્સલા ! વત્સલાની છબી" ને–ને આ–આ રૂમાલ પણ એનો જ ! ' સાશ્ચર્ય દિગ્મૂઢ બની મૃદુલા સામે જોઈ રહી.

વસુમતિ સ્મિત કરી રહી.

"પણ આ અહિં કયાંથી ? કયારથી ?" દાંતવડે મૃદુલાએ નખ કાપવા માંડયા.

"વિચાર કરો. વત્સલાની પર્સમાં ગંગાનાથની છબી ને રૂમાલ કયાંથી ને કયારથી ? જ્યારથી એ વત્સલાની પર્સમાં ત્યારથી આ ગંગાનાથના ટેબલ પર. એ તો હું કાલે જ ગંગાનાથના ઓરડામાં, એ આજે મુંબઇથી આવવાનો હતો, એટલે બધું ઠીકઠાક છે કે નહિ તે જોવા ગઇ હતી ત્યારે જ મેં જોયું.'

ને વિચાર કીધો. કાંઇક સમજીને કાંઇક ન સમજી, ત્યાં બપોરે અલીન્દ્રાનું તોફાન, તમારૂં આવવું ને તમારૂં કહેવું સાંભળ્યું. કેમ! હવે તમને કાંઇ સમજાય છે?" વસુમતિ સ્થિર દૃષ્ટિથી સ્મિત કરતી મૃદુલાસામે જોઇ રહી.

"પણ, પણ," હાંફતી મૃદુલા આગળ બોલતી અટકી ગઇ.

'હવે તો તમારે જ વિચાર કરવાનો રહ્યો.' વસુમતિએ કહ્યું.

"પણ એ બંનેનું–અરે–બંનેએ–હં એ બંને ખરેખર એ વિચારનાં છે કે નહિ તેની શી ખબર પડે.!" મૃદુલાએ કહ્યું.

"તમારો મત છે કે નહિ?"

"મારી તો ના નથી. હું તો ઘણી જ ખુશી થાઉં." મૃદુલાએ કહ્યું.

"ને વેણીભાઇએ તો તમને ફુલ પાવર આપી દીધો છે." વસુમતિએ હસતાં કહ્યું.

"હા–હા–હા–એતો ઘણા જ ઘણા જ ખુશી થશે. મારી ખાત્રી છે." મૃદુલાએ કહ્યું.

"તો તમે એ બંને જણાની મુગી માગણીને વ્હાલી આપો છો!"

"હા."

"તો હવે માગણીને બોલતી કરીએ. ગંગાનાથ!

"જી!"

"શાશ્વતી!"

"વત્સલા ને મૃદુલા."

❧

પ્રકરણ ૩૭ મું ]

# [ માગણી બોલી

બંને આવે તે પહેલાં નંદકુવર મૃદુલાને રસોડા તરફ લઇ ગઈ. ગંગાનાથ આવ્યો.

" કેદારભાઇનું કામ પૂરું થયું ? વસુમતિએ પૂછ્યું.

" હા જી. એક પત્ર લખવાનો હતો તે લખાયો. ટપાલમાં મોકલાયો." ગંગાનાથે કહ્યું. વત્સલા બારણા આગળ આવી.

" બીજું કાંઈ એમનું કામ છે ?" વસુમતિએ પૂછ્યું.

" ના જી."

" આવ, વત્સલા ! બેસ. ગંગાનાથ ! તું પણ બેસ." વસુમતિએ કહ્યુ. બંને જણ બેઠાં. વસુમતિ ક્ષણભર શાંત રહી.

" વત્સલા ! આજે તું મેળાવડામાં ગઇ હતી ?" વસુમતિએ પૂછ્યું.

'હા જી.'

" કરૂણાનું નૃત્ય તને ગમ્યું ?"

" મઝાનું હતું."

" તને નૃત્ય ગમે છે ?"

" ઠીક. ખાસ નહિ."

" કેમ ?"

" નાની છોકરીઓ માટે ઠીક છે."

ગંગાનાથ સમજી શક્યો નહિ. "મને શા માટે બોલાવ્યો છે?" એનું મન એને પ્રશ્ન કરતું હતું.

"વિલાસનો કાંઇ પત્ર આવ્યો છે?" વસુમતિએ પૂછ્યું.

"એક હતો. એમાં ખાસ કાંઈ નહોતું. મારી ચિન્તા ના કરશો"

"ગંગાનાથ અને અનન્તકુમાર એને મળ્યા તે વિષે કાંઈ લખ્યું હતું?"

"ના જી. એમના વિષે કાંઇ પણ ઇશારો ન હતો."

"વિલાસ અહીંથી ગઈ ત્યારે તને શું કહી ગઇ હતી-?" વસુમતિએ પૂછ્યું.

"ખાસ-તો કાંઇ નહિ-બાને સંભાળજે-સુખી કરજે. મારાથી નથી થઇ."

"એટલી એની મૃદુલાબેન માટે મમતા છે તે સારૂં છે તેં શો વિચાર કર્યો છે?"

વત્સલા વસુમતિ સામે જોઈ રહી.

"શેનો?" થોડીવારે પૂછ્યું.

"તારાં બાને સુખી કરવાનો?"

"જેમાં એ રાજી થાય તે બધું જ હું કરૂં છું." વત્સલાએ કહ્યું.

"એ તારી વાત સાચી છે ને એમ કરવાથી જ તારી બાની તબિયત સુધરી છે. તું સમજુ છે, તારી બાને એક બાબત સમજાતી નથી."

વત્સલાએ વસુમતી સામે જોયું. સાડીનો પાલવ ચકાસતી હોય તેમ તેના પર આંગળી ફેરવી રહી.

"આ રૂમાલ તો તારોને!"

ગંગાનાથને હવે ભાન આવ્યું. વત્સલાને હવે સમજાયું.

"હાજી"

"તારાં બા તારો રૂમાલ શોધે છે ને તે અહિંથી નીકળ્યો ને ગંગાનાથનો રૂમાલ હું શોધું છું ને તે કદાચ આવી રીતે તારી પાસે પણ હોય." વસુમતિએ બંનેના દિલમાંથી ભય દૂર કરવા સ્મિત વિસ્તાર્યું.

"વળી એ પણ બનવાજોગ છે કે જેમ આ રૂમાલ નીચે તારો ફોટો છૂપાયો છે તેમ ગંગાનાથના રૂમાલ નીચે ગંગાનાથનો ફોટો સંતાયો હોય." વસુમતિએ ઉમેર્યું.

અચાનક ગંગાનાથ વત્સલાની દૃષ્ટિ એક થઇ. બંનેથી દીર્ઘ શ્વાસ મૂકાઈ ગયો.

"હવે જે ફોટો તારા ઘરમાં હોવો જોઈએ તે ગંગાનાથના ટેબલ પરથી નીકળે છે ને જે ફોટો ગંગાનાથના ટેબલ પર હોવો જોઈએ તે તારી પર્સમાં કદાચ હશે. એ ગમે તેણે બદલ્યા હોય પણ તમને એમ થયું તે ગમે છે કે નહિ?" વસુમતિએ પૂછ્યું.

"ફોઇબા! અલીન્દ્રાએ આ મને ઈનામ આપ્યું છે." ગંગાનાથે કહ્યું.

"ને તેં સ્વસ્તિ કહીને લીધું છે." વસુમતિએ પૂરતી કરી. વત્સલા ચમકી.

"બેન જેવી બેન આપે ને મારાથી ના કેમ કહેવાય?" ગંગાનાથે કહ્યું.

"પણ શું છે તે જોયા વિના એકદમ કેમ લેવાય? વળી છબી જેની છે તેને પૂછ્યા વિના તારાથી સ્વસ્તિ પણ કેમ કહેવાય?–કેમ, વત્સલા! ખરૂં ને! તને પૂછવું તો જોઇએ." વસુમતિએ વત્સલાની અનુમતિ માગી.

વત્સલાની છાતી જોરથી પણ આનંદથી ધબકવા લાગી.

"તારાં બા પૂછશે તો તારી છબી વિષે શું કહીશ ?" વત્સલાને વસુમતિએ પૂછ્યું.

વત્સલા સ્મિત કરી રહી.

"અલીન્દ્રાએ મને ઇનામ આપ્યું છે એમ કહેશે ને હું સાક્ષી પૂરીશ." ગંગાનાથે કહ્યું.

"હું—પણ તારો રૂમાલ ને તારી છબીનું શું ! વત્સલા ! તેં પણ સ્વસ્તિ કહ્યું છે ?" વસુમતિએ પૂછ્યું.

"તે તો ફોઇબા !—એમ—એમ થયું—કે—કે—આ-શાશ્વતીફોઇનો જન્મદિવસ હતો તે—તે દિવસે બાગમાં વત્સલાને ઠોકર વાગી ને લોહી નીકળ્યું. હવે ત્યાં બેન્ડેજ ક્યાંથી લાવું એટલે મેં રૂમાલથી પાટો બાંધ્યો. વાંક વત્સલાનો છે. એણે મારો રૂમાલ ધોઇને આપવો હતો. મેં કહેવડાવ્યું એટલે પોતાનો નવો રુમાલ મને મોકલ્યો. હવે કાંઇ મારાથી સભ્યતા છોડી મારા જ રૂમાલની માગણી થાય ખરી ?" ગંગાનાથે વત્સલા તરફ દૃષ્ટિ નાખી તરત જ વસુમતિ તરફ નજર ફેરવી કહ્યું.

"નહિ જ વળી. અને તારા ફોટાનું પણ—"

"ના—ના—ફોઇબા—ફોટો તો ફોટો આ અહિં હોય ને ત્યાં હોય એમાં શો તફાવત છે ! આ અહિં શોભા વધારે ને તે નહિ વધારે ? પણ ખરી વાત કહું—મારા મનને તો એમ હતું કે વત્સલાને સુંદર ભરતકામ આવડે છે એટલે મખમલ પર ભરતકામ કરી ફોટો મૂકી લાવશે અને તે તમે જોશો ને ખુશી થશો એમ માનતો હતો, પણ હજી તેણે તેમ કીધું નહિ ને માગણી કરી ત્યારે આ ફોટો અહિં મોકલી આપ્યો. હવે મને થોડું ઘણું ડીઝાઇન કામ આવડે છે તે કેનવાસ પેપર પર કરું ને તેમાં

આ છબી મૂકું ત્યારે પેલી મારી છબી મળે. આ બધી હકીકત આવી છે, ફોઇબા!" ગંગાનાથે કહ્યું.

વત્સલાએ ચોરીછૂપીથી મીઠા ઠપકાની દૃષ્ટિ ગંગાનાથ તરફ ફેંકી.

"તમે બંને એક બીજાને શોભો તેવાં છો! રુમાલની વાતે સાચી, છબીની વાતેય સાચી. અને બંનેની પાછળ રહેલું સત્ય તે પણ સાચું." વસુમતિએ કહ્યું.

"તે શું?" ગંગાનાથે પૂછયું.

"તે સ્પષ્ટ કહેવા પહેલાં એક વાત તમને કહી દઉં. એ માટે મેં તમને ખાસ બોલાવ્યાં છે. તમારી સાથે મારે સ્પષ્ટ વાત કરવી જોઇએ. જુઓ, અમારા જમાનામાં અમારાં માતપિતા જે લગ્ન કરતાં તે બધાં અમે મુંગે મ્હોંએ કબૂલ કરતાં. આવાં લગ્નમાં ઘણાં સુખી લગ્નો હતાં. કેટલાંક દુખી પણ હશે. આ જમાનામાં તમને મોટી ઉંમર સુધી પરણાવી શકાતાં નથી. અને ઉમર મોટી થાય, વિચાર બહોળા થાય, સમજતાં તમે શીખ્યાં હો; નાના મોટા અનુભવ થોડા થયાયે હોય, અન્યના અનુભવ થોડાઘણા જાણ્યા પણ હોય એટલે લગ્ન સંબંધમાં તમારી સંમતિ લેવી પડે છે. નહિ તો લગ્ન વખતે વિલાસ જેવું થાય યા મુગે મ્હોંએ માતપિતાને રાજી રાખવા લગ્ન કરે ને પાછળથી તેમનો સંસાર ક્લેશમય થાય.

"તમે ભણેલાં છો એટલે ઘણુંખરું સમજતાં હશો. પરન્તુ એકજ ભય આવાં લગ્નમાં હોય એવું મને લાગે છે કે તમારું એકબીજાનું આકર્ષણ ઉપલકીયું તો નથી ને? નવલકથા, નવલિકા, નાટકો વગેરેમાં આવતાં પ્રેમલગ્નો કેવળ વિચાર કરવાનો મુદ્દો આપે છે. એ કુદરતી હોય છતાંયે પ્રેક્ષક કે શ્રોતા કે વાચક વર્ગે તેના પર વિચાર કરવાનો હોય છે કે એવા પ્રસંગો સંસારમા

બનવા દેવા યોગ્ય છે ? એને ઉત્તેજન આપવું યોગ્ય છે ? એમ કરવું યોગ્ય ન હોય તો શું કરવું વિગરે.

"જેનાં હૃદય લાગણીવશ હોય છે તે અમુક પ્રસંગવશાત્ એકબીજાને જેટલી ઝડપથી ચાહતાં શીખે છે તેટલી ઝડપથી ધિક્કારતાં પણ શીખે છે. સંસાર એ રમત નથી. સંસારમાં પડયા પછીની જોખમદારી સંસારમાં પડતાં પહેલાં સમજવી જરૂરની છે. બે સ્ત્રી-પુરૂષ પરણે પછી તેમની જોખમદારી જૂદી; ન પરણે ત્યાં સુધીની જૂદી. માટે પરણ્યા પછી શી જોખમદારી છે તેનો પૂર્ણ ખ્યાલ કરવો જરૂરનો છે. માટે જ પરણતી વખતની પ્રતિજ્ઞાઓ સમજવાની પહેલી જરૂર છે. ટૂંકમાં પરણ્યા પછી પુરૂષ અપંગ બને યા સ્ત્રી અપંગ બને, પુરૂષ કઠોર બને યા સ્ત્રી કઠોર બને, પુરૂષની અમુક જવાબદારી સ્ત્રીને લેવી પડે યા સ્ત્રીની જવાબદારી પુરૂષને લેવી પડે ગમે તેવા પ્રસંગો બને પરંતુ પુરૂષે સ્ત્રીને અને સ્ત્રીએ પુરૂષને વળગી રહેવું જ જોઇએ.

"આ માટે પૂછું છું કે તમારું અન્યોઅન્ય આકર્ષણ કેવું છે તેની તમારે તપાસ કરવી ઘટે. બંને વિચાર કરો. લાગણીથી દોરાઇ ન જશો. અને મને ઉત્તર આપજો." વસુમતિએ કહ્યું.

"પણ કદાચ અમે-પણ તમે જ નક્કી કરોને ?" ગંગાનાથે કહ્યું.

"મારે પ્રથમ તમારો સંપૂર્ણ ઉત્તર જોઇએ. મેં તને કેટલીકવાર પૂછયું હતું પણ તેં હમણાં નહિ, હમણાં નહિ એમ ઉત્તર આપ્યો હતો. તેથી મારે તારી મરજી બરાબર જાણવી જોઇએ, તેમજ વત્સલાની મરજી જાણવાની જરૂર છે. હું જાણું છું કે તેણે મૃદુલાબેનની મરજી અનુસાર લગ્ન કરવા કબૂલ્યું છે. પણ મૃદુલાબેને મને સ્પષ્ટ કહ્યું છે કે જે વત્સલાની મરજી તેજ મારી મરજી." વસુમતિએ કહ્યું ને તે ઉભી થઇ.

ગંગાનાથે વત્સલા સામે જોયું.

"હવે તમે જોઇએ તો આજે કાલે અનુકુળ વખતે વિચાર કરી જવાબ આપજો. ઉતાવળ નથી." વસુમતિએ કહ્યું.

"આપની ચ્હા અહીં લાવું?" નોકરે ચ્હાના બે કપ ટેબલ પર મૂકતાં વસુમતિને પૂછયું.

"ના, હું ત્યાં આવું છું. કેદારભાઇના ઓરડામાં લાવ. મૃદુલાબેન તથા નંદકુવરની ચ્હા પણ ત્યાં લાવ." વસુમતિએ જતાં જતાં કહ્યું.

"જી." નોકર ગયો.



વત્સલાની દૃષ્ટિ નીચી નમી રહી હતી. ગંગાનાથ વસુમતિની પાછળ જોઈ રહ્યો હતો. અણધાર્યો આ પ્રસંગની બંને પર અસર થઇ હતી. બંનેને સ્વર્ગનાં દ્વાર ખુલતાં લાગતાં હતાં.

ક્યાં ગઈ કાલે મુંબઈમાં રાતે આગગાડીમાં બપોરે મેળાવડામાં ને સાંજના અહિં આ નવું જ વાતાવરણ. ગંગાનાથ વિચારમાં પડયો હતો.

" એની છબી મારી પર્સમાં રૂમાલ સાથે, એ ફોઇબાએ ક્યાંથી જાણ્યું " વસુમતિનું દિલ વિચાર કરતું હતું.

" ચ્હા–ઠંડી પડી જશે. " ગંગાનાથે કહ્યું.

પ્રેમીઓ એકબીજાને મળવા ઉત્સુક હોય. મળવા તક સાંપે ને મળે તે વખતે બંનેનાં હૃદય જે લાગણી અનુભવે તે અને આમ ફરજથી પ્રસંગ આવી પડતાં બંને એકલાં હોય અને તે જે લાગણી અનુભવે તેમાં ભેદ હોય છે. વત્સલાને ગંગાનાથ સાથે એકલાં રહેવાનો આ પ્રસંગ પ્રથમ નહોતો. બંનેએ એકાંતનો લાભ વાર્તાલાપ, સ્નેહગોષ્ઠિમાં લીધો હશે. એ પ્રસંગો હલકા, ભાર વિનાના આનંદમય લાગતા હતા. આજનો પ્રસંગ તેવો છતાં કાંઇક ગંભીર લાગતો હતો. જે મીઠી મીટથી વત્સલા હર વખત ગંગાનાથને જોતી તે મીટમાં ગાંભીર્ય હતું. જાણે કોઇ અણધારી શક્તિ અટકાયત કરતી હોય ! !

" કેમ ! બહુ વિચારમાં કાંઇ ! આ ચ્હા તો પી લે. " ગંગાનાથે કહ્યું. ચ્હાનો પ્યાલો લીધો. વત્સલા આગળ ધર્યો.

વત્સલાને 'તું' સંબોધનની કાંઈક નવી લાગણી થઈ. તે જરા ધ્રૂજી ગઈ.

"હું રેડી આપું ?" ગંગાનાથે ઉભા થઈ ટેબલ પર પ્યાલો મૂકી રકાબીમાં ચ્હા રેડતાં કહ્યું.

વત્સલા જરા શરમાઈ.

"હું લઉં છું. તમે તો પીઓ." છેવટે એણે કહ્યું.

"તે હું પીઉં છું જ જો–આ–પણ અત્યારથી વ્રત લીધું નથી ને ?"

"શેનું વ્રત ?"

"શાસ્ત્રી કહે છે તેવું." ઘૂંટડો ભરતાં ગંગાનાથે કહ્યું. "ચાલો. મેં ઘૂંટડો ભર્યો હવે તમે શરૂ કરો."

"હં-અ." વત્સલાએ ચ્હા પીવા માંડતાં મીઠા ઠપકાની દૃષ્ટિ ફેંકતાં કહ્યું. "હજી ઉંબરા પર પગ મૂકવાની વાત ચાલે છે ત્યાં તમે અગાશીની હવા લેવાની વાત કરો છો."

"કેમ ! ઉંબરા પર પગ મૂકવાની ? તમને ફોઈબાએ કહ્યું તે પસંદ નથી ?"

"ફોઈબાએ શું કહ્યું ?"

"એ જ કે તમે લગ્ન કરવાનો વિચાર ક્યારે કરો છો ?" ચ્હાનું કપ મ્હોંએ માંડતાં ગંગાનાથે કહ્યું.

"ફોઈબાએ એવું કહ્યું ?" વત્સલાએ પૂછ્યું.

"ત્યારે શું કહ્યું ?"

"તમારા બેનો સંસારમાં સાથે પડવાનો વિચાર છે કે નહિ તે પૂછ્યું."

"હા, તો બોલો તમે શા નિર્ણય પર આવ્યાં છો ?"

"એકદમ નિર્ણય કેમ થાય ?"

"એકદમ કેમ? લગભગ મહિનો થઈ ગયો હશે. પર્સમાં મને પૂરી રાખી, દરરોજ પાળેલા પોપટ માફક બહાર કાઢી તમે મને પ્રશ્ન પૂછ્યો નથી?"

"ને તમે તો મને અહિં ટેબલ પર રખડતી મૂકીને જ ગયા ને?"

"રખડતી! નહિ જ વળી. જેમ પર્સ તમારી તેમ આ ટેબલ મારું. તમે મને અંધારામાં પૂર્યો, મેં તમને અજવાળાં ને ખુલ્લી હવામાં રાખ્યાં."

"ત્યારે તો દોષ મારો વધારે. મને ડર હતો કે કદાચ તમે ખોવાઇ જાઓ, કોઈ દેખીને લઈ જાય."

"હં–અ–અ–આટલું તમારું દિલ ડરપોક અને અણ-વિશ્વાસુ. ને મારું દિલ જોયું? કેવું મોકળું છે? આ બતાવે છે કે હું તો તમારામાં પૂર્ણ વિશ્વાસ રાખો સંસારમાં પડવા નહિ પણ મહાલવા માગું છું. બાકી તમે મને પર્સમાં રાખો યા તિજોરીમાં રાખો સર્વથા મારો તો તમને સાથ છે જ." ગંગાનાથે હસતાં કહ્યું.

"મારો પણ તમારામાં પૂર્ણ વિશ્વાસ છે જ. પણ તમારો ફોટો બાપુજી કે બા જોઇ જાય ને એમનો વિચાર મને બીજે પરણાવવાનો હોય, તો ઠીક નહિ, એમ ધારી મેં પર્સમાં રાખી મૂકેલા. હવે નક્કી થતાં હું મારું વચન પાળવાની ને મખમલની તૈયાર બનાવેલી ફ્રેમમાં તમને મૂકવાની પણ ખરી." વત્સલાએ કહ્યું.

"ત્યારે તો મારે પણ મારી કલર બોક્ષ ને કેન્વાસ તૈયાર કરવાં પડશે."

"જોયું, તમારી તૈયારી કાચી છે."

"એટલો વિજય તમને મારે આપવો જ ઘટે."

"ત્યારે ફોઈબાને શો જવાબ દેશો? સંસારની જોખમદારીનો?"

"કેમ તે તો તમે દીધો જ ને."

"ક્યારે?"

"તમે ન કહ્યું કે તમને મારામાં પૂર્ણ વિશ્વાસ છે?"

"એ તો કહ્યું."

"તો તમને મારામાં પૂર્ણ વિશ્વાસ છે તો મને તમારામાં પૂર્ણ વિશ્વાસ છે. પછી જોખમદારીનો શો બીજો ખ્યાલ કરવાનો?" ગંગાનાથે પૂછયું.

"લગ્નપ્રતિજ્ઞા પાળી શકાશે કે નહિ?"

"હા, એ હવે આત્મવિશ્વાસની વાત આવી. પણ તેમાં યે અન્યોન્ય વિશ્વાસની જરૂર છે. તમને મારામાં વિશ્વાસ છે કે નહિ?"

"એ તો મેં મખમલની બનાવેલી ફ્રેઈમ પરથી જ તમે સમજી શકશો. જુઓ, આ બતાવવા સાથે જ લાવી છું. હવે?" વત્સલાએ પર્સમાંથી ભરત ભરેલી ફોટો ફ્રેઈમના માપની સુંદર મખમલ કાઢી.

ગંગાનાથ વત્સલા સામે જોઇ રહ્યો.

"ખરેખર" પ્રતિજ્ઞા પાળવામાં તમે ઘણાં પગલાં આગળ છો. હું પાછળ છું. પણ આજથી એટલી જ ત્વરાથી તમને પકડી પાડીશ. મને આત્મવિશ્વાસ છે." ગંગાનાથે મખમલ ફરી ફરીને જોતાં તથા તેના ભરતને બારીકીથી નિહાળતાં કહ્યું.

"તમને આ ગમ્યું?"

"મને તો શું પણ ફોઈબા અત્યારે જુએ તો જરૂર જ ધન્યવાદથી તમને વધાવી લે." ગંગાનાથે કહ્યું.

"મારો શ્રમ સફળ થયો."

"મારો પણ થવાનો જ."

"તમને ભરતમાં સમજ પડે છે?"

"ના. પરંતુ જે મીલાવટ તમે રંગની કરી છે તે જ મીલાવટ મારી ડીઝાઇનમાં ઉતારવી છે."

"તો આ રાખો પાસે."

"એ આત્મવિશ્વાસની ઊણપ કહેવાય. આ ડીઝાઈન જ આવા રંગોની મીલાવટથી આવા જ એક ગ્રાઉન્ડમાં કેન્વાસ પર ઉતારીશ." મખમલ પાછી આપતાં ગંગાનાથે કહ્યું. ગંગાનાથે ઘંટડી મારી.

નોકર આવી ચ્હાના પ્યાલા લઈ ગયો.

"ફોઈબાને શો જવાબ દેશો?"

"તમે શો જવાબ દેશો?"

"મારો તો જવાબ છે કે જો બાને કબૂલ હશે તો મને છે જ."

"તો મારો પણ એ જ જવાબ છે."

"શો? મારી બા તે કાંઇ તમારી બા છે?" હસતાં વત્સલાએ પૂછ્યું.

"હું કહીશ કે જે ફોઈબા પાસે રહી આટલા વર્ષોના સંસ્કારનો વારસો લીધો તે ફોઇબા જે કાર્યમાં જે સંમતિ આપશે તેજ પ્રમાણે હું કરીશ. ફોઈબા તે અમારાં મોટાં મા."

"પણ તેણે તો આપણા પર નાંખ્યું છે.'

"તો હવે તમારે જવાબ દેવાનો."

"તમે શો દેશો?" હસતાં વત્સલાએ પર્સને રમાડતા પૂછ્યું.

"જે તમે કહેશો તે. તમે ના કહેશો તો હું ના કહીશ, હા કહેશો તો હા કહીશ."

"ને મુગી રહીશ તો?"

"હું એ મુગો રહીશ."

"ચાલો, આજનું આવ્યું સફળ તો થયું." પર્સ ધીમેથી ઉછાળતાં વત્સલાએ કહ્યું.

"કેમકે ફોટો ફ્રેઇમ તૈયાર કરવાનું નક્કી થઇ ગયું."

"એમ માનો."

"ના—ના—તમે કેમ માનો છો તે કહો."

"એજ કે–કે—બાના દિલને શાંતિ થશે.'

"શાથી?"

"હવે સમજીને પૂછવાનું હોય?"

"તમારા મ્હોંમાંથી શબ્દો સાંભળવામાં જે આનંદ આવે તે સમજવામાં ન આવે. બોલો જોઉં?"

"એજ કે–કે હું તમને પરણીશ."

"ને હું તમને નહિ પરણું એમ?"

"હા–હા–હા–હા" વત્સલા હસી પડી.

"એ તો તમે જાણો." હસતાં ગંગાનાથે કહ્યું.

"આ આટલું જલદી થઇ જશે એમ હું નહોતી ધારતી," વત્સલાએ કહ્યું.

"એતો અમારી બેન અલીન્દ્રાની ખૂબી! ખરો ભવિષ્ય-વેત્તા છે. પરમેશ્વર જાણે એની જીભ પર બેઠા–"

"ને તમને ઇનામ મળ્યું–કેમ?"

"ને તમે રહી ગયાં! હા–હા–હા–"

"જેને ઇનામ મળે, તે ઇનામને પણ મળે, અન્યોન્યાશ્રય છે. પ્યાલો હોય તો પાણી ને પાણી હોય તો પ્યાલો !" વત્સલાએ કહ્યું.

"ચાલો, એમ ત્યારે. ગમે તે પણ આજે ધન્ય ઘડી–ને ધન્ય દિવસ." ઊભા થતાં ગંગાનાથે કહ્યું.

વત્સલાએ મીઠી નજર નાખી સ્મિત કીધું.

"એમ કહોને કે—"

ફોનની ઘણુઘણુ ઘંટડી વાગી. ફરી વાગી. ત્રીજીવાર વાગી.

"વત્સલા બેન ! ફોન–વેણીલાલ કાકાનો ફોન !" અલીન્દ્રા બૂમ મારતી આવી.

"ચાલો, આવી." વત્સલા ગઈ.

અલીન્દ્રાને જતી અટકાવી.

"પવનપાવડી ! જબરી છે હો ! તને ઉંચકીને ઉછાળું ને તોયે—"

"આકાશમાં જ ઊડી જઈશ. હા"

હી–હી–હી કરતી અલીન્દ્રા દોડી ગઈ.



અનન્તનું ચિત્ત સ્થિર થયું નહોતું. મહાન્ વિશ્વ તેની સમક્ષ શાશ્વતોમાં સમાઈ જતું દેખાતું હતું.–શાશ્વતીને સ્થળે જો અનન્તને બ્રહ્મસ્વરૂપનું એવું જ સતત ભાન થતું હોત તો જરૂર જ તે જીવનમુક્ત બન્યો હોત !

જે કાર્યની પ્રેરણા સ્વબળથી થતી નથી, જે કાર્યનો ઉત્સાહ માતૃપ્રેમ કે પિતૃપ્રેમથી થતો નથી તે જ સ્વેચ્છિત વસ્તુની પ્રાપ્તિની આશાએ સબળ વેગવાન થાય છે. એજ આશા મનુષ્યને પોતાની પૂર્વ મૂર્ખતાનો ખ્યાલ આપે છે.

"પિતાની અણુમૂલ સલાહ અવગણી હતી એ મારી મૂર્ખતા,– માતાની વ્હાલભરી વિનતિ અપમાની હતી એ મારો પ્રમાદ. શા માટે તે બંને ના સ્વીકારવાં ? શું એમાં શરમ છે, સ્વાભિમાનનું પતન છે, મારૂં અધઃપતન છે ! નહિ જ. એ પિતા ! એ માતા. હું પુત્ર. માતા પિતા મારા સાંત્વનના ઓવારા. શા માટે એ ઓવારે સંસાર સરિતાના નિર્મળ વ્હેણનાં સ્નાન કરતાં અમૃત પીણાં ન પીઉં !"

"આગગાડી–લોકલ–માર્ગ કાપતી હતી–પણ આજ આગગાડી ઘણી મંદ લાગતી હતી. લોકલ–તે આટલી બધી લોકલ ! મુંબઇ છોડયું પણ વીરાર તો હજી હમણાં આવ્યું ! ગાડીમાં ભીડ નથી. ઉકળાટ નથી છતાં મારું ભગજ ગરમ લાગે છે. સૂવાની જગ્યા છે છતાં આડા પડવા મન થતું નથી.

"હું અણધાર્યો જતાં માતાને શો જવાબ દઇશ ! પિતા જો કઠોર દ્રષ્ટિપાત કરશે, અવગણનાનાં કિરણો ફેંકશે તો—તો

શું ! કાંઇ નહિ. હું નમીજ પડીશ. મન! સબળ રહેજે. ડગ-મગ થતું ના. તારી ફરજ છે ને તારે નમવાનું જ છે.

ચાંદનીમાં વસાઇ, ભાઈંદર, વીરારના માર્ગે બંને બાજુએ ચાંદીના ઢગલાઓ પડયા હતા, તે ચાંદીનાં અનેક કિરણો મંદગ-તિથી વ્હેતાં હતાં. અનન્તને એનું અસ્તિત્વ જ ના લાગ્યું.

વીરાર–વીરાર ગયું. ડુંગરાની હાર ગંભીરપણે ગંભીર રહેવાનો ઉપદેશ કરતી જાણે કલાકોના કલાક સુધી અનન્ત સામે જ જોઇ રહેતી. અનેક વૃક્ષો જાણે બારડોલીથી માત પિતાનો સંદેશો લાવી, કહી તુરત દોડી જતાં હોય એવું લાગ્યું.

ઘડીમાં ઝોકું આવી જતું, ઘડીમાં ચમકી સ્થિર બેઠો થતો ઘડીમાં બારણાની બારસામે માથું ટેકવતો, ઘડીમાં આંખ મીંચતો ઘડીમાં બગાસું ખાતો અનન્ત વિચારમાં અનેક સૃષ્ટિ જોતો, રચતો નિદ્રાવશ થતો હશે ત્યાં નવસારી આવ્યું–ચાલ ઝોકાં ઘોળિ સુરત આવશે ને પછી ટાપ્ટી."

સુરમા રસોઈ કરતી હતી. રામચરણ દર્દીઓને પતાવ્યા એટલે પોતાની નાનકડી રસશાળા બનાવી હતી ત્યાં હતો.

રામચરણનું મકાન એક માળનું હતું. છતાં વિશાળ હતું. નીચે ચાર ઓરડા–ઉપર બે ઓરડા. પાછળ અગાસી. વિશાળ વાડો અને તેમાં ભેંસ તથા ગાય માટે સ્વચ્છ નાનકડા તબેલા અને બીજી બાજુ નાનકડી રસશાળા. વચ્ચેના ભાગમાં રામચરણે અમુક અમુક વનસ્પતિઓ ખાસ ઉગાવેલી હતી.

નાનકડો ટાંગો આ ઘર આગળ આવીને ઉભો. કિરણ નિશાળે જવાની તૈયારીમાં હતો. ટાંગો ઘર આગળ ઉભો રહેતાં તે દોડયો. કુતુહલથી જોયું ને તાળી પાડી ઉઠયો. ને ઘરમાં દોડયો.

"બા ! ભાઇ ! ભાઈ! અનન્તભાઈ!"

– સુરમા એકાએક રસોઈમાંથી ઊઠી બહાર આવતી હતી.

અનન્ત સામે જ મળ્યો. એકાએક તે માના પગમાં પડયો. એનું હૈયું ભરાઈ ગયું હતું. રાતના આવેગમય વિચારોએ એને નરમ કરી દીધો હતો.

" અનન્ત ! એકદમ ! કાગળપત્તર વિના ક્યાંથી ?" અનન્તે સ્મિત કીધું પણ આંખ સજળ થઇ.

" આવ, ભાઇ, આવ. ચાલ, બહુ આનંદ થયો. બેટા !" માતાએ પુત્રને બેસવા પાથરણું પાથર્યું.

" ભઇ ક્યાં છે !" અનન્તે ગળગળા અવાજે પૂછ્યું. અવાજમાં ધ્રુજારી હતી.

" હમણાં આવશે. બેસ, જરા થાક ખા." સુરમાએ કહ્યું.

અનન્ત રસથાળા તરફ જવા લાગ્યો.

કિરણ આગળ દોડયો.

" ભઇ ! અનન્તભાઇ આવ્યા."

રામચરણ દવાની ગોળીઓ તપાસતો હતો. એણે સ્હેજ ઊંચું જોયું. કિરણ તેની પાસે દોડી આવ્યો.

" અનન્તભાઈ આવ્યા." એણે ફરીથી કહ્યું.

" નાના ! પેલો ખલ તો ચાલુ ઘુંટાવવો જ જોઇએ. અને એકસરખા જોરથી. જો પેલા છોટુનો હાથ નરમ પડી જાય છે: તેમ થવું ન જોઇએ." રામચરણે કિરણનુ બોલવું સાંભળ્યું નહિ.

અનન્તે એ જોયું. સમજ્યો. દિલ દ્દઢ કર્યું. આંખો વધુ સજળ બની. આગળ વધ્યો.

" ભાઈ ! મોટાભાઇ આવ્યા." કિરણે ફરીથી કહ્યું.

અનન્ત એ વખતે ત્યાં જઈ પહોંચ્યો. ઘુંટણીએ બેસી રામચરણને નમન કીધું. સુરમા આઘેથી બારણામાં ઊભી ધડકતે હૃદયે જોઈ રહી હતી.

"પિતાશ્રી ! હું મારી ભૂલો કબૂલું છું. ક્ષમા કરો." અનન્ત ગળગળે અવાજે બોલ્યો.

રામચરણે ટોકું અનન્ત તરફ ફેરવ્યું.

"મારી ભૂલ મને સમજાઇ છે. હું ક્ષમા માગું છું. મને ક્ષમા આપો."

કોઈ દિવસ નહિ કલ્પેલું, નહિ સમજમાં આવેલું એવું અનન્તનું વર્તન જોતાં રામચરણને આશ્ચર્ય થયું. તે ઊભો થયો અને અનન્તને ઊભો કીધો.

"ક્યારે આવ્યો ?" અનન્ત સામે જોતાં જ પૂછ્યું.

"હમણાં જ આવ્યા. ચોપડાં ગોઠવી હું કોટ પહેરવા જતો હતો ત્યાં ઘર આગળ આવ્યો. હું બહાર દોડયો ને જોયું તો અનન્તભાઈ!" કિરણ બોલી ઉઠયો.

રામચરણ સમજ્યો કે જરૂર કાંઈ બન્યું છે. અનન્તે કોઇ ઠોકર ખાધી છે. એકાએક તે આમ બદલાઈ શાથી જાય?

નહિ. આ તકનો લાભ લેવો. ઠપકો ન દેવો. શાંત રહેવું.

"ચાલ, અનન્ત, અંદર જઈએ."

અનન્તને ખભે હાથ મૂકી રામચરણે આગળ ચાલવા માંડયું.

"બા! હું આજે નિશાળે નહિ જાઉં હો!" કિરણ બોલતો બોલતો દોડયો.

કિરણ અને અનન્ત વચ્ચે બાર વર્ષનું અંતર. કિરણ અંગ્રેજી પાંચમીમાં હતો. બળીઆના જોરમાં એક વર્ષ એણે ગુમાવ્યું હતું.

પિતાપુત્રને સાથે આવતા જોઈ સુરમાનું ધડકતું હૃદય કંઈક શાંત બન્યું હતું. છતાં છેક સંતોષ થયો ન હતો. બંને મુંગા ચાલતા અંદર આવ્યા. એ બાજુ પર ખસી ગઇ.

"ભાઈ! ક્હાં મૂકું?" અંદર આવતાં અનન્તને સુરમાએ પૂછ્યું.

"મેં સુરત સ્ટેશને નાખી છે." અનન્તે કહ્યું.

"તો કપડાં કાઢ, મ્હોં ધો. જરા સ્વસ્થ થા." સુરમાએ કહ્યું.

"હા–એ ઠીક છે. કિરણ! ભાઈને મ્હોં ધોવા પાણી આપ. ટુવાલ આપ." રામચરણે ઉમેર્યું.

અનંતે કોટ કાઢયો. ખીંટીએ મૂકયો. ખમીશ કાઢ્યું. મ્હોં ધોવા ગયો. રામચરણે એક બે આંટા માર્યા. સુરમાએ ધીરેથી પૂછયું.

"હું–જરા શીરો શેકી નાખું છું." ગભરાતાં સુરમા બોલી.

"હા, એમ કરો. ભજીયું કરવું હોય તો વેલા પર ગલકાં છે તે મંગાવી લો." રામચરણે કહ્યું. પતિના અવાજમાં શાંતિ તથા વિશેષ ફરસાણ કરવાની સૂચનાથી સુરમાને પાણી ચઢયું. આનંદ થયો. ભજીયાં સાથે પાપડ શેકવા વિચાર થયો.

"ગમે તેમ પણ દયાળુ બાપ છે. સમજે છે. પ્રભુ એમનું દિલ દયાભર્યું રાખો. માતાજી! પિતાપુત્રનો સંબંધ પહેલાં જેવો કરી નાખો." મનમાં ગણગણતી સુરમાએ તૈયારી કરવા માંડી.

"નાના! જોતો, ભાઈ માટે ગરમ પાણી છે? થાય એટલે તરત કે'જે." સુરમાએ નાનાને કહ્યું.

અનન્ત મ્હોં, હાથ–પગ ધોઈ આવ્યો.

"કિરણ, આ અહિં જ પાટલા માંડ. અનન્ત અહિં વાતો કરશે. તારા ભઈ પણ અહિં બેસીને સાંભળશે. હું યે સાંભળતી જઈશ. કેમ! ફાવશે ને!" સુરમાએ આંટા મારતા વિચારમાં પડેલા રામચરણને પૂછ્યું.

"હા–નાહીધોઈ પાઠપૂજા કરે, એ પછી વાતો કરીશું." રામચરણે કહ્યું.

"તો એમ રાખો." સુરમાએ કહ્યું.

પાણી તૈયાર હતું. અનન્ત સ્નાન કરવા ગયો. ધાર્યા કરતાં શાંતિ જળવાઇ હતી. પિતામાં કઠોરતા દેખાતી હતી પણ હમણાં શાંતિ છે. અનન્ત આશાવાદી બન્યો.

ભાઇ આવ્યા એટલે કિરણના આનંદની પરિસીમા ન હતી. શિક્ષકને અનંતની સહીની ચિઠ્ઠી મોકલી કે કિરણ આજ શાળામાં નહિ આવે. કિરણ ધોતીઉં તથા ટુવાલ લઈ અનન્ત નહાતો હતો ત્યાં ઉભો રહ્યો.

"અહીં ખીંટીએ મૂકીને જા." અનન્તે કહ્યું.

"ના. હું જ આપીશ. જુઓ, પેલી દાબડીમાં ગોદરેજ નંબર વન સાબુ છે." કિરણે કહ્યું.

અનંત સાબુ ચોળી નાહ્યો. સ્વચ્છ થયો. કપડાં પહેરી અંદર આવ્યો. રામચરણની પૂજાની ઓરડીમાં ગયો. સેવા કરી બહાર આવ્યો.

બધાં જમ્યાં. કિરણ પણ ભાઇની જોડે એ કોળિયા ભરવા બેઠો.

"ભાઇને સૂવું હોય તો ખાટલો પાથરી આપ, નાના!" સુરમાએ કહ્યું.

"ના, મને ઉંઘ નથી આવતી." અનન્તે કહ્યું.

"તો ચાલો, વાતો કરીએ. તારું કેમ ચાલે છે?" સુરમાએ પૂછ્યું.

"ઘણું સારું. ભઈના આશીર્વાદથી ને તારા આશીર્વાદથી વધારે સારું ચાલશે એમ લાગે છે." અનન્તે કહ્યું.

"કેદારનાથને ત્યાં જ છે ને?" રામચરણે પૂછ્યું.

"હાજી. એમની મારા પર ઘણી મમતા છે. નોકર છું છતાં મને ગંગાનાથ જેટલું જ ચાહે છે." અનન્તે કહ્યું.

" હાજી. " એવો ઉત્તર રામચરણે પ્રથમ સાંભળ્યો. એના દીલમાં પોતાને અનન્ત માટે અભિપ્રાય બદલાયો હોય એવો ભાસ થયો. એણે ચમકી અનન્ત સામે જોયું.

" મુંબઈથી આવે છે કે અમદાવાદથી ?" રામચરણે પૂછયું.

" જી-મુંબઈથી કેદારનાથભાઈની સૂચનાથી હું અને ગંગાનાથ મુંબઇ ગયા હતા, ત્યાંથી અમુક દિવસ પૂને પણ જવું પડયું. કેદારનાથભાઈના મિત્ર વેણીલાલની પુત્રી વિલાસે લગ્ન કર્યાં—"

"હા-છાપામાં આવ્યું હતું ખરૂં. આ પુત્રપુત્રી હોવા છતાં કોઇ મોહને વિલાસ સાથે લગ્ન કર્યાં. હાં- તેજ માટે તારે જવૂં પડયું હતું ?" સુરમાએ પૂછયું.

" જી-વાત લાંબી છે પણ એજ માટે જવું પડયું હતું. એ એજ મોહન જેણે મને સાહિત્ય પર જીવવા કહ્યું હતું ને માસિક કાઢતો હતો ને જેણે મને નાણાંની મદદ કરી હતી." અનન્તે કહ્યું.

" તે આ વખતે તમે એને મદદ કરી ?" કિરણે ટહુકો કર્યો. અનન્ત હસ્યો.

" ના ભાઈ. મદદ તો નથી કરી પણ આવું લગ્ન ન કરવું તે માટે હું તથા ગંગાનાથ એને તથા વિલાસબેનને સમજાવવા ગયા હતા." અનન્તે કહ્યું.

" ને તે બંને સમજ્યાં ?" સુરમાએ પૂછયું.

"નાજી, ઘણી યુક્તિપ્રયુક્તિ કરી પણ અમે ફાવ્યા નહિ. પછી અમે મુંબઇ આવ્યા. ત્યાં પણ રોજ વાતો થતી. એના વિરૂદ્ધ સભા ભરાઈ, બધું થયું. પણ કાંઈ વળ્યું નહિ." અનન્તે કહ્યું.

"ત્યારે એ બંને પરણ્યાં" સુરમાએ અટકળ કીધી.

"હજી એ ખબર નથી પણ પરણે ન પરણે એ સરખું જ છે." અનન્તે કહ્યું

"ત્યારે તું મુંબઇ જવાનો કે અમદાવાદ?" રામચરણે પૂછ્યું.

"જી—મુંબઇ તો હમણાં જવાનું નથી. શેઠનું કામ ત્યાં પતાવી દીધું છે. પણ એક બીજુ કામ તેમણે સોંપ્યું છે. ને-ને-તેમાં મને હવે રસ પડે છે." અનન્તે કહ્યું.

"એ સારુ. જેમાં રસ પડે તે કામ કરવામાં તે કામ સારું જ થાય." રામચરણે ટૂંકમાં જણાવ્યું.

"એવું શું કામ છે?" સુરમાથી ન રહેવાયું.

"પ્રથમ ભાઇએ જે કહ્યું હતું ને જે મેં અવગણ્યું હતું તે." અનન્તે કહ્યું.

"એ શું? વૈદકનું?" સુરમાએ પૂછ્યું.

"હા. મને એમ લાગતું હતું કે એ નકામું છે, મગજની ધૂન છે. આજે મને પશ્ચાતાપ થાય છે. હું જો એમ. બી. બી. એસ થયો હોત તો મને આજે ઘણું ખપ લાગતે. જરૂરજ હું અંગ્રેજી અને દેશી વૈદકનો સમન્વય કરી શકતે. પણ મેં ધૂનમાં ભાઈનું કહ્યું માન્યું નહિ. સાહિત્યકાર થવા ગયો. પછડાયો, કૂટાયો. કેદારભાઇનો સેક્રેટરી થયો ને હવે આ વૈદકનો શોખ લાગ્યો." અનન્તે કહ્યું.

રામચરણે તેના સામું જોયું. એ કળી શકયો નહિ. શા કારણથી એકાએક અનન્તની વૃત્તિ બદલાઈ!! હઠીલાએ હઠ એકાએક શાથી છોડી! કેદારનાથનું આવું દમાણ તે હોય? શું કેદારનાથે એને કાંઇ લાલચ આપી છે? રામચરણ અનેક વિચારમાં પડયો. તેને સમજી શકાયું નહિ. તે મુંગો રહ્યો.

"તો આ નોકરી છોડી દેવાનો છે?" સુરમાએ પૂછ્યું.

"નાજી. આ નોકરીને અંગે જ મારે આ શીખવાનું થશે." અનન્તે જરા નીચું જોતાં શ્વાસ લેતાં કહ્યું.

"એ કેવી રીતે?" સુરમાએ કહ્યું.

"હું મુંબઈ હતો. શેઠનો એના પુત્ર ગંગાનાથ ઉપર પત્ર હતો. એમાં એમણે લખ્યું હતું કે કાશીના સુપ્રખ્યાત વૈદ્યરાજ ચૈતન્યપ્રસાદને મારે મળવું. અને—"

"ચૈતન્યપ્રસાદ!" રામચરણે પૂછ્યું "એ મુંબઈ છે?"

"નાજી. પરમ દિવસે પાછા કાશી ગયા હશે."

"ઠીક."

"અને એમની પાસેથી ત્રણ હસ્તલિખિત પુસ્તકો છે તે લેવાં. ઊંઝા તથા ગોંડળ રસઔષધ શાળાઓમાં કેવું કામ થાય છે તે મારે જાતે જોવું ને તેની નોંધ લેવી." અનન્તે કહ્યું.

"આ બધું તારે કરવાનું? તારાથી થશે?" સુરમાએ પૂછ્યું.

"થશે જ. કેમ નહિ થાય? તેમાં જે હસ્તલિખિત પુસ્તકો છે તે ભાઈ પાસે છે. ભાઈનાં ચૈતન્યપ્રસાદે ખૂબ વખાણ કર્યાં છે. મને દૈવી પ્રેરણા થઈ હોય તેવું જ થયું. મેં એકદમ વિચાર કર્યો. મારે વૈદક શીખવું-પદ્ધતિસર." અનન્તે કહ્યું.

સુરમા રામચરણ સામે જોઈ રહી.

"ઓહો! તારે તો મોટા વૈદ્યરાજ થવાના—હા—હા." કિરણ તાળી પાડી ઊડ્યો.

"કેદારનાથને વૈદકનો શોખ છે?" રામચરણે પૂછ્યું.

"ખાસ કાંઈ વથી. પરંતુ એમનો વિચાર ફાર્મસી સ્થાપવાનો છે."

"ફાર્મસી—આયુર્વેદિક?" રામચરણ પુત્ર સામે જોઈ રહ્યો.

"હાજી."

"એનો પુત્ર એમ. બી. બી. એસ. છે કે આયુર્વેદ કોલેજનો સ્નાતક છે ?"

"કાંઈ નથી. એને ખાસ વૈદક તરફ પ્રીતિ નથી."

રામચરણ વિચારમાં પડયો.

"જો આપ એ પુસ્તકો આપો તો મારે કાલે ઊંઝા જવુ. જોઈએ." અનન્તે કહ્યું.

"એ પુસ્તકોને તું શું કરીશ ?" રામચરણે પૂછ્યું.

"કેદારનાથજીને આપીસ. કદાચ એનો મારે અભ્યાસ કરવો પડે. કરવો નહિ પડે તોયે કરીશ. મારું ચિત્ત એમાં લાગ્યું છે. આપ જે બીજાં પુસ્તકો વાંચવાનાં કહેશો તે યે વાંચીશ" અનન્તે કહ્યું.

"કેદારનાથજીનાં ઘરમાં કોણ કોણ છે ?" રામચરણે પ્રશ્ન પૂછયો.

"પોતે, એમનાં ફોઈ, બેન, પત્ની, બે છોકરા, એક છોકરી." અનન્તે કહ્યું.

"બીજા છોકરાની ઉંમર ?"

"અઢારેકની હશે."

"છોકરીની ?"

"બાર તેર"

"બેનની ?"

અનન્તથી શ્વાસ મૂકી દેવાયો. રામચરણ તેના સામે જોઈ રહ્યો.

"ચોવીસ પચીસ હોય."

"એ શું કરે છે ?"

"એમ. બી. બી. એસનું છેલ્લું વર્ષ છે."

રામચરણે સુરમા સામે જોયું. સુરમા કાંઇ સમજી નહિ.

"ઠીક ત્યારે. તું આરામ કર. તેં વિચાર બદલ્યો છે તેથી મારો આત્મા ઘણો જ પ્રસન્ન થયો છે. હું તને તારા આ નવા વિચારમાં વિજય ઇચ્છું છું. તું આરામ કર. હું નમતે પહોરે પુસ્તકો કાઢી મૂકીશ." રામચરણે અનન્તના વાંસા પર હાથ ફેરવતાં સ્મિત કરતાં કહ્યું.

અનન્ત ઉઠયો. માતપિતાને નમન કરીને ઉપર ગયો.

કિરણ તેની પાછળ ગયો.

સુરમા તેની પાછળ જોઇ રહી.

" આનંદનો દહાડો છે નહિ ?"

"જરૂર જ તને એવડો આનંદ થશે."

"એવડો આનંદ ?"

"ભાઇની બદલાતી બુદ્ધિ અને વિચાર સાથે તારા ઘરમાં ડાહ્યી ભણેલી કુળવધુ પણ કદાચ આવે." રામચરણથી સ્વભાવ વિરૂદ્ધ બોલી દેવાયું.

"કુળવધુ ! અનન્ત પરણશે ? એમ ! શા પરથી ! કહો તો ખરા !"

રામચરણે પત્ની સામે મંદ સ્મિત કીધું. કિરણ દાદર ઊતરતો હતો.

"શાંતિ રાખ. ધીમે ધીમે સમજાશે. પ્રભુએ તારી પ્રાર્થનાઓ સાંભળી છે." રામચરણે કહ્યું.

"માતાજીની કૃપા." સુરમાથી બોલી દેવાયું.

"અનન્તે શાથી એકાએક વિચાર બદલ્યો એનો મુદ્દો રામરણને હાથ લાગ્યો અને ક્ષણભર આશ્ચર્યમાં ડૂબ્યો. જે કાર્ય પ્રતિ મનુષ્યને અણગમો હોય છે તેજ કાર્ય પ્રસંગવશાત હસતે મ્હોંએ ઉમળકાથી તેણે કરવું પડે છે. જેના પ્રતિ મનુષ્યને તિરસ્કાર હોય છે તેનાજ પ્રતિ તેને ભાવ ઉત્પન્ન થાય છે. જે ચીજને નકામી ગણી ફેંકી દેવામાં આવે છે તેજ ચીજ મહત્વનું કાર્ય કરે છે. આ બધું સરળ માનવના જીવન પ્રસંગમાં વધારે બનતું દેખાય છે અને તેથી પ્રભુની તે વધુ સમીપ છે. પ્રભુ એને સમજાવે છે કે તું એટલો મારાથી વિમુખ છે કે મારા પ્રત્યેક સર્જનમાં તું મને દેખી શકતો નથી. તું જો-જે કાર્ય ચપ્પુ અથવા છરીથી થાય છે તેજ કાર્ય નિર્માલ્ય દેખાતા ઘાસ યા દર્ભ જેવાં તણખલાં કરી શકે છે. પેટમાંની મોટી ગાંઠ જે જીવલેણ નીકળશે તેવો ભય બતાવે છે તેજ ગાંઠ ઓપરેશનથી નીકળતાં મનુષ્ય સારો થાય છે, જ્યારે નાકમાં ઝીણી ફોલ્લી ઉખેડી નાખતાં ધનુર્વા થતાં મનુષ્ય મરણ પામે છે. ગમે તે સર્જન –નિર્બળ યા સબળ હોય તેમાં ગમે ત્યારે પ્રભુની શકિતનો આવિર્ભાવ થાય છે.

"મોટાં જીવન દષ્ટાંતોમાં સૂરદાસ ચિંતામણિનો પ્રેમી તે તેનો ચેલો બન્યો! શીરીની પ્રેરણાને અંગે ફરહાદે પહાડ ખોદ્યો! નાના દષ્ટાંત લ્યો. નિર્માલ્ય દેખાતા પગ સાબરને બચાવી શકયા જ્યારે સબળ એનાં શીંગડાં એનાં મૃત્યના કારણ બન્યાં.

"અનન્ત આયુર્વેદનો કટ્ટો વિરોધી અને તે એકજ દિનમાં તેનો ઉપાસક! અનન્ત પિતાની પ્રેરણાને અવગણનાર તેજ આજે

તેનો ચાહનાર ! પત્ર લખતાં ન આવનાર તે આજે એકાએક આવી પિતાને પગે પડનાર !! અને એવું એણે કાંઈ વેઠયું નથી. એવો કોઈ પ્રબળ સંજોગ ઊભો થયો નથી.

"આનું શું કારણ ! જુવાનીનું અનિયંત્રિત માનસ યા પ્રભુ-શકિત નિર્મુખ હૃદય, કે અનુભવોની ન્યૂનતા કે આધુનિક કેળવણીના સક્રિય દોષો !! યૌવનની દૃષ્ટિ મર્યાદિત છે, Short sighted છે. તે એક માર્ગીય છે, તે તરંગી છે અને તેથી જ માનવને યૌવ-નમાં પ્રભુની અપરિમિત શકિતનો ભાગ્યે જ ખ્યાલ આવે છે. તેથી તે નિર્મુખજ બને પરન્તુ પૂર્વ જન્મના અનુભવોના સંસ્કારો હોય, આ જન્મના, અન્યજનોના અનુભવો તેણે હૃદયમાં ઉતાર્યાં હોય તેમજ આધુનિક કેળવણી પણએવી સાંસ્કારીતાનાં વાતાવરણ ઉભી કરતી હોય તો આવા પ્રસંગો બનવા પામે નહિ. મનુષ્ય સીધાં સમજુ કાર્ય કરતાં પ્રભુ સન્મુખજ રહે. તે પ્રભુ વિમુખ બને છે ત્યારે જ દયાનાં ઝરણો માનવને યોગ્ય પ્રસંગો બનવા દેતાં તેને પોતા પ્રતિ વાળે છે અને અતિ નિર્બળ માનવો પર સખત પ્રહાર કરી તેને ઠેકાણે લાવવા મથે છે. મને તો આવું લાગે છે.

"અનન્ત પર કેદારનાથથી પ્રીતિ અને વિશ્વાસ—એ પ્રભુની કૃપા અને એજ કૃપાના આધારે પોતે તથા પોતાની પત્ની કાંઈક સાંસ્કારિતા અનન્ત પર પાડી શકયાં હતાં. બાકી કોલેજ ને નિશાળ શું કરે છે! તરંગી માનસ ઘડે છે ને તે માનસ અપંગ જ રહે છે. અનન્તને આવોજ તરંગ લાગ્યો અને તે સાહિત્ય પર જીવન જીવવા તૈયાર થયો અને મોહને તેને પુષ્ટિ આપી. તરંગી માનસે તરંગી માનસના તરંગોને પોષ્યા ને પરિણામે શૂન્ય. ચાર વર્ષ રખડવું થયું. કેદારનાથના ગૃહનો સંબંધ—એ પ્રભુએ તરંગી માનસની લગામ ખેંચી તેને સ્થિર કીધું. કેદા-રનાથને અનન્તની છાપ પડી એટલે એના ઘરની સાંસ્કારિતા મારા ઘરની સાંસ્કારિતાને મળતી તો હોવી જોઈએ. મતલબ

ત્યાંના કુટુંબીજનોનાં માનસ સ્થિર હશે. અને એ છોકરી જેની મમતાને અંગે અનન્તના વિચારોમાં પલટો આવે છે તે પણ સંસ્કાર પામેલી, આકર્ષક યુવતી હોવી જોઈએ.

રામચરણ આમ વિચારમાં મગ્ન થઈ ગયો હતો. અનન્તને રાતના ઉજાગરાને અંગે ઠીક ઝોકું આવી ગયું હતું. એ અઢી કલાકના આ આરામથી તેણે પુનઃ સ્વાસ્થ્ય મેળવ્યું હતું. ઊઠયો, મોં ધોયું. ઉછળતા મહાસાગરમાં ડૂબકી મારવાની, તરવાની ઉસ્કેરાટભરી શરતમાંથી બહાર આવી કિનારે શાંતિ લેનાર તરવૈયાની શાંતિ ભોગવતો અનન્ત સ્મિત કરતો પિતા પાસે આવ્યો.

"અનન્ત! આવ, ઊંઘ આવીને?" રામચરણે પૂછયું. અનંતને પાસે બેસાડયો.

"હા જી." અનંત સામે બેઠો.

અનંતમાં વિશેષ વિનય આવેલો જોતાં રામચરણનું હૃદય પ્રફુલ્લ બન્યું. તે બોલી ઊઠયું. "અનુભવ—અનુભવ એ જ ખરો કેળવણીદાતા શિક્ષક છે."

"તું કાલે ઊંઝા જવા ઇચ્છે છે?" રામચરણે પૂછયું.

"હાજી. ચૈતન્યપ્રસાદનાં ભલામણપત્રો છે." અનંતે કહ્યું.

"ઠીક છે. ચૈતન્યપ્રસાદનાં હસ્તલિખિત પુસ્તકોમાં શું છે તે તું જાણે છે?"

"વૈદક વિષે હશે"

"હા. છે તો વૈદક વિષે, વૈદકથી વિમુખ મનુષ્ય વૈદક તરફ પ્રીતિવાળો બને ને "કાંઈ ન આવડે તો વૈદુ શીખ" એ લોકોક્તિનું ખંડન થાય એવું એ પુસ્તક છે. સૂંઠને ગાંગડે ગાંધી થનાર માટે આ પુસ્તક નથી. કડુ, કરિયાતુ, કાળીજીરી, હરડે, મીંઢીઆવળના ભૂકા રાખી આશરે આશરે દવા બબડાવનારા માટે આ

પુસ્તક નથી. સાયન્સના સિદ્ધાંતો સમજવા પ્રયોગોની જરૂર છે. એ પ્રયોગો પુસ્તક પરથી કરનાર "આરંભિક" કદાચ જીવલેણ પ્રયોગો કરે. માર્ગદર્શનની ખાસ જરૂર છે. તે વિના સંશોધકો જ સંશોધનકાર્યના પ્રયોગો કાંઇક સફળતાથી કરી શકે એ સમજવું જરૂરનું છે." રામચરણે કહ્યું.

"જી, આપનું કહેવું યથાર્થ છે. કેદારનાથજીની શી યોજના Scheme હશે તેની મને ખબર નથી, મને તો એમના પત્ર પરથી આંતરપ્રેરણા થઇ અને વૈદક પ્રતિ માનસ પૂર વેગે ઢળ્યું છે." અનંતે કહ્યું.

"મને અત્યંત આનંદ થાય છે, ખરેખર અનંત! મારા જીવનમાં સૌથી આનંદમય દિવસ આજ છે. પરંતુ તારૂં માનસ એકાએક આ દિશા તરફ વળ્યું છે તેમાં કાં તો પ્રભુનો જ સંકેત છે કે કયાં તો તારા માનસનું તરંગી વલણ છે એમ મને લાગે છે." રામચરણે કાંઇક શંકા વ્યક્ત કરી.

"આપે જરા પણ શંકાને સ્થાન આપવું નહિ, મેં નિશ્ચય કર્યો છે. એ નિશ્ચય અડગ રહેશે. એનાં કારણો છે." અનંતે કહ્યું.

"એમ? કારણસર આ નિશ્ચય છે?"

અનંત મુંગો રહ્યો.

"હશે. જ્યારે કેદારનાથે પોતાની પુત્રી માટે ને તે એમ. બી. બી. એસ. થતી પુત્રી માટે યોજના ઘડી છે ત્યારે તે મહત્વની જ હશે. જરૂર જ તને પણ સાથે સાથે ફાયદો થશે." રામચરણે કહ્યું.

"જી, ગોંડલ-ઝંડુ ફાર્મસીઓનું મારે નિરીક્ષણ કરવાનું છે. એમાં શું શું જોવું અને નોંધ કેવી રીતે કરવી તેની મને સમજ પડતી નથી. એ જરા મને મુશ્કેલ લાગે છે." અનંતે કહ્યું.

"હા—મુશ્કેલી તો છે. પણ તું શાંતિથી વિચાર કરીશ તો મુશ્કેલી નથી. આપણે ત્યાં ઔષધો કેમ બને છે તે તું જાણે છે.

આપણે ત્યાં સંચા નથી. આપણે આ દુબળા અને કોળી પાસે કામ લઈએ છીએ. ખલ લુંટાવીએ છીએ, ગોળી વગેરે, ચૂર્ણો વગેરે કરીએ છીએ. ભસ્મો માટે ભઠ્ઠી તૈયાર કરીએ છીએ. તે લોકોને ધંધાની દૃષ્ટિએ કામ કરવાનું હોવાથી તેઓ સંચા રાખે છે ને ઘણુંખરું કામ તેઓ સંચાની મદદથી લે છે. સંચા ને હાથની બનાવટનો ફેર તો સહેલો સમજાય તેવો છે. સંચાનો દળેલો લોટ સફાઈદાર હોય છે ને હાથની ઘંટીનો લોટ જાડો કરકરો હોય છે છતાં વધારે ગુણકારી ઘંટીનો હાથનો દળેલો જ મનાય છે. હવે તારે નોંધ કરવાની તે એ જ કે સંચાથી તેઓ કયું કયું કામ કરે છે, હાથથી કયું કરે છે, વનસ્પતિઓ કયાંથી મંગાવે છે, ઓળખે છે કેવી રીતે, કેટલા દિવસની વનસ્પતિઓ તેઓ નકામી ગણે છે, કેટલા દિવસની કામની ગણે છે, સાફ કેવી રીતે કરે છે વગેરે કાષ્ઠ ઔષધિ સંબંધી જોવાનું તેમજ ભઠ્ઠીની પ્રક્રિયા કેવી હોય છે, ભસ્મો બનાવવાની તેમની રીતિ જોવાની. તેમાં મારે અમુક અમુક ભઠ્ઠીઓ વિષે નોંધ કરવાની છે તે હું તને નોંધાવું છું. બાકી તો પેકિંગ વગેરે તને સમજાય તેવું છે. ચિકિત્સાનો વિભાગ એમાં નથી આવતો પરંતુ ફાર્મસીની બાજુમાં તેઓ વનસ્પતિ ઉછેર માટે વાડીઓ રાખે છે કે કેમ ને તે કેવા પ્રકારની રાખે છે, વનસ્પતિઓ કેવા પ્રકારની ઉગાવે છે, કયારે ઉગાવે છે, સંભાળ કેવી રીતે રાખે છે વગેરે વગેરેની નોંધ લેજે." રામચરણે કહ્યું.

અનન્તને કામ કઠીન લાગ્યું પણ તે સમયે શાશ્વતી માટે પોતે કેવી રીતે નોટસ તૈયાર કરશે તેનો વિચાર આવતાં શાશ્વતીની મૂર્તિ તેની સમક્ષ આવી. તેનાથી દીર્ઘ નિશ્વાસ મૂકાયો.

"ચાલ, ત્યારે હું મ્હોં ધોઉં. પછી ચા પી કામે વળગીએ." કહી રામચરણ ઊઠયા.

અનન્ત જરા ગાદી પર લંબાયો. તરંગે ચડયો. શાશ્વતી માટે આ કરું છું. એની જ પ્રેરણાથી. પણ—પણ—અનન્ત !

શાશ્વતી સાથે તારે શો સંબંધ? એને તારું દિલ તેં આપ્યું છે? ક્યારે! એણે તે લીધું! ક્યારે? ગાંડા! એની સાથે અમુક પ્રસંગવશાત્ શબ્દોની આપલે થઈ તે સિવાય કોઈ પ્રસંગ બન્યો નથી ને તું ગાંડોતુર બન્યો હોય તેમ શાશ્વતી માટે, શાશ્વતી માટે એમ વૈદક તૈયાર કરવા તત્પર થયો છે એ શું તારું મનસ્વીપણું નથી! પિતાજીનું ધાર્યું અણધાર્યું થાય છે એટલે એમણે તો તરત જ તારો વિચાર વધાવી લીધો. પણ તારું શું? કઈ શ્રદ્ધાથી તું માની બેઠો છે કે તારે અને શાશ્વતીને સંબંધ થશે? તારે તો અલીન્દ્રા અને અજયને માર્ગદર્શન કરવાનું છે એમ કેદારનાથે કહ્યું છે. શું તું કાંઈ વધુ પડતું તો સમજતો નથી? શાશ્વતીએ તને કયું કારણ આપ્યું છે જેને લીધે તું એને માટે આવું મમત્વ ધરાવે છે? બે–ચાર–પાંચ વખત એનાં નયનનાં કિરણો સાથે તારાં નયનનાં કિરણોની માળા ગુંથાઈ હશે. શું એ માળા સૂકાઈ નથી? હજી સુગંધ પ્રેરે છે! બકુલ જેવી તે સજીવ છે? ખરેખર! તું ભૂલ તો નથી કરતો? પાછળથી પસ્તાઈશ તો નહિ? અપંગ પંખીડાંમાંનું તું પણ એક પંખી જ છે. પ્રેમપાત્રના સાદા એકાદ ભાવમાં પ્રેમીજન અસંખ્ય ભાવો નિહાળે છે. એવું તારું નથી શું!

પણ તેથી શું? શું હું શાશ્વતીનું દિલ આવી રીતે જીતી નહિ શકું? શું કેદારનાથ, શું વસુમતિ, શું ગંગાનાથ, શું નંદકુવર મને અયોગ્ય ગણશે? શું એ લોકોની મારી પ્રતિ મમતા વધતી જતી નથી? હું શું એમને અપ્રમાણિક લાગું છું?–છતાંયે–છતાંયે જો મારો મનોરથ પૂર્ણ નહિ થાય તો શાશ્વતી વિના મારે બધું જ અશાશ્વત છે. પ્રેમપાત્ર માટે જીવન કુરબાન કરનારામાં મારું નાનકડું નામ દાખલ થશે. છતાં એ મને અયોગ્ય ગણાશે તો મારી યોગ્યતા વધારીશ. મારામાં દોષ જોશે તો તે દોષ દૂર કરીશ. પછી શું? ગમે તે થાય પણ એને માટે હું સર્વ સમર્પીશ.

અનન્ત! સુરમાએ બૂમ પાડી.

વિચારગ્રંથિ તૂટી.

"ભાઈ! ચ્હા થઇ છે. ચાલો." કિરણ દોડતો આવ્યો.

"આવ્યો ભાઈ! ચાલ," અનન્ત અંદર ગયો.

"તાર!" તારવાળાએ બૂમ મારી. અનન્ત ગયો. તાર લીધો.

"કોનો તાર છે?" સુરમાએ પૂછ્યું.

"અમદાવાદ થઈને ઊંઝા જવાનું કેદારભાઈ જણાવે છે" અનન્તે કહ્યુ. "ચાલો, બીજું ખાસ નથી."

વત્સલા તથા મૃદુલા કેદારનાથને ત્યાં આવ્યાં હશે. વેણીલાલ બહાર જવાની તૈયારીમાં હતા અને સુધાકર તથા નૌતમ ગાડીમાંથી ઊતર્યા. વેણીલાલને નવાઇ લાગી, આ વખતે કોણ!

"કેમ વેણીલાલભાઈ છે કે!"

"હા– કોણ!"

"હું સુધાકર"

"સુધાકર! અત્યારે. કેમ?"

સુધાકરને વેણીલાલનો ઠંડો આવકાર જોતાં નવાઈ લાગી.

"મૃદુલાબેન નથી? વત્સલા!"

"ના. બહાર ગયાં છે."

"તો અમારે ખાસ કામ તો એમનું છે. બોલાવોને" સુધાકરે કહ્યું.

સુધાકર અને નૌતમ બંને અંદર આવી બેઠાં.

વેણીલાલે વત્સલા તથા મૃદુલાને ઘેર બોલાવવાને બદલે ઘેર ન આવશો એવો જ ફોન કર્યો. વત્સલાને નવાઈ લાગી. છતાં માને તે મુજબ કહ્યું.

"બોલો! અત્યારે કેમ આવવું થયું?" સુધાકરને વેણીલાલે પૂછ્યું

"મારા પત્રનો તમે જવાબ ન આપ્યો ને દિવાકરને માટે બીજી કન્યાઓ જતી કરવી પડે છે." સુધાકરે કહ્યું.

"તે જતી ન જ કરવી. જે સૌથી સારી હોય તે લઈ જ લેવી." વેણીલાલે કહ્યું.

"પણ એની મમતા વત્સલા પર છે."

"પણ વત્સલા જવાબ નથી આપતી."

"તે તમારે જવાબ લેવો જોઇએ."

"મોટી ઉમરનાં છોકરાંને સમજાવતાં વાર લાગે."

"એ એમાં ને એમાં જ વિલાસને તમે ખોઇ. અમે પણ ખોઈ. બાકી છોકરી જાતનું ગજું શું? ગાયની જેમ જ્યાં દોરે ત્યાં જાય." સુધાકરે કહ્યું.

"હાસ્તો. મારાં એમની સાથે લગ્ન કીધાં ત્યારે મને તો બા કોઇએ પૂછ્યું નહોતું. છતાં કેવાં સુખી છીએ!!" નોત્તમે કહ્યું.

"અમારો મત એવો નથી" શાંતિથી વેણીલાલે કહ્યું.

"તો તમારો મત કેવો?" સુધાકરે ખુરશીમાં ટટ્ટાર બેસતાં કહ્યું.

"છોકરાં રાજી રહે તેવો."

"એટલે?"

"છોકરીની મરજી વિરૂદ્ધ તેને કોઇ જગે પણ પરણાવવી નહિ."

"તે પણ પૂછો વત્સલાને."

"એનો ખાસ વિચાર નથી." વેણીલાલે અતિ શાંતિથી કહ્યું.

"તમને એવું એણે કહ્યું છે?"

"મા બાપે ખાસ પૂછવાનું હોતું નથી. છોકરાંનાં વલણ પરથી સમજી શકે છે."

"તમે એવું સમજી શક્યા છો."

"હા."

"વેણીલાલ! તમે વત્સલાને સમજાવી છે કે મારે એકનો એક જ છોકરો છે ને વળી મિલ્કત પણ બધી એની જ છે. નણંદ નથી. દિયેર નથી." સુધાકરે કહ્યું.

"ને હું તો વહુ એટલે દેવી માનું છું. એનાં પગલાં હુંયે ધોઉં." નૌતમે કહ્યું.

"રોજ દૂધનો ખર્ચ કરવો પડે તે ઠીક નહિ." વેણીલાલે જરા સ્મિત કરતાં કહ્યું.

"અરે, રોજનું અડધો શેર દૂધ વધારે. ને હવે તો અમે એક ગાય અને એક ભેંસ રાખવાનો વિચાર કીધો છે. નોકર એકના બે કીધા છે. વત્સલાને કામ શું કરવાનું? કાંઇજ નહિ." નૌતમે કહ્યું.

"મારે તો મારી દીકરી એમની એમ બેસી રહે તે ગમતું જ નથી."

"તો યોગ્ય લાગે તે કામ કરે, એને ભણવું હોય તો ભણે ને દિવાકર તો એ ભણે તેમાં જ રાજી છે." નૌતમે કહ્યું.

"વિલાસ માટે પણ એનો એવો જ મત હતો એમ તમે કહેતાં હતાં ને?" વેણીલાલે પૂછ્યું.

"હા—અરે—ના. ક્યાં વિલાસ અને ક્યાં વત્સલા. એતો વિલાસને પરણવા રાજી જ નહોતો. એના બાપ લઇ મંડયા હતા. પૂછો." નૌતમે કહ્યું.

"તદ્દન સાચી વાત. એ તો પહેલેથી જ વત્સલા પર આફ્રીન છે." સુધાકરે કહ્યું.

"ને એને આપણે ત્યાં દુઃખ નહિ. વળી વધી મિલ્કતની માલીક પણ એજ. નહિ દિયેર—"

"કેમ! ગોવિંદ દિયર નથી? એ મીલ્કતનો ભાગીદાર છે ને?" વેણીલાલે પૂછ્યું.

"હવે કોણ જાણે ક્યાં એ રખડતો હશે. એ મ્હોં ક્યાં બતાવે છે? વળી ચોરી કરી નાશી જનાર ને—"

"હા–હા–હા–હા." વેણીલાલ એકદમ હસી પડ્યો.

"કેમ હસવુ આવ્યું!" સુધાકરે ચમકીને પૂછ્યું. નૌતમ પણ ચમકી.

"તમે કહ્યું ને કે ગોવિંદ ચોર છે!"

"તે તમારા દેખતાં તો તે દિવસે સાબીત થયું."

"હા–હા–હા–હા" ફરી વેણીલાલ હસ્યો.

"તમે હસો છો?"

"ત્યારે બીજું શું કરૂં?"

"કેમ! વિલાસની બંગડી પણ એની જ પેટીમાં નીકળી હતી."

"હા નીકળી હતી."

"સાતસો રૂપિયા પણ એના ખીસામાંથી નીકળ્યા હતા."

"હતા."

"વેણીલાલ! તમે જે તમારી નજરે જોયું હતું તે મશ્કરી માનો છો? તમારા બોલવા ઉપરથી મને એવું લાગે છે."

"મશ્કરી શું માનું, સાચું જ માનું છું."

"તો પછી?"

"એટલે કે જે ઘરમાં આવી ચોરી થવાનો સંભવ તે ઘરમાં મારી દીકરી ન હોય."

"શું? –પણ તે હવે–કાં ગોવિંદ ઘરમાં છે."

"તેથી–તે નથી તેથી–ભય વધારે છે."

"હેં! શું કહ્યું?" સુધાકરે ટટ્ટાર થઈ પૂછ્યું.

"મને લાગે છે કે તમારા ઘરમાં ભૂત છે ને તેજ ચોરી કરે છે."

"અરે ગોવિંદ જેવો બદમાશ છોકરો નથી. વેણીલાલ! તમને હજી પરચો મળ્યો નથી. એવો ભત્રીજો તમને મળ્યો હોત તો ખબર પડત" સુધાકરે કહ્યું.

"એ તો બધું ઠીક. દીવાકરભાઈ ને ગોવિંદ એમાં કોણ વધુ હોશિયાર તે જાણવું મુશ્કેલ." વેણીલાલે કહ્યું.

"શું દીવાકર ને ગોવિંદ! તમે આ શી સરખામણી કરો છો?" સુધાકરની આંખો ગુસ્સાથી લાલ બની.

"તે દીવાકરભાઈને પૂરી ખબર છે."

"શી?"

"વિલાસે એને પરણવાની શાથી ના પાડી તે એને પૂછી જુઓ."

"શું પૂછે મારું કપાળ. ગોવિંદની શીખવણીથી મોહને વિલાસને ફસાવી."

"તેમ જ દીવાકરે પરણ્યા પહેલાં વિલાસને તિરસ્કારથી તુંતાંનું સંબોધન કર્યું, સ્વામીત્વનો હક સિદ્ધ કરવા માંડયો વિગેરે હકીકત નિરર્થક નથી." વેણીલાલે કહ્યું.

"હા–હા-હા." સુધાકર હસ્યો બળજોરીથી. "હવે સમજ્યો. શો સંસાર છે! બનાવટ ને તરકટ ભણેલા પણ કરે છે અને તમારા જેવા સમજુ તે સાચું માને છે." ફરી સુધાકર હસ્યો.

"એમ નથી માનતો છતાં તમે હું માનું છું એમ કહો છો." વેણીલાલે કહ્યું

"હવે ટૂંકમાં પતાવો. વત્સલા માટે શો વિચાર કર્યો? લગ્ન ક્યારે નક્કી કરો છો?" સુધાકરે મીઠા અવાજે પૂછ્યું.

"વિચાર કર્યો છે, લગ્ન કરવાનાં નથી."

"કુંવારી રહેશે?"

"દીવાકરને ન પરણે તે છોકરી કુંવારીજ રહે એવો અર્થ શાથી કરો છો?" વેણીલાલે સામો પ્રશ્ન પૂછ્યો.

"તો એ કોને પરણશે?"

"તે શી ખબર પડે?"

"મોહનને?" કરડાકીથી સુધાકરે પૂછ્યું.

"તમે પોતે તો વત્સલા નથી ને! તમારે આ બધી ચિન્તા શા માટે?"

"એટલા માટે કે હું તેનું ભલું ઇચ્છું છું!"

"ચાલો, હવે બીજું કાંઈ કામ છે?" વેણીલાલે ઊભા થતાં પૂછ્યું.

સુધાકર તેની સામે ગુસ્સાથી જોઈ રહ્યો. એકાએક શાંત થઈ ગયો.

"વેણીલાલ! મૃદુલાબેન કે વત્સલા હોત તો બધું ઠીક થાત." તેણે કહ્યું.

"દીલગીર છું. તેઓ આપને કોઈ દિવસ પણ મળશે નહિ.

"કેમ?"

"એમ"

"તોએ?"

"તેમની ઇચ્છા નથી."

" શાથી ?"

" શાથી ? હવે એટલેથી જ બસ કરોને, વધુમાં સાર નથી."

" પણ મારે જાણવું છે."

" માલ નથી. માઠું લાગશે"

" મને ?"

" કદાચ તમને બંનેને."

" શાથી ?"

" એવું જ છે."

" કેવું છે ?"

" મારી પાસે કહેવડાવવું જ છે ?"

"ખાનગી છે શું ?"

" ખાનગી એટલું જ કે વિલ્રાસની બંગડી કોણે ચોરી તથા તમારા રૂપિયા કોણે ચોર્યા—"

" હા—" સુધાકરે ટાપશી પૂરી.

" ને ગોવિંદના વીંટી ક્યાં ગઈ—"

" હા —"

" એ તમે બરાબર જાણો છો."

" કે—એ ગોવિંદે ચોર્યું હતું—હા—હા—હા— એમાં ખાનગી શું ને બાનગી શું !"

" દીલગીરી એટલી જ છે કે કાકા થઈ ભત્રીજા પર તમે જુલમની હદ કરી છે." વેણીલાલે કહ્યું

" મેં—મેં, અમે—ભત્રીજા પર જુલમ—ને તેની હદ કરી છે ?"

" હા. પણ મારે એ વાત નથી કરવી. ટૂંકમાં એટલું જ

કે તમારૂં તમે જાણો. મારે તમારે ઘેર કન્યા નથી આપવી." વેણીલાલે કહ્યું.

"પણ તે તમે કહેવા શું માગો છો? મારી ભત્રીજી પર જૂલમ! ને તેની હદ! વેણીલાલ! જૂની મિત્રાચારીનો આ બદલો?" સુધાકરે ગુસ્સામાં કહ્યું.

"મને પણ એજ ખેદ થાય છે કે મારા જૂના મિત્રનો બાઈ જે મારો મિત્ર થાય છે તે આવો પ્રમાદ શા માટે કરે છે. પણ તમે તમારા માલીક છો."

"એટલે કહેવા શું માગો છો?"

એ જ કે મારે સંબંધ નથી બાંધવો."

"કેમ કે હું જુલમી કાકો છું એમજ ને?" સુધાકરે પૂછ્યું.

"હજી સ્પષ્ટ કહેવડાવવું છે?" વેણીલાલે ઘણી શાંતિથી કહ્યું.

"તે કહી નાખોને."

"એમ!"

"હા!"

"નૌતમ ભાભીના દેખતાં?"

"એનાથી કંઈ છાનું છે જ નહિ."

"એ હું ભૂલ્યો. ત્યારે તમારા પાપમાં એ પણ ભાગીદાર છે?"

"પાપ? શેનું પાપ?"

"હા—હા—હા—હા— સુધાકર! ક્યાં સુધી ખેંચવું છે?"

"ખેંચવાનું છે શું?"

"પાપનો ઢાંક પીછોડો, નિર્દોષપણાનો દેખાવ, પાપ કર્મથી અજાણ્યા હોવાનો દાવો—એ બધું શા માટે?" વેણીલાલે કહ્યું.

" મારી અધીરાઇને હદ હોય છે હો ?"

"તમારે અમને શું કહેવું છે—અમે કેવાં માણસો છીએ ?" નૌતમે લ્હેકો કરતાં પૂછ્યું.

"તમને શું કહેવું—ભાભી ! તમને શું કહેવું."

"તો મને કહો, ચાલો—" સુધાકરે કહ્યું.

"સાંભળવું છે તો સાંભળો. સુધાકર ! મારે આ વાત બોલવી નહોતી. તમારે બોલાવવી છે ત્યારે સાંભળો :—"

"કહી નાખો :—"

"વિલાસની અંગડી ગોવિંદની પેટીમાં મૂકનાર તમે પોતે. રૂપિયા સાતસો ગોવિંદના ચોર ખિસ્સામાં મૂકનાર તમે પોતે, ને ગોવિંદના ખીસામાંથી વીંટી લઇ લેનાર સુધાકર કાકા પોતે જાતે;" વેણીલાલે કહ્યું. સુધાકરના સામું જોઇ રહ્યો.

"શું ! શું ! હું—હું ચોર ! બદમાશ એમ ?" સુધાકર ઊભો થઇ ગયો. ગુસ્સાથી આંખ લાલચોળ બની ગઇ.

"હા— તમે જ નૌતમ ભાભીના હાથની બંગડી ખેંચી હતી ને એમણે ચીસ પાડી હતી."

"બસ— હદ થઇ ગઇ વેણીલાલ ! નહોતી ખબર મને કે મારો મિત્ર જ મારા ઉપર કૂદી પડશે. પણ સમજ્યો— વત્સલા ન આપવાનાં બ્હાનાં, તે માટે આ આક્ષેપ, સમજ્યો બરાબર સમજ્યો." સુધાકરે હોઠ કરડવા માંડયા.

"આ તરકીબ, આ બોલવાની ઢબથી હું છેતરાત પરન્તુ મારા ઓશીકા નીચેથી તમે બેટરી લીધી ને તેથી જ હું જાગ્યો, ચમકયો ને મેં તમારી ચિકિત્સા જોઇ. સમજ્યા !" વેણીલાલે કહ્યું.

"તો—તો— જમાદારે તપાસ કરી તે વખતે કેમ સુંગા રહ્યા ?" સુધાકરે તોરમાં પૂછ્યું

"જોવું'તું કે શી હદ સુધી જાઓ છો. જો ગોવિંદને કોર્ટમાં ઘસડયો હોત, હેરાન કર્યો હોત તો મારેજ સાબીતી આપવી પડતે." વેણીલાલે કહ્યું.

"એમ!" સુધાકર ગુસ્સાથી જોઈ રહ્યો.

"વિલાસની પેટીએ જે નંબરનું તાળું છે તે તાળું તમે તે દિવસે બજારમાંથી લાવ્યા હતા. વિલાસના જૂનાં તાળાની ચાવી ખોવાઇ ગઈ હતી. એ તાળું કેમ ખોલવું તે તમે જ વિલાસને બતાવ્યું હતું. ગોવિંદને એની ખબર જ નહોતી. હવે બીજું જાણવું છે?" વેણીલાલે સ્પષ્ટ કર્યું.

"છે બાકી?"

"વીંટી તમે તમારી કેશ બોક્ષમાં મૂકી છે ને બાકીના ત્રણસો રૂપિયા પણ તેસાથે જ તમે મૂકયા હતા."

"આ બધું તમે તમારી નજરે જોયું?"

"હા."

"મને તે વખતે અટકાવ્યો કેમ નાહિ?"

"તમે ગોવિંદ પર અપૂર્વ વહાલ બતાવતા હતા. મને ગોવિંદની દયા આવતી હતી. એની મા અને એના બાપના મરી ગયા પછી તમે કેટલી હદ સુધી કાકાપણું કરો છો તે જોવું હતું." સુધાકરે કહ્યું.

"એમ! ઠીક–વેણીલાલ!" આજથી મારો અને તમારો સંબંધ તૂટયો. આજથી તમારે મારૂં મોં જોવું નહિ, મારે તમારૂં જોવું નહિ, આ ઘરમાં મારે પગ મૂકવો નહિ ને મારા ઘરમાં તમારે પગ મૂકવો નહિ. આ શું! જે મિત્રે મને મદદ કરવી જોઈએ, જેણે મારો પક્ષ લેવો જોઈએ, જેણે મારૂં માન મર્તબો, પ્રતિષ્ઠા, ઈજત આબરૂ જાળવવાં જોઇએ, જેના પર મારા ગયા પછી મારાં કુંટુંબના રક્ષણ અને માર્ગદર્શનની આશા

રાખુ તેજ મિત્ર મારો દુશ્મન બને, હિતઘાતક નીવડે, દગાખોર બદમાશ. :— ”

“ બસ સુધાકર ! એટલેથી જ. અત્યાર સુધી મેં શાંતિ જાળવી છે. હવે નહિ જળવાય. સમજ પડે છે ? ” વેણીલાલે ઊભા થતાં કહ્યું.

“ તમે શું કરશો ? ઘાંટા પાડી લોકો ભેગા કરશો, મારી આબરૂ લેશો, કોર્ટે ઘસડશો, કેદમાં નંખાવશો એમજ ને ? ” સુધાકરે માઝા મૂકી.

“ અમે શું તમારાં મહેણાં સાંભળવા અહિં આવ્યાં છીએ ? આવું આવું બોલો છો તે મારાં કાળજાં કપાય છે. ઓ મા ! તમને તો જરાય દયા નથી હી–હી– ” નૌતમે પોકળ શ્રાદ્ધ શરૂ કીધું

“ મિત્રાચારીનો આ બદલો– મિત્ર થયા તેનું આ પરિણામ ! મહેમાન થઇ આવ્યા તેની આ મહેમાનગીરી, આ સંભાળ, આ દરકાર, આ સ્વાગત ! ” સુધાકરનો અવાજ ક્રમે ક્રમે ઊંચો થતો ગયો.

“ ને ભાઇ થયા તે ભાઇના કુલનાં નિકંદન માટે ! ભાઈ થયા તે ભાઇના દીકરાના હક ડૂબાડવા માટે ! કાકા થયા તે ભત્રીજાના વિનાશ માટે, તેને રખડતો કરવા, ભિખારી કરવા કંગાળ કરવા માટે ? ” એકાએક બારણામાંથી અવાજ આવ્યો. બધા ચમક્યા. બારણા સામે જોઇ રહ્યા.

અગ્નિ ઝરતી લાલચોળ આંખોથી ગોવિંદ જોઇ રહ્યો.

## પ્રકરણ ૪૩ મું ] [ તડ ને ફડ

"ગોવિંદ!" સુધાકર બોલી ઊઠ્યો.

"ગોવિંદ! અત્યારે?" વેણીલાલથી યે બોલી જવાયું.

"મારા પર ચોરીનો આક્ષેપ સાબીત કરવા ઠીક બાજી રચી છે, વેણીલાલ!" સુધાકરે કહ્યું. વેણીલાલ હસ્યો.

"કાકા ભત્રીજાનું ખાતું ચૂકવવાનું આ બજાર નથી." વેણીલાલે કહ્યું.

"તમે તમારા ઘરને બજાર બનાવ્યું" સુધાકર તિરસ્કારથી બોલ્યો.

"વણનોતર્યા તમે અહિં આવ્યા છો" વેણીલાલે કહ્યું. સુધાકર હોઠ કરડી રહ્યો.

"કાકા! હિસાબ ચૂકવો." ગોવિંદે કહ્યું.

"શેનો હિસાબ!"

"તમારે માટે સીધો મુંબઈથી અહિં આવ્યો છું. સીધો સિદ્ધપુર જાત પણ તમે અહિં પધાર્યા છો એવો મારા પર તમારા પાડોશી કંચનલાલનો આ પત્ર." ગોવિંદે કહ્યું.

"તેં કેમ જાણ્યું હું અહિં છું?"

"દીવાકરનાં લગ્ન વત્સલા સાથે કરવા તમે બીજે ક્યાં ભટકતા હો?" ગોવિંદે પૂછ્યું.

"ભટકતો?" હોઠ કરડતાં સુધાકર બોલ્યો.

"જરૂર."

"ભટકે, રખડે, ભીખ માગે ચોર. હું નહિ." સુધાકરે કહ્યું.

"જરૂરજ ચોર હોય તે જ ભટકે." તેજ શબ્દ પર ભાર મૂકતાં ગોવિંદ બોલ્યો.

"ગોવિંદ! મારૂં મગજ હાથમાં નથી."

"મગજ માથામાં જ હોય હાથમાં હોતું નથી. કાકા! મારૂં મગજ મારા માથામાં જ છે માટે કહું છું કે હિસાબ ચૂકવો નહિ તો–"

"નહિ તો–"

"આજે તમે નથી કે હું નથી."

"ખૂન કરવું છે?"

"તેમ કરતાં યે હું અચકાઈશ નહિ."

"પોલીસને બોલાવું!"

"આ બારણાં ખુલ્લાં છે. પણ પોલીસ આવતા પહેલાં તો કાંઈનું કાંઈ બની જશે." ગોવિંદે કહ્યું.

"તમે ત્રણે જણ મારા ઘરની બહાર જાઓ. મારે તમારૂં કાંઈ સાંભળવું નથી. હું છેલ્લો હુકમ કરૂં છું." વેણીલાલે કહ્યું.

"વેણીલાલ કાકા! હું ખૂન નથી કરવાનો. કાકાને ટીપવાનો પણ નથી. ફકત કાકાએ એ વાત કબૂલ કરવાની છે કે રૂપિયા અને બંગડીના ચોર કાકા પોતે છે અને જે દાદાજીની મીલ્કત છે તેમાં અડધો મારો હિસ્સો છે." ગોવિંદે કહ્યું. "એક વાત તો તમે જાણો છો અને બીજી વાતના તમને સાક્ષી રાખવાના છે. તમે મારા પિતાની દશાથી સંપૂર્ણ વાકેફ છો."

"મારે પંચમાં ઉભા રહેવું નથી." વેણીલાલે કહ્યું.

"મારે તને ફૂટી બદામે આપવી નથી." સુધાકરે કહ્યું.

"તો કાકા! હું બળજોરીથી લઈશ અને તે નહિ મળે તો તમે, કાકી ને દીવાકર એમાંથી એક પણ જણ સુખે રોટલો ખાઈ

નહિ શકો એવાં પગલાં ભરનારો છું. સમજો છો ? ગોવિંદ પહેલાંનો ડરપોક, બાયલો માણસ નથી. ઝનુની છે સમજ્યા. ?" ગોવિંદે કહ્યું.

"આ કાકો પણ એટલો જ ઝનુની છે." સુધાકરે કહ્યું.

"હવે-ગોવિંદ ! ચાલ તું સિદ્ધપૂર. તારે જે જોઇએ તે લઇ છૂટો પડ. પછી છે કાંઈ ? નૌતમે કહ્યું.

"કાકી ! કાકાએ જે જે બાબતો છૂપાવી છે, ડોક્યુ-મેન્ટો ગુપચાવ્યાં છે, જે જે દાદાજીની મીલ્કતની હકીકતથી મારા બાપને બે ફામ રાખ્યા હતા તે તે બધી હકીકત મેં મેળવી છે. સરકારમાં તેની કોપીઓ છે અને હવે સમજાશે સિદ્ધપૂરની દુનિયાને કે ચોર કોણ છે ભત્રીજો કે કાકો. મીલ્કતનો વારસ કોણ છે ગોવિંદ કે સુધાકર. ખરો હકદાર કોણ છે. ગોવિંદ કે દિવાકર." ત્રાડ મારી.

"જૂઠું તદ્દન જૂઠું."

"જૂઠું કે સાચું તે તો સાબીત થશે કોર્ટમાં, પણ છાતી પર હાથ મૂકી પૂછો તમારા અંતરાત્માને કે તમારા પોતાની મેળવેલી મીલ્કત કેટલી ને દાદાજીની ઉપાર્જિત મીલ્કત કેટલી ! કાગળ પર થયેલી સહીઓ કેટલી મારા બાપની ને કેટલી તમારી બનાવટી ! ! ભાઇને સમાજમાં હલકો પાડવા કેટલા પ્રયાસ કીધા ! ભાંગ ગાંજાનાં વ્યસને ભાઇને ચઢાવવા શી શી તરકીબો કીધી ? ભત્રીજાને મળતી કન્યા છીનવી લઇ કેટ-કેટલા આક્ષેપો કર્યા ને કેટ કેટલાં તૂત ઉભાં કીધાં ? ભત્રીજાને ઘરમાંથી કાઢવા છેવટના પાસા કેવા નાખ્યા ! ! પૂછો પૂછો, તમારા અંતરાત્માને પૂછો !" ગોવિંદે કહ્યું.

સુધાકરની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો.

"છેવટે કવાનું શું છે" તે ત્રાડ પાડી.

" એજ કે સમજૂત પર આવો. દશ હજાર મારા ફાળાના અને પાંચ હજાર મને ચોર ઠરવી મારી બદનક્ષી કર્યાના અને પાંચ હજાર વ્યાજના– "

" બસ ! "

" વીસ હજાર, વેણીલાલ કાકાની સાક્ષીએ મને આપી દો. એજ. " ગોવિંદે કહ્યું.

" વીસહજાર ! હં– સાંભળ્યું ? તારા ભત્રીજા રૂપિયા વીસહજાર માગે છે. " સુધાકરે નૌતમ સામે જોઈ કહ્યું.

" તે દસ હજારની તો મીલ્કત નથી, વીસ હજાર લાવે ક્યાંથી ને આપે ક્યાંથી ? "

" જે કાકાએ ભેજું ચલાવી ભાઇ ને ભત્રીજાને ભિખારી કીધા તે કાકા બધું લાવે. ક્યાંથી લાવવું તેની ના-સમજ તેમને ન હોય. " ગોવિંદે કહ્યું

" ચાલો. હવે ઘેર નથી જવું ? " નૌતમે કંટાળીને સુધાકરને કહ્યું.

" કાકા ! તમારે ઘેર જઇ નિકાલ કરવો હોય તો ત્યાં આવતાં મને વાંધો નથી. " ગોવિંદે કહ્યું.

" તને ફૂટી બદામ પણ મળનારી નથી. " સુધાકરે કહ્યું.

" આખી બદામ લેવાની મારે ના નથી. " ગોવિંદે કહ્યું.

સુધાકરને લાગ્યું કે ગોવિંદે જબર તાલીમ લીધી છે. અને જરૂર તે તોફાન કરવાનો છે, એના મગજે અનેક રીતે ફાંફાં માર્યાં પણ કાંઇ કહેવાનું જડયું નહિ. વેણીલાલ તમાસો જોતો બેસી રહ્યો.

" ચાલો, કાકા ! શો વિચાર કર્યો ? " ગોવિંદે પૂછ્યું. " લડાઇ કે સુલેહ ? "

સુધાકરને કોઈ ઉત્તર દેવાનો સૂઝયો નહિ.

" ગોવિંદ ! તું તો ગાંડો છે. ચાલ, ઘેર. જેમ રહેતો હતો તેમ રહે. ખાઈ પી મોજ કર." નૌતમે કહ્યું

" કાકી ! ગોવિંદની દશા પલટાઈ છે. તમારી મીઠી જીભ હવે કામ નહિ કરી શકે. ગોવિંદે ઘણું અનુભવ્યું છે. લોકોના દેખતાં ગોવિંદને ભાઇ ! ભાઈ ! એવું ઉપનામ મળતું હતું. પછી ગોવિંદ ક્યાં સડે છે તેની પણ કાકી તમે દરકાર કરી નથી. મહેમાન આવતાં ગોવિંદને નવાં કપડાં મળતાં ને તે જતાં કપડાં કબાટમાં મૂકાતાં તે ગોવિંદ ભૂલ્યો નથી. દૂધ પીવાનું દીવાકરને ગોવિંદને નહિ. શાક ખાવાનું દીવાકરને ગોવિંદને નહિ. ગોવિંદને મીઠાં ભોજન ટાઢી રોટલીનાં ઉનીનાં નહિ. કારણ ! ગોવિંદ મનુષ્ય નહિ, ગોવિંદને પેટ નહિ, ગોવિંદને શરીર નહિ, અવયવો નહિ, ઇન્દ્રિયો નહિ. ગોવિંદ એવું પ્રાણી પ્રભુએ બનાવેલું છે, જે હવા પર જીવે, ટાઢને તડકે મજબૂત બને, ખોરાક વિના ખીલે ને પાણી, દૂધ, ઘી વિના ફાલે. કાકી ! તમારાં અણમૂલાં વ્હાલ ભુલાય નહિ એવાં છે. એવાં વ્હાલનો ઉપભોગ કરવા પાછો આવું ?" ગોવિંદે પૂછ્યું.

" તારી કાકી સામે પણ મારી જેમતેમ ફટફટ બોલે છે ! બેશરમ ! " સુધાકરે મગજ ખોયું.

" કાકા ! હજી બેશરમ રાખી છે. જો તે ન રાખું તો આ હાથ સળવળી રહ્યા છે, મગજ ઉશ્કેરાઈ ગયું છે, ને શરીરમાં આગ આગ થઈ રહી છે. આખો ભૂતકાળ મારી દ્રષ્ટિ સમક્ષ ખડો થાયછે." ગોવિંદે કહ્યું. "– ને ભૂતકાળ તે કેવો ! કાકા ! નાદિરશાહી કતલનાં બલિદાન થવું, પણ તમારા જેવા કાકાના ભત્રીજા બની તેમની અતિઉમદા વ્હાલભરી ઉછેરના ગ્રાહક ન બનવું એજ મારા અનુભવની તારવણીનો ભભકભર્યો ખ્યાલ આપતો એ ભૂતકાળ. આપે એ શિક્ષણ, એ ઉપદેશ, એ પરિણામ આપ્યું કે

જગતને જાણવા મળ્યું કે માતા ને પિતા જેનાં મરી ગયાં છે તેવાં સંતાનો ખાટકીની છૂરી નીચે વહેલાં મરજો પણ તમારા જેવા કાકાને કાકીની મીઠી જીભના મીઠા ભોગ કદી ના બનશો." ગોવિંદે માઝા મૂકી.

"અને કાકા! એ બધું કોના માટે! કેટલા દિવસો માટે! જ્યાં સુધી તમારે ને કાકીને જીવવું છે ત્યાં સુધી તમારે માટે ને પછી તમારા કુળદીપક ભાઈશ્રી દીવાકર માટે. એ ભાઈ દીવાકર તે કોણ! એ એ દીવાકર કે જે વિલાસને માટે યોગ્ય, પુષ્પની કલિકાને યોગ્ય જેમ વસંત, મયૂરની કેકાને યોગ્ય જેમ જલદોનાં જૂથ, કમલિનીને યોગ્ય જેમ સૂર્યનું કિરણ તેમ વિલાસને યોગ્ય દીવાકર. નાનાં કુરકુરીઆંએ શોધી મેળવેલી રોટલી ખેંચી જવાનો હક્ક જેમ કુતરાને, ઉંદરે તૈયાર કરેલું દર ભોગવવાનો અધિકાર જેમ ભોરિંગને, ખેડૂતે તૈયાર કરેલો પાક ઝુંટવી લૂંટી લેવાનો અધિકાર લુટારૂને, તેમ ને તેવોજ જન્મ સિદ્ધ હક ગોવિંદે જેનું મન મેળવ્યું છે એવી વિલાસને ખેંચી જવાનો ગોવિંદના કાકાના ચિરંજવી પુત્ર દીવાકરને. ગોવિંદને પ્રેમની શી સમજ! ગોવિંદને સંસારની શી સમજ! ગોવિંદને પરણેલાં જીવનની શી જરૂર! ગોવિંદને પિતાનો વંશ વિસ્તાર કરવાની શી આવશ્યકતા! ગોવિંદને જન્મવાની જ શી જરૂર હતી તે છતાં તે જન્મ્યો તો જીવવાની શી જરૂર હતી ને જીવ્યો તો દીવાકરની આડે ઉભા રહેવાની શી જરૂર?!; કાકી! આ ખરી વાત છે ને? દુનિયામાં જન્મવા લાયક તે દીવાકર, સંસારમાં ઘૂમવા યોગ્ય તે દીવાકર– ખરૂંને! અને તેને માટે તમે બધું જ કરો એમાં ખોટું શું– એમજને!" ગોવિંદ કડવું હાસ્ય કરતાં કાકીને પૂછયું.

"નૌતમ! ચાલ, જખ મારી અહી આવ્યાં તે." સુધાકરે ચાલવા માંડયું. નૌતમ ઉભી થઈ.

"કાકા! હિસાબ કર્યા વિના જવાનું નથી." ગોવિંદે કહ્યું.

“ હિસાબ ! હિસાબ કોરટે.”

“ આજે થોડો પણ ચૂકવવો પડશે. ”

“ એ નહી બને. ”

“ બનશે. ખીસામાં રૂપીયા પાંચસો છે. આજે જ તમને અમદાવાદમાંથી હિસાબ પેટે જગમોહનને ત્યાંથી મળ્યા છે. ”

“ એને ને તારે સંબંધ નથી. ”

“ છે. મારૂં અનુમાન ખોટું ન હોય તો તેમાંથી રૂા. પાંચસો વેણીલાલ કાકાને આપવાનો તમારો વિચાર છે ? ”

“ મને ? ” વેણીલાલે આશ્ચર્ય પૂછયું.

“ વત્સલાલનું વેશ્વાળ દીવાકર જોડે નકકી થતાં વત્સલાને ઘરેણાં ઘડાવવા માટે. ”

“ આ હા હા હા. ” વેણીલાલ હસ્યો.

“ કાકાને ખબર નથી પણ શેઠ જગમોહનને કાકાએ કહ્યું હતું કે વેણીલાલે એકાએક અમને બોલાવ્યાં છે ને હવે કહે છે કે રૂા. પાંચસોનું સોનું વત્સલાને આપો તો વિવાહ કરૂં. કેમ, કાકા ! જગમોહન શેઠને ત્યાં દુકાને આ બાબત આપે ચોખવટ કરી વેણીલાલ કાકાની પ્રતિષ્ઠા જાળવી હતી ને ! ગોવિંદે કહ્યું.

સુધાકરના હાથની મુઠ્ઠી વળી ગઇ. એમને ગોવિંદનું ગળુ- દાબવા ઘણું મન થયું પણ પગ ઉપડયા નહિ.

“ એમાંથી કાકા ચારસો મને આપો. ”

“ એક પાઇ પણ નહિ મળે. ”

“ સલાહ સંપથી માગું છું. જોઇએ તો આનાના સ્ટેમ્પ પર રસીદ આપું. આપ હિસાબ ચૂકવો ત્યારે કાપી લેજો. ”

“ એક પાઇ પણ નહિ મળે. ” ઊંચા અવાજે સુધાકરે કહ્યું.

“ તો કાકા ! આ રૂપીયા લઇને તમે સીધા સિદ્ધપુર પણ પહોંચી નહિ શકો. ”

"તું શું કરીશ?"

"જે જરૂરનું હશે તે."

"મને લૂંટી લઈશ?"

"એ અત્યારે કહી નહી શકાય. કાંતો તમારા રૂપિયા જશે કે કયાં તો તમારા શરીરને નુકશાન થશે."

"તું કસાઈ થઇ જઈશ એમ! મારા, રોયા! તને તે–" નૌતમ કાકીનો મિજાજ ગયો.

"કાકી! આમ મિજાજ ખોવાની જરૂર નથી. મેં કોઇ પણ દિવસ મિજાજ ખોયો નથી. મેં તમારી પાસે માગ્યું નથી. આજે પણ દયાદાન તરીકે માગતો નથી. મારો હક છે ને હું માગું છું." ગોવિંદે કહ્યું.

"તો દીકરા તને નાનપણથી પાળી પોષી મોટો કર્યો તેટલાં વર્ષોનાં માસિક રૂા. ચાલીસ લેખે ચૂકતા કર પછી તારો ભાગ માગ." સુધાકરે વિજય ડંકો કરતાં કહ્યું

"તેમ મારા પિતાના દર માસના સરેરાસ રૂા. ૬૦ સાઠ લેખે જમે બાજુ જમે કરો પછી બધું થશે. કાકા! હું નવી શાળામાં શિક્ષણ લઈ પાવરધો બન્યો છું. બધું જ શીખ્યો છું. તમે વીતાડેલી વીતક બધી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ભરપાઈ કરવા મેદાને પડયો છું." ગોવિંદે કહ્યું.

"હમણાં તું શું ધંધો કરે છે?" સુધાકરે કરડી આંખે પૂછયું.

"આ જ. પૈસા ઉઘરાવવાનો નવો કીમીઓ છે. તમારે મારા ચેલા બનવું હોય તો મારી સાથે દાખલ થાઓ, ચાલો. મારે તો તેની પણ ના નથી."

"તને પોલીસની બીક નથી?"

"કાળાં ધોળાં કરતાં તમને બીક નથી, તો ધોળાં કાળાં કરતાં મને શેની હોય! તમારે ત્યાં તાલીમ લીધી. બાકી હતી તે બહાર પૂરી કરી. અનુભવથી નવી લેતો જાઉં છું. ને તમારી મરજી હોય તો તમે ચાલો. નહિ તો દીવાકરને મોકલો." ગોવિંદે સીગરેટ સળગાવી.

"મુઆને નાખો વીસ પચીસ રૂપીઆ. કંકાસ પતે." નૌતમ કાકીએ કહ્યું.

"કાકી! એટલાની તો મારે સીગરેટ જોઈએ છે." ગોવિંદે હસતાં સીગરેટનો ધૂમાડો કાઢતાં કહ્યું.

"છેક જ વંઠયો." કાકીએ મ્હોં મચકોડયું.

"આપના પ્રતાપે. મારી સરળ સીધી જીંદગીને આ વલણ આપ્યું આપે. નહોતાં દુરાચરણ તે આણ્યાં આપે. નહોતો કઠોર, કૃતઘ્ની કે દુર્જન તે કીધો આપે."

ગોવિંદે સ્મિત કીધું, "કાકી! તમે મારા પર મહદ ઉપકાર કર્યો છે ને તેના પરિણામે જ મારે ચારસો રૂપિયા જોઈએ છે."

"રામ, રામ, રામ, શો દિવસ આવ્યો છે. માથું પાકી ગયું" કાકી બોલ્યાં.

"પાક્યું પણ પરૂ થવાનું બાકી છે." તોફાનમાં ગોવિંદને રમુજ સૂઝી.

"તો તે હવે કરી લે." કાકીએ કહ્યું.

"એ અધિકાર તો મારા કાકાનો છે. ને તે ગમે ત્યારે પૂરૂં કરશે ને એમને સમય નહિ મળે તો દીવાકર તો છે જ ને!" ગોવિંદે કહ્યું.

"દીવાકર કેમ તારી આંખમાં ખૂંચે છે?" નૌતમ કાકી દાંત કચકચાવી બોલ્યાં.

"તમને હું ખૂંચું છું તેના કરતાં એ મને વધારે ખૂંચતો નથી." ગોવિંદે કહ્યું.

"આ બધાનું છેવટ શું? મારા ઘરને આ બાબતનું કેન્દ્ર કરવાનું કારણ?" વેણીલાલે કંટાળીને પૂછ્યું.

"માફ કરજો વેણીલાલ કાકા! હું એ માટે અપરાધી નથી. મારા કાકા વત્સલાના વેશ્વાલ દીવાકર સાથે કરવા આવ્યા છે તેથી તે અપરાધી છે." ગોવિંદે કહ્યું.

"તો—હું જાઉં છું. આ ઘરનાં જોખમદાર તમે ત્રણ જણ છો." વેણીલાલે જવા માંડયું.

"ફીકર નહિ. કાકા, અહિં ફેંસલો નહિ કરે તો તે સિદ્ધપૂર પહોંચતાં પહેલાં થવાનો જ." ગોવિંદે કહ્યું.

"તે તમે કાકા ભત્રીજા જાણો." કહી વેણીલાલ અંદર ઓરડામાં ગયો.

"વેણીલાલ." સુધાકરે બૂમ મારી.

"હું માથાકુટમાં પડતો નથી" અંદરથી વેણીલાલનો અવાજ આવ્યો.

"પણ—" સુધાકરે વેણીલાલની પાછળ જવા માંડયું.

એક, બે ને ત્રણ પગલાં ભરતાં, પગની જબર આંટી મારતાં સુધાકરને 'ઓ' કરતો ગોવિંદે નીચે પાડયો. શું થયું છે તેનું ભાન આવે તે પહેલાં તેની છાતી પર ગોવિંદે પગ મૂકયો. અંદર ખીસ્સામાં હાથ નાખી નોટોનું બંડલ કાઢયું. દશ દશના ટુકડાનાં પાંચ બંડલ કાઢયાં. "એક બે ત્રણ ચાર" ગોવિંદે ગણ્યાં.

"કાકા! સોનું એક બંડલ તમારૂં." ગોવિંદે કહ્યું. ચાર બંડલ પોતાના ખીસ્સામાં મૂકી એક બંડલ સુધાકરની છાતી પર મૂકયું

"ચોર —" નૌતમે બૂમ મારવા માંડી.

છલંગ મારી ગોવિંદ ઉભો થયો ને તરત જ ઝડપથી બહાર નીકળી ગયો.

"ચોર–" નૌતમે બૂમ મારી. "વેણીલાલ! ઓ વેણીલાલ! પેલાને પકડો!"

"બૂમ ના માર" સુધાકરે કહ્યું "મુંગી મર." સુધાકર ઉભો થયો.

"પણ—"

"ચૂપ." સુધાકર ઘુરકયો.

"શું છે?" વેણીલાલ કપડાં પહેરી આવ્યો–

"કાંઇ નહિ. ગોવિંદ ગયો એ." સુધાકરે કહ્યું.

ફોનની ઘંટડી વાગી. વેણીલાલે ફોન લીધો. વાત કીધી.

"મારે જવું જ જોઇએ ચાલો. ઘેર તાળું મારવાનું છે. મારે શાહીબાગ જવાનું છે." વેણીલાલે કહ્યું.

સુધાકર તથા નૌતમ બહાર નીકળ્યાં.

વેણીલાલે અજયવીલા ફોન કીધો. "શાહીબાગ જાઉં છું. અજયવીલા આવી શકાશે નહિ."

"તમારાથી કાલે ન અવાયું એટલે આજે રાખ્યું." કેદારનાથે વેણીલાલને કહ્યું.

"પણ મારાથી જવાય ?" વેણીલાલે પૂછ્યું.

"પણ વિધિસર કયાં આપણે કર્યું છે ? ને લગ્ન પછીની વાત લગ્ન થયા પછી. તેમ હવે તમે પણ આગળ વધશો તો ખરાને ?" કેદારનાથે કહ્યું.

"બધાંને આ ગોઠવણ અનુકૂળ એ પ્રભુ કૃપા, બાકી માબાપને ગમે તે સંતાનોને ન ગમે. સંતાનને ગમે તે મા કે બાપને ન ગમે. આ બધાનો મેળ કયાં ખાય ?" વેણીલાલે કહ્યું.

"સંસારની વિચિત્રતા જ અહિંયાં છે. કેળવણીની ખામી અહિંયાં જ દેખાય છે. અમુક પ્રકારનું માનસ અમુક અમુક સંજોગોમાં શું ને કેવું વર્તન કરશે એ પારખવું ઘણું મુશ્કેલ છે. મોટા માનસશાસ્ત્રીઓ પણ યુવાવસ્થામાં આવેલા યૌવનઘોડે દોડતાં માનસને કયાંથી સમજી શકે ? દ્રષ્ટિ દ્વારા થતો પ્રેમ જો હૃદયમાં વાસ કરે ને ઘટ્ટ બને તો સુખી નીવડે, પછી નીભાવી લેવાની જેવી આવડત. સંજોગોને અનુકુળ રહેવાની શક્તિ ખીલવવા જેટલી ને જેવી કેળવણી મળી હોય તેટલી ને તેવી ફતેહ. નહિ તો સંસાર ઓછો વધતો વિષમય થાય." કેદારનાથે કહ્યું.

"છોકરાઓનાં માનસ આવાં આવાં વિચિત્ર થવા લાગ્યાં છે તેનું કારણ કેળવણીની ખામી છે. કેળવણી જોઇએ તેવી નથી એવું નથી લાગતું ?" વેણીલાલે પૂછ્યું.

"દરેક શિક્ષણશાસ્ત્રી માનસની કેળવણીમાં ત્રિવિધ પ્રવાહોમાં માને છે. વંશપરંપરાગત અથવા પ્રાપ્ત શક્તિ, વા સંસ્કાર; અનેક જન્મથી પ્રાપ્ત સ્વત્વ અને જન્મ પછીના વાતાવરણની અસર. આમાંના બે પૂર્વ પ્રવાહો પર ત્રીજો પ્રવાહ અસર કરે છે, અને એથી વ્યક્તિત્વ ઘડાય છે. હવે વંશપરંપરાગત કે પ્રાપ્ત સંસ્કારો જો ઘણા સબળ હોય ને સારા હોય તો સંસારનાં અનેકવિધ દુષ્ટ વાતાવરણ સામે મનુષ્ય ટકી શકે છે અને અનેક જન્મથી પ્રાપ્ત સ્વત્વ એ બંને પ્રવાહોથી સબળ બનતાં મનુષ્ય જીવન સફળ બનાવી શકે છે. તેવી જ રીતે એનું સ્વત્વ પ્રબળ હોય તો વંશપરંપરા પ્રાપ્ત સંસ્કારો વાતાવરણને યોગ્ય અસર કરવાના. મતલબ જો વાતાવરણ સ્વત્વને યોગ્ય હોય ને વંશપરંપરાગત સંસ્કારો નિર્બળ હોય તો તે સંસ્કારો દબાઇ જવાના. પરન્તુ તે દબાવવા મનુષ્યે લડત લડવી પડવાની, પરન્તુ જો આ સંસ્કારો સામે વાતાવરણ નિર્બળ જ હોય તો સ્વત્વને ખીલતાં વાર લાગવાની એમ મારૂં માનવું છે. આથી કેળવણીકારોએ મનુષ્યને કેવા વાતાવરણમાં ઉછેરવો કે તેથી તેનું સ્વત્વ ખીલે એ ખાસ જોવાનું છે." કેદારનાથે કહ્યું.

"દરેક વ્યક્તિનું સ્વત્વ જુદું હોય. કેવી રીતે શાળા કે કોલેજોમાં દરેકને અનુકુળ વાતાવરણ ઊભું થઈ શકે! શું એ સત્ય છે?" વેણીલાલે કહ્યું.

"તેથી જ માતપિતાએ સુસંસ્કારી બનવું ઘટે છે. પાશ્ચાત્ય પ્રજાઓ બાલ મંદિર ખોલે છે. બાળકો નાનપણથી જ એક સરખા વાતાવરણમાં ઉછેરે છે. સ્ટેટ—રાજ્ય—જે પ્રકારની પ્રજાનું ઘડતર ઇચ્છે તે પ્રકારની પ્રજા બનાવવા તેવાં વાતાવરણમાં શિક્ષણ આપે છે. આથી ઘણેખરે ભાગે પ્રજામત એક સરખો જ બને. પછી વાતાવરણ સિવાયના બીજા બે પ્રવાહો જેટલું જોર કરવું હોય તેટલું કરે. આથી કોન્ઝરવેટીવ ડાઈહાડર્સ, લેબર, લીબરલ, નાઝીડીકટેટર્સ, બોલ્શેવીસ્ટસ વિગેરે

આપણે જોઈએ છીએ. એવી જ રીતે નાનાં મંડળોમાં જેને લોકો ગાંધીઝમ—ગાંધીવાદ કહે છે તેવું ક્યાં હતું! ઓગણીસસો વીસની સાલથી જુઓ—વાતાવરણ પલટાતું પલટાતું કેવું પલટાય છે! આથી માત પિતાએ પ્રથમ નક્કી કરવું ઘટે કે મારાં સંતાનને કેવી કેળવણી મળવી જોઈએ? આપણી પદ્ધતિ અનુસાર બાળકને ત્રણ પ્રકારનાં વાતાવરણમાં મુખ્યત્વે રહેવાનું હોય છે. ઘરમાં માતપિતાનું, ઘર બહાર રમતગમતમાં આડોશી-પાડોશીનું ને શાળામાં અનેક વિદ્યાર્થી સમૂહનું. આ ત્રણે વાતાવરણોની અસર જેટલી ને જેવી માનસ પર પડે તેવું બાળક આગળ જતાં બને. પોપટનાં બે બચ્ચાંની વાતની તમને ક્યાં ખબર નથી? કેદારનાથે કહ્યું.

"એતો સોબતે અસર" વેણીલાલે કહ્યું. "પણ વિલાસને —ના, ના બરાબર છે."

"નહિ. રસ્કિન જેવા અંગ્રેજ લેખકે કહ્યું છે કે બાળકોને નવલકથાથી દૂર રાખો. ખાસ કરીને છોકરીઓને. છતાં નવલકથા વાંચનારામાં ઘણો ભાગ છોકરીઓનો જ. તેમાં જે નવલકથામાં વધુ પ્રેમકથની હોય તે વધુ ગમે ને આકર્ષણ કરે. એમાં પણ વાંધો નથી. "સેક્સ કોન્સ્યસનેસ" જાતિભાન વહેલું થાય એ મારે મન ઇષ્ટ નથી. જોકે કેટલાક એમ પણ માને છે કે જાતિભાન વ્હેલું કરાવવાથી અનિષ્ટ પરિણામ થતાં નથી. હું માનું છું કે જાતિભાન જેટલું મોડું થાય તેટલો ફાયદો છે. અને તેમાં બંને જાતિઓને આત્મનિગ્રહ કરવાની ટેવ પ્રથમથી જ પાડવામાં આવે તો આ ફાયદો દ્વિગુણ બને એમ મારૂં માનવું છે." કેદારનાથે કહ્યું.

"વાત તો ખરી છે. ખાસ કરીને બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં પ્રવેશ કરવાનો જે ગાળો છે તે કાયમ સાચવવો જોઈએ એમ મને લાગે છે. તેમ સંસારનાં વિવિધ વાતાવરણમાં

દાખલ થતાં આવાં બાળકોને યોગ્ય માર્ગદર્શન થવું જોઇએ નહિ તો લાગણીવશ યુવાવસ્થામાં પ્રવેશતાં કુમળાં માનસ લુચ્ચાઓની જાળના ભોગ થઇ પડે છે—વિલાસની જેમ તેમનાં મગજ બેકી જાય છે. હથેલીમાં આસમાનના તારા જુએ છે." વેણીલાલે કહ્યું.

"એટલા પૂરતી હાલની કેળવણી અપૂર્ણ છે. પુસ્તકો શીખવવાં, અભ્યાસક્રમ પૂરો કરવો, ઘડિયાળ સામે જોયા કરવું, ટકોરા થતાં વર્ગમાંથી ઘેર જવું, આટલું કીધું એટલે શિક્ષકની ફરજ અદા થઇ એમ શિક્ષકો માને છે. બાળક શાળામાં ગયું, ઘરમાં કંકાશ કરતું મટયું, પછી રમવા ગયું, ખાધું પીધું ને સૂઇ ગયું. આટલું માતપિતા સમજે છે. હવે બાળકનું સ્વત્વ શું છે તે કેવી રીતે ખીલવવું, કયા હેતુ પર લઇ જવું એ કોઇ જોતું નથી. બાળક વાંચતાં લખતાં શીખ્યુંને અમે કેળવણી આપી આટલું સ્ટેટ–રાજ્ય જોય છે. પછી યોગ્ય માનસો ન ઘડાય એમાં નવાઇ નથી. ખરી કેળવણીનો પ્રશ્ન તો દરેક મા બાપે જાતે જ ઉપાડી લેવાની જરૂર છે. શાળામાં એ કેળવણીનું સ્થાન નથી. વિષમ શિક્ષણનું સ્થાન છે. આપણાં કેળવણીખાતાં કેવળ શિક્ષણ ખાતાં છે. અને તે પણ મીલના જેમ યાંત્રિક." કેદારનાથે નિર્ણય આપ્યો.

"અમારો ને તમારો સંબંધ તો કોઇ પૂર્વ જન્મના યોગે થયો લાગે છે, તેમાં વત્સલા પર શાશ્વતી બેનની અસર સારી પડી છે એટલો હું ભાગ્યશાળી છું." વેણીલાલે કહ્યું. હવે શાશ્વતી બેન આ છેલ્લું વર્ષ પૂરૂ કરશેજને ! કે તે પહેલાં આયુર્વેદમાં જોડી દેશો ?"

"ના, એને માટે હમણાં આયુર્વેદની તો હું ભૂમિકા જ તૈયાર કરાવું છું. એનું માનસ કેટલો બોજો ઉઠાવી શકે છે તે પર આધાર. આ વર્ષ પૂરૂં કરશે. પાસ થશે તો એક વર્ષ

હોસ્પિટલનો અનુભવ આપવો છે. દરમ્યાન એનું વલણ આયુર્વેદ તરફ કેવું રહે છે તે જોવાશે." કેદારનાથે કહ્યું.

"હોસ્પિટલમાં જ રહે છે. ને ?"

"ના, હવે નરોત્તમભાઈને ત્યાં રહેશે. એમનો અત્યંત આગ્રહ છે."

"નરોત્તમદાસ, મોહનના પિતા ?"

"હા. એ મારા જુના મિત્ર છે. એમનો આગ્રહ છે. મોહનલાલે આ પગલું ભર્યા પછી નલિની બ્હેન સાથે કોઈ અમુક સમય રહે એવી એમની ઈચ્છા છે."

"પણ—"

"ના. હું નરોત્તમને બરાબર ઓળખું છું. મોહનના જન્મ પછી બે વર્ષે મંગળાભાભી ગુજરી ગયાં. ઘણાયે ફરી પરણવાનું કહ્યું. એણે કહ્યું, મનુષ્ય મનુષ્ય છે જનાવર નથી. બીજીવાર લગ્ન કરવું એ જનાવરથી યે નીચી કોટીનું કાર્ય છે. ન જ પરણ્યા. મક્કમ રહ્યા. અનેક લોકવાયકા ઊડી. ન ગણકારી. આજે આ ઉમરે પણ એના મોંનું તેજ જોવા જેવું છે." કેદારનાથે કહ્યું.

"તો મોહનનું આમ કેમ ?" વેણીલાલે પૂછ્યું.

"સ્વત્વ નિર્બળ અને તેમાં વાતાવરણ એવું મળ્યું. નરોત્તમે એ પ્રતિ જરા દુર્લક્ષ રાખ્યું. એ એનો મહાન પ્રમાદ. તેમાં સીનેમાની મહોકાણ, ઉપરાંત સોબત–"

"મોટી ભૂલ થઈ."

"ના, અહિં જ સંસ્કારી, હોશિયાર અને ચતુર ગૃહિણીની આવશ્યકતા છે. સ્ત્રી વ્યકિતની પ્રભા ઘરમાં હોવી ખાસ જરૂરનું છે. એકલો પુરુષ યા એકલી સ્ત્રી ભાગ્યેજ—નથી બનતું એમ નથી—પણ ઘણા જુજ પ્રસંગોમાં સંતાનો પ્રતિ પૂરતું લક્ષ

આપી શકે છે. ને તેમાં એક જ સંતાન, પત્નીનું નાની વયમાં અવસાન– વિગેરે વિગેરે. હવે એનો હઠીલો સ્વભાવ મોહનને નાવારસ ઠેરવે છે." કેદારે કહ્યું.

"એની અસર હવે શા કામની?"

"અસર જ નથી ને. બંને જણાં પૂને છે."

"એની મને ખબર પડી."

"ઓહો વેણીલાલભાઈ, કેમ, કાલે પછી ન જ આવ્યા કે!" વસુમતિએ આવતાં પૂછ્યું.

"ના–બેન–કોઇબા! જરા નાટક જોતો હતો." વેણીલાલે હસતાં કહ્યું.

"નાટક? કાલે તો મેળાવડો હતો ને?" વસુમતિએ ખુરસી પર બેસતાં પૂછ્યું.

"મારા ઘરમાં નાટક થતું'તું."

"શું કહો છો?" કેદારનાથે સાશ્ચર્ય પૂછ્યું.

"હા, જે સમયે તમે બધાં વત્સલાને આશીર્વાદ આપવાના વિચારમાં હતા તે જ સમય તેને ઝડપી લેવા સુધાકર ને નૌતમ આવ્યાં હતાં."

"એતો તમે ફોનમાં કહ્યું હતું. અને તેથીજ તમારી સૂચના અનુસાર એ બંનેને અહિં રોકી રાખ્યાં હતાં." વસુમતિએ કહ્યું.

"તે ઘણું જ સારૂ થયું. નહિ તો જરા કઠણ પડત."

"કેમ?" વસુમતિએ પૂછ્યું.

"બંને હઠ પકડીને બેઠાં કે વત્સલા દીવાકરને આપો. ત્યારે મેં ના કહી. ઘણી ધમાધમ થતાં મારે બે ચાર કડવી વાતો સુધાકરને કહેવી પડી. એણે એ કબુલ કરવાની ના પાડી ને

વાત વધી પડી. મારે એને ઘરબહાર જવા કહેવું પડ્યું પણ એણે તો નફ્ફટ થઈ જવાની ના પાડી. મારે એની રીતભાત, સ્વભાવ, ચાલચલક્ત વિગેરે ન છૂટકે ઉઘાડાં પાડવાં પડ્યાં પણ એ શેનો માને! એણે તો બધી જ વાતનો નકાર કર્યો ને મારા તથા વત્સલાના ભલા ખાતર વત્સલાની માગણીમાં દાદાગીરી ચલાવી."

"ઠીક. આની ખબર ન જ પડે. તમને ઠીક અનુભવ થયો." વસુમતિએ કહ્યું.

"એટલામાં એનો ભત્રીજો ગોવિંદ આવ્યો."

"ગોવિદ?" વસુમતિએ પૂછ્યું.

"હા, એજ ગોવિંદ હશે–વિલાસનો પ્રથમ વિવાહ કરેલો તે –બરાબર–" કેદારનાથે કહ્યું.

"કાકા ભત્રીજાને જામી. છેવટે મેં કંટાળીને એમને ઘર સોંપી બહાર જવા માંડયું." વેણીલાલે કહ્યું.

"હા." કેદારનાથને આ ગમ્યું નહિ.

"પણ એમ કર્યા વિના છૂટકો ન હતો. મને લાગ્યું કે કદાચ એકબીજા પર તૂટી પડશે. ગોવિંદે કાકા પાસે રૂપિયા માંગ્યા, મીલકતમાં ભાગ માગ્યો વગેરે વગેરે. કાકીને પણ ખૂબ સંભળાવી. મને પણ થયું અને ખાત્રી પણ છે કે ગોવિંદનું જીવન બગાડનાર બંને કાકાકાકીઓ જ છે. છોકરો સારો પણ તમે કહ્યું તેમ વાતાવરણ ખરાબ. પણ મને વચ્ચે પડવું ઠીક લાગ્યું નહી એટલે હું ઉઠી બીજા ઓરડામાં ગયો. પછી કાંઇ ધમાલ થઇ. નૌતમ એને બૂમ મારી. હું કપડાં પહેરી ત્યાં ગયો એટલે ગોવિંદ ન મળે. મેં પૂછ્યું પણ નહિ કે શું બન્યું. મેં તમને ફોન કીધો. તાળું મારી શાહીબાગ ગયો." વેણીલાલે કહ્યું.

" ચાલો, એ પણ એક બનાવ બની ગયો." કેદારનાથે કહ્યું.

" ચાલો, ત્યારે ઊઠશો ?" વસુમતિએ કહ્યું.

" ચાલો, વેણીલાલ ! આજનો દિવસ છૂટનો રાખો. કાલથી ન જમશો." કેદારનાથે કહ્યું.

" તમને ના નહિ કહેવાય." વેણીલાલ ઊભો થયો.

" ફોઇબા ! બધું તૈયાર છે." અલીન્દ્રા આવી.

" આવીએ હોં." વસુમતિએ કહ્યું.

અલીન્દ્રા દોડી ગઈ. પાછળ ત્રણે જણ ગયાં.



"વત્સલા બેન! આજે ખૂબ ખૂબ મઝા પડી કેમ ખરું ને?" અલીન્દ્રાએ જમી રહી શાશ્વતીના ઓરડામાં બધાં ગયાં ત્યાં તરત બોલી ઉઠી.

"તે કેમ! તારો પાટલો તે વત્સલા બેન જોડે રખાવ્યો હતો માટે કે?" શાશ્વતીએ કહ્યું.

"અરે જેવું આજે જમવાનું મઝાનું લાગતું હતું તેવું જ વત્સલા બેનનું મ્હોં આજે મઝાનું લાગતું હતું." મને તો થયું કે વત્સલાબેનના મ્હોં પર ચંદ્રમાજી પધાર્યા છે કે શુક્રદેવ પધાર્યા છે. મ્હોં તો એવું-એવું મઝાનું લાગતું'તું -જુઓને-એ-કેવાં હસી પડયાં!" અલીન્દ્રાએ તાળી પાડી.

"તમે મને વારે વારે હસાવશો તો પછી—" વત્સલાએ વાકય અધુરૂં મૂકયું.

"તો પછી—રડી પડશો? ના, રે, બા, હવે મારે તમને વત્સલા બેન નહિ કહેવાનું, હવે તો તમને ભાભી કહીને બોલાવવાનું. શું કહું ભાભી, કે ભાભીજી!" અલીન્દ્રા બોલી.

"અલીન્દ્રા! તું તો જબરી ભમરી છે." કેતકીએ આવતાં કહ્યું.

"ઓ-હો કેતકી બેનની સુવાસ આવી પણ ઓય મા—" કેતકીએ આવીને અલીન્દ્રાને ઝીણી ચીમટી ભરી.

"હાય, કેતકીના કાંટા તો વાગે છે બા." અલીન્દ્રા બોલી.

"તે તું ભમરી મને ડંખ દે તેનું કાંઈ નહિ?" કેતકી બોલી.

"હું ભમરી ! કેવી રીતે ? હું તો ઇન્દ્રા છું. અલી ! એટલે છોકરી. છોકરીની ઇન્દ્રા–કયો સમાસ થયો ?" અલીન્દ્રાએ પૂછ્યું.

"અલિ એટલે તો ભમરો ને તેની તું ઇન્દ્રા એટલે મોટી ભમરી, સમજી !" કેતકીએ કહ્યું.

"ઓ હો હો–હું મોટી ભમરી–ઠીક–ત્યારે ડંખ મારૂં કે—" અલીન્દ્રા ચીમટી દેવા ગઈ ને કેતકીએ એના હાથ પકડી લીધા.

"ઓય" અલીન્દ્રાએ ચીસ પાડી.

"બસ, હારી ગઈ ?" કેતકીએ કહ્યું.

"હારી નથી ગઈ" અલીન્દ્રાએ છૂટી થઈ જઈ કહ્યું. "એક જવાબ દો તો ડંખ નહિ મારૂં."

"બોલ શો પ્રશ્ન છે ?"

"આજ જમવા કેમ ન આવ્યાં. હું ટોકી ટોકીને કહી ગઇ હતી તોય મારૂ અપમાન કીધું તેનું શું ?"

"મેં અપમાન નથી કીધું પણ આપ–માન રાખ્યું."

"એ શું ?"

"આપ–એટલે પાણી માન એટલે માપવું તે. મેં મારી જાતને તારૂં પાણી માપી જોઇને વિચાર કીધો કે તારૂં પાણી ઘણું છે ને મારૂં પાણી ઓછું છે એટલે ન આવી." કેતકીએ ગોટો વાળતાં કહ્યું.

"આપ એટલે પાણી ?"

"સંસ્કૃત ભણીશ એટલે જાણીશ"

"ઠીક બા, ત્યારે તમે ન આવ્યાં."

"આવીને !"

"જમવા– ?"

" ના—અભિનંદન આપવા—મને ડાક્ટરે બે દિવસ જમવાની ના કહી છે, એટલે; સમજી ! "

" તો અભિનંદન તો આપ્યાં નહિ. "

" તને શેનાં આપું ! "

" તો કોને આપશો ? "

" વત્સલા ને ગંગાનાથભાઇને "

" કેમ મને નહિ ? "

" તને ? "

" કેમ ! હું માણુસ નથી ? "

" કોણ ના કહે છે. પણ તારો કાંઇ વિવાહ થયો છે ? "

" તમારો થયો છે ? "

" હું તો પરણુવાની જ નથી."

" કેમ ! પાપ લાગે છે ? "

" પાપ કેવું ! પણ પુરુષો બધા લુચ્ચા હોય છે. "

" એમ ત્યારે ગંગાનાથભાઈ લુચ્ચા. " અલીન્દ્રા બોલી.

" હવે હું તને મારીશ. " કેતકીએ કહ્યું.

" કેવાં પકડાઈ ગયાં ! લ્યો—આ ગંગાનાથભાઈ આવ્યા, આ અનન્તકુમાર આવ્યા. લ્યો, એમને બધાને કહો કે તમે બધા લુચ્ચા છો. ચાલો, બોલો ! " અલીન્દ્રા ટહુકી.

" અભિનન્દન ગંગાનાથભાઈ—**चिरस्य वाच्यं न गतः प्रजापतिः** "કેતકી હસી ગંગાનાથે સ્મિત કીધું.

" ને વત્સલા ! તને તો ખૂબ જ અભિનંદન કેમકે તું બહુ જ લુચ્ચી. મને સ્હેજ પણ જાણુવા ન દીધું. "

વત્સલા હસી.

"શું જાણુવા ન દીધું!" અલીન્દ્રાએ પૂછ્યું.

"તું કૉલેજમાં જઇ શાકુંતલ વાંચીશ ત્યારે સમજીશ."

"એમ ત્યારે કૉલેજમાં એ બધું શીખવાનું." અલીન્દ્રાએ કહ્યું.:

"જેમાંને તેમાં આડી બાઝે છે. વકીલ થવાની છે કે શું?" કેતકીએ ટીકા કીધી..

"તો તમે મને બરાબર સમજાવોની!" અલીન્દ્રાએ કહ્યું.

"શકુન્તલાએ પણ પોતે દુષ્યન્તને પરણવાની છે એવું સખીઓને જાણુવા દીધું હતું પણ આ વત્સલા એના કરતાં આગળ વધી. અમને જરા પણ ખબર પડવા ન દીધી." કેતકીએ કહ્યું.

"તો તમે ઢોલ વગાડી કહેજોને હું—આ—એ—પેલા—ફલાણા આઇમીન—એ—એને— પરણુવાની છું." અલીન્દ્રાએ કહ્યું.

એનો લહેકો જોતાં બધાને હસવું આવ્યું.

"પણ મેં કહ્યું કેની કે મારે તો પરણવું જ નથી." કેતકીએ કહ્યું,

"કેમ! તમે હજી પણ અપરિણય વાદિની છો?" ગંગાનાથે પૂછ્યું.

"હા—હું અપરિણય-સંપ્રદાયનો પ્રારંભ કરવા ઇચ્છું છું." કેતકીએ કહ્યું.

"એ કયારથી?" શાશ્વતીએ એકાએક પૂછ્યું.

"પહેલાં એ અપરિણયવાદિની હતાં. હવે વિલાસ—મોહન કે મોહન—વિલાસના પ્રસંગ પછી એમણે અપરિણય સંપ્રદાયનાં પ્રણેત્રી થવાનો નિર્ણય કર્યો લાગે છે." ગંગાનાથે કહ્યું.

"એ સંપ્રદાયના સિદ્ધાંતો હશે ને!" શાશ્વતીએ પૂછ્યું.

"એ સિદ્ધાંતો હું ઘડું છું. તમારે જાણવા છે ?" કેતકીએ પૂછ્યું.

અનન્તે શાશ્વતી સામે એકએક જોયું.

"સિદ્ધાંતો ઘડાયા ન હોય ત્યાં સુધી જાણવા નકામા કેમકે તે અસ્તિત્વમાં જ ન હોય." શાશ્વતીએ કહ્યું.

અનન્તથી સ્મિત થતાં દીર્ઘ શ્વાસ મૂકાઈ ગયો.

"કુમાર ! તમે કેમ શાંત છો ?" ગંગાનાથે પૂછ્યું.

"નાજી. સાંભળું છું ને !" સ્મિત કરતાં અનન્તે કહ્યું.

"તો તમે અપરિણયવાદી છો કે અપરિણય સંપ્રદાયી છો ?"

"હું પરિણય સંપ્રદાયી છું."

"હા-હા-હા-હા ત્યારે તો—આજે ડીબેઈટ પ્રવાદ—સભા શરૂ થાવ." ગંગાનાથે કહ્યું.

"ડીબેઈટ—આઇમાન પ્રવાદ—સભા કે વિવાદ—સભા તો ઠીક પણ કેતકી બ્હેનને મુંબઇની મોહન-વિલાસ પરિણય વિરોધી સભામાં પૂર્ણ સફળતા પ્રાપ્ત થઇ નહિ હોય એમ લાગે છે." અનન્તે કહ્યું.

"સફળતા-અરે સફળતા તો કેવી ? કેમ તમે છાપામાં દેશભૂમિમાં ન વાંચ્યું ?"

"હા-હા-હા-હા" અનન્ત હસી પડયો.

"કેમ હસો છો ?"

"એ લેખ તો તમે જ મોકલાવેલો." અનન્તે કહ્યું.

"તેથી—શું—" કેતકી જરા છોભીલી પડી ગઇ.

"પણ હકીકત તો સાચી જ ને ?"

"એ તો ઘણી ખરી સભાના રિપોર્ટો, સભા ભરનારા જ

લખીને છાપામાં મોકલે છે. એમાં કુમાર તમે નવું શું કહ્યું ?" ગંગાનાથે કહ્યું.

"ખાસ કાંઇ નહિ. એટલું જ કે મોહન–વિલાસ પરિણામ વિરોધી સભાનો વિરોધ સફળ નથી."

"તો–તમે આવાં પરિણયમાં માનો છો ?" કેતકીએ પૂછ્યું.

"મારા કહેવાનો અર્થ એવો થતો નથી."

"પરિણયવાદ દ્વિપરિણયનો સમાવેશ કરે છે એમ તો ખરૂં ને ?" કેતકીએ વકીલશાહી પ્રશ્ન કર્યો.

"દૂધ પીધું એટલે દહી, છાશ, માખણને ઘી ખાધાં કે બાસુદી, પેંડાને શીખંડ ખાધો એવો તમે અર્થ કરતાં હો એમ લાગે છે." અનન્તે સ્મિત કરતાં કહ્યું.

"તો તમે અપરિણય સંપ્રદાયિની છો છતાં શા માટે તે દિવસે વિધવા પુનર્લગ્નની તરફેણ તમે કરી હતી ?"

શાશ્વતીએ પૂછ્યું.

"શાબાશ. નાનાં ફોઇબાએ પોઇન્ટ કાઢ્યું ખરૂં. કેતકી બ્હેન ! મુદ્દો ખરો છે હોં ! હવે ?" ગંગાનાથે હસતાં કહ્યું.

"ફોઇબા કોનાં ?" કેતકીએ પૂછ્યું "છતાં ફોઇબા ! તમે મારી જાતિનાં થઇ પર જાતિનો પક્ષ શા માટે કરો છો ? કુમારભાઇને બોલવા દેવા હતાને !" કેતકીએ કહ્યું.

અનન્તે શાશ્વતી સામે જોયું. તે હસતી હતી.

"તમે જાતીય સંપ્રદાયનો પ્રશ્ન ઉભો કરી શાશ્વતી બ્હેનને અપરિણય સંપ્રદાયમાં દાખલ કરવા માગતાં હો તો તે પ્રયાસ વ્રથા છે." વત્સલાએ કહ્યું.

"કેમ ! કાંઈ તૈયારી છે કે શું ?" કેતકીએ પૂછ્યું ને સ્મિત કીધું.

"તમારા સંપ્રદાયમાં કેટલા ચેલા–ચેલી–થયાં ?" શાશ્વતી-એ વાતનો મુદ્દો ઊરાડયો.

"થશે." કેતકીએ કહ્યું.

"તમારી મુંબઇની સભામાં હાજર સન્નારીઓ દરેક તો હશે જ ને ?" ગંગાનાથે પૂછ્યું.

"દરેકે વિરોધ ઠરાવ પર સહી કરી છે. તે બધાં દ્વિપરિ-ણયવાદનાં વિરોધી તો છે જ. બધાંની સહી સાથેનો મેનીફેસ્ટો અમે બહાર પાડવાનાં છીએ. તેમજ પ્રચારકાર્યનો આરંભ કરવાનાં છીએ. કેતકીએ કહ્યું.

"પ્રચાર કાર્યની રૂપરેખા ?" ગંગાનાથે પૂછ્યું.

"દ્વિપરિણયનો તિરસ્કાર થાય તેવી નવલિકા, નવલકથા, નાટક, સીનેમા, સીનેરીઓ, રેડીઓ એમ એમ યોજના ઘડવી–ઈનામો અપાવવાં. સંવાદો ભજવાવવા. દ્વિપરિણયવાદ કડવો લાગે, તે પ્રતિ તિરસ્કાર થાય તેવી તેની નિંદા કરવા તેવા શબ્દો મર્યા-દિત રીતે યોજવા. તેવાં લગ્ન કરનારને ખુલ્લા પત્રો લખવા. કેટલાકનો તો એવો મત હતો કે તેવાં લગ્ન કરનારને ત્યાં કાળોત્રી મોકલવી." કેતકીએ કહ્યું.

બધાં જરા સ્તબ્ધ થયાં.

"એ તો તમે હાજર નહોતા. બાકી તે દિવસે તમે સ્ત્રીઓનો જુસ્સો જોયો હોત તો ખબર પડત ખબર. પુરૂષોનાં હૈયાં ધબકી જાય એવી એમની જુસ્સાની લાગણી મેં તો પ્રથમ જોઈ." કેતકીએ કહ્યું.

"તેથી જ એકદમ અપરિણય સંપ્રદાયવાદિની થઈ ગયાં ?" અનન્તે સ્મિત કરતાં કહ્યું.

"એવું તો કાંઈ જ નથી. પહેલેથી જ લગ્ન પર મને ભાવ નથી." કેતકીએ કહ્યું.

"ને તેમાં મોહન-વિલાસ કથાનકે બળ આપ્યું." ગંગાનાથે કહ્યું.

"ગમે તે હોય. અમે તો અમારો ઠરાવ એ બંને જણ પર મોકલી આપ્યો છે. ને વળી દરેક કુંવારી કોલેજમાં ભણતી છોકરીઓ પાસે પ્રતિજ્ઞાપત્ર ભરાવવાની યોજના ઘડી છે." કેતકીએ કહ્યું.

"એ શું? એ વળી નવું!" શાશ્વતીએ કહ્યું.

"નવું તો છે જ. કોલેજમાં દાખલ થાય કે તરત જ અમારા મંડળની સભ્યાઓ તે કોલેજમાં જવાની ને તે કુમારિકા પાસે દ્વિપરિણય પ્રતિજ્ઞા વિરોધ પત્રિકા ભરાવવાની." કેતકીએ કહ્યું.

"એમાં મુદ્દો શું છે?" ગંગાનાથે પૂછ્યું.

"એક વખત પરિણીત પતિની સ્ત્રી જીવતી હોય તો તેને પરણવું નહિ." કેતકીએ કહ્યું.

"સ્ત્રીને સ્ત્રી કેવી રીતે પરણે?" અલીન્દ્રાએ પૂછ્યું.

બધાંએ તેની સામે જોયું.

"કેતકી બહેન, દ્વિપરિણય વિરોધ, તેમાં દ્વિપરિણય શબ્દ પ્રયોગ બરાબર છે?" અનન્તે પૂછ્યું.

"કેમ? નથી?" કેતકીએ અચકાતાં પ્રશ્ન પૂછ્યો.

"વિચાર કરો." અનન્તે કહ્યું.

"શું? સમજાવો."

"દ્વિ એટલે બે. પરિણય એટલે લગ્ન. આમ જોઇએ તો તે દ્વિગુ સમાસ થયો. એમાં પુનર્લગ્નનો સમાવેશ છે—વિધુરલગ્ન અને વિધવા લગ્નનો." અનન્તે કહ્યું. "તમે પુનર્લગ્નનાં વિરોધી છો?"

"એ-એ પણ હું તો અપરિણયમાં જ માનું છું." કેતકીએ કહ્યું.

"તમે ગમે તે માનતાં હો. તમારી દ્વિભાર્યા વિરોધી પત્રિકા વિષે ખાસ પૂછું છું." અનન્તે કહ્યું.

"હા—એ—ઠીક છે. દ્વિભાર્યા વિરોધી પ્રતિજ્ઞાપત્ર, એવું નામ આપો." ગંગાનાથે કહ્યું.

"દ્વિભાર્યા વિરોધી" શબ્દમાં પણ મૃત ભાર્યાનો સમાવેશ થઈ જાય છે." શાશ્વતીએ કહ્યું.

"એ પણ ખરૂં." ગંગાનાથે શાશ્વતી સામે જોતાં કહ્યું.

"તો પછી?" કેતકીએ પૂછ્યું.

"સપત્ની પરિણય વિરોધી" એવું નામ યોજો. અનન્તે કહ્યું.

"હા, સપત્ની શબ્દમાં 'શોક'નો સમાવેશ થાય." ગંગાનાથે ટેકો આપ્યો.

"શોક શબ્દ સપત્ની પરથી જ આવેલો છે." અનન્તે કહ્યું.

"મને એ શીર્ષક ગમ્યું." કેતકીએ કહ્યું." હું તો મંડળનું નામ પણ કદાચ એજ રાખું.

"હં તો તમે દરેક કોલેજમાં ભણનારી કુમારિકા પાસે એ પત્રિકા પર સહી કરાવશો એમજ ને?" ગંગાનાથે પૂછ્યું.

"હા, ને પછી તે કુમારિકાનાં નામ નોંધીશું. તેમજ અન્ય કુમારિકાઓ જે શાળામાં ભણતી હશે ત્યાં પણ પત્રિકાનો પ્રચાર કરતાં જે જે ન્યાતમાં સપત્ની પરિણયનો રિવાજ રૂઢિ માન્ય છે ત્યાં પણ યુવકો અને યુવતીઓ દ્વારા તે રિવાજનું નિકંદન કરાવીશું." કેતકીએ કહ્યું.

"કેવી રીતે?" ગંગાનાથે પૂછ્યું.

"કેવળ પીકેટીંગ" સવિનય પ્રતિજ્ઞાથી નહિ પરન્તુ તેવાં લગ્ન પ્રસંગે યુવક યુવતીઓનાં ભેગાં બળથી સત્યાગ્રહ દ્વારા." કેતકીએ કહ્યું.

"પરન્તું આવાં લગ્ન છાનાં થાય છે તેનું શું કરશો? જોતાં નથી, જોત જોતામાં આઠ દસ લગ્નો થઇ ગયાં અને તે પણ કેળવાએલ વ્યકિતઓનાં, સંસ્કારી કુટુંબોમાં અને સુશિક્ષિત જ્ઞાતિમાં" ગંગાનાથે પૂછ્યું

"બનતી કોશીશે અટકાવીશું. ને નહિ અટકાવાય તો મેં પહેલાં કહ્યું તેમ કાળોત્રા વિગેરેથી તે બધાં વખોડી કાઢીશું." કેતકીએ કહ્યું.

"એમ નથી લાગતું કે આવાં લગ્નનું મૂળ યોગ્ય કેળવણીની ઊણપ છે?" અનન્તે કહ્યું. "માટે કેળવણી યોગ્ય મળે એવો પ્રબંધ કરવા પ્રયાસ કરવો જોઇએ?"

"કેળવણી—વિસ્તૃત અર્થમાં લઇએ તો અર્થ ઘટે છે. બાકી પાશ્ચાત્ય સંસ્કારો વધાવી લઇ રોમાન્ટિસીઝમ પર માનસ દોરાય છે, વિલાસવૃત્તિ જાગે છે, મનોનિગ્રહ તૂટે છે. મેનકા દુર્વાસા જેવા પ્રસંગો બને છે, પરન્તુ વ્યકિતઓ સુશિક્ષિત હોવાથી સમાજનો તિરસ્કાર ખમતાં હસતાં મ્હોંએ લગ્ન કરે છે એમ હું માનું છું" કેતકીએ કહ્યું.

"ટૂંકમાં છૂપા વ્યભિચારને બાધ ન આવે તેથી તે લગ્નમાં પરિણમે એવો પ્રબંધ યોજવામાં આવે છે એમ કહોને!" અનંતે કહ્યું.

"સૂત્રમાં મુકો તો સપત્ની પરિણય એટલે ગૂઢ વ્યભિચાર." ગંગાનાથે કહ્યું.

"નહિ, એ સખત શબ્દો વજ્ર પ્રહાર સમાન છે. મને કબૂલ નથી." અનંતે કહ્યું.

"સમાજ બંધન તોડતાં જો સુશિક્ષિત વ્યક્તિઓ ન અટકે અને પરિણીત સ્ત્રીનાં હૃદય પર વજ્ર પ્રહાર કરે તો શા માટે આવા શબ્દો યોજી તેમનાં હૃદય પર, લાગણી પર, વૃત્તિ

પર, ઘાતક પ્રહાર ન કરવા! અનંત કુમાર ? હું મારું સૈન્ય ભેગું કરું છું. ભલે અમારા સૈન્યની ગતિ મંદ હશે, ભલે તે અન્ય જનો હસી કાઢે, ભલે અમારી સુશિક્ષિત વિલાસી વૃત્તિ વાળી બહેનો તિરસ્કારે પણ જે માર્ગ અમે લીધો છે તે છેવટ સુધી તજવાનો નથી. બનતી તકે અપરિણય સંપ્રદાય એવો તો જાગૃત કરીશ કે પુરૂષો પાઘડી, હેટ, ટોપી, ઉતારી, યા તો સ્ત્રીઓનાં સુવિનીત કેશ સમાન કેશવાળાં ખુલ્લાં મસ્તકો નમાવી યાચના કરશે કે આ અપરિણય સંપ્રદાય આટલેથી અટકાવો. અનંત કુમાર! પુરૂષો શું એમ સમજે છે કે કુમળાં દિલની, લાગણી વશ, મમતાળુ સ્ત્રીઓનાં સૌંદર્યની પ્રશંસાથી, તેમને માટે મીઠા શબ્દોની યોજનાથી, મોજશોખ આદિનાં અનેરાં સાધનોની સજાવટથી, ઉશ્કેરક લેખો, કવિતાઓ વિગેરેથી, સીનેમાનાં ગાયનોથી કે પ્રેમની આર્દ્રભીન વિલાસની વૃત્તિ ઉશ્કેરાય એવી હરકોઇ યોજનાથી તેમને અમારી સ્વાર્થભરી વિલાસી વૃત્તિનાં હર હંમેશ રમકડાં બનાવી તેનો સ્વેચ્છિત ઉપભોગ કરશું! ના, ના એ દિવસો વહી જશે. મેરી કોરેલીની ડાયેનાની જેમ સ્ત્રી માત્રની વિલાસ વૃત્તિ, કામ ભોગની તૃષ્ણા, હૃદયનું લાગણી પ્રાધાન્ય અમે ક્રમે ક્રમે એવું તોડી નાખીશું, સ્ત્રીઓની આંખમાં દ્રષ્ટિગોચર થતા મમતા, વ્હાલ, પ્રેમ સમભાવ એવા નષ્ટ કરી નાખી શું, સ્ત્રીઓનાં અવયવોમાં દેખાતી આકર્ષક મોહિની એવી વિનાશપંથે લઇ જઇશું કે પુરૂષો ને પોતાની વિલાસ વૃત્તિની અતૃપ્તિને અંગે એજ અતૃપ્તિથી ઉત્પન્ન થતા મહા અગ્નિમાં શેકોઇ, ભૂંજાઇ, કોલસા રૂપ બનતાં પંચ મહાભૂતમાં ભળી જવું પડશે." કેતકીનું આખું શરીર બોલતાં બોલતાં આવેગથી ધ્રૂજી ઉઠ્યું. આંખો ચકકર ચકકર ધૂમી રહી. ગંગાનાથ દિગમૂઢ બની ગયો. શાશ્વતી કેતકી સામે જોઇ રહી. અનંત હસ્યો.

"બંને શક્તિઓ છો. માર્કંડેય ઋષિએ એજ સિદ્ધ કર્યું છે. શક્તિઓએજ મહિષાસુરનો સંહાર કર્યો છે. શક્તિઓએ રક્ત

બીજનાં રૂધિર પીધાં છે. શકિતઓએજ શુંભનિશુંભને ભૂમિ-સાત્ કર્યા છે. જો શકિતઓને તમે આ માર્ગે લઈ જઈ શકો તો શ્રીમદ્ જગદ્દગુરૂ શંકરાચાર્યજીને પુનઃ અવતાર લેવાની જરૂર નહિ રહે." અનંતે કહ્યું.

"તમે મશ્કરી માનો છો? ઠીક. માનો. જોયું જાશે." કેતકીના હોઠ આવેગથી ધ્રૂજતા હતા.

"અશકય શબ્દ નેપોલીયને બહિષ્કૃત કર્યો હતો હું પણ ઘણે ખરે અંશે બહિષ્કૃત જ રાખું છું. છતાં—" અનંત બોલતો અટકી ગયો.

"હા— છતાં—બોલો." કેતકીએ કહ્યું.

"બીજી વખત—"

"ના—તો પણ—મને માઠું નથી લાગતું."

"છતાં—વિલાસવૃત્તિ સ્પ્રિંગ જેવી છે. ગમે ત્યારે તે ઊછળે." અનંતે જરા દ્રષ્ટિ નીચી નમાવી કહ્યું.

"હું—સ્પ્રિંગ જેવી છે—એમ?" કેતકીએ અનંત સામે જોયાં કીધું.

"તેમજ—"

"હા—બોલો- તેમજ—" કેતકીએ પાસેની ખુરશી પોતાની નજીક ખેંચી.

"અનેક જન્મ પ્રાપ્ત અને અનષ્ટ એ વૃત્તિ એકાએક આ જન્મે નષ્ટ થાય એ પણ સંભવિત નથી." અનંતે કહ્યું.

"હં—" ગર્વથી ભાર મૂકી કેતકીએ હુંકાર કર્યો "બીજું—"

"ભોગ ઉપભોગ વૃત્તિ સ્ત્રી અને પુરૂષ બંનેને સામાન્ય છે એવું આપણને સૈકાથી દરેક દેશનાં ઇતિહાસોમાં ઉપલબ્ધ થાય છે. એ વૃત્તિ આજની આપણે ઉત્પન્ન કરેલી નથી. પ્રભુ

પ્રેરિત એ વૃત્તિ દરેક જાતિ, માનવ–પશુ–પંખી–કીટ વિગેરેમાં વિદ્યમાન જ છે. તમે ધારો તો મનોબળથી દઢ નિશ્ચયથી અનેરા પ્રચારથી એ વૃત્તિને કેવળ નિયંત્રિત કરી શકો. તેનો સર્વથા વિનાશ અને "યંગ ડાએના" બધી જ યુવતીઓ બને એ મારા મગજમાં ઊતરતું નથી." અનંતે કહ્યું

"હા– પછી –" કેતકીએ કહ્યું. હજી એનો આ વેગ શમ્યો નહોતો.

"કદાચ–"

"બોલો–અટકી ન જાઓ મને માઠું નથી લાગવાનું. બોલો."

"નહિ. તમને માઠું લાગશે જ."

"કદાપિ નહિ. હું ઉશ્કેરાઉં ખરી પણ મારા વિચાર વિરોધી વિચારોથી તે વિચારો પ્રતિ મારું ધ્યાન ખેંચાશે અને મારા વિચારોનાં સંગીન કાર્ય કેવી રીતે કરવાં તે પ્રતિ હું વધુ પ્રયાસો કરી શકીશ." કેતકીએ કહ્યું.

"એમ ?" અનંતે શંકાની નજર નાખતાં પૂછ્યું.

"હા–જરૂર જ."

"તો–કદાચ–કદાચ અપરિણય સંપ્રદાયનાં તમે પોતે જે વૃત્તિને નષ્ટ કરવા તત્પર થયાં છો. અન્ય શક્તિઓની વૃત્તિ નષ્ટ કરવાનો માર્ગ શોધો છો, એવી શકિતઓનું સૈન્ય ઉભું કરવા તલસો છો તેજ તેજ શકિત કદાચ પોતેજ તે વૃત્તિનો ભોગ થતી અપરિણય–સંપ્રદાયનો ત્યાગ કરી, પ્રબળ બુદ્ધિશાળી પુત્રની માતા બને તો મને—"

"નહિ, કદાપિ નહિ. Impossible અશકય. અસંભાવી. આજ તો નહિ, આવતે જન્મે નહિં, કોઈ જન્મે નહિ, કોઈ યુગે નહિ, કોઈ દુનિયામાં નહિ, નહિ નહિજ." કેતકી આવેશમાં ઊભી થઇ ગઈ, ખુરસીને ઠેસ મારતી સિંહણશી ઊભી થઇ ગઇ.

અનન્ત હસ્યો. અલીન્દ્રા ગભરાઈ ગઈ.

"ઉશ્કેરાયાંને ?" અનન્તે હસતાં કહ્યું.

કેતકી જરા શરમાઇ બેસી ગઇ.

"દિલગીર છું, કેતકીબેન ! આજે આપણે આ ચર્ચા નકામી ઉપાડી." અનન્તે કહ્યું.

"ના, ના. એવું કોઇ ખાસ નથી. હું કાંઈ ગુસ્સે નથી થઇ. ફકત મારો નિશ્ચય જણાવતાં હું આવેશમાં આવી જાઉં છું એટલુંજ. છતાં તમે મને આજે ચેતાવી છે, ખરેખર ચેતાવી છે, એટલે કોઇપણ પુરુષની જાળ, મોહિની, હિપ્નોટિક કરન્ટ–મોહકારક પ્રવાહ–હા એની ભોગ નહિ બનું એની પૂરતી સાવચેતી રાખીશજ. I must thank you મારે તમારો આભાર માનવો ઘટે." કેતકીએ ઠંડા પડતાં કહ્યું.

"કોણ જીત્યું ? કોઈબા !" અલીન્દ્રાએ કહ્યું.

"જીતે વળી કોણ ? તું તો ગાંડી છે." શાશ્વતીએ કહ્યું. "આ તો વાતો થાય છે."

"ના ડીબેઈટ હતીને ?" અલીન્દ્રાએ પૂછયું.

"હા-હા-હા-પવન પાતડી ! તારી સ્મરણ શકિત—"

"ગંગાનાથભાઈ હું તમને –હાં" વત્સલા પર નજર પડતાં તે અટકી ગઇ.

"આ નવાં, તાજાં વત્સલા ભાભી—" અલીન્દ્રા બોલતાં શરમાઇ ગઇ.

"હા–હા–!–હા–"ગંગાનાથ હસી પડયો.

અનન્તે હસ્યો. કેતકીથી પણ સ્મિત થઇ ગયું.

"હા-બોલોની બેન ! વત્સલા ભાભી હાજર છે તેથી શું–બોલો–" અનન્તે ઉત્તેજન આપ્યું.

"હા કુમારભાઈ! તેથીજ હું બોલતી નથી નહિ તો બધુંજ બોલી નાંખત." અલીન્દ્રાએ કહ્યું.

"ચાલો, સુલેહનો વાવટો ફરકાવું છું." ગંગાનાથે હસતાં ધોળો રૂમાલ ફરકાવતાં કહ્યું.

"ચાલો, હવે બધા લીંબુનું શરબત પીઓ." નોકર ગ્લાસમાં લીંબુનું શરબત લાવ્યો તે જોતાંજ શાશ્વતીએ કહ્યું.

"ઓહ, જરા લો કેતકી બ્હેન લેમન," અલીન્દ્રાએ દોડી જઈ શરબતનું ગ્લાસ લઈ કેતકી આગળ ધર્યું.

"તે લે–મન કરતી આવી તે લાવની 'મન' ક્યાં છે તારૂં 'મન ?' કેતકીએ લેમન લેતાં કહ્યું.

"મારું મન લઈને શું કરશો? એ તો નાનકડું છે. લેવું હોય તો લ્યો લ્યોને–" બધા તરફ નજર કરતાં છેવટે અનન્ત સામે જોઈને બોલી. "લ્યોને—આ અનન્તભાઈનું. એમનું મન તો અનન્ત છે." અલીન્દ્રાએ કહ્યું.

અનન્તની દૃષ્ટિ એકાએક શાશ્વતી પર પડી. શાશ્વતીની અનન્ત પર પડી. બંનેથી અજાણ્યું સ્મિત થઈ ગયું.

"લ્યો અનન્તભાઈ, તમે કોઈનું મન લેશો કે નહિ? અલીન્દ્રાએ પૂછ્યું.

અનન્ત હસ્યો.

"મારું મન મારે માટે પૂરતું છે. કેમકે તમે કહ્યું તેમ તે અનન્ત છે વળી–" અનન્ત એકાએક અટકી ગયો.

"શાશ્વત છે, સર્વવ્યાપી છે. કેન્દ્રગામી છે–હા–હા-હા–એમજને ?" કેતકીએ પૂછ્યું.

અનન્તે સ્મિત કીધું. બધાએ લેમન લીધું.

"ચાલો, શરૂ કરો, કેતકી બેન !" શાશ્વતીએ કહ્યું.

"તો ગંગાનાથભાઈ–વત્સલા બેન ! મારાં અભિનન્દન. ફરી ફરીને અભિનંદન–" કેતકી એમ બોલી લેમન પીવા માંડયું.

"તમારા "નૂતન સપત્ની પરિણય વિરોધી" સંપ્રદાય માટે મારાં તમને અભિનંદન" ગંગાનાથે ઉભા થઈ બોલતાં લેમન પીતાં કહ્યું.

"અનન્તભાઇ ! હવે તમે બાકી રહ્યા." અલીન્દ્રાએ કહ્યું.

"મારાં તમને અભિનંદન. આજના મિષ્ટાન્નની આગાહી કરવા માટે !" અનન્તે ઊભા થઇ કહ્યું.

"મને અભિનંદન ?"

"તમે જ્યોતિષી છો. વત્સલાબેનના ફોટાનું ઇનામ ભાઇને આપ્યું હતું તે ભૂલી ગયાં ?" અનન્તે કહ્યું.

"ઓહ ! યસ. હું જ્યોતિષી છું, જ્યોતિષી છું. માટે હું મને પણ અભિનંદન આપું છું. વન, ટુ, થ્રી."

એક સપાટે અલીન્દ્રાએ શરબત પીવા માંડયું.



મંડળી ફીટી. અનન્ત પોતાની ઓફિસમાં ગયો. અલીન્દ્રા અને અન્ય વત્સલાની સાથે ગયાં. વસુમતિ ને નંદકુંવરને મંજુલાએ ખાસ બોલાવ્યાં હતાં એટલે તે ત્યાં ગયાં. કેદારનાથે અનન્તને બોલાવી કેટલુંક કામ સોપ્યું ને વેણીલાલ સાથે તે શાકીબાગ ગયો.

કેદારનાથનું ટાઈપીંગ કરવાનું કાર્ય ત્વરાથી અનન્તે પતાવ્યું. યાંત્રિક કાર્ય હોવાથી તે તરતજ કરી શકયો. બીજું ડ્રાફ્ટિંગ, કાચું લખાણ તૈયાર કરવાનું કામ તેણે લીધું. પણ તેમાં તેનું ચિત્ત ચોંટયું નહિ. હરક્ષણ બપોરનો અનુભવ તેની આંખ આગળ તરી આવવા લાગ્યો. કેતકીના સંભાષણની અસર શાશ્વતી પર શી થઈ હશે ? પોતાના બોલવાની અસર પણ એને કેવી થઈ હશે ? પોતાના માટે શાશ્વતીએ શો અભિપ્રાય બાંધ્યો હશે ? એમ વિચારગ્રંથિમાં તે ગુંથાવવા લાગ્યો. શાશ્વતીનું માનસ કેવા પ્રકારનું છે તે સમજવા તેણે પ્રયાસ કરવા માંડયો. એ સમજવામાં તે સફળ થયો નહિ. અમુક સમયના દૃષ્ટિપાત પર સ્મિત પર શો મત બાંધવો ? કેતકીનું માનસ તે તરત જ સમજી શકયો. તે દૃઢ નિશ્ચયી, જરા કઠોર, આવેગવશ, અણુનમ, ઉતાવળી, ઉત્સાહી, સેવા વૃત્તિવાળી, કાર્યકરી બતાવવાના ઉદ્દામવૃત્તિવાળી સ્ત્રી એને લાગી. એને લાગ્યું કે જો કેતકી જેવી પચીસ પચાસ સ્ત્રીઓ હોય અને તે કામે વળગે તો અમુક સમયમાં સ્ત્રી સૃષ્ટિમાં તેઓ જરૂર જ ફેરફાર કરી શકે. કેતકી જેવી દરેક શિક્ષિકાઓ

કન્યાશાળામાં હોય તો જરૂર કન્યાઓનાં માનસમાં પલટો આણે. એનાથી ઉલટું માનસ વિલાસનું. છતાં શું તે યે અણનમ નથી ? બંનેનાં માનસ સરખાં. ફેર એટલો જ છે કે ફક્ત કેતકીમાં વિલાસવૃત્તિનું અનસ્તિત્વ અને વિલાસમાં તેનું પ્રધાન્ય. જો આ રીતે સ્ત્રીમાનસનું દોહન કરીએ તો શાશ્વતીનું માનસ કેવા પ્રકારનું ? એ અણનમ છે ? આવેગભરી છે ? લાગણીવશ છે ? સેવાવૃત્તિ તો ખરી. નહિ તો નર્સીંગ વિગેરેનો અભ્યાસ ન કરે. પણ પુરૂષ પ્રતિ કઠોર છે ? ના. એવા ભાવ એણે કદી પણ વ્યક્ત કર્યો નથી. તો શું ?

વિચારમાં ને વિચારમાં ડ્રાફ્ટિંગ કરવા લીધેલી પેન્સીલ જેનાથી તે રમત કરતો હતો તે પડી ગઇ. નીચાવળી તે લીધી. પાસેના કાગળ પર રાખી તેણે ફરી ડાફ્ટિંગમાં મગજ પ્રેરવા પ્રયાસ કર્યો. પણ મગજ કામ કરવામાં બેકામ બન્યું. તેણે પેન્સીલ કાગળ પર મૂકી દીધી. બગાસું ખાતાં ઉભો થયો. આળસ મરડયું. બારી આગળ જઈ ઉભો. આકાશ તરફ દૃષ્ટિ નાંખી.

ક્ષણભર શૂન્યમનસ્ક તે જોઇ રહ્યો. સૂર્યનાં ત્રાંસા કિરણોથી પૂર્વભાગની વાદળીઓ રતાશ ધારણ કરી હતી. નાનકડી વાદળીઓ સ્ત્રીઓના હૃદયની લાગણીભરી રતાશનું તેને ભાન કરાવી રહી. ધીમે ધીમે રક્ત રંગમાં ભૂરાશ આવવા લાગી.

"અહા ! શું પ્રગશ આટલે સુધી ? શું ઉત્સાહ આટલોજ સમય ? આવેશની મર્યાદા આટલી જ !!" એનું હૃદય બોલી ઉઠયું.

સ્થિર ચાંટેલાં નયનોમાં સૂર્યનાં વક્રીભવન પામેલાં કિરણોએ કાંઇક ઝાંખ આણી. અનન્તનાં નયનો સ્વાભાવિક રીતે વાડીમાંનાં લીલાં વૃક્ષો પર પડયાં.

અજાણ્યે શ્વાસ મૂકાઈ ગયો. એનાં નયનો વૃક્ષની નીલિ-

માનું પાન કરવા લાગ્યા બાજુમાં જરા ખખડાટ થયો. સ્વાભાવિક રીતે અનન્તનાં નયન તે તરફ ફર્યાં.

શાશ્વતી !

એકલી છે. વાડીમાં ફરવા જતી હોય એમ લાગે છે. ચંપલ પહેર્યાં છે. બપોરનાં વસ્ત્રો બદલ્યાં છે. એકલી છે. સાથ આપું ?

અનન્તનું હૃદય પોકારી ઊઠ્યું. એમાં શી હરકત છે ? વિનયે કહ્યું, તારે એને સાથે આપવા જેટલો પરિચય છે ? તું કોણ ? નોકર. શેઠની મમતાથી ઘરમાં સમાન દરજ્જો ભોગવે તેથી શું ? શેઠનાં સંતાન અને નોકરનું અંતર તે અંતર જ. એ અંતર કેમ તૂટે ? ના જ જવું. ન જવામાં જ શોભા.

અનન્ત બારીએ કોણી ટેકવી હથેલી પર દાઢી મૂકી મીઠી નજરે ચાલતી શાશ્વતીની આકૃતિ નિહાળી રહ્યો.

અનન્ત ! તું શું ચિત્રકાર છે કે આ વ્યક્તિને નિહાળે છે ? એકાન્તમાં ફરતી એકાકિની યા અન્ય સમૂહમાં ફરતી સહચારિણીને આમ નિહાળવી શું ઉચિત છે ? તારા હૃદયમાં વિકાર નહિ હોય પણ તેથી શું ? ચિત્રકાર કોઈપણ યુવતીનાં સૌંદર્યનું, અંગ સૌષ્ઠવનું, અવયવોની રચનાનું, વસ્ત્ર પરિધાનનું, હાવભાવનું, અવયવનાં હલનચલનનું વિગેરેનું અનન્ત નિરિક્ષણ કરે, કવિ શુદ્ધ સાત્વિક ભાવે હૃદયથી તેનું ભલે પાન કરે પણ તું નથી કવિ, નથી ચિત્રકાર. તને શો અધિકાર છે આ વ્યક્તિને આમ નિહાળવાનો ?

અનન્તે શ્વાસ મૂકતાં વિનયના અનેક આવા પ્રશ્નોના ઉત્તર આપતાં નિરૂપાય બનતાં દૃષ્ટિ ખેંચી લીધી. મસ્તીએ ચઢેલ ઘોડી પુનઃ પુનઃ લગામ ખેંચવા છતાં સ્થિર થઈ સ્વકાર્યમાં ન પ્રેરાય તેમ આ દૃષ્ટિ પણ પુનઃ પુનઃ એજ વ્યકિત તરફ જવા લાગી.

અનન્ત ! શા માટે તું અહિં આવ્યો ? શા માટે તેં આ નોકરી સ્વીકારી ? ને હવે તું મને બળજોરીથી દમે છે !

અનન્તનાં હૃદયે ઠપકો આપ્યો.

શાશ્વતી મંદ ગતિએ ચાલતી હતી. મોગરાના છોડ પાસે આવતાં ઉભી રહી. ક્ષણભર ખીલેલા બટમોગરાને જોઇ રહી. એક મોગરો ચૂંટવા ગઈ. જાણે મહાપ્રયાસ પડતો હોય તેમ એક મોગરો ચૂંટયો. તેને જોઇ રહી.

"શા માટે એ મોગરો સૂંઘતી નથી ?" અનન્તને પ્રશ્ન થયો. 'મોગરામાં સૌંદર્ય છે એમ ? શું તે એ સૌંદર્ય નિહાળે છે ? સુગંધ દૂરથી આવતી હશે ?" અનન્તને આવી પ્રશ્ન માલિકાથી જાતે જઇને મોગરો ચૂંટી પશ્નનો ઉકેલ કરવા વૃત્તિ થઈ. તે સ્હેજ ફર્યો. પણ પાછો સ્થિર થઈ જોવા લાગ્યો.

શાશ્વતી સ્થિર જ હતી. અન્તે ક્ષણભર ઉભી રહી ચાલવા લાગી. મોગરો હજી તેના અંગુઠા અને આંગળીની વચ્ચે જ હતો.

વાડીનો આ માર્ગ વાંક લેતો અનન્તની બારી તરફ વળતો હતો. શાશ્વતી વળી. એની નજર હજી બટમોગરા પરજ હતી. આખી શરીરાકૃતિ અનન્તની દૃષ્ટિએ પડી.

અનન્તે મજબૂત મન કરી પાછા ફરવા માંડયું. પગ ન ઉપડયા. બારી બંધ કરવા હાથને હુકમ કર્યો. હાથ બેવફા નીવડયા. દૃષ્ટિને નીચી નમવા આજ્ઞા કરી. દૃષ્ટિએ આજ્ઞાનો અનાદર કર્યો. આ ત્રિવિધ અપમાનથી અનન્તનું હૃદય ધડકવા લાગ્યું. મર્યાદા અને વિનય માઠું લાગવાથી ખસી ગયાં. આંખોની પાંપણ હાલતી બંધ થઈ.

શાશ્વતીની મોગરા પર ચોંટેલી દૃષ્ટિ સ્થિર થઈ હતી. તેનું શરીર યંત્રવત્ ચાલતું હતું. વચ્ચે પડેલા નાનકડા પથરા

પર બેઠી આવતાં જરા પગ મચકાયો. શાશ્વતીથી ઝીણી ચીસ પડાઈ ગઈ. ક્ષણભર તે ઉભી રહી.

અનન્તને દોડી જઇ–બારીમાંથી કૂદકો મારી–સહાય કરવા મન થયું. વિનય નાઠો હતો પણ દોડી આવ્યો. અનન્તને વાર્યો. "ગાંડો થા મા. ઉભો રહે." હૃદય જોરથી ધબકારા કરવા લાગ્યું.

શાશ્વતીએ જરા સ્થિર થઇ સ્વસ્થ થઇ ચાલવા માંડયું. નજર સામેની બારી પર પડી. દૃષ્ટિ બારી પર ચોંટી ગઈ.

અનન્ત–કુમાર! હૃદય બોલી ઉઠયું.

અનન્તને વિનયે બારીની અંદર ખેંચ્યો. ચોંટેલા પગ મહામહેનતે ઉપડયા. "વાગ્યું ?" બોલવા જતી જીભને વિનયે પકડી લીધી. પાછળ ફરતાં ફરતાં દૃષ્ટિએ વિનયની આજ્ઞા ન માની. શાશ્વતીને તેણે ક્ષણભર નિહાળી. શાશ્વતીનાં નયનોએ એ દૃષ્ટિને ખેંચી. વિનય બળજોરથી અનન્તને અંદર ખેંચી ગયો. બારણા આગળ ઉભો રાખ્યો. નિર્બળ બનેલા અનન્તે બારસાખનો આશરો લીધો. હૃદયમાં મોજાં જોરથી ઉછળવા લાગ્યાં.

અનન્ત! શું થાય છે? સબળ શરીર, અડગ ધૈર્ય, અખૂટ હિંમત બધાં ક્યાં ગયાં? તારા દિલમાં કાંઇ ચુંથારો થાય છે? વારે વારે શ્વાસ કેમ લે છે? આંખોમાંનું પૂર્વ તેજ કયાં છે! શું તારું હૃદય કાંઇ ગણુણે છે! શું તું કોઈ કાવ્ય રચે છે!! હા, હા. લાગે છે તો કાંઈ એવું જ. બોલ, તારા શબ્દો– શબ્દવિહોણા ભાવ શા કામના! હા–તારાં મુંઝાતા હૃદયને કાંઇ શાંતિ આપ. શું? તારી જિવ્હા કાંઈ ઉચ્ચારે છે!!!–લખી લે, અનન્ત લખી લે.

જાણે અનન્તને કોઇ કર્ણમાં આવું કથન કરતું હોય; કોઇ સાંત્વન, પ્રોત્સાહન આપતુ હોય, માર્ગદર્શન કરતું હોય તેમ

અનન્ત યંત્રની જેમ બારણા આગળથી શ્વાસ પર શ્વાસ મૂકતાં ટેબલ આગળ ગયો. ધ્રૂજતે હાથે પેન્સીલ લીધી. મંદગતિથી ખુરશી પર બેઠો, લખવા પ્રયાસ કર્યો. શું લખવું? અનન્ત! તું લખે છે ખરો. પણ શું આ અક્ષરો તારા છે? તારી આંગળીઓ વેગે ચાલતી નથી, અચકે છે, અસ્થિર છે. તું દાંત દાબી લખ્યે જાય છે. વાંચ જોઉં!

અનન્ત જાણે આવા અદૃશ્ય વ્યકિતના કોઈક શબ્દોથી યંત્રવત્ કાર્ય કરતો હોય તેમ લખેલું વાંચવા લાગ્યો:—

સૂંઘવું જો ના હતું તારે? ચૂંટયું અનેરૂં પુષ્પ તેં કાં?
રાખ્યું ન જો હય્યે જડેલું, કીધું વિખુટું જૂથથી કાં?
અંગૂલિ વચ્ચે રાખવામાં સ્પર્ધા કરી તેં કૃષ્ણની શું?
એ ચક્રસમ નિહાળવામાં આનંદ કેવળ પામતી શું?

અનન્ત! અનન્ત! તને આ લખવાનો અધિકાર શો? નિર્દોષ સ્ત્રીએ એક પુષ્પ ચૂંટયું ને તું વિકારવશ હૃદયે તે નિહાળે છે ને તે પર કાવ્ય, કવિતા, જોડકણાં લખે છે! આનું નામ સદાચાર, સદ્દવૃત્તિ સદ્દવર્તન!! ફાડી નાંખ!

વિનય અનન્ત સામે ઘુરકી જોતો હોય, અનન્તને હિપ્નોટાઇઝ કરતો હોય, આજ્ઞા કરતો હોય, અનન્ત નિર્બળમની તેને વશ થતો હોય તેમ એકાએક કાગળ ફાડી નાંખવા ગયો. પણ હૃદય ધડકયું. અનન્ત થોભ્યો. ઊંડો નિઃશ્વાસ નાંખ્યો. કાગળ ટેબલ પર મૂકયો, ઉપર વજન મૂકયું. ઊભો થયો, ટટ્ટાર બન્યો. "હસ્તલિખિત પ્રતો કયાં છે?" એમ ગણગણતો તે પ્રતો શોધવા લાગ્યો. કૃત્રિમ વેગ આણવા હાથ ઉંચા નીચા કરી કસરત કરતો હોય તેમ બબડયો:— "મન સ્થિર થા. હું આજ્ઞા કરું છું, તું તારે કામે લાગ. હસ્તલિખિત પ્રતોમાં તું સ્થિર થા."

ફરી અનન્ત શોધવા લાગ્યો. ન જડી.

"આહા! અહિં ક્યાંથી હોય!! એ તો મેં શેઠને આપી હતી તે એમની ઓફિસમાં જ હશે. પહેલા પ્રકરણના મુદ્દા તો નોંધી લઉં–"

અનન્તે પગ ઉપાડયા. એકાએક હૃદય અને મન બંને તેના કહ્યાગરા નોકર હોય તેમ તેને વશ થયા. અનન્ત કેદારનાથની ઓફિસમાં ગયો. અનન્તની ચેષ્ટા, હૃદયોન્માદ, મનોનિગ્રહ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કોઇ બે નયનો નિહાળી રહ્યાં છે. એ નયનો નિશ્ચેષ્ટ છે. જાણે તે એકલાં જ છે. તેના સહચર અન્ય અવયવોથી રહિત છે. જાય છે અનંતની પાછળ પાછળ. અનન્ત શું શોધે છે તે નિહાળે છે.

અનન્ત આમ તેમ બે ચાર દષ્ટિપાત કરતાં પ્રતો પ્રાપ્ત કરે છે. એક ઉઘાડે છે. ઉભો ઉભો વાંચવા જાય છે. દષ્ટિ એ ઓરડાની બારી તરફ સ્થિર થતાં ભાવશૂન્ય બને છે. પ્રતો નીચે સરી પડવાની તૈયારી છે.

"કુમાર! પ્રતો પડી જશે."

શબ્દો સાંભળતાં અનન્ત ચમકયો. પ્રતો નીચે પડી. પ્રતો લેવી એ કર્તવ્ય કે બોલનાર વ્યક્તિ કોણ છે એ જાણવું એ કર્તવ્ય!!

અનન્તની દષ્ટિ એ બે નયનો પર ચોંટી ગઇ.

એનું હૃદય ધડકયું.

"મેં કહ્યું ને! પ્રતો પડી જશે. પડી ગઈ. લ્યો." આવનાર વ્યકિત આવી. પ્રતો તેણે લીધી. અનન્તના હાથમાં મૂકી.

"આભાર. થેંકયુ" અનન્તથી ન બોલાયું. ફક્ત દષ્ટિક્ષેપ સ્થિર રહ્યો.

"જુઓ, આ પ્રતનું મુખપૃષ્ઠ વળી ગયું છે." તે વ્યક્તિએ કહ્યું.

"અનન્તને ભાન આવ્યું. પ્રત જોઇ મુખપૃષ્ઠ સીધું કર્યું.

"બહાર નથી ગયા ?–હું–ફરવા ?" તે વ્યક્તિએ પૂછ્યું.

અનન્તે હૃદય પર પ્રસરેલી વાદળની છાયાને પ્રબળ પ્રયાસે દૂર કાધી. સ્વસ્થ થયો છતાં આ બે ક્ષણ એને બે યુગ જેટલી લાંબી લાગી હતી.

"નાજી" અનન્તે સ્વાભાવિક સ્મિત કરતાં ઉત્તર દીધો.

"તો–હમણાં આ પ્રતોને શું કરશો ?" તે વ્યકિતએ પૂછ્યું.

"જી–મારે–મારે એના મુદ્દા તારવવા છે." અનન્તે કહ્યું.

"તમને વૈદકનો તો શોખ નથી પછી ?"

"હાજી–નાજી–ના. મને શોખ–શોખ તો નહોતો જ પરંતુ છેલ્લા ચારેક દિવસથી, ના–શેઠે ફરમાવ્યું છે કે મારે હસ્તલિખિત પ્રતો લાવવી અને પછી–"

"હા. એ હું જાણું છું. તમાને ઉંઝા, ગોંડળ વિગેરે ઔષધ બનાવનારી ફાર્મસી જોવા જવાનું છે. પણ તમને એ વિષયમાં રસ નથી છતાં ભાઇએ તમને એમાં રોકયા છે એ ઠીક નથી."

"નાજી–મને એ કાર્ય ગમે છે. આપ જાણતાં હશો કે મારા પિતાશ્રીએ મને વૈદક પદ્ધતિસર શાસ્ત્રીય રીતે શીખવા ઘણું ઘણું–"

"હા–એ હું જાણું છું. પરંતુ તમોને તે પ્રસંદ નહોતું અને કદાચ નથી જ. શા માટે તમારે આ વેઠ કરવી ઘટે ?"

"વેઠ ?"

"હાસ્તો. જેમાં રસ ન પડે ને તે કાર્ય કરવું પડે તે વેઠ જ ને ?"

"નાજી. આપની કદાચ ભૂલ થતી હોય. મને આ કાર્યમાં રસ પડે છે."

તે વ્યક્તિ હસી.

"રસ પડતો નથી એમ કહોને! કદાચ નોકરી જાય એ ભય લાગતો હશે!"

"નાજી. ભય! મને ભય નથી" અનન્તે જરા સગર્વ કહ્યું. અવાજ કઠોર થયો. પણ એ એક સ્વાભાવિક રીતે તે મૃદુ થઈ ગયો. "ક્ષમા કરજો. મેં કોઈ દિવસ ભયથી ધડકતા હૃદયે નોકરી કરી નથી."

"તો પછી જે કાર્યમાં રસ નથી તે કાર્ય શા માટે કરો છો? શું તે આત્મમર્દન નથી?"

"નાજી. મેં કહ્યુંને કે આ કાર્યમાં મને હવે રસ પડે છે. હું પોતે–કદાચ આ વિષયમાં નિષ્ણાત થઈશ." અનન્તે કહ્યું.

પ્રતિવ્યક્તિનાં નયનો અનન્તનાં નયનોમાં મુગ્ધ બન્યાં. તેનાથી સ્મિત થઈ ગયું.

"કુમાર!—કુમાર કહું છું તેમાં અસભ્યતા તો નથી લાગતીને?"

"નાજી. કુમાર શબ્દના તમારા ઉચ્ચારમાં મને અમૃત કુંભ—" અનન્ત અચકયો.

વિનયે એના કર્ણમાં ઘંટાનાદ કર્યો કે "મૂર્ખ! તું શું બકે છે!"

પ્રતિવ્યક્તિ હસી પડી.

"શું કહ્યું! કુમાર! મારા શબ્દોચ્ચારમાં અમૃતકુંભ–" તે વ્યક્તિ અનિમિષ નયને જોઈ રહી.

"ક્ષમા કરશો. ગંગાનાથજી પણ મને કુમાર શબ્દે સંબોધે છે ને તે મને ઘણું ગમે છે તો આપ એમ સંબોધન કરો તો તે વધુ—" અનન્ત પાછો અચકયો. વિનયે તેની જીભ ખેંચી.

"હા–હા–હા– પણ ગંગાનાથ ને તમે બે જણ તો મિત્ર જેવા છો. મારાથી તમારી રજા વિના તમને કુમાર સંબોધન ન થાય."

"કેમ! આ ન ગંગાનાથજીનાં ફોઇ છો. આપનો અધિકાર ગંગાનાથજી પર હોય તો મારા પર હોયજ."

"તમે તમારા પૂર્વ સ્વરૂપમાં આવી ગયા એથી મને આનંદ થયો." શાશ્વતીએ કહ્યું.

"કેમ! હું મારા સ્વરૂપમાં નહોતો?" અનન્ત ચમકયો.

શાશ્વતી અનિમિષ નયને જોઈ રહી. અનન્ત વિચારમાં પડયો. "આ નયનો શાશ્વતીનાં છે કે તે કામનાં નયનો ઉછીનાં માગી લાવી છે!!

"ના. મને લાગ્યું કે કદાચ બપોરનું મિષ્ટાન્ન તમને પચ્યું નથી. મારી નજરે તમે અસ્વસ્થ દેખાયા. તમે બારી આગળ હવા લેતા હતા. ઓરડામાં આંટા મારતા હતા. ગમગીન ચહેરે બારણામાં ઊભા હતા. મહાપરિશ્રમે તમે ચાલતા હતા. ખુરશીપર બેસતા હતા. લખતાં લખી શકતા નહોતા. કવચિત આંખમાં પાણી આવી જતાં હતાં. લખેલું ફાડી નાખવા જતા હતા. આળસ મરડતા હતા. કસરત કરતા હતા. આ–આ–આ બધું" શાશ્વતીના ગળામાં કાંઇક ખટકયું. તેણે નાનકડી ઉધરસ ખાધી. "–મને લાગ્યું કે તમારે દવા લેવી જોઇએ. હું તે માટે તમને કહેવા આવતી હતી ત્યાં તમે આ ઓફિસમાં આવી કાંઇ શોધતા હતા. પછી–પછી વાત કરતાં તમે પૂર્વસ્વરૂપમાં આવ્યા એટલે મને શાંતિ થઈ." શાશ્વતીએ કહ્યું.

"સૂર્યનું પશ્ચિમ સ્વરૂપ અંધાર વ્યાપતાં લુપ્ત થતાં પ્રભાતે પૂર્વ સ્વરૂપજ પ્રાપ્ત કરે છે!" અનન્તથી બોલી જવાયું.

શાશ્વતીએ સ્મિત કીધું.

"તમે કવિતા ક્યારથી લખવા માંડી?"

શાશ્વતીના અણધાર્યા પ્રશ્નથી અનન્ત ચમક્યો. એકાએક ખીસામાં તેણે હાથ નાખ્યો.

"કેમ! આમાં ચમકવાનું શું છે?"

"નાજી. ખાસ કાંઇ નથી"

"અત્યાર સુધીમાં તમે કેટલી કવિતા લખી હશે?"

"એકે નહિ."

"એક પણ નહિ?"

"નાજી."

"તો આ લખવા માંડી તે પહેલી જ?" શાશ્વતીએ હાથમાંનો કાગળ અનન્ત સમક્ષ ધર્યો.

અનન્ત જોઈ રહ્યો.

"આપે મારા ટેબલ પરથી આ લીધા?"

"હવે ક્ષમા માગવાનો મારો વારો છે. તમે જે સ્થિતિમાં લખતા હતા તે સ્થિતિ મને ઘણી ઘણી અસહ્ય લાગી. તમે માંદા છો ને કદાચ પિતા પર પત્ર લખતા હશો એમ લાગ્યું. છતાં લખવાનું એકદમ છોડી તમે આ ઓફિસમાં આવ્યા તેથી મને થયું કે કુમાર માંદા હશે તો મ્હોંએ નહિ બોલે માટે લાવ જાણી લઉં કે એનું દર્દ શું છે. ત્યાં તો આ કવિતા નીકળી." શાશ્વતી હસી પડી.

"આપનો પ્રયાસ સફળ ન થયો" અનન્તે સ્મિત કર્યું.

"સફળ એટલોજ થયો કે તમે કવિતા કરો છો એવી ખબર પડી." હસતાં શાશ્વતીએ કહ્યું.

"ને નિષ્ફળ એટલોજ ગયો—" વિનયે પુનઃ અનન્તની જીભ ખેંચીને કહ્યું કે દીકરા અનન્ત મૂર્ખામી મા કર. આ તને છાજતું નથી.

"હા–કેટલો નિષ્ફળ ગયો ?" શાશ્વતીએ પૂછયું.

"નાજી. નિષ્ફળ નથી ગયો."

"જૂઠું બોલો છો. તમને શી માંદગી છે તે જાણવામાં હું નિષ્ફળ ગઈ છું."

અનન્તથી જરા નીચું જોવાઈ ગયું.

"મને કોઈ માંદગી નથી. હું સાજો છું, સારો છું, સબળ છું." છેવટે એણે કહ્યું.

શા માટે એને આવા પ્રશ્નો પૂછે છે ? શાશ્વતીને કોઈ દિવસ અનન્તે છૂટીજીભે બોલતી સાંભળી નહોતી, એ ઘણું ઓછા બોલી છે એમ એ માનતો હતો. આજે એની એ માન્યતા ખોટી પડી. પણ આવી પ્રશ્નાવલિ તે શા માટે કરે છે ! મારી તમામ સ્થિતિનું એણે બારીકીથી અવલોકન શા માટે કર્યું હશે ? એ પરથી એણે શું અનુમાન કર્યું હશે ? ગંગાનાથને કે કેદારનાથને કે વસુમતિને એ વધુ કહેશે તો એ બધાં એને માટે શો અભિપ્રાય બાંધશે ? બારી આગળ ઊભા રહી શાશ્વતીને નિહાળ્યાં કીધી ન હોત ! !–હા–આજ મારો ભયંકર પ્રમાદ. મેં શા માટે એમ કીધું. મોટી ઉમરની કુમારિકાની ચેષ્ટા નિહાળવાને મને શો અધિકાર ! ! અનન્તનું હૃદય આ તરંગે ઘૂમવા લાગ્યું.

"હજી હું એમ બી. બી. એસ. નથી થઈ એટલી મારી ખામી છે. નિદાનમાં કાચી છું." શાશ્વતીએ કહ્યું.

અનન્તે સ્મિત કીધું.

"વારુ, આ કવિતાનો અર્થ સમજાવશો ?"

અનન્ત ચમકયો. અનન્તને સ્થળે જો કોઇ બીજો નિર્બળ મનોનિગ્રહવાળો પ્રેમના તરંગે ચઢેલો યુવક હોત તો તેણે કયારનુંય શાશ્વતીના ચરણમાં માથું મૂકયું હોત. અનન્તને

ઉલટોજ વિચાર આવ્યો. જરૂરજ શાશ્વતી મને ચકાસે છે. હું અસર્જન છું, સભ્યતા વિહીન છું, નિર્બળ ચારિત્ર્યનો છું એમ એ માને છે. મારી પાસેજ કબૂલાવવા માગે છે કે હું—હું—મારૂં વર્તન અપવિત્ર છે. મેં એને બારીમાંથી જોઈ તે એને ગમ્યું નથી. એણે મારી ચેષ્ટાઓ નિહાળી પરન્તુ તે ચેષ્ટાનો અર્થ એણે પોતાને અપમાનજનક ગણ્યો છે. ફિકર નહિ. હું મારો અપરાધ કબૂલ કરીશ, ક્ષમા માગીશ. ફરીથી એની સન્મુખ નહિ થાઉં.

"આમ આવશો? લ્યો બેસો આ ખુરશી પર. હું અહિં બેસું છું." શાશ્વતીએ એક ખુરશી અનન્તને આપી. પોતે બીજી લીધી. "બેસો"

"શાશ્વતી! આ કવિતાથી આપને માઠું લાગ્યું છે?" અનન્તે ખુરશીપર ન બેસતાં ગમગીન અવાજે, ગમગીન દૃષ્ટિ નાખતાં કહ્યું.

"કુમાર! બેસો તો ખરા! મેં કહ્યુંને કે તમારી તબિયત ઠીક નથી. બેસશો તો બધુંજ સમજાશે." શાશ્વતીએ કહ્યું.

અનન્ત બેઠો. જડવત્.

"બોલો, આ પહેલી લીટીમાં સુંઘવાંની વાત કીધી છે તે કયું પુષ્પ?" શાશ્વતીએ પૂછ્યું. શાશ્વતીની ધૃષ્ટતા આટલી બધી છે એવું અનન્તને અત્યારે ભાન થયું. જે યુવતી તેને મિતભાષિણી દેખાતી હતી તે આટલી નીડર, આટલી ધૃષ્ટ, આટલી સબળ હૃદયની છે તે મેડીકલ કોલેજનાં વાતાવરણથી કે ઘરના સંસ્કારથી!!

"આ કયા પુષ્પની વાત છે એ તો તમારે કહેવું જોઈએને?" શાશ્વતીએ પૂછ્યું.

"આપને આ કવિતાથી માઠું લાગ્યું હોય તો..."

"હા. હા. હા. તમે કવિતા લખો તેમાં મને શાનું માઠું લાગે? મારે ને કવિતાને શો સંબંધ!" શાશ્વતીએ કહ્યું.

અનન્ત જોઇ રહ્યો. ખરેખર શાશ્વતી કોઇ પ્રબળ સ્ત્રી વ્યક્તિ છે એમ તેને લાગ્યું.

"કદાચ તમને આ કવિતા સાથે સંબંધ હોય." અનન્તે સ્પષ્ટ થવા માંડ્યું.

"કેવી રીતે ?"

"તમે વાડીમાં આવ્યાં ને બટમોગરાનું એક પુષ્પ ચૂંટયું."

"ઓહો ! એમાં શું ? એમ તો હું ઘણીવાર ચૂંટું છું." શાશ્વતીએ કહ્યું.

"તમે તે સૂંઘ્યું નહિ એ મને ઠીક ન લાગ્યું એટલે મેં પહેલી લીટીમાં એવું લખ્યું." અનન્તે ચોકખું કહ્યું.

"એટલે પુષ્પ ચૂંટનારે તે સૂંઘવુંજ જોઇએ એમ તમે માનો છો ? માળી પુષ્પો ચૂંટે છે તે સૂંઘવા માટે નહિ પણ વેચવા માટે." શાશ્વતીએ કહ્યું.

અનન્તથી નિરાશાનો શ્વાસ મૂકાઇ ગયો.

"તમે એક પુષ્પ વેચી દેવા માટે ચૂંટયું હતું?" અનન્તના સ્વરમાં દુઃખાર્તનાદ ઝણઝણી રહ્યો હતો.

"હા. હા. હા. હા." કુમાર ! હું તે માલણ છું ? હા. હા. હા." શાશ્વતી હસી.

શાશ્વતી ડોકટર થવા લાયક છે કે વકીલ તે અનન્તથી સમજાયું નહિ. એ તે નિદાન કરે છે કે 'ક્રોસ' તે સમજાયું નહિ.

"માલણ હોઉં તો એકજ પુષ્પ ન ચૂંટું" શાશ્વતીએ કહ્યું.

"હાજી." અનન્તે સાવધ રહેવા માંડ્યું.

"હવે મેં સૂંઘ્યું કેમ નહિ એ તમે જાણવા માગો છો ખરું ને ! જે પુષ્પની ફોરમ દૂરથી આવતી હોય તેને નાક સુધી લઇ જવું એમાં શું ડહાપણ ?" શાશ્વતીએ વક્રદૃષ્ટિથી જોતાં પૂછ્યું.

"જી–તો પછી જે પુષ્પ તેના જૂથમાં પડયું હોય તે ત્યાંથી ફોરમ પ્રેરી શકે છે તો તેની ફોરમ તેને ચૂંટયા વિના લેવાથી હોય તો તેને ચૂંટવાની શી જરૂર ?" અનન્તે પૂર્વ સ્વરૂપમાં આવતાં પૂછ્યું.

"ખાસ જરૂર, કેમકે ચૂંટનાર મનુષ્ય—હું–ત્યાં ઊભી રહું ત્યાં સુધીજ તે પુષ્પ જૂથની ફોરમ ગ્રહણ કરી શકું. મારે ત્યાં ઊભા રહેવું નહોતું આગળ ચાલવું હતું એટલે મેં ચૂંટયું." શાશ્વતીએ કહ્યું.

"એકજ કેમ ?"

"એકની ફોરમ પુરતી છે. અનેકની ફોરમ તીવ્ર બને છે. મને એક પુષ્પ ગમે છે."

"ને તે બટમોગરાનું ?"

શાશ્વતી નિરૂત્તર રહી.

"ગુલાબનું નહિ ?"

"ગુલાબનાં પુષ્પની પાંખડીઓ ખરી જાય. બટમોગરાની પાંખડીઓ ઘટ ને સ્થિર રહે." શાશ્વતીએ કહ્યું.

અનન્તનાં નયન બારી પર ચોંટયાં.

"આ કવિતા કયારે પૂરી કરશો ?"

"હું કવિતા કરતોજ નથી. આ અનાયાસે લખાઈ ગઇ છે ને તે તમારા પર ને તેથી ક્ષમા માગું છું." અનન્તે કહ્યું.

"પ્રથમ કવિતા લખતાં અક્ષરો વાંકાચૂંકા આવતા હશે નહિ વારૂ ?" શાશ્વતીએ નવીન પ્રશ્ન પૂછયો.

"હેં" અનન્તે પોતે લખેલા અક્ષરો જોયા. જરૂર તે તેના સ્વાભાવિક અક્ષરો જ નહોતા.

"તમે મારા પ્રશ્નનો ઉત્તર ન આપ્યો." શાશ્વતીએ કહ્યું.

"આવા અક્ષરો કેમ લખાયા તે હું સમજી શકતો નથી" અનન્તે કહ્યું.

"હવે જ્યારે કવિતા લખો ત્યારે સારા અક્ષરેજ લખજો."

"મને લાગે છે કે આ અધુરી કવિતા મારી પહેલી ને છેલ્લી જ છે" અનન્તે બારી સામે જોતાં કહ્યું.

"કેમ ?"

"મારે આપના જેવાં માટે આવી કવિતા લખવી ન જોઇએ."

"હાં. તમે એમાં 'તે' તુંકાર કર્યો છે માટે. અહં કવિતામાં તો 'તુ' કાર સારો લાગે." શાશ્વતીએ કહ્યું.

"પણ આપની ચેષ્ટા જોવાનો મને અધિકાર નથી. હું કવિ નથી, ચિત્રકાર નથી. મેં આપની ચેષ્ટા જોઇ. કવિતા મારાથી લખાઈ ગઈ. એ મારો પ્રમાદ છે." અનન્ત કવિતાના કાગળ લઇ ફાડી નાખવા ગયો.

શાશ્વતીએ સમડીની ઝડપથી એ કાગળ અનન્તના હાથમાંથી લઈ લીધો.

"આવું કરવું તમને ન છાજે. તમે સ્ત્રી વ્યક્તિ તરફ માન ધરાવો છો. આ તો દેવી છે. કાવ્યદેવી. એનું આવું અપમાન કરવું ન છાજે." ઠપકાની નજરે પણ સ્મિત કરતાં કવિતાનો કાગળ ઘડી વાળી પોતાના હૃદયભાગ પર બ્લાઉઝમાંથી સેરવી દેતાં શાશ્વતીએ કહ્યું.

અનન્ત જોઇ રહ્યો.

"આપને હું ઉદ્ધત લાગ્યો હોઇશ પરન્તુ આ કવિતા અન્યના હાથમાં જાય એ ઠીક નથી, મને આપી દો." અનન્તે જરા ગળગળા થતાં કહ્યું.

"એ કવિતા અત્યારે પૂરી કરો."

"એથી હું વધુ અપરાધી બનું."

"તો પછી ફુરસદે કરજો." શાશ્વતીએ ઊભા થતાં કહ્યું.

"કદાચ તેમ નહિ બની શકે."

"તો આ અપરાધની ક્ષમા નહિ મળે. કવિતા પૂરી નહિ કરો તો બેવડા અપરાધી થશો. અધુરી કવિતાની નકલ તમને હું આપીશ. પણ અક્ષર ઉકેરવીને કાઢજો." શાશ્વતી સ્મિત કરતી અનન્તનો ઉત્તર લીધા વિના ઝડપથી ચાલી ગઈ.

અનન્ત જોઈ રહ્યો.

આ તે શક્તિ કે વ્યક્તિ ! ! એનું હૃદય પોકારી ઉઠયું.



"અનન્ત!" બીજે દિવસે કેદારનાથે ઑફિસમાં અનન્તને બોલાવતાં કહ્યું. "ઉંઝા જવાનું બે દિવસ મોકુફ રાખજે. નરોતમ શેઠ આજ આવ્યા છે."

"જી" અનન્તે નમન કીધું.

"પેલો ડ્રાફ્ટ તૈયાર થયો?"

"જી. આ રહ્યો."

કેદારનાથે ડ્રાફ્ટ લીધો. વાંચ્યો. ગમ્યો.

"ટાઈપ કરી દેજે."

અનન્તે ડ્રાફ્ટ લઈ જવા માંડ્યું.

"સ્હેજ ઉભા રહો,"

અનન્ત ઉભો રહ્યો.

"આયુર્વેદિક ડ્રગ ફાર્મસી વગેરે આ પાંચ કામ્પેનીઓના અસલ રિપોર્ટો છે, એ બધામાં સમતા અને વિષમતા ક્યાં છે તથા તેની દરેકની સ્પેસ્યાલીટી શી છે તે કાઢી મૂકજે."

કેદારનાથે પાંચ રિપોર્ટો અનન્તને આપ્યા.

"હં. આ ઓીજ કોટનને જવાબ લખવાનો છે." કેદારે એક બીજું નાનકડું બંડલ અનન્તને આપ્યું. બરાબર સ્ટડી કરી મને કહેજો.

અનન્ત ગયો. કેદારે કેટલુંક કામ કીધું અને પછી બંગલામાં ગયો.

નરોત્તમ એને આપેલા ઓરડામાં સોફા પર પડયો પડયો છાપું વાંચતો હતો. પાસે ટીપોઇ પર ટ્રેમાં ચ્હાનો પીધેલો પ્યાલો તથા કીટલી પડેલાં હતાં. નોકર તે લઇ ગયો.

"શેઠ પધારે છે." નોકર કહેતો ગયો.

"આવો, આવો." નરોત્તમ હાથ જોડતો ઉભો થઈ કેદારને બારણામાં દાખલ થતાં જોઈ સામે ગયો.

"બિરાજો, બિરાજો. આપ શ્રમિત હશો. તસ્દી ના લ્યો." કેદારે સસ્મિત સામા નમસ્કાર વાળતાં સોફાચેર ખસેડી નરોત્તમને સોફાપર બેસવાનો આગ્રહ કરતાં કહ્યું.

બંને જણ બેઠા.

"આપણે ઘણે ઘણે સમયે મળ્યા." નરોત્તમે કહ્યું.

"જી. હા. જુના પ્રસંગોની યાદ પ્રભુ અકસ્માત કરાવે છે." કેદારે હસતાં કહ્યું.

"ને આપણે સુદામા કૃષ્ણની જેમ હાં. તને સાંભરે રે. એમ તે યાદ કરીએ છીએ." નરોત્તમે હસતાં કહ્યું.

"હા, હા, હા," કેદારે હસતાં નરોત્તમનું કથન સ્વીકાર્યું.

"પણ હવે કયાં આપણો જમાનો અને કયાં આ જમાનો. ઘણો ઘણો ફેર પડી ગયો શેઠ," નરોત્તમે કહ્યું. "જૂની આંખે નવું જોવાનું આવ્યું."

"કાળચક્રની ગતિ તો ચાલ્યાં જ કરે, **नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण** કેમ આપણને પ્રો. ભંડારકરે એ લીટી પર કેવું સુંદર ભાષ્ય કર્યું હતું, યાદ છે ને?" કેદારે કહ્યું.

"અરે-હા. ને તે કાળજામાં જડાયેલું અત્યારે સૂર્યનો પ્રકાશ ફેલાવી રહ્યું છે- આર્થિક દૃષ્ટિએ નહિ પણ" નરોત્તમ આગળ બોલી ના શકયો.

"હા. હા. સન્તો યા મહા પુરૂષોનાં વાકયોને મહાવાકય કાંઇ અમસ્તાં કહેવાય છે? એ વાકયોનો આત્મા તે સત્યનું સાતત્ય." કેદારે કહ્યું.

નરોત્તમ સિલિંગની કારીગરી નિહાળતો હોય એવું કેદારને લાગ્યું.

"ખરૂં જ. ખરૂં જ." નરોત્તમે કેદાર સામે જોતાં થોડીવારે કહ્યું. "પરંતુ એ સત્ય અને તેનું સાતત્ય એ બંનેનું ભાન અનુભવ જ કરાવે છે. નાના મોટા લેખકો આવા પુરૂષોનાં આવાં વાકયોનાં સત્ય અનુભવ્યા વિના જ બીજા શબ્દોમાં ઝોકયા જાય છે. પરંતુ એ સત્યનું રહસ્ય એ સત્યમાં રહેલો આનંદ તો એ સત્યના અનુભવ થતાં જ આવે છે" નરોત્તમે વિશેષ ટિપ્પણ કર્યું.

"છે જ. સત્ય અવિનાશી ના હોય તો તે સત્ય નથી જ. આનંદ અવિનાશી ના હોય તો તેની પછી ગમગીની વિષાદ છે જ અને તેમાં જો ચૈતન્ય ના હોય તો તે આનંદ આનંદ સંભવી શકતો જ નથી. આથી જ સત ચિત્ આનંદ અમુક અનુભવે એક બીજાનાં પર્યાય બને છે." કેદારે કહ્યું.

"'આનંદ' જેવો તમે સમજો છો તેવો આ સંસારમાં ભાગ્યે જ લોકો અનુભવે છે. એમને મન સિનેમા જોયો ને આનંદ મળ્યો તે આનંદ. સુંદર કપડાં પહેર્યાં, દિલ રાજી થયું એ આનંદ. ચોપાટી પર કે રેસ્ટોરોમાં જીભના ચટાકા કીધા તે આનંદ. વિલાસી બની વિલાસ ભોગવ્યા તે આનંદ. સાત્વિક આનંદને તામસિક દૃષ્ટિથી જોવા માંડયા ને આનંદનું ખરું સ્વરૂપ ભૂલવા માંડયા. શેઠ! વિલાસપ્રિય મનુષ્યનો વિલાસનો આનંદ કેટલી વિપળ, પળ કે ઘડી સુધી રહે છે? એ ક્ષણિક આનંદ લીધો, અમુક સમય ગયો કે પછી આનંદ પ્રાપ્ત કરવા વૃત્તિ જાગે છે. બ્રહ્મચારીનો આનંદ! એ આનંદ સતત રહે છે. એ

આનંદની કલ્પનામાત્ર પણ વિલાસપ્રિય માનવને ક્યાંથી આવે ?" નરોત્તમ જરા ઉશ્કેરાતાં બોલ્યો.

"બરાબર છે. તદ્દન સાચું છે." કેદારે ગંભીરપણે કહ્યું.

"અને-અને-આ ધૃષ્ટતા તો જુઓ. વિલાસપ્રિય માનવ સંસારની રૂઢિતો ઠીક પણ સમાજનાં બંધારણ તોડી છિન્ન ભિન્ન કરી નાખતો હોય તેમ છાપામાં ખુલ્લો પત્ર-વાહિયાત પત્ર પોતાની પત્નીને લખે છે તે-"નરોત્તમે આવેશમાં આવી જતાં ગુજરાતી છાપું કેદાર સમક્ષ ધર્યું.

"જી. મેં વાંચ્યું. મોહનલાલથી એ એક પગલું આગળ વધે છે. પોતાની પત્નીને ચાર છોકરાં હોવા છતાં તે પેલી પારસી કન્યાને પરણ્યો અને હવે પત્નીને બીજો મનગમતો પતિ કરવાની પોતે છૂટ આપે છે એ સંબંધમાં છે તેજ ને ?" કેદારે કહ્યું.

"હા-જી-હં-પરમ દિવસનું આ છાપું છે. પણ શી ધૃષ્ટતા છે ? કેવળ વિકારવૃત્તિને પોષતાં લગ્ન કરવા ફરજ પડી તે કીધાં. પોતાનાં છોકરાં પર અને સમાજ પર શી અસર થશે તેનો વિચાર પણ ન કીધો. હવે નફ્ટ બની પોતાની પત્નીને જાહેર ખુલ્લો પત્ર લખવામાં પોતાની હોશિયારી, અક્કલ, ભણતર અને સંસ્કારોનાં રણશીંગડાં ફુંકે છે કે તું મારી પત્ની હવે નથી. તું ફાવે તે પુરૂષ સાથે લગ્ન કરે તેમાં મને લેશમાત્ર વાંધો નથી. પણ મારા દીકરા સમજતા નથી કે ચાર છોકરાંનું શું ? તે કયો બીજો થનારો ધણી રાખવાનો હતો ? પોતે તો બૈરી પાસે છોકરાં જણાવવાની હોશિયારી કીધી પણ તેને પાળી પોષી મોટાં કરી કેળવવાની જોખમદારીમાંથી છટકવાની આ યુક્તિ કીધી. શો જમાનો આવ્યો છે ! પાશ્ચાત્ય સુધારાનું ઉપલકીઆપણું લીધું પણ તેમાં જે કાંઈ રડ્યુંખડ્યું ચારિત્ર્યબળ છે તે સ્હેજે ન લીધું. ફરજ શબ્દમાં રહેલાં અર્થગાંભીર્યનો રજમાત્ર પણ ખ્યાલ આ લોકોને સ્વપ્ને પણ નથી." નરોત્તમે કહ્યું.

"હવે શેઠ! બે ચાર દાખલા પરથી આપણે—"

"ના, ના, જ્યાં એક પણ દાખલો નહોતો ત્યાં બે ચાર થયા તો બે ચારમાંથી બારસો ને બારસોમાંથી બાર લાખ એજ ને?" નરોત્તમે કહ્યું.

"સમાજ એનો તોડ લાવશે."

"શું લાવશે. હવે સમાજ ગમે તેમ વર્તન કરે. મારે તો મારી પડી છે. તમે મને કેટલીક સહાય કરી છે. અનાથાસે અનન્ત તમારે ત્યાં છે તે–ને ગંગાનાથજી એનો મારે પરિચય થયો. એમણે બનતું કીધું છે. હવે આપ જાણો છો કે મારા ઘરમાં, આપના ઘરમાં છે તેમ કોઈ વસુમતિ બેન નથી. નલિની ડાહી ને સમજુ છે. બધું ચલાવે છે ને ચલાવશે છતાં લાગણીવશ છે. શાશ્વતી બેનને એક વર્ષતો મુંબઈ રહેવાનું જ છે. તો શા માટે મારાં મહેમાન ન રહે? બંને લગભગ સમાન વયનાં છે. આપે મને એક વધુ સહાય કરી છે એમ હું માનીશ." નરોત્તમે કહ્યું.

"એમાં સહાય જેવું કાંઈ નથી. મારી ફરજ છે. સ્ત્રી-વ્યક્તિ સ્ત્રીવ્યક્તિના હૃદયનો ભાર તુરત હલકો કરી શકે. ટૂંક મુદત હોય તો તો ઠીક પરન્તુ આપને—"

"કેદારનાથ! નાણાંની તમને ખોટ નથી, મને નથી. ઈશ્વરકૃપાથી બધું છે. તમારે ત્યાં શાંતિ ને સંતોષ પ્રવર્તે છે. મારે ત્યાં પણ તે છે. ફક્ત તેમાં ચૈતન્ય અથવા ઉલ્લાસ નથી. હવામાનમાં તોફાન થતા પહેલાં પણ શાંતિ હોય છે. તોફાન શમી ગયા પછી પણ શાંતિ હોય છે. પરન્તુ જે સ્વાભાવિક શાંતિમાં ઉલ્લાસ હોય છે તે તેમાં હોતો નથી. ફેફરાંનો કે તાણનો ભોગ બનેલો માનવ તેના ઉપદ્રવ પછી શાંત હોય છે પણ તેમાં શો આનંદ હોય છે.!! મારે ત્યાં એવું છે. ઘરમાં શાંતિ છે પણ તેમાં ઉલ્લાસ નથી. એ શાંતિનાં ઉંડાણમાં વેદનાના ઝીણા સૂર છે. એ વેદના દૂર થાય એટલા માટે જ મારી આ સૂચના છે," નરોત્તમે કહ્યું.

"આપનો પત્ર મેં ફોઈબાને વંચાવ્યો હતો. શાશ્વતી પણ એ હકીકત જાણે છે. મેં એમને પણ વાત કરી છે. દરમ્યાન આપનું પણ અનાયાસે આ બાજુ આવવું થયું એટલે જ મારે આગ્રહપૂર્વક આપને અહિં લાવવા પડયા. જેથી સર્વ સ્થિતિ બરાબર સમજાય." કેદારે કહ્યું.

"એક વાત છે કે આપનાં તથા શાશ્વતી બેનના સ્વાતંત્ર્ય હક્ક પર તરાપ મારતો હોઉં એવું દેખાય છે પરન્તુ શાશ્વતી બેન જેમ આ ઘરમાં પોતે વર્તે છે તેમ તેઓ પોતાનું જ ઘર સમજી ત્યાં રહે એટલી જ મારી અભ્યર્થના છે." નરોત્તમે કહ્યું.

"આપ કશી ચિન્તા ન કરશો. આપ સ્નાનાદિથી નિવૃત્ત બનો. ભોજન કરી આરામ લ્યો. પછી આનું નિરાકરણ જલદી કરી દઇશું. ફોઈબાનો નિર્ણય શો છે તેની મને ખબર નથી પરન્તુ એમનું દિલ હું જાણું છું."

"એવી જ એકાદેક વ્યકિત જો મારા ઘરમાં હોત–હતી–તે ગઈ. મારા પુત્ર–મોહમાં આંખો આડી રાખવાનો મેં પ્રમાદ કીધો અને એનું ફળ ભોગવું છું. પરન્તુ સમજુ સ્ત્રીવ્યકિતની ઉણપ મને જરૂર જ દેખાઈ આવી છે." નિરૂપાય નરોત્તમથી નિસાસો નંખાઇ ગયો. "પણ" નરોત્તમ આગળ બોલવા લાગ્યો. "જે છે તે સચવાય, કેળવાય, સદ્વર્તનવાળું રહે એ જ મારી તમન્ના છે."

"જી–આપ બેફિકર રહો. વસન્ત ! શેઠને સ્નાન કરાવ." કેદારે નોકરને બૂમ મારી.

"જી તૈયાર છે. પધારો." વસન્તે આવી કહ્યું.

નરોત્તમ ઉઠયો.

"આ બાજુ પધારો" કેદારે નરોત્તમને બાથરૂમ તરફ લઈ જવા આગળ ચાલવા માંડયું.

"હું જઇશ. આપ તસ્દી ના લ્યો." નરોત્તમે કેદારને અટકાવ્યો. પોતે નોકર પાછળ જવા માંડયું.

❧

આ મિત્રો ઘણે વર્ષે મળ્યા હતા પરન્તુ કેદારનાથના મુખ પર પ્રફુલ્લપણું હતું. આંખમાં તેજ હતું. નરોત્તમની આંખ પર ભાર અને અનેકવિધ વિચારોની ગુંચવણ દેખાતી હતી. પત્નીના મરણ બાદ લગભગ પચીસ વર્ષે બનેલા બનાવે તેનાં સુદૃઢ અને નિરોગી શરીરની તેજસ્વિતાને ઝાંખી પાડવા પ્રયત્ન કરેલો સ્પષ્ટ દેખાતો હતો. સંપૂર્ણ એકપત્નીવ્રતમાં માનનારા આ પુરૂષે પચીસ વર્ષની બ્રહ્મચર્યાવસ્થામાં શરીર બળ અને મનોબળ કેળવ્યાં હતાં છતાંયે જે પુત્ર પર અનેરી આશાઓ બાંધી હતી તે પુત્રે તે આશાઓને ઉગમતી જ આથમાવી દીધી હતી. એનાં મૃદુસ્મિતમાં કાંઇક ઉંડાણનું દર્દ દેખાતું હતું. રસભર જમવામાં કાંઇક શુષ્કતા દર્શતી હતી. ઉલ્લાસના વાર્તાલાપમાં કાંઈક ઉદ્વેગની છાયા પડેલી દેખાતી હતી. ઉમરે પહોંચેલા પુત્રે જો આ પગલું ભર્યું તો તેનાં સંતાનો પર શી આશા બાંધવી? યુવાવસ્થા ગાળતી પુત્રવધુને છતે પતિએ વૈધવ્ય ભોગવવા પ્રસંગ ઉભો થયો ને પોતે આ સ્થિતિ કલ્પી હતી? નહિ જ. તો આ સ્થિતિને સાનુકુળ થવા એનામાં શક્તિ છે? કોઇ એવી શક્તિ પોતે કેળવી છે? નીતિ અને ચારિત્ર્યનો પોતે પૂજક છે તો એવાં બળને પોષાય એવા સંસ્કારો પોતે એના પર પડ્યા છે ખરા? એનાં પિયેરના સંસ્કારો એવા છે?

જ્યારથી મોહન ઘર છોડી ચાલ્યો ગયો હતો ત્યારથી એના મનમાં અનેક પ્રકારના વિચારો ઘોળાયા કરતા હતા. અમુક અમુક પ્રસંગોમાં સ્ત્રીઓમાં અણધાર્યું બળ કેવું આવે છે તેનો ખ્યાલ નરોત્તમને સ્હેજે પણ નહોતો. મન લપસણું છે

અને હૃદય લાગણીવશ છે. બંનેને પુનઃ પુનઃ અનેકવાર કસોટીની ભઠ્ઠીમાં તાવવામાં આવે તો જ તે બળવાન બને એમ એનું માનવું હતું. પૂર્વ જન્મના સંસ્કારો કોઈકવાર કોઈ કોઈ વ્યકિત-માં પૂરવેગે અણધારી દેખા દે છે એ સિદ્ધાંતમાં એ માનતો ન હતો. ધર્માંધ માત પિતાનાં છોકરાં ધર્મ હીન પણ નીકળે, વિષયી માત પિતાનાં સંતાનો નિગ્રહી નીવડે, કંજુસ પિતાનો પુત્ર ઉડાઉ નીકળે એવાં વિપરીત પરિણામવાળી ભૂમિકા સંભવે છે એવું એનું માનવું નહોતું. Hereditary વંશપરંપરાગત સંસ્કારો જ જીવનમાં મુખ્ય ભાગ ભજવે છે અને તેમાં ફકત આજુબાજૂનું વાતાવરણ ફેરફાર કરી શકે છે એવો સિદ્ધાંત એણે મોહનના દૃષ્ટાંતથી જ બાંધ્યો હતો બાકી જેવાં બી તેવાં ફળ એ જ સિદ્ધાંતમાં તે માનતો હતો. એને મતે અમેરિકન મકાઇનાં બીજે અમેરિકન મકાઈ જ હિંદમાં ઉગવવી જોઇએ.

મનુષ્યનું પૂર્વજન્મથી બંધાતું આવેલું વ્યક્તિત્વ પોતાનો ભાગ ભજવે છે એની એને ખબર નહોતી. આથીજ મારો પુત્ર આવો કેમ નીકળ્યો? મારી પત્ની સુશીલ, નીતિવાન્ અને ચારિત્ર્યબળ વાળી મારા જેવીજ હતી છતાં આમ કેમ બન્યું? પુત્રવધુ પણ પતિએ ગ્રહણ કરેલા માર્ગે ગઈ તો? આ બે વિચારોની ઉગ્રતાએ એના વ્યકિતત્વને કાંઈ દબાવી દીધું હોય એમ લાગતું હતું.

મોહને પત્ની પર પત્ર લખ્યો હતો કે હું બીજી પત્નીને પરણ્યો છું. તું મારી પૂર્વ પત્ની હયાત છે. તારે જો બીજા પતિને પરણવું હોય તો બેધડક પરણજે. હું તને છૂટ આપું છું. આ પત્ર કેવળ નલિની પરજ લખીને મોહને સંતોષ માન્યો ન હતો. નલિનીને અન્ય પુરૂષ સાથે લગ્ન કરવા દેજો એ મતલબનો પત્ર તેણે નરોત્તમને પણ લખ્યો હતો. આથી નરોત્તમનું હૃદય સળગી ઉઠયું હતું. આ સંસાર કેવળ કામોપભોગ માટે જ છે? સ્ત્રી અને પુરૂષ એ બે વ્યક્તિઓ કેવળ કામવૃત્તિ પોષવાને જ સર્જાયલી

છે ? અને તે પણ નિરંકુશપણે ! અવ્યવસ્થિતપણે ? વિઘાતક રીતિએ ! વામમાર્ગનો શું આ પ્રચાર નથી ? આત્માથી મનુષ્ય વિમુખ થતો જાય છે ! વૃત્તિઓનો જ પોષક બને છે ! પૂજક બને છે, ઉપાસક બને છે!

નાનાં બે છોકરાં પર સંસ્કાર કેવા પડશે ? મારા બાપે આમ કીધું તો હું કેમ ન કરું ? પિતા મરી ગયો હોત તો વાત જુદી હતી. આ જીવે છે, આવો પત્ર પણ લખે છે ને એ પત્ર છોકરાંઓ વાંચે તેની અસર એમને શી થાય ?

નલિનીના પિયેરના સંસ્કારો વાંધાભર્યા તો નથી ? એને ચંદુલાલ સાથે પરણવાનું હતું એ વાત ખરી, પણ એવાં ચોકઠાં કંઇક ગોઠવાય છે ને કંઇક તૂટે છે અને તેમાં આ ઘરમાં એક પણ ક્ષણ નલિનીનું વર્તન હૃદયને ખૂણે પણ શંકા ઉપજાવે એવું જોવામાં આવ્યું નથી. નલિની આદર્શરૂપ સ્ત્રી લાગતી હતી. પરંતુ આ વિચારોમાં ગોવિંદે ધાંધલ ઉભી કરી હતી. નલિનીને એ મળ્યો હતો. બ્લેક મેઇલથી તેની પાસે નાણાં કઢાવવામાં પોતે નિષ્ફળ ગયો હતો. બળજોરીથી લેવામાં અનન્તે તેની બાજી ઉંધી પાડી હતી એટલે તે ચીઢાયો હતો. ચંદુલાલને પોતે વચન આપ્યું હતું કે તેનું વેર નલિની પર લેશે. આથી નરોત્તમ પર નલિનીના ચંદુલાલ પરના પત્રોની નકલો મોકલી હતી. નરોત્તમનું મગજ ભમતું હતું અને તેમાં આ નકલો આવવાથી તે ઉશ્કેરાયો હતો. પરંતુ પુત્રવધુનું આદર્શરૂપ વર્તન આ પત્રોના તત્વાર્થથી વિરૂદ્ધ હતું તો એ પોતે શાં પગલાં ભરી શકે ? અનેક વિચારને અંતે એણે પત્ર લખી ગોવિંદને ખાનગી મુલાકાતે મૂળ પત્રો લઇ બોલાવ્યો હતો.

"ગોવિંદલાલ ! સજ્જન પુરૂષ આવા પત્રોનો ઉપયોગ કદાપિ ન કરે." નરોત્તમે તેની સાથે વાત કરતાં કહ્યું હતું.

"હું દુર્જન છું." ગોવિંદે સ્મિત કરતાં કહ્યું હતું.

"કારણ ?"

"કારણ શું? બધાને કારણ કહેતો ફરું તો મારું જીવન એમાંજ વ્યતીત થાય ને હું ભૂખે મરું. દુર્જનપણું એજ મારી આજીવિકાની ભૂમિકા છે."

"આ પત્રો મારા પર મોકલી તમે મારી પુત્રવધુ સાથે અથડામણ થાય અને તેથી તમને સંતોષ થાય એ તમારો હેતુ પાર પડી નહિ શકે." નરોત્તમે કહ્યું.

"મારો હેતુ એ નથી."

"તો ?"

"ચંદુલાલ ભગ્ન હૃદયે મરણ પામ્યા છે તેનું વેર લેવું એ મુખ્ય હેતુ છે."

નરોત્તમ ગોવિંદ સામે જોઈ રહ્યો.

"ચંદુલાલ–"

"નલિનીએ ચંદુલાલને જ પરણવાને વચન આપ્યું હતું. શા માટે એ વચનભંગ થઇ !

ચંદુલાલને બ્લડ પ્રેશર એથી જ વધી ગયું. નલિની એના મૃત્યુનું કારણ છે." ગોવિંદે કહ્યું.

"હું નલિનીને શાબાશી આપું છું. માતપિતા પ્રતિ એણે ફરજ બજાવી છે. સંતાન એનું નામ જે સર્વના ભોગે માતપિતાને સંતોષે. તમારી માના પ્રતિ તમને અત્યંત વહાલ હોય તો એ વહાલ વધુ ઉત્તમ છે કે કામવૃત્તિના સંતોષ અર્થે પતિ પ્રતિ રહેતું વ્હાલ વધુ ઉત્તમ છે ? માતા પ્રતિનું વ્હાલ કુદરતી છે. પતિ પ્રત્યેનું વ્હાલ અકુદરતી છે કેમકે એ વહાલ કામોપભોગની વૃત્તિ ઉપર બંધાયલું છે. જેને તમે જુવાનીઆઓ પ્રેમ કહો છો તે પ્રેમ, પ્રેમ જ નથી. પ્રેમમાં દેહસંબંધને સ્થાન જ નથી. વિલાસની અપેક્ષા પ્રેમમાં હોઇ શકે જ નહિ. અને તેથી નલિનીએ માતાના પ્રેમને ખાતર પોતાની વિલાસવૃત્તિનો એ રીતે ભોગ આપ્યો તેમાં

કાંઇ ખોટું નથી." નરોત્તમે કહ્યું. ગોવિંદ ક્ષણભર જોઈ રહ્યો. એના હૃદયમાં પણ એવોજ અવાજ નીકળ્યો, શું તે પોતે માતાપિતાને ભૂલી ગયો હતો? પિતાનાં દુઃખ તેને સ્મરણમાં નહોતાં આવતાં? પિતા પ્રતિના પ્રેમને અંગે તેણે કાકા પર વેર લેવાનો સંકલ્પ નહોતો કર્યો? નરોત્તમ માટે એને માનબુદ્ધિ ઉપજી.

"તમારે માતપિતા છે?" નરોત્તમે પૂછ્યું.

"ના—જી. હતાં. હવે નથી" ગોવિંદની આંખમાં જરા પાણી આવી ગયાં.

નરોત્તમે તે જોયું.

"તમે પરણેલા છો?"

ગોવિંદના હૃદયમાં શ્વાસ રૂંધાવા લાગ્યો. નરોત્તમને લાગ્યું કે ગોવિંદ કોઈ અસહ્ય વેદના અનુભવે છે.

"લગ્ન થયાં લાગતાં નથી. પ્રેમબંધન તૂટયું લાગે છે!" નરોત્તમે કહ્યું.

ગોવિંદે માથું ટેબલ પર હાથ મૂકી તેના પર મૂકી દીધું. એ ચાર પાંચ સાત મિનિટે રૂમાલથી મ્હોં લૂંછયું.

નરોત્તમ શાંત બેસી રહ્યો.

"તમારી પ્રેમપાત્ર તમને બેવફા થઈ હોય તો તે જીવનની ધન્ય ઘડી છે એમ માનવું." નરોત્તમે કહ્યું.

ગોવિંદ ચમકયો.

"કેમ?" તે બોલ્યો.

"પરણ્યા પછી બેવફા થાય તેના કરતાં પ્રથમથી તે બેવફા નીવડે તો તમને અન્ય પ્રેમિકા શોધવાનો પ્રસંગ મળે માટે. કેમકે મેં કહ્યું તેમ તમારા લોકોનો પ્રેમ તે કેવળ વિલાસ—કામોપભોગની ભૂમિકાનો છે." નરોત્તમે કહ્યું.

" મને કામોપભોગની તૃષ્ણા નથી."

" તો તમારી પ્રેમપાત્ર ગમે તેને પરણી હોય તેથી શું ? એ તમને ચહાતી નહોય તોયે શું ? તેની મૂર્તિ તમારી સમક્ષ હોય. તમે તેનું ધ્યાન ધરતા હો—અનહદ આનંદ ભોગવી શકો છો." ગોવિંદ નરોત્તમને જોઈ રહ્યો. દૃષ્ટિ ફેરવી. નરોત્તમની પાછળ તેની સ્ત્રીનું ભવ્ય તૈલચિત્ર જોયું. તેના પર સુવાસિત પ્રફુલ્લ પુષ્પોનો હાર હતો. બાજુમાં ઘીનો દીવો બળતો હતો. ધૂપદાનીઉં હતું.

" એ મારી સ્ત્રીનું તૈલચિત્ર છે. તમને લાગે છે કે હું વિધુર છું ? દુનિયા કહે છે ખરી પરંતુ મારી પત્ની તો મારી સાથે જ રહે છે. ચોવીસ કલાક." નરોત્તમના મોં પર અણધાર્યાં આનંદની છાયા આવી રહી. આંખો તેજથી ચમકી.

" શેઠ ! પેલા પત્રો પાછા આપો. મને ક્ષમા કરો. હું મહા પ્રમાદી છું." ગોવિંદ બોલતો બોલતો ઉભો થઇ ગયો,

નરોત્તમે સ્મિત કીધું.

" ગોવિંદલાલ ! નલિનીનું હૃદયબળ કેવું છે તે તમે જાણો છો ?"

" હાજી. મેં અનુભવ લીધો છે."

" ક્યારે ?" નરોત્તમ ઉભો થઇ ગયો.

" એ આપને કહેવાની જરૂર નથી. મેં આ પત્રો તેમને બતાવી એમની પાસેથી નાણાં લેવા પેરવી કરી હતી. હું ન ફાવ્યો. એમણે કહ્યું આ પત્રો છપાવો મને વાંધો નથી. મારૂં જીવન હૃદયનું છે. હૃદય બહારનું નથી." ગોવિંદે કહ્યું

" તમે નાણાં મેળવવા આવા પત્રો મારા પર મોકલ્યા હતા ?"

" કાંઇક અંશે એ ઇચ્છા ખરી. પણ હવે નથી. આપ એ પત્રો ફાડી નાખો. હું આ મૂળ પત્રો ફાડી નાખું છું." ગોવિંદે મૂળપત્રો ત્યાં જ ફાડી નાખ્યા. નરોત્તમે એ પત્રોની નકલ ગોવિંદને આપી. ગોવિંદે તે નકલો ત્યાં જ ફાડી નાંખી.

આ પ્રસંગથી નરોત્તમને નલિની માટે ચિંતા હતી તે હવે ન રહી પરંતુ નલિનીને કોઈ સંસ્કારી વ્યક્તિનો સહવાસ અમુક સમય પણ રહે તો ઠીક એમ ઇચ્છા હતી. અનન્ત અને ગંગાનાથના મેળાપ પછી કેદારનાથ તથા વસુમતિના સ્વભાવથી પોતે પરિચિત હોવાથી શાશ્વતી હોસ્ટેલમાં રહે એનાં કરતાં તે પોતાને ત્યાં રહેતો ઠીક એવો વિચાર એને આવ્યો હતો. કેદારનાથ પર એણે પત્ર પણ લખ્યો હતો. દરમ્યાન કામ પ્રસંગે પાટણ જવાનું થતાં, અમદાવાદ કેદારનાથના મહેમાન થવાની તક તેણે સાધી હતી.

ગોવિંદ કોણ છે વગેરે માહીતિ મેળવવાનો તેને વિચારમાત્ર આવ્યો નહોતો. એ દુર્જન છે કે સજ્જન તે જાણવાની પણ તેને જરૂર જણાઇ નહિ. નલિનીના પત્રનો અંત આવ્યો એથી એને સંતોષ થયો હતો. એને લેશ માત્ર પણ ખ્યાલ નહોતો કે જે વિલાસને અંગે મોહન ઘર છોડી ગયો હતો તેજ વિલાસનું વેશ્વાસ ગોવિંદ જોડે પ્રથમ થયું હતું. ગોવિંદે નરોત્તમને તેની ખબર પણ પડવા દીધી નહોતી.

કેદારનાથને ત્યાંના ટૂંક સહવાસમાં જ નરોત્તમને પૂર્ણ સંતોષ થયો હતો. આ સંબંધ વધુ ગાઢો થાય ને નલિની પર વસુમતિની કાંઇક છાપ પડી જાય તો સારું એમ એનું હૃદય ઇચ્છતું હતું.

શાશ્વતી પોતાને ત્યાં રહેશે એવું નક્કી થવાથી તેને શાંતિ થઇ હતી. એ શાંતિના પરિણામે એને સારી ઉંઘ આવી. સવારના ઉઠતાં પૂર્વેત્ તેનું મુખારવિંદ ઝળકવા લાગ્યું.

## પ્રકરણ ૪૯ મું] [પોથીમાંનું રીંગણું

"તમારૂં નામ?" સુરેશે પૂછ્યું.

"નામ કરતાં કામ વિશેષ મહત્વનું છે." આવનારે કહ્યું.

"તો કામ જણાવો." સુરેશે વધુ ઉત્સુકતા ન બતાવતાં ઠંડા પેટે કહ્યું.

"રૂપિયા લેવાનું."

"મારી પાસે?"

"રૂપીઆ ઉઘરાવવાનો મારો ધંધો છે."

"કઈ સંસ્થા તરફથી?"

"આજીવિકા સંસ્થા તરફથી."

"એટલે તમે કોઈને પણ ઘેર જઈ ભિક્ષાવૃત્તિ કરી શકો છો."

"હું બ્રાહ્મણ નથી."

"તો અનાથાશ્રમના સેક્રેટરી હશો."

"નાજી. હું પસંદગી કરૂં છું પછી મારી પસંદગી પામેલાને ઘેર જાઉં છું. રૂપિયા માગું છું ને લઉં છું."

"તે ન આપે તો?"

"એવું હજી સુધી બન્યું નથી."

"કદાચ એવું અહિં બને તો?"

"નહિજ બને એની ખાતરી છે."

"કેટલા રૂપિયાની અપેક્ષા છે?"

"આપો તેટલા ઓછા છે."

"મારૂં ઘર, જાત, બૈરીછોકરાંને વેચું તો?"

"એ પણ ઓછા પડે."

"ચાલો, હવે બીજું કામ છે?" સુરેશે ઉભા થતાં કહ્યું.

"બીજું કામ તમારે અહિં બેસી પહેલું કામ પૂરૂં કરવાનું"

"તેમ કરવા હું રાજી નથી."

"રાજી થવું પડશે"

"રાજી ન રાખવા યોગ્યને રાજી ન રાખવા એવી મને ટેવ છે."

"એ ટેવ છોડવી પડશે."

"પડેલી ટેવ ન છોડવી એવી મને ટેવ છે."

"ઠીક તો માગું તેટલા રૂપિયા આપો"

"કોઇને એમ રૂપીઆ ન આપવા એ મારો ધંધો છે." સુરેશે કહ્યું.

આગન્તુક હસ્યો.

"પ્રસન્નકુમારના પિતા આવો ધંધો નહિ કરતા હોય એમ હું માનતો હતો."

"ચાલો ત્યારે આવજો." સુરેશે આગન્તુકને હાથ જોડતાં કહ્યું.

"આપ, બેસો. તમારા સ્વભાવથી હું ઘણો પ્રસન્ન થયો છું."

"પણ તમારા સ્વભાવથી હું ઘણો અપ્રસન્ન છું. એટલે બેસી ન શકું."

"તો ઊભા ઊભા વાત કરો" મારે હજારેક રૂપીઆ જોઇએ છે."

"બસ! બહુ થોડા માગ્યા. એટલા થોડા રૂપીઆ આપવામાં મારી આબરૂ જાય, કાંઈક હજાર બે હજાર લાખ માગો તો વિચાર કરૂં."

"અમે લગનની પહેરામણી ઘણી થોડીક જ લઇએ છીએ."

"તો સસરા થવા તમે લાયક નથી" સુરેશે કહ્યું.

આગન્તુકને પણ સુરેશના સ્વભાવમાં રસ પડયો.

"પણ તમે વેવાઇ થવા લાયક છો એમ હું માનું છું." આગન્તુકે કહ્યું.

"હુ લાયક છું પણ તમે લાયક નથી એટલે તમારી અરજી હું મંજુર કરી શકતો નથી. દિલગીર છું."

આગન્તુકને લાગ્યું કે હવે સ્પષ્ટ થયા વિના છૂટકો નથી.

"વારૂ. હજારનો ચેક આપો."

"ચેક આપવા પર મેં મજબૂત ચેક રાખ્યો છે." સુરેશે કહ્યું.

આગન્તુક મહાત્ થયો.

"પ્રસન્નકુમાર તમારા પુત્ર છે."

"હાજી. એનો હું બાપ છું. એટલી મને ખાત્રી છે.

"એને ને અતુલાને સંબંધ થયો છે."

"દુનિયામાં સ્ત્રી પુરુષને સંબંધ હોયજ. પુરૂષ પુરૂષને, સ્ત્રી સ્ત્રીને સંબંધ ન હોય તો ઝાડ, પાન, ફળ, ફુલ, વેલી, છોડવા જેવી સ્થિતિ હોય."

"અતુલા ગર્ભવતી હોય એમ લાગે છે."

"તો તેણે હૉસ્પિટલમાં–પુરૂંધરે બેસ્ટ મનાય છે–ત્યાં નામ તુરત નોંધાવી લેવું જોઇએ. નહિ તો પછી સુરત, અમદાવાદ, બીજે બધે મેટરનીટી હૉસ્પિટલો ખુલી છે."

"અતુલા ગર્ભવતી હોય તો પ્રસન્નકુમારની આબરૂ જાય."

"બરાબર છે. અમેરીકાની મીસ ડાયેના ગર્ભવતી ૧૯૪૪માં હતી તેથી મીસ્ટર રંગા આયરની ૧૯૪૫માં સાતમે વર્ષે આબરૂ ગઇ એવું ૧૯૪૩ના છાપામાં હતું ખરૂં." સુરેશે કહ્યું.

"અતુલા અને પ્રસન્નકુમારને પરણ્યા વિના પતિપત્ની જેવો ગુપ્ત વ્યવહાર છે."

"એ ગુપ્તવ્યવહાર હોય ને એ ગુપ્તગર્ભવતી હોય તો તેણે ગુપ્ત હૉસ્પિટલમાં ગુપ્ત થવું જોઇએ."

"માટેજ રૂપીઆ હજારની જરૂર."

"મીસ અતુલા પર હું ચિઠ્ઠી આપું છું તેઓ તમને રૂપીઆ આપશે." સુરેશે ઠાવકે મ્હોંએ કહ્યું.

"મીસ અતુલા પ્રસન્નકુમાર પાસે રૂપીઆ માગે છે. પ્રસન્નકુમાર તમારી પાસેથી રૂપીઆ લેવાનું કહે છે."

"શાથી?"

"તમે તેના બાપ છો તેથી."

"તો જાઓ, હું કહું છું કે તમે મારા બાપ પાસેથી રૂપીઆ લેજો."

"તમારા બાપ પાસેથી? એ મને રૂપીઆ કેવી રીતે આપશે?"

"એ નહિ આપે તો તેના બાપ આપશે."

"એ જીવતા છે?"

"જીવતા હોય કે ન હોય. હું તમને તેના પર ચિઠ્ઠી આપું છું, પછી શું?"

"મિસ્ટર સુરેશ ! આ ગંભીર બાબત છે."

"હું પણ ગંભીર જ છું."

"મિસ અતુલાને હજાર રૂપીઆ આપી આ પતાવટ કરવાની છે નહિ તો તે લગ્ન કરવા ફરજ પાડશે."

"બરાબર છે એણે લગ્ન કરવાં જ જોઈએ." સુરેશે કહ્યું.

"તો પછી તે ભરણુપોષણુ માગશે."

"તે આપવું જ જોઇએ."

આગન્તુક મહાત્ થયો.

"તો તે આપો."

"લગ્ન થયા પછી વાત."

"તો લગ્ન નક્કી કરો."

"મારે પરણવું નથી.

"તેથી શું ? તમારા પુત્રે પરણવાનું છે."

"તો પુત્ર નકકી કરે."

"પણ તમારે જોખમદારી છે ને."

"નહિસ્તો. પુત્ર ફાવે તેને પરણે. ફાવે તેટલા રૂપીઆ આપે. ફાવે તેટલાં છોકરાંનો બાપ થાય."

"તમારાથી તે જુદો છે ?"

"તમને તે મારા શરીરમાં રહેલો લાગે છે ?"

"તમે અવિભક્ત કુટુંબમાં છો?"

"છોકરો માઈનોર નથી. કમાય, પરણે ને પૈસા આપે." સુરેશે કહ્યું.

"રહે છે તમારી સાથે."

"તેથી શું ? એનાં દેવાં કરેલાં હું આપવા બંધાયો નથી."

"તો મારે કોર્ટે જવું પડશે."

"અત્યારે જ જઈ શકો છો."

"છોકરો ઈંડાશે તો?"

"પોતાની જાતને વેચશે."

"તે તમે જોઈ રહેશો!"

"અલબત્ત. આવાં કામમાં હું ભાગીદાર નથી."

"આબરૂ જશે."

"આવી આબરૂ જવામાં આબરૂ વધે છે. બીજાં ડરપોક મા બાપને આવાં મારાં કામથી હિંમત આવશે."

"એટલે તમે છેલ્લે પાટલે બેઠા છો?"

"ના, પાટલા પછી છેક ખૂણામાં."

આગન્તુક જોઈ રહ્યો.

"કદાચ તમારા છોકરાએ આપઘાત કર્યો તો?"

"તો શું! મારે એની દહનક્રિયા કરવાની. અને તેમ કરવાનો પ્રસંગ નહિ મળે તો મને અશાંતિ નથી."

"પણ એની માનું હૃદય તપાસ્યું છે?"

"શા માટે તે તપાસવું?"

"પ્રસન્નકુમારને બોલાવીને પૂછો તો ખરા!"

"હું એની સાથે આવી બાબતની વાત કરતો નથી. છોકરો છે તો તે ઘરમાં ખાય ને પીએ પણ એની ઉંમર થઈ છે એટલે એણે પોતે પોતાનું કમાઈને ખાવું જોઈએ. મેં એને કહી દીધું છે કે મહેમાન તરીકે રહેવું હોય તો ભલે બે ચાર દહાડા રહે, ખા, ને પી."

"હું કોણ છું, અતુલા કોણ છે ને પ્રસન્નકુમારનો સંબંધ કેવી રીતે થયો એમાંનું તમે મને કાંઈ પણ પૂછ્યું નથી."

"શા માટે પૂછવું ? મને એ બાબતમાં રસ જ નથી. પ્રસન્નમાં પણ રસ નથી. એ સ્વતંત્ર છે. પછી શું ? બાળક નથી. તેમ કોઈની સલાહ એને લેવી નથી એટલે એ મન મુજબ કરી શકે છે. હું એને પૂછતો નથી. જે કાંઈ કરે તે માટે તથા તેનાં પરિણામ માટે એ જોખમદાર છે" સુરેશે કહ્યું.

"આવા બાપ ઘણી ઓછી સંખ્યામાં હોય છે."

"પ્રભુ કરે ને અબજોની સંખ્યામાં આવા બાપ થાય. અંગ્રેજી રિવાજમાં હું માનું છું. છોકરો મોટો થાય એટલે એ એનું ફોડી લે. આપણને જરા અસંતોષ કે દગદગો નથી."

"ત્યારે શું કરવું ?"

"એ સલાહ મારાથી કેમ અપાય ? કોઇ વકીલને સાધો."

"પ્રસન્ન ઘરમાં છે ?"

"હશે."

"તો બોલાવશો ?"

"પ્રસન્ન !" સુરેશે બૂમ મારી. નીરૂએ પ્રસન્નને બૂમ મારી. દાદર પર પગલાંનો અવાજ સંભળાવ્યો. પ્રસન્ન આવ્યો. ઓરડામાં દાખલ થતાં જ તે ચમક્યો.

"ગોવિંદ ! એનાથી બોલી દેવાયું.

"પ્રસન્ન ! તારા પિતા રૂપીઆ એક હજાર આપવા ના પાડે છે. તો હવે અતુલા સાથે લગ્ન કરવાં પડશે. તું જાણે છે કે એ ગર્ભવતી છે. એણે મને મોકલ્યો છે, કાં તો પરણી એનું પોષણ કર અથવા છૂટા છેડા કરવા રૂપીઆ એક હજાર આપ." ગોવિંદે કહ્યું.

"હું પરણવા તૈયાર છું" પ્રસન્ને કહ્યું.

"તો એનું ભરણ પોષણ કરવાનો પ્રબંધ પહેલો કર.

દર માસે તારે એને રૂપીઆ દોઢસો આપવા પડશે." ગોવિંદે શરત જાહેર કરી.

"હું સી-તેર કમાઉં ને દોઢસો આપું ?"

"આ બાબત મારા ઘરમાં અને મારી હાજરીમાં નહિ, મારા ઘરનો હું માલીક. પ્રસન્ન ફક્ત મારો મહેમાન છે." સુરેશે કહ્યું.

"મારે એને જણાવી દેવું તો જોઇએને કે ઘરની બહાર જતાં તરત જ કોર્ટના દરવાજા ને પછી દંડ કે જેલ." ગોવિંદે કહ્યું.

"તે એણે પસંદ કરવાનું છે. એ સ્વતંત્ર છે." સુરેશે જવાબ દીધો.

"તો હું જેલમાં જઈશ તે તમે જોઈ રહેશો ?" પ્રસન્ને પૂછ્યું.

"જરૂરજ. તારી મૂર્ખાઇ કે ડહાપણના શાં પરિણામ આવે છે તે તારે જાતે અનુભવવાં જોઈએ ને સમજવાં જોઈએ. Learn by doing કામ કરતાં શિખો એ સિદ્ધાંતમાં હું માનું છું. કારણ કે તમે મોટા થયા. બાપ મૂર્ખો છે, બેસમજ છે, એની સલાહ લેવાની જરૂર નથી. તમારામાં પૂરી અક્કલ છે પછી શા માટે બાપે તમને દુઃખી કરવા જોઈએ? જેમાં તમે તમારૂં સુખ માનો છો તે સુખ મારે તમને આપવું જોઈએ." સુરેશે કહ્યું.

"તો બા મને મદદ કરશે" પ્રસન્ને કહ્યું.

"બાની પાસે પૈસા હોય ને એમ એને લાગે કે તને મદદ કરવી જરૂરની છે તો તે ભલે કરે. પરંતુ જ્યાં સુધી એ આ ઘરમાં રહેવા ઇચ્છતી હોય તથા મને પતિ તરીકે ગણી સ્વીકારતી હોય ત્યાં સુધી મારી જાણ બહાર તને એક પણ

પૈસો આપી ન શકે. જો આપે તો તે તારી સાથે તેજ ઘડીથી રહે.' સુરેશે કહ્યું.

"શેઠ! ચોકખી વાત કરું છું." ગોવિંદે કહ્યું. "મને સ્પષ્ટ લાગે છે કે તમે જમાનાને સારી રીતે સમજો છો. આવાં અપંગ પંખીડાંને કાબુમાં કેમ રાખવાં તે પણ સારી રીતે જાણો છો. વસ્તુતઃ પ્રસન્ન અત્યંત મૂર્ખ છે, ચટ્ટાઉ છે, મિથ્યાભિમાની છે એ આપ સમજો છો તેથીજ તેને ઠેકાણે લાવવા તમે માર્ગ સારો ગ્રહણ કરી રહ્યા છો. આપને હું ધન્યવાદ આપું છું. તમને જાણવાની ઇચ્છા નથી પણ મારે તમને હવે સાફ વાત જણાવી દેવી જોઇએ."

"હું પ્રશંસાનો ભૂખ્યો નથી. મારે જાણવાની ઇંતેજારી નથી" સુરેશે કહ્યું.

"તે નહિ હોય પણ મને ઇંતેજારી છે. પ્રસન્ન જેવા અસંસ્કારી યુવકો મિથ્યાભિમાન અને મિથ્યાડંબરને સ્વશક્તિ તથા ડહાપણ માની આગે ધપ્યા જાય છે. હું ઘણો મંદ હતો. છતાં સંજોગોવશાત્ હું દુર્જન છું. અનેક ભૂલો કરું છું. નિરંકુશ છું. મા નથી, બાપ નથી. કાકા મને ધિક્કારે છે, હું એને ધિક્કારું છું. હું સારો માર્ગ ગ્રહણ કરી શકતો નથી છતાં તે સમજી શકું છું. ઘણીવાર મારા દિલમાં ખુન્નસ ભરાય છે. ઘણીવાર આવેગ અને ક્રોધને વશ થાઉં છું. ખૂન પણ કદાચ કરી બેસું છતાં સારાંની કિંમત સમજી શકું છું મને પૈસાની જરૂર છે. પ્રસન્ન જેવાને હાથમાં લેવાનું અને તેની પાસે પૈસા ઓકાવવા એ મારું કામ છે. લક્ષાધિપતિના પુત્રોની સોબત કરવી, તેમને કુટેવ પડવા દેવી, તેમનાં છિદ્રો જાણવાં ને પૈસા ઓકાવવા એ મારો ધંધો છે. હું દુષ્ટ છું. છતાં આ દુષ્ટતા છોડી શકતો નથી. મારા હૃદયમાં વેરની આગ છે. અને તે પુરી શાંત નહિ થાય ત્યાં સુધી મને સદ્બુદ્ધિ

પ્રાપ્ત થવાની નથી. હું બેપરવા બનેલો માણસ છું. સંસારમાં મારૂં કોઇ નથી. છતાં ઝંપલાવ્યે જાઉં છું. કદાચ મારે ઘણું ભોગવવું પડશે. મને પશ્ચાત્તાપમાં બળી બળીને ખાક થવા સમય આવશે. હું ખરાબ કામો કરૂં છું એમ સમજું છું પણ વેરની તમન્ના એટલી તીવ્ર છે કે જો સદ્બુદ્ધિથી સન્માર્ગે જાઉં તો મારી એ તમન્ના મંદ પડે અને મારૂં ધાર્યું કરી ના શકું. હું ભણેલો નથી."

ગોવિંદ થોભ્યો. સુરેશના મ્હોં પર કાંઇ ગ્પસર દેખાઈ નહિ.

"તમને મારા કહેવાની કોઇ જાતની અસર થતી નથી એ હું સારી રીતે જોઇ શકું છું. પણ તેથી મારે જે કહેવાનું છે તે કહ્યા વિના હું જનારો નથી. એક જણાને મેં મારો પૂર્વ ઇતિહાસ લખાવેલો છે. તમે બીજા જણ છો જેને હું મારૂં હૃદય કહેવા ઇચ્છું છું. મારી આજીવિકા હું કેવી રીતે ચલાવું છું એ મેં તમને કહ્યું. હવે સાંભળો. પ્રસન્નકુમાર મુંબઇમાં કોઈએક નિશાળમાં માસ્તર છે. બીન અનુભવી છે. બાપના પૈસા કેમ બચાવી વાપરવા તેની તેને સમજ નથી એવી મને અકસ્માત ખબર પડી. ભાઇને રેસ્ટોરાં, નાટક સીનેમા વિના ચાલતું નથી. નટીઓના આકર્ષક ચિત્રોમાં તેઓ મુગ્ધ બને છે એ પણ મેં જોયું. એક બે વખત હું એમની પાસેજ હતો છતાં તેની હજી સુધી એમને ખબર નથી. આથી મેં એનો લાભ લીધો અને એને પૈસે કહોની આપનેજ પૈસે મોજ કીધી. આવા ઉલ્લુઓને ચઢાવી તેમને પૈસે મોજ કરાવી એ મહાપુણ્યનું કામ છે એમ હું માનું છું. વળી કાળી કદરૂપી સીનેમા નટીઓનાં ચિત્રો ચુમવાની જેને ટેવ પડી હોય તે ગમે તે કોઈ સ્ત્રીનો ભોગ બની શકે છે એટલે મેં એનો મેળ અંતુલા સાથે કીધો."

ગોવિંદ વળી થોભ્યો. સુરેશ હજી જેમનો તેમજ હતો.

"અતુલા કોઈ રીતે મોહક નથી, ટાપટીપ ને સાફસુફી ઘણી છે. પફ, પાઉડર, સ્નો અને લાલીની શોખીન છે. એ શોખ આવા મૂર્ખાઓને આકર્ષવાજ છે. બાકી જે ખ્રીસ્તી બનેલું પ્રાણી હોય—"

"ખ્રીસ્તી! ગોવિંદ! શું કહ્યું ખ્રીસ્તી! અને નામ અતુલા!" પ્રસન્ન બોલ્યો.

ગોવિંદ હસ્યો.

"સીનેમાની નટીઓમાં કેટલીક નટીઓ કેવળ ચાર રસ્તાના નાકેથી આણેલી મહિષી જેવી હોય તેને "વસુદાદેવી, રતિદેવી" એમ દેવી જાહેર કરી, કેમેરાની ખુબીથી તેની સુંદરતા, મોહકતા આકર્ષકતા વધારવી હોય તેટલી વધારી શકાય છે. લટકા મટકામાં મશહુર આવી દેવીઓને તમે તાળીના ગડગડાટથી વધાવી લ્યો છો જ્યારે દહેરામાંની દેવીનો સ્વપ્ને પણ તમને ખ્યાલ હોતો નથી,"

પ્રસન્ને હોઠ કરડયા.

"એટલે–" ગોવિંદે આગળ ચલાવ્યું "એટલે પ્રસન્નકુમાર અને એ અતુલા બેનો મેળાપ થતાં જ પ્રસન્નકુમારે એને પરણવા વચન આપ્યું. કારીગરીમાં કુશળ એવી અતુલા માથેરાન, દેવલાલી, નૈનિતાલ અંગ્રેજ લઈ જતા પ્રસન્નકુમાર પાસે કબુલાત લઈ શકતી હોય તો તે પોતે ગર્ભવતી છે એમ પ્રસન્નકુમારને સમજાવી જ શકે. અત્યારે એ ગર્ભવતી હોવાથી માથેરાન ગઈ છે એમ પ્રસન્નકુમાર જાણે છે, એથી એ રૂપીઆ લેવા અહિં આવ્યા છે. જો તમે રૂપીઆ આપો તો બે ત્રણ માસમાં પુત્ર–જો એમની ઇચ્છા હોય તો પુત્ર નહિ તો પુત્રીના– જે એમની ઇચ્છામાં આવે તેમ–પિતા બની તમને દાદા બનવાનો લ્હાવો આપી શકે છે."

પુત્રની બુદ્ધિની પ્રશંસા સાંભળતાં ક્ષણિક દૃષ્ટિપાત પ્રસન્ન

પર સુરેશે કર્યો. ગોવિંદ કોઇ વિચિત્ર મૂર્તિ છે એમ એને લાગ્યું.

" ખરૂં પૂછો તો-" ગોવિંદે આગળ ચલાવ્યું "-આમાનું કાંઈ જ સાચું નથી. પૈસા ઓકાવવાની યુક્તિ માત્ર છે. આપના સ્વભાવ પરથી મને લાગ્યું કે આ મૂર્ખપ્રાણી નકામો ભોગ બને છે. આપનો એકનો એક દીકરો હોવા છતાં આપને કનડગત કરે છે. આપની સમક્ષ રાખ્યા એની સંપૂર્ણ હકીકત મારે કહેવી એવો તાત્કાલિક વિચાર આવતાં મેં બધું જ કહ્યું. આપને માઠું લાગ્યું હોય તો ક્ષમા કરશો. આટલા અનુભવ પરથી તેમજ મારા સત્ય કથનથી જો પ્રસન્નકુમારે સીધી રાહ પર આવવું હોય તો આવે બાકી મુંબઈમાં મારા કરતાં ભયંકર માણસોના હાથમાં જો એ પડયો તો જીંદગી કંગાળ બની જશે. ચાલો, સાહેબજી."

ગોવિંદને એકાએક ઉભો થઈ જતો તથા એકાએક વાતનો અંત આણતો જોઇ સુરેશ જરા ચમકયો પણ તુરત જ સ્વસ્થ થયો.

"સાહેબજી, થેન્કયુ, આવજો." ટૂંકમાં સુરેશે પતાવ્યું.

ગોવિંદ પ્રસન્ન તરફ દૃષ્ટિપાત ન કરતાં ત્વરાથી ચાલ્યો ગયો. સુરેશ બારીમાં તેની પાછળ જોઈ રહ્યો. પ્રસન્ન દિગ્મૂઢ બની ગયો.



બંગલામાં એકલી નલિની જ હતી. શાશ્વતી છોકરાં વિગેરે સીનેમા જોવા ગયાં હતાં. નરોત્તમને એકાએક અંધેરી જવું પડેલું. મહારાજ રસોઇ કરતો હતો.

નલિની હોલમાં હતી. એની નજર સામે ટાંગેલા મોહનના ફોટોગ્રાફ પર ચોંટી હતી. અને ખબર ન પડી કે બંગલામાં દાખલ થઇ હોલમાં કોઇ આવ્યું છે.

નલિનીથી દીર્ઘ નિરાસો નખાઇ ગયો. છેવટે મહામુશીબતથી તે ઊભી થઇ. અંદરના ઓરડા તરફ જવા ગઇ.

સૂર્ય લગભગ આથમી ગયો હતો છતાં એનાં કિરણો આકાશમાં દેખાતાં હતાં. એ કિરણોની શ્વેતતા રક્તતામાં હરક્ષણ પલટાતી વક્રીભવન પામતી બંગલાની બારીમાંથી પ્રવેશતી હોલની ભીંતોની તેજસ્વિતા વધારતી હતી. ભીંતો પર ટાંગેલા તૈલચિત્રો ચમકતાં હતાં. નલિનીને કાંઇ યાદ આવ્યું. તે ઉભી રહી. ત્યાં એના કર્ણપટ પર શબ્દો અથડાયા.

" નલીની ? '

નલિની ચમકી. પાછી ફરી. સાશ્ચર્ય હાંફતી ઉભી રહી. સ્થિર થઇ ગઇ.

" તને નવાઇ લાગે છે નહિ ?

" નલિની નિરૂત્તર નીચે જોઇ રહી.

" હુ આમ આવીશ, આવી વખતે આવીશ, આવી રીતે

આવીશ એની તને કલ્પના પણ નહિ હોય." નલિની જવાબ દઈ ન શકી.

"તારા પરનો મેં મારો અધિકાર ઉઠાવી લીધો છે. મહેમાન–નહિ–મુલાકાત લેનાર અભ્યાગત તરીકે મને માની વાત કરી શકીશ ?"

નલિની સજળ નયને જોઈ રહી.

"મેં તને લખ્યું હતું. તેં જો કોઈની સાથે કે 'દામલા તરીકે–અનંત, ગોવિંદ, ગંગાનાથ ઇત્યાદિ સાથે લગ્ન કરવા વિચાર કર્યો હોય તો તેમાં આડખીલી થવા હું નથી આવ્યો." નલિનીની આંખમાં ઉભરાતાં પાણી નીચે ટપકવા લાગ્યાં.

"બેસ."

નલિની યંત્રવત બેઠી. મોહન પણ બેઠો.

"એકવાર તને મેં છૂટી કીધી પછી હું મારો અધિકાર તારા પર જમાવું એવો હું નાટકનું પાત્ર બનેલો મનુષ્ય નથી. મેં કહ્યું કે તું છૂટી છે. મારે ને તારે પતિ પત્નીનો સંબંધ નથી. મેં તે બંધનમાંથી, તે જવાબદારીમાંથી છુટી કરી છે. યુવાન હું, યૌવનનો લ્હાવો મ્હાણું તો તું જે મારા કરતાં નાની છે તેને એ લ્હાવાની કુદરતી અપેક્ષા હોય જ. જેમ એક પતિ બે પત્ની કરી શકે, ત્રણ કરી શકે તેમ જાહેર રીતે–ગુપ્ત રીતે નહિ–એક પત્ની બે થી ત્રણ પતિ કરી શકે એ સિદ્ધાંતમાં હું માનું છું. મોહને કહ્યું.

નલિની ડૂસકે ડૂસકે રડવા લાગી.

"હું તારૂં રડતું મ્હોં જોવા આવ્યો નથી. મેં હંમેશાં તને હસતું મ્હોં દેખાડયું છે, તારૂં મ્હોં હંમેશાં હસતું જોયું છે."

નલિનીએ આંખો લુછવાનો પ્રયાસ કર્યો·

"બંને છોકરાં મોજમાં હશે."

" ફરવા ગયાં છે."

શાશ્વતી બેન સાથે, એ પણ ઠીક થયું. તને વણમાગી કંપેનીઅન મળી. હું ઘણો ખુશી થયો છું. છોકરાં મને યાદ કરતાં નહિ હોય. કરે તો ભૂલાવી દેજે. '

' નલિનીની આંખો ફરી સજળ થઈ.

' કૌટુંબિક વાતથી તને દુઃખ થાય છે તો તે નહિ કરૂં. ચાલ, હવે ધંધાદારી રાહે વાત કરીએ." મોહને કહ્યું.

નલિની જરા ચમકી. સજળ નયને મોહન સામે કુતુહલથી જોઈ રહી.

"ગોવિંદ રૂપીઆ લેવા આવ્યો હતો નહિ વારૂ ?"

" હા."

" એની હકીકત સાવ ખોટી નહોતી. મારે રૂપીઆની જરૂર હતી. વિલાસને તે વખતે નોકરી મળી નહોતી. મોહને કહ્યું.

નલિની પાલવની કોર તપાસ રહી.

" તેં એને-ગોવિંદને રૂપીઆ ન આપ્યા એ એક રીતે ઠીક થયું. એ અડધા રૂપીઆ ખાઇ જાત. મારી સાથે એનો એ કોન્ટ્રાક્ટ હતો. તને ગોવિંદ કેવો માણસ લાગ્યો ?"

" ખાસ પરિચય થયો નથી પણ જરા ઝનુની છે."

" હા-એ એણે મને લખ્યું હતું. અનન્ત તારી વ્હારે ધાયો હતો. મને મનમાં એમ થઈ ગયું હતું કે નાટકના કે સીનેમાનાં દૃશ્યોની જેમ આમ બ્હારે ધાવાના પ્રસંગથી તું લાગણીવશ થતી અનન્તના પ્રેમમાં પડીશ."

નલિની હોઠ કરડી રહી.

" એવી રીતે પ્રેમમાં પડાય તો હરકત નથી. એ - એક રોમાન્સ છે."

નલિનીએ બીજી બાજુ તરફ મ્હોં ફેરવ્યું.

"છતાં અનન્ત હું ધારૂં છું કે–તારા પ્રેમમાં પડયો નથી."

નલિનીએ ઊભા થઇ જવા માંડયું-મોહન નલિનીની આ ટેવથી જાણીતો હતો.

"નલિની! ગુસ્સે થવાનું કારણ નથી. મનુષ્ય સ્વભાવ છે. ઠીક તને એ વાત ગમતી ન હોય તો તે વાત હું નહિ છેડું. હું માનું છું કે તું એમ પ્રેમમાં પડે એવી નથી. અનન્તનો પણ મને પરિચય છે. મારા મતે તમે પ્રેમમાં ન પડયાં એ તમે ભૂલ કીધી. છતાં એ તમારી પોતાની વાત છે. તમે એને નીતિ માનો છો. ભલે માનો. પણ હું પૂછું છું કે પિતાજીની ત્રિજોરીની ચાવી કયાં છે?"

"એ હું જાણતી નથી."

"તું જાણતી હોઇશ તોયે મને કહેવાની નથી એ હું જાણું છું. હું એમ પૈસા લઇ જાઉં તો તું મને લઇ જવા દે એવી પણ નથી. તું એને નીતિ માને છે. ભલે માન. વારૂ. તું કોઇ રકમ મને ઉધાર આપી શકીશ?" મોહને પૂછયું.

"મારી પાસે એવી કોઇ રકમ નથી."

"હું ઉધાર માગું છું. વ્યાજે માગું છું."

"પણ મારી પાસે એવી કોઇ રકમ નથી. તેમ નરોત્તમભાઇએ કોઇ પણ ચીજ આપવાની ના પાડી છે."

"એ હું જાણું છું. એમણે મને નાવારસ ઠેરવ્યો છે. મને તેની ચિન્તા નથી. પણ તું મને ચાહે છે એવું તારી વાતચિત પરથી સમજું છું. અને તેથી તે પ્રેમને અંગે જો તું મને કાંઈ આપી શકે તો ઠીક છે. હાલ હું કડકાબાલુસ છું. મારી પાસે કાંઈ નથી."

"કાંઈ નોકરી ધંધો કરતા નથી?"

મોહન હસ્યો.

"નોકરી ને ધંધો–ને તે લક્ષાધિપતિના પુત્રને કરવાં પડે એ પણ નસીબની બલિહારી છે. છતાં જ્યાં સુધી એમને એમ પોષણ ચાલે ત્યાં સુધી નોકરી યા ધંધો કરવાની મારી મરજી નથી. મને નોકરી પસંદ નથી. ધંધો આવડતો નથી. હવે હું શું કરૂં ?" મોહને નફટપણે કહ્યું.

"તો તમે કેવી રીતે નીભાવશો ?"

"એજ જોવાનું છે. જો તું તારા ખાનગી પૈસા આપતી હોય તોયે ઠીક."

નલિની વિચારમાં પડી.

"તું મારી સાથે રહી નોકરી કરી શકીશ ?" મોહને નવો તુક્કો કર્યો.

"છોકરાંની મા ન હોત તો જરૂર કરત." નલિનીએ કહ્યું.

"છોકરાં અને તેની મા, એને આ પ્રશ્ન સાથે શો સંબંધ ?" મોહનને આશ્ચર્ય થયું.

"ઘણો છે."

"હં. કેવી રીતે ?"

"છોકરાંનું ભવિષ્ય માતપિતાથી ઘડાય છે એમ હું માનું છું. મેં જે જે પુસ્તકો વાંચ્યાં છે તે તે પુસ્તકોમાં એવું કથન છે. માત પિતાની રહેણીકરણીના ગુપ્ત સંસ્કારો છોકરાં જન્મે તે પહેલેથી ગર્ભાવસ્થામાં જ પડે છે. આ સંસ્કારો ફાલે–જેવા વાતાવરણમાં છોકરાં ઉછરે તેવી રીતે."

"હા–તે તું મારી સાથે રહે તો છોકરાંના સંસ્કારો બગડે–એમ. ઠીક હા–એકતો હું નોકરી વગરનો, ધંધા વગરનો–એટલે છોકરાં એવાં બને. એમ તારૂં કહેવું છે."

"એના કરતાં વિશેષ—" નલિની અટકી ગઈ.

"એજ કે નીતિ–મતલબ–

સમજ્યો. તું અને વિલાસ એ બે સાથે હો એટલે છોકરો અને છોકરી બંનેની નીતિ પર ખોટી છાપ પડે." મોહન હસ્યો. "મારે પગલે તેઓ કદાચ ચાલે અને તમે જેને નીતિ કહો છો તે તે લોકો ખોઈ બેસે. અહિં રહે તો તારી નીતિની છાપ પડે. ભાઈના બ્રહ્મચર્યની ભાવનાની છાપ પડે. બરાબર. કેમ! હું સમજું છું તેમાં કોઈ જાતની ભૂલ છે.?"

"ના."

"નલિની! આ બધામાં તું માને છે ખરી?"

"હા."

"હું તને પૂછું કે તું ચંદુલાલ સાથે વિવાહિતા થઈ હતી ત્યારે તેં એને પતિ ભાવે નહોતો જોયો? તેં એને પતિ તરીકે પ્રેમ પત્રો નહોતા લખ્યા?"

નલિની નિરૂત્તર રહી. છતાં તેનું માથું જરા ગર્વથી ઊંચું થયું. આંખોમાં કાંઈક તેજ આવ્યું.

"તારાથી ના કહેવાશે નહિ. કેમકે હું બધું જાણું છું. તારા એ પ્રેમ પત્રો મેં વાંચ્યા છે!"

"હું જરા ગભરાતી નથી. મેં પ્રેમ પત્રો લખ્યા હતા પણ તે તમારી સાથે વિવાહ થયો તે પહેલાં."

"તો તેં બે પતિ–મનથી–કર્મથી નહિ–કીધા ખરા કે નહિ?"

નલિનીએ હોઠ કરડયા.

"તું ગુસ્સે ન થા. ખરી વાત કહે."

"મેં બે પતિ કીધા! ને કદાચ તમારા મતે કીધા તો તેથી મારૂં માનસ પતિત થયું નથી. મને વિકાર વાસના સ્હેજે

પણુ થઈ નહોતી, મેં અનુભવી પણુ નહોતી. મારા પિતાએ, સમાજે મને કહ્યું એ તારા પતિ છે. એણે બળજબરીથી મારી સાથે સંભાષણુ શરૂ કર્યું. મારે જવાબ દેવા પડયા. એણે પત્રો લખ્યા, મારે ઉત્તર આપવા પડયા. પ્રેમઘેલા એણે પ્રેમની વાતો પત્રમાં લખી. મારે એની સાથે પરણુવું એવું નક્કી હતું એટલે મેં પ્રેમની પરિભાષામાં એમને ઉત્તરો આપ્યા. બલકે મેં પ્રેમ જાહેર કીધો. પણુ તે પ્રેમ કેવો? નીરસ, લુખ્ખો, શુષ્ક, કેવળ શબ્દમય, હૃદય વિનાનો. હૃદય એમને ચાહતું નહોતું છતાં મારે કહેવું પડતું હતું કે હું ચાહું છું. મ્હોં હસતું ન હતું છતાં તે હસતું રાખવું પડતું હતું. એમની વાતો થતાં, એમને જોતાં નયનોમાં તેજ આવતુ નહોતું. છતાં તે તેજ બળાત્કારે લાવવું પડતું હતું. કોણુ આ વાત માનશે? કોઇજ નહિ. મારા પિતા, મારી માતા, સર્વે મને હસી કાઢશે. તમે પણુ હસી કાઢશો. એથી જ હું મારૂં જીવન ગુપ્ત જીવું છું. આ સંસારનું જીવન મારે માટે નિર્માણુ થયું હોય એમ લાગતું નથી. થયું હતું અને તે અલ્પ સમય ભોગવ્યું હશે એ જાહેર ભોગવી શકાતું નથી. હું તે આંતર ભોગવું છું. સસરાજી પણુ એવું જ જીવન જીવે છે એમ હું માનું છું. એમની એ રીતિનાં દષ્ટાંતથી મને પણુ એ જીવન જીવવામાં સંપૂર્ણ આનંદ મળે છે. હું દુઃખી નથી. દેહ સંબંધના મને તૃષ્ણા નથી."

"ડી-ક. તું આ નવી ફીલસુફી ભઈ પાસે શીખી લાગે છે."

"મને કોઇએ ઉપદેશ દીધો નથી. હું તમને પ્રથમ ચાહતી હતી, ચાહું છું ને ચાહીશ."

"છતાં મને સહાય નહિ કરે–તિજોરીની ચાવી નહિ આપે?"

"તમારૂં માનસ પવિત્ર નથી. તમારી વૃત્તિઓ શુદ્ધ નથી. એ મને ગમતાં નથી. હું તમારા આત્માને ચાહું છું. તમારો આત્મા તમારા માનસની અને વૃત્તિઓની અપવિત્રતાથી દૂર

રહે એમ હું ઇચ્છું છું, પ્રભુને એવી પ્રાર્થના કરૂં છું." નલિનીએ કહ્યું.

મોહને દીર્ઘ શ્વાસ મૂક્યો.

"નલિની! તારામાં આટલું બળ, શકિત, અને ભાવના ક્યારથી આવ્યાં? હું તારી સાથે જેટલા વર્ષ રહ્યો તેટલા વર્ષમાં એનો સ્હેજ પણ પરચો મેં નથી જોયો."

"શા માટે જોવો પડે? કોઈપણ પ્રસંગ એવો ઉપસ્થિત થયો નહોતો. સીધું ચાલતું હતું."

"ને હવે તે વાંકું થયું." મોહન હસ્યો. "ઠીક છે. ત્યારે તું અહિં રહી છોકરાંની નીતિનું રક્ષણ કરીશ ખરૂં ને!"

"રક્ષણ તો ઠીક પરંતુ તેઓ મનોનિગ્રહી અને વૃત્તિ-નિગ્રહી બને એવું તો હું જરૂર કરીશ."

"કેવી રીતે?"

"હું શિક્ષિકા નથી. લેખિકા નથી. પ્રભુ મને માર્ગ બતાવશે તે માર્ગે હું મારું કાર્ય કરીશ."

"શાશ્વતી ક્યાં સુધી રહેવાની છે?"

"મારૂં ચાલશે તો જીંદગીભર."

"એને અહિં રાખવાનું કારણ?"

"એ જાણવાથી તમને લાભ કે ગેરલાભ નથી."

"વારૂ એ કુંવારી હશે."

"હા." નલિનીને આ પ્રશ્ન અસ્થાને લાગ્યો.

"આ પ્રશ્નથી ગભરાવવાનું નથી, હું એની જોડે પરણવા માંગતો નથી, પણ એક બીજી વાત. હું વિલાસ જોડે રહું છું—રહેતો હતો—તે વિષે તો તેં મને સ્હેજ પણ પૂછ્યું નથી. તેનું કારણ?"

"શા માટે મારે પૂછવું જોઇએ? એ પૂછવાથી મને શો લાભ?" નલિનીએ કહ્યું.

"કુતુહલ. હું દુ:ખી હોઉં તો તને એમ થાય કે હવે ઠોકર ખાઈ ઠેકાણે આવ્યા."

"મને જરાપણ એવું નથી. વિલાસના સહવાસથી તમને વધારે સુખ મળતું હોય તો તમારો જીવ વધુ આનંદમાં રહેશે. મારો આત્મા એથી પ્રસન્ન રહેશે." નલિનીએ કહ્યું.

"અને એના સહવાસથી મને સુખ ન મળતું હોય તો!

"તો શું? હું નિર્દોષ છું. મારે દુ:ખી થવાનું નથી. તમને તમારી ભૂલ જડે, તમને એમ લાગે કે તમે ખોટું કીધું છે તો "પસ્તાવો છે વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે-"

"હા- પાપી તેમાં ડુબકી દઈને પુણ્યશાળી બને છે. હા-હા-હા-હા" મોહન હસી પડયો. "કલાપી ગાંડો હતો. નલિની! હું એવો ગાંડો નથી હો!"

નલિની જોઈ રહી.

"હું તો 'ડગલું ભર્યું તો ના હટવું' એમાં માનું છું. અમેરિકન 'કોન્ટ્રેક્ટ' લગ્નની પદ્ધતિ મને ઘણી જ પસંદ છે. સ્ત્રી અને પુરૂષ બંને છુટ્ટાં. બંનેને અનેક અનુભવ, અને લ્હાવા. અનેક આનંદ પ્રાપ્ત થાય. હું તો પ્રભુને રોજ વિનવું છું કે આવતે જન્મે મને અમેરિકન કોંટ્રેકટ સિસ્ટમનો લાભ આપે." મોહને કહ્યું.

નલિનીએ હોઠ કરડી જવા માંડયું.

"ભૂલ્યો. તને આ ના ગમ્યું. વારૂ. હવે તું મુદ્દાની વાત પર આવે તો સારૂં. વખત ઘણો થયો છે, ભઈ આવશે તો ગુસ્સે થશે. મને થોડાં નાણાં આપીશ?"

"ઊભા રહો." નલિની અંદર ગઈ.

મોહને આમ તેમ જોવા માંડયું. પોતાની માતાની છબી પર જેવો સુગંધી હાર હતો તેવો જ હાર તેણે પોતાની છબી પર જોયો. જેમ ઘીનો દીવો માતાની છબી આગળ સળગતો હતો, ધૂપ થતો હતો તેમ પોતાની છબી આગળ દીવો સળગતો હતો ને ધૂપ થતો હતો.

એ જોઈ રહ્યો. બારીમાંથી તેની દૃષ્ટિ :આકાશની છાંખી પડી ગયેલા નીલામા પર પડી. એના શરીર પર પવનની લહરી અથડાઇ. જરા કંપ્યો. દીર્ઘ શ્વાસ નાખ્યો.

નલિની આવી.

" આ તમે મને બક્ષિસ આપેલી ચીજો. આશરે હજારેકની હશે. તમે વાપરી શકો છો." નલિનીએ કહ્યું અને તે ચીજો ટેબલ પર મૂકી.

" આ ચીજો મને આપવા ભાઇએ તને ના નહીં કહી હોય?" મોહને પૂછયું.

" એના પર મારો સંપૂર્ણ અધિકાર છે. હું તે હરકોઇને આપી શકું છું છતાં જેને હું ચાહું છું તેને જ અર્પણ કરૂં છું. એક જ આશામાં. જો તે મને ચાહતા હશે તો આ ચીજોને તેઓ સંપૂર્ણ જાળવી રાખશે."

" મારાં સ્મરણ માટે આ તારે નકામાં છે ? "

" તમારું સ્મરણ !–હૃદયમાં છે."

" નલિની ! હું અહિં રહી ના શકું ?-ભૂલ્યો. નહિજ. બરાબર–એક તો ભાઇ નાવારસને રાખે નહિ. બીજું મારા રહેવાથી છોકરાંની સંસ્કારિતા બગડે. ઠીક, તો હું આ લઇ જાઉં ?" મોહને પૂછયું.

નલિનીને અંદરના ઓરડામાં કોઇ આવ્યું હોય તેમ લાગ્યું.

" હું લઇ જાઉં ? " મોહને બક્ષિસની ચીજો લેવા માંડી.

નલિની તે જોઈ રહી. બારણાની બારસાખે હાથ ટેકવી ઉભી રહી.

" ઓલરાઈટ–થેન્કયુ." મોહને નમીને જવા માંડયું.

નલિની કાંઇ બોલી નહિ.

"ભઈને તું કહીશ તો ખરી જ?" મોહને જતાં જતાં પૂછ્યું.

" જેવો પ્રસંગ."

" કહેવું હોય તો મને જરા પણ વાંધો નથી" મોહને જતાં જતાં કહ્યું.

નલિની સ્થિર ઉભી રહી.

મોહન ગયો. નલિની થોડીવાર તેમની તેમ ઉભી રહી. પાછી ફરી.

" એ કોણ હતું!" શાશ્વતીએ પૂછ્યું.

નલીની જરા ચમકી.

" ખાનગી તો નથી ને?"

" તમે કોઈ દિવસ મળ્યાં નહિ હો."

" ના–હં,–મોહનલાલ હતા!"

" હા."

" નાણુંની જરૂર પડી હશે." શાશ્વતીએ પૂછ્યું.

" કોને?" અવાજ આવ્યો.

બંને જણાં ચમકયાં. નરોત્તમની અસરકારક મૂર્તિ દેખાઈ

" એ મોહન હતો?"

" હા."

" શા માટે એને અહિં આવવાનું ઉત્તેજન આપ્યું?"

"એકાએક આવવું થયું."

"હં–મારી ગેરહાજરીની તક એણે સાધી. મારીજ ભૂલ. મેં નોકરોને હુકમ આપ્યો નથી. ઠીક છે. જો-નલિની ! તું દુઃખી મા થઇશ પણ એણે આ બંગલામાં પ્રવેશ કરવાનો નથી તેમ–"

"છોકરાંઓએ એમની નજરે પડવાનું નથી એ હું જાણું છું."

"એની ભૂલનો ભોગ એણે થવું જ જોઇએ. આ છોકરાં એને માટે નહિ, આ લક્ષ્મી એને માટે નહિ અને આ પવિત્ર જીવનની છાયા પણ એને માટે નહિ. પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં શેકાઈ શુદ્ધ થઈ બહાર નીસરે પછીજ આ મકાનનું વાતાવરણ એનો શ્વાસોશ્વાસ ખમી શકે." નરોત્તમે કહ્યું.

શાશ્વતી નરોત્તમની ભવ્ય મૂર્તિ સામે જોઈ રહી.



"નરોત્તમ કાકા વધુ પડતી સખતાઈ કરે છે એવું નથી લાગતું ?" બંને જણાં એકલાં પડતાં શાશ્વતીએ પૂછ્યું.

"મને એવું નથી લાગતું. જે ઘરમાં બાળકો હોય તે ઘરનું વાતાવરણ શુદ્ધ રહેવું જ જોઇએ. એ પોપટનાં બચ્ચાંની વાત તમે ક્યાં જાણતાં નથી !" નલિનીએ કહ્યું.

"મનુષ્ય ને પક્ષીમાં ફેર તો ખરોજ ને ! પક્ષીની heredity જૂદી. મનુષ્યની જૂદી."

"એટલે અંશે મનુષ્ય કૂદકે ને ભૂસકે આગળ વધે. તેમાં પણ સારી ટેવો પડતાં વાર લાગે. અયોગ્ય ટેવો જલદી પડે, પડી જાય જ. તમે રસ્તામા રખડતાં કામ ધંધા વગરનાં છોકરાં જુઓ. કાનના પડદા તોડી નાખે એવા અપશબ્દો ધાણીની જેમ મુખમાંથી નીકળે છે. એનું કારણ ? ચોવીસ કલાક એવા જ શબ્દો માબાપ બોલતાં હોય યા શેરીમાં સંભળાતા હોય તો તે સાંભળનાર છોકરાં બીજું શું સાંભળી બોલતાં શીખે ? શુદ્ધ અથવા ઉચ્ચ વાતાવરણમાં ઉછરેલાં છોકરાંને તો એવા શબ્દ શરીરમાં કમકમાં ઉપજાવે. એવીજ રીતે કસાઈનો દીકરો રોજ વાઢ કાપ જુએ તેને મન કોઈના પર ઘા કરવો એ આનંદ ઉપજાવે. દેડકાં છૂંદી નાંખે, પતંગીઆં કચરી નાખે, ઉડતાં પક્ષી ગોફણથી હેઠાં પાડે એને શું ? અને અન્યજાતિ જેનું એ કામજ નથી તે સાપને મારી નાખતાં પણ કમકમે. આથી વાતાવરણની અસર સમજવી ખાસ જરૂરનું છે ને તેમાં મુખ્યત્વે ઘરનું વાતાવરણ." નલિનીએ કહ્યું.

"ઘરનું વાતાવરણ—"

"મુખ્યત્વે માતપિતા અને ભાઈ–બેન પછી અન્યજનો. એ લોકોએ પોતાનાં સંતાન પર થતી બહારના વાતાવરણની અસર ધ્યાનપૂર્વક જોવી જોઈએ. ખરાબ તેટલી ભૂંસાઇ જાય સારી તેટલી ઉજ્વળ બને એમ કરવાની જરૂર છે. એને માટે હર ક્ષણે તમામે ધ્યાન આપવું જોઈએ. છોકરું નિશાળમાં ગયું. ત્યાં સારાં નરસાં છોકરાં ભેગાં થયાં. બે છોકરાં કુટેવવાળાં છે, ગંદાં છે જ્યારે બે સારી ટેવોવાળાં છે. એમાં ગંદાની અસર વહેલી થવાની. આથી જો એવું કોઈ પણ પોતાનાં સંતાનમાં માબાપ જોય તો તેમણે તુરત જ તે અસર ભૂંસાઇ જાય એવાં આડકતરાં પગલાં પ્રથમ લેવાં. સીધી રીતે કહેવાથી કેટલીકવાર અસર થતી નથી."

"તમે માનસશાસ્ત્રનાં પુસ્તકો વાંચ્યાં છે?" શાશ્વતીએ પૂછયું.

"ના બેન. પરંતુ કેટલુંક જોતાં શીખી છું. મને એવું જોવું અને વિચારવું બહુ ગમે છે."

"પણ મોહનભાઈ બાજુની બંગલીમાં રહે તો?"

"તો પણ શું? છોકરાંઓને એમની પાસે જતાં અટકાવવાં? એમનો સ્વભાવ છે તે મુજબ એ છોકરાંને બોલાવવાના મળવાના વિગેરે સહવાસ ને સંપર્ક સાધવાના. છોકરાંઓ પૂછવાનાં કે: ભઈ ત્યાં કેમ રહે છે? અહિં કેમ નહિ? વિલાસ બેન કોણ છે? અહિં કેમ નથી રહેતાં? એ શું કરે છે? કયાંથી આવ્યાં? શા માટે આવ્યાં? વિગેરે વિગેરે. હવે આ બાળકો જેની બુદ્ધિ બીલકુલ કસાઇ નથી, પાઇએ એટલું પાણી પીએ છે, સ્વતંત્ર રીતે સારૂં નરસું સમજી શકતાં નથી તેઓને શો ઉત્તર દેવો? આ તો કહેવાય–જો તેઓ પૂછે તો—કે ભઇ બહારગામ ધંધો કરે છે. આવશે. વિગેરે."

"જૂઠું કહેવું પડે."

"તેમાં હું હરકત માનતી નથી. મોટાં થતાં તેઓ સમજશે. તમે જ જુઓને! નરોત્તમભાઇ કહેતા હતા કે તમારાં ફોઈબાને વારેવારે કહેવા છતાં પુનર્લગ્ન કરવાની ના જ પાડી અને તમે ગંગાનાથભાઈ, નંદકુંવરબેન વિગેરેએ પણ ઉંચા સંસ્કારો એવા પાડયા છે કે તમને છૂટાં એકલાં રાખતાં મુંઝાતા નથી. તેવું અહિંજ. નરોત્તમભાઈ–જુઓને. સાસુજીના અવસાન પછી અનેક મનુષ્યોએ આ ઉંબરા ઘસી નાખ્યા ને લગ્ન કરવા સસરાજીને સમજાવ્યા પણ તે એકના બે ન જ થયા. સ્ત્રી પુરૂષનો અજુગતો સંબંધ જ એના માનસનું અને દેહનું અધઃપતન કરે છે." નલિનીએ કહ્યું.

"મોહનભાઈ કાંઈ અનન્તકુમાર વિષે કહેતા હતા ને!"

નલિની ચૂપ રહી.

"એના પર ને તમારા પર કોઈ આક્ષેપ હતો એવું મને લાગ્યું. હું છોકરાઓની સાથે અંદર આવી ને મારે કાને શબ્દો પડયા. સાંભળવું મને ઠીક ના લાગ્યું પણ કાનમાં પેઠેલા અક્ષરો કાઢી નાખી શકી નહિ." શાશ્વતીએ કહ્યું.

"એમનો સ્વભાવ શંકાશીલ છે એવું નથી. એ એમ માને છે કે સ્ત્રી પુરૂષ ગમે તે સંબંધમાં હોય છતાં તેઓ અમુક સમય પતિ–પત્ની તરીકે રહી પછી છૂટાં થઈ શકે છે. અમેરિકન કોન્ટ્રેકટ પદ્ધતિ એ તો કેવળ બહાનું છે. બાકી મનુષ્ય વિષય લાલસાની શુદ્ધ સીમા ઓળંગી જાય, પછી તે કોઇ પણ સુંદર સ્ત્રી યા પુરૂષના દેહોપભોગમાં લલચાય. વિષય એ વૃત્તિ જ એવી છે કે જે મનોનિગ્રહનો સંભવ જ હોવા દેતી નથી. એની વિરૂદ્ધ રહેવામાં વિપુલ પ્રમાણમાં આત્મબળની સતત જરૂર છે. લક્ષ્મીની વિપુલતા, દેખરેખની ખામી, માર્ગદર્શન ઓછું અને સંગ સોબત પ્રતિકૂળ એટલે આ આ વૃત્તિ વિકાસ વધુ ને વધુ પામી. નરોત્તમભાઈ પોતાની ભૂલ કબૂલ કરે છે. એ ભૂલના પરિણામે એમની વૃત્તિ

નિરંકુશ બની છે. અને તેમાં કાંઈ પુસ્તકો વાંચ્યાં છે, એટલે લઈ બેઠા છે કે હું પણ અન્ય પુરુષને પરણી શકું."

"પણ તેમાં અનન્તકુમારને કેમ ?"

"ખાસ કાંઈ નથી. પણ એમના એ મિત્ર. અહિં ઘણીવાર લગભગ રોજ આવતા. તેમ—સાંભળ્યા મુજબ એમણે એમનો તથા વિલાસબેનનો સંબંધ તોડાવવા અથાગ પ્રયાસ કરેલો. વળી મારો અનન્તકુમાર માટે સદ્‌ભાવ ઓછો નથી. તેમાં એક વખત એમણે મને સહાય કરી હતી એથી તે લઈ પડયા કે કદાચ મારી વૃત્તિ અનન્તકુમાર માટે હોય પરન્તુ એ કયાંથી જાણે કે ભાઈ વિનાની હું અનન્તકુમારને જ ભાઈ માનું છું અને દર શ્રાવણ પૂર્ણિમાએ હું એમને રક્ષાબંધન માટે રક્ષા મોકલું છું? નરોત્તમભાઈ જાણે છે અને એમની મારફત જ હું રક્ષા મોકલું છું." નલિનીએ કહ્યું.

શાશ્વતીને લાગ્યું કે નલિની સાધારણ મનોબળવાળી સ્ત્રી નથી.

"અનન્તકુમાર અહિં કેટલો વખત રહ્યા હશે ?" શાશ્વતીએ પૂછ્યું.

"અહિં રહેતા નહોતા પણ ઘણું ખરું આવતા જતા."

"કોઈ માસિક કાઢતા હતા ને?"

"હા. એમને અને અનન્તભાઈને માસિક કાઢવા શોખ હતો. પણ બધું કામ અનન્તભાઈ જ કરતા. લેખો લખાવી લાવવા, પોતે લખવા વિગેરે પણ તે એમને બહુ પસંદ નહોતું, એમ મને લાગતું હતું અને તે ખરૂં પણ નીકળ્યું."

"પોતાનું નામ પ્રખ્યાત થાય કદાચ—હાં—કોલેજ જીવનની વાત એટલે—હાં—હાં. કેતકીબેન કહેતાં હતાં તેમજ."

"કેતકીબેન શું કહેતાં હતાં!" નલિનીએ પૂછ્યું.

"એજ કે એમને છોકરીઓનો સહવાસ વધુ ગમતો. એમની પ્રશંસા કરવાનો એમને શોખ હતો અને માસિકમાં લેખ યા કવિતાને અંગે; તે માટે તક સાધી શકે. "શાશ્વતીએ કહ્યું.

"નલિનીની આંખમાં ક્ષણિક ક્રોધની છાયા આવી અને ગઈ. ભૂતકાળની ઝાંખી થઈ અને ગઇ.

"તમને માઠું લાગ્યું ?" શાશ્વતીએ નલિનીની મુખમુદ્રા પર થતા ફેરફાર જોતાં કહ્યું.

"ના—ના—"

"તમને પણ અનુભવ—કદાચ તમે એમની એ રીતિનાં ભોગ તો નથી થયાં ?" શાશ્વતીએ મહાન સાહસ કીધું.

નલિની શાશ્વતી સામે જોઇ રહી.

"હું મારી મરજીથી એમને પરણી હતી. હું એમને સંપૂર્ણ ચાહું છું. સાંજની અમારી વાત તમે સાંભળી હોત તો તમારી ખાત્રી થાત."

"તમારી પાસે એ માસિકની ફાઇલ તો હશે."

"હા એ છે."

"મને એ ફુરસદે આપશો ?"

"તમને એમાં રસ છે ?"

"હું જોઉં તો ખરી કે એમાં શું છે."

"જરુર જ, અનન્તભાઈના અમુક લેખો તો ખાસ વાંચવા જેવા છે. હું જે કાંઈ બળ પ્રાપ્ત કરી શકો છું તે એ લેખોને આધારે જ." નલિનીએ કહ્યું.

જમવાનો સમય થયો છે એમ મહારાજે ખબર કહાવી. નિયમ મુજબ નલિની ગઈ. જમવાની બરાબર તૈયારી છે કે નહિ તે જોયું.

શાશ્વતીનું મન સ્થિર નહોતું. એના મગજમાં અનેક વિચારો ઘોળાતા, ઘુમતા હતા. હંમેશ માફક સ્મિતભર્યા મુખારવિંદે તે સૌની સાથે જમી. વાર્તાલાપ કરતી સુવાનો સમય થતાં તે પોતાના ઓરડા તરફ ગઇ. અંદર ગઇ, ખુરસી પર બેઠી.

એનું ચિત્ત સ્થિર નહોતું. કોણ જાણે શાથી એના મગજમાં એકાએક અશાંતિ થઇ. પોતાનું મગજ એકાએક ઉનું થતું હોય તેમ લાગ્યું. અનેક વિચારોમાંના કયા વિચાર પર લક્ષ આપવું એ તેને સૂઝયું નહિ. એકાએક ઉઠી આમતેમ આંટા મારવા લાગી. પુસ્તક હાથમાં લીધું. પાનું ઉઘાડી વાંચવા માંડતાં કેવળ કાળા ડાઘા સિવાય એમાં એને બીજું કાંઈ દેખાયું નહિ. પુસ્તક બંધ કરી ઊંચું મૂક્યું. બારી ઉઘાડી. ઠંડો પવન આવ્યો. ફુલની સુગંધ આવી. તે ચમકી. એની સ્મૃતિમાં એકાએક એક લીટી ચમકવા લાગી.

સુંઘવું જો ના હતું તારે ચૂંટયું અનેરું પુષ્પ તે કાં ?

રાખ્યું ન જો હૈયે જડેલું, કીધું વિખુટું જૂથથી તે કાં ?

અનેક પુનરાવૃત્તિઓ આ લીટીની થઈ થઈ અને એમાંથી જાણે અક્ષરો કાંઈક પરિણતિ પામતા હોય, સીનેમાના ટ્રિક બીઝનેઝની જેમ અક્ષરોમાંથી એક આકૃતિ પરિણમતિ હોય તેમ બારીમાંથી દેખાતી આકાશની નીલિમામાં જડેલા તારકો અદૃશ્ય થતાં અનન્તની મુખાકૃતિ નજરે પડી.

કોઇ અદ્‌ભૂત દૃશ્ય જોતાં માનવ દૃષ્ટિ સ્થિર થઈ જાય તેમ તે સ્થિર થઇ ગઇ. શરીર કંપતું હતું. લોહી જોરથી વહેતું હતું. હોઠ કાંઇક હાલતા હતા. આંખો બેબાકળી પણ સ્થિર જોઈ રહી હતી. આકાશમાં અનન્ત ક્યાંથી ! ન સંભવે. શું એ પ્રતિબિંબાકૃતિ છે ! અને તેમ હોય તો શું અનન્ત આટલામાં છે ? ક્યાંથી હોય. કાલે એ આવનાર છે પરન્તુ આગગાડીમાં રહેલી વ્યક્તિનું તારકોના કિરણથી વક્રીભવન પામતું પ્રતિબિંબ

આ હોય એમ કેમ માની શકાય! નહિ મારા મનનું એ ભૂત છે. અનન્તની વાતો સાંભળેલી તેનું આ પરિણામ છે. આમ વિચાર કરતી શાશ્વતીએ આંખો ચોળી લુછી નાખી ફરી આકાશ પ્રતિ નજર કરી. તો તેને તેની તે જ અનન્તની આકૃતિ દેખાઈ! શું અનન્ત! તારી આ આકૃતિ આમ અનન્ત કાળ સુધી રહેવાની છે! અનેક જણોની દૃષ્ટિ આકાશ પ્રતિ પડતી હશે તેને પણ આ આકૃતિ દેખાતી હશે! નહિંજ. આવી આકૃતિ આમ હોય એમ સંભવી ન જ શકે. ખરેખર મારી દૃષ્ટિ જ સદોષ છે.

મારી દૃષ્ટિ સદોષ થવાનું કારણ? મારૂં ચારિત્ર્ય શુદ્ધ નથી? શું મેં મારા માનસ પર સંપૂર્ણ નિગ્રહ રાખ્યો નથી? વિકાર માત્રને દૂર રાખ્યો નથી? એ વૃત્તિથી જ શું હું કંપતી નથી? પુરૂષ માત્રને વિકારહીન દૃષ્ટિથી જોવા મેં સબળ ટેવ પાડી નથી? આ આકૃતિ ખરી તો નથી જ પણ મારા નયન પર ખૂપી રહેલી આકૃતિનું આ પ્રતિબિંબ છે એ ચોક્કસ.

અનન્ત! શું તારૂં આટલું સબળ વ્યક્તિત્વ છે કે તેં મારા નયનો પર ન ભૂંસાય એવી છાપ પાડી છે અથવા શું મારાં નયનોં એટલાં નિર્બળ છે કે તે આવી છાપ પાડવા દે છે? નયનો નિર્બળ હોય તો કોઈ પણ વ્યક્તિની આવી છાપ પડી શકે છે. પણ આ તો જ્યાં જ્યાં હું નયનો ફેરવું છું ત્યાં ત્યાં એજ આકૃતિ દેખાય છે.

"તરૂ તરૂને પાન પ્રીતમ નામ જોને તારૂં છે!"

અરે મને આવું કેમ થાય છે! હૃદય સ્થિર થા. નિર્બળ ના બન. તારે અને એને શું? એ લેખક છે તેથી તારે શું? એ તારા ભાઈને ત્યાં નોકરી કરે છે, સારો માણસ છે, હોંશિયાર છે, ખાનદાન છે તેથી તારે શું? એણે આયુર્વેદનો અભ્યાસ કરવા માંડયો, ફાર્મસીઓ જોઈ, પોતાનો મૂળ વિચાર ફેરવ્યો

વિગેરે વિગેરે તેમાં તને શું ! હરકોઈ માણુસ શેઠની યા ઉપરી અધિકારીની વૃત્તિ જોઈ કામ કરે તેમાં એણે શું વધારે કીધું ! મારે માટે કીધું એમ જો માનીએ તોયે શું ! ભલે એમ કરે ! શું એ નલિની બેન માટે ન કરે ? મારે માટે એટલી લાગણી મારે માટે એટલી લાગણી છે એ માનીએ તો પણ શું ? એની લાગણી, એના સદ્‌ભાવ એ માટે મારે એનો આભાર માનવો. મારે એવી જ લાગણી બતાવીને સદ્‌ભાવ રાખવો. ને તે હું ક્યાં નથી રાખતી!

કેવળ ભ્રમણા–ખરેખર ગાંડી થઈ ગઇ છું.

શાશ્વતી દીવો ઘેર કરી બ્લુ નાઈટ લાઈટ કરી પથારીમાં હાથ, પગ, મ્હોં વસુમતિએ પાડેલી ટેવ મુજબ ઠંડા પાણીએ ધોઇને સુતી.

દર્દીને, ખાઉધરા અક્કરાંતીઆને અને કામી જનોને ઉંઘ આવતી નથી એમ કહેનાર કવિએ ભૂલ કરી છે એવું લક્ષ્મીના અનધિકારી ઉપાસકો અને રાજનીતિમાં ખૂંપી ગયેલાં ભેજાંઓ કહે છે. શા માટે શાશ્વતીને નિદ્રા આવતી નથી ? કયો ઉશ્કેરક પ્રસંગ બન્યો છે ?

તે આંખ બંધ કરી પડી છે છતાં આંતર ચક્ષુ ખુલ્લાં છે. બગાસાં વારંવાર આવે છે. પથારીમાં માકણુ હોય તેવું લાગે છે. અક્કરાંતીઆપણું કીધું નથી છતાં પાસાં બદલે છે. તાવ નથી છતાં માથું ગરમ છે. પ્રેમની લાગણી અનુભવતી નથી છતાં વેદના છે. રાત્રિમાં ગહન શાંતિ છે છતાં કર્ણમાં પુનઃપુનઃ શબ્દોનો રણુકાર છે.

સૂંઘવું જો ના હતું તારે ચૂંટયું અનેરૂં પુષ્પ તે કાં ?

શું અનન્ત ગાય છે ? આજ લીટી ગાય છે! હા–એજ આકૃતિ–એજ મુખ–એજ શબ્દો–કોઇ દિવસ અનન્તને ગાતો મેં જોયો નથી અને એ આજે મધુર સ્વરે ગાય છે! અહા! અનનુભવિત આનંદ ! !

અનન્તે કાવ્ય પૂરૂં કર્યું છે, પણ એ આખું કાવ્ય ન ગાતાં એક જ લીટી ગાયા કરે છે!! મેં એણે લખેલું, એના હસ્તાક્ષરનું કાવ્ય મારી પાસે શા માટે રાખી મૂક્યું છે!! મારે હાથે લખીને એ કાવ્યની નકલ મેં એને શા માટે આપી છે! એવું કરવાની મારે શી જરૂર!. એના માસિકના એના લેખોની મેં શા માટે નલિની બેન પાસે માગણી કરી? ગમે ત્યારે વાંચી શકાત—એને માટે સદ્ભાવ, પ્રશંસા અને લાગણી. હા—લાગણી. આ કઈ લાગણી છે? દયાની, પરોપકારની, મમતાની, સ્વાર્થની, આનંદની, પ્રેમની—એના પર મારે દયા શા માટે કરવી? શું એણે મારો ગુન્હો કર્યો છે? કયો ગુન્હો? ને કદાચ ગુન્હો હોય તો દયા આ રીતે બતાવાય? મારે એના પર કયો પરોપકાર કરવાનો? ગરીબ હોય તો પૈસા આપું. બ્રાહ્મણ હોય તો દાન આપું. એ દુઃખી હોય તો એનું દુઃખ ઓછું કરૂં! પરોપકારને સ્થાન ક્યાં છે? એના વિષયમાં. એને માટે મમત્વ શું? એ નથી મારા સગા, સંબંધી કે મિત્ર. નથી આડોશીપાડોશી કે નથી એક ગામના, મારે કયા સ્વાર્થને અંગે એને માટે લાગણી રાખવી? એ મને કંઈ સહાય કરશે? મારે નથી એની પાસે પૈસો જોઈતો, નથી કામ જોઈતું, પછી? આનંદ અને પ્રેમ! એ બેને એની સાથે શો સંબંધ! શું એને માટે મને પ્રેમ છે!!! હા—હા—હા—હા. પ્રેમ કેવો? વ્હાલ કેવું! સદ્ભાવ છે કેમકે માણસ ઠીક છે. તો પછી તે દિવસનો પુષ્પનો પ્રસંગ ને મારો એની સાથે અનાયાસે વાર્તાલાપ અને પછી એને કવિતા લખવા પ્રેરણા આપવી આ બધું શું? કેવળ સદ્ભાવ!! શાશ્વતી તોડ કરી ના શકી. એનાં આંતર ચક્ષુ આગળ અનન્તની આકૃતિ પાસે ને પાસે આવતી એને દેખાઈ. એકાએક છેક નજીક આવતાં તે અદૃશ્ય થઈ ગઈ. શરીરમાં અનેરો કંપ થતાં આનંદ અનુભવતાં નયનો મિંચાઈ ગયાં.

રાત્રિની ગહન શાંતિ એના ઓરડામાં રાસ રમી રહી. એ શાંતિનો આનંદ એના દેહમંદિરમાં અજબ જ્યોતિ પ્રગટાવી રહ્યો.

## પ્રકરણ પર મું ] [ પ્રભાત

ઉષાનાં નયનનાં પ્રથમ કિરણે શાશ્વતીનાં પ્રથમ પાંપણુનાવાળને સ્પર્શ કર્યો. બીજું, ત્રીજું ચોથું એમ એક પછી એક કિરણો પાંપણના વાળ અને પછી પાંપણ અને તેનાં છિદ્રો દ્વારા અંદર પ્રવેશ કરવા લાગ્યાં. ઉષાના સંદેશ ત્યાં મૂકતાં ગયાં. અરુણની રકતતા શાશ્વતીના હૃદયના અનુરાગને જાગ્રત કરવા મથી. નહિ ઉષા કે નહિ અરૂણ સુષુપ્તિની જવનિકા ભેદી શાશ્વતીને જાગૃત કરી શકયાં. સૂર્ય બિંબનું પ્રથમ રક્તકિરણ શાશ્વતીના મુખારવિંદને કમલ સમ શોભાવી રહ્યું. જાણે શાંતિ સાગરમાં પલાશના પત્ર પર તેની દેહનાલિકા પર સુષુપ્ત થયેલું કમળપુષ્પ જાગૃત થવા મથતું હોય !!

સૂર્યકિરણના સ્પર્શે શાશ્વતીના દેહમાં રક્તભ્રમણમાં વેગ વધ્યો. પવનની લહરી એકાએક વાઈ. શાશ્વતી ઉઠી. સૂર્યબિંબ બારીમાંથી તેને નિહાળતું હતું તે ક્ષણભર જોઇ રહી. શું ભગવાન સૂર્ય એનાં હૃદયનું ઊંડાણ માપે છે ! શું એનાં હૃદયમાં કોઈ અનેરી ભાવના રેડી રહ્યા છે ! એના શયનાગારને ક્ષણભર કુમકુમ સમું કરી દેતાં કોઇ ભાવી કથન કરી રહ્યા છે!

શાશ્વતી ઉઠી. વસ્ત્રપરિધાન સ્વસ્થ કરતી પ્રાતઃકાર્ય કરવા બારણા બહાર નીકળી ત્યાં કાને બહાર ગાડી આવી હોય તેવો ઘોડાના દાબડાનો સ્વર કર્ણે અથડાયો.

હૃદય ધબકયું. શરીર કંપ્યું. મન મંથન પામ્યું. એજ.

હૃદયે શબ્દોદ્દગારને અનુમતિ આપી. એજ.

એ હોય તો શું ? શા માટે મારા હૃદયે ધડકવું જોઇએ ? શું હું નિર્બળ બની છું ? નહિ જ. મારે મારી રીતે જ રહેવું

જોઈએ. મારૂં સ્વત્વ ગુમાવી ન શકાય. ચાલ, શાશ્વતી! બળ ભેગું કર ચાલ.

શાશ્વતી નીચે ઉતરી હંમેશ માફક નિત્ય કર્મ કરવા જતી હતી. નીચેના હોલમાં થઈને જવા માટે હોલમાં પ્રવેશ કરતાં જ સામેથી એ હોલમાં પ્રવેશ કરતી અનન્તની મૂર્તિ દેખાઇ.

શાશ્વતીને દેહકંપ થયો. અનન્ત નમ્યો. સ્મિત કીધું. એ સ્મિત શાશ્વતીના દેહની રગેરગમાં વિદ્યુત વેગે પ્રસરી ગયું. ઇન્જેક્ષનની રસીની જેમ.

શાશ્વતીથી સ્મિત થઈ ગયું. નમન ઝીલાયું. ત્વરિત ગતિ કરી. નિત્ય કર્મ કરવા ગઈ.

અનન્તનાં નયન ક્ષણભર તેની આકૃતિની પાછળ ચોંટી રહ્યાં. ઉખેડવા ગયો ન ઊખડયાં. એણે નહિ ધારેલું દર્શન અનાયાસે થયું. દીર્ઘ શ્વાસ નખાઈ ગયો.

"અનન્ત મામા' તાબુત કેમ થઇ ગયા? વર્ષાના સ્વરે અનન્તને ગાઢ નિદ્રામાંથી જાગૃત કીધો. કેટલીક વાર માનવને ઊઘાડી આંખે ઉભા ઉભા નિદ્રા આવે છે, એ કથનમાં અસત્ય નથી. નિદ્રામાંથી અનન્ત જાગૃત થયો.

"ઓહો–વર્ષા! તું તો એકાએક વરસાને!' વર્ષાને ઉંચકી બે હાથે અદ્ધર કરતો અનન્ત બોલ્યો.

"તમે તો બારણા તરફ જોઈ રહ્યા હતા ને! પેલી 'મીઠડી' અહીંથી દડબડ દોડતી ગઇ તેનાં અપશુકન થયાં કે શું? વર્ષાએ મીઠડી–માનીતીનાં વખાણ કરતાં પૂછયું.

"મીઠડી! એ કોણ!!' અનન્તે વર્ષાને નીચે મૂકતાં જરા ચમકતાં પૂછયું.

"ક્યાં ગઇ! મીઠડી! અહિં આવી'તી વર્ષા?' પ્રમોદ મીઠડીને શોધતો આવી પહોંચ્યો.

“પણ એ મીઠડી કોણ ?” અનન્તે પૂછ્યું

“રોજ અહિં આવે છે. એના બાપનું મકાન હોય તેમ. કાલે આવીને હું જરા ચોપડી વાંચતો હતો ત્યાં દૂધ જ ગટગટાવી ગઈ.’ પ્રમોદે કહ્યું.

“તે તારે એની જોડે ન બને તો કાંઈ નહિ. મારી તો એ માનીતી છે. હું તો મારૂં બધું દુધ એને પાઈ દઈશ.’

“પણ એ ગઈ કયાં ?’ પ્રમોદે પૂછ્યું.

“આ અનન્તમામાને પૂછી જો. ટગરટગર એની પાછળ જોઈ રહ્યા હતા. એમને તો એનાં શુકન થયાં.”

“હા—હા—હા—હા—હા—” મીઠડી તે તમારી માનીતી બિલાડીબાઈ છે કે શું !” અનન્તનું ધડકતું હૃદય શાંત થયું.

“બિલ્લીનાં શુકન કે અપશુકન !” પ્રમોદે પૂછ્યું. “હું તો એને પકડીને સીધી મોકલાવી દેવાનો છું.”

“ચાલો, પણ શેઠ ઊઠયા છે ?” અનન્તે ટોપી ખીંટી પર મૂકતાં પૂછ્યું.

“પણ અહિંથી મીઠડીને જતી જોઈ કે નહિ તે તો કહો !” વર્ષાએ પૂછ્યું.

“હવે—મેં તો જોઇ નહોતી.” અનન્તે કહ્યું.

“ત્યારે આ બારણા તરફ તો તમે જોઈ રહ્યા હતા—” વર્ષાએ આંખો ઊંચી કરી, ભવાં ઊંચાં કરતાં પૂછ્યું.

“તે મીઠડી ત્યાંથી જાય તો જ બારણું જોવાય ! વર્ષા, ખરેખર, તું કાંઈ અવનવી જ વાત કરે છે.” પ્રમોદે કહ્યું.

“કાલે તું ‘અવનવો’ એ નવો શબ્દ શીખ્યો છે એટલે અવરનવર તું એ જ શબ્દ વાપરે છે.”

“તો એમાં ખોટું શું છે ?”

"મારી વાત અવનવી કેવી રીતે છે?"

"અવનવી એટલે વધારે નવી. અથવા નવા જેવી એવું વેણુભાઈ માસ્તરે શીખવ્યું છે. હવે આ બારણા તરફ હું જોઉં, તું જોય તેમ અનન્તમામા પણ જોય તેમાં તે બારણામાંથી મીંઠડીને જવાની જરૂર જ નહિ. છતાં તું માને છે કે મીંઠડી એ બારણામાંથી જાય તો જ અનન્ત મામા એ બારણાં તરફ જોઈ રહે. આ વાત નવા જેવી છે માટે અવનવી. બિલ્લાડી ઉંદર ખાય તે મીંઠડી ન કહેવાય છતાં તું એને મીંઠડી કહે છે માટે તે મીંઠડી પણ અવનવી. એ મીંઠડી મને કડવી લાગે છે કેમકે મારું દૂધ પી જાય છે છતાં તું તેને મીંઠડી કહે છે માટે તું પણ અવનવી." પ્રમોદે પ્રમાણસર વાત કરી.

"તું તારી મેળે એને તારા દૂધમાંથી દૂધ પાય છે છતાં મીંઠડી પી ગઈ એમ તું કહે છે માટે તારી વાતે અવનવી ને તું પણ અવનવો." વર્ષાએ લ્હેકો કરતાં કહ્યું.

"હું તો પાઉં કેમકે વેણુભાઈ માસ્તરે કહ્યું હતું કે અતિથિનું સન્માન કરવું. જમવા બેઠાં હોઈએ ને કોઈ આવે તો તેને જમાડવો. પાણી પીતા હોઇએ ને કોઇ આવે તો તેને પાણી પાવું. હું દૂધ પીતો હોઉં ને બીલ્લીબાઇ આવે તો મારે તેનું સન્માન કરવા દૂધ આપવું જોઇએ. તે મેં આપ્યું પણ તેણે તે પીવું ન જોઇએ." પ્રમોદે કહ્યું.

"કેમ? એમ કેમ?" અનન્તને રસ પડ્યો.

"એણે વિવેક શીખવો જોઇએ. વેણુભાઈ માસ્તરે કહ્યું હતું કે આપણે અતિથિ તરીકે જઈએ તો જમવાની, ચ્હા પીવાની વિવેકથી ના કહેવી જોઇએ. એ વિવેક વર્ષાની મીંઠડીએ ન રાખ્યો માટે તે મીંઠડી નહિ પણ કડવી. દૂધચટ્ટી." પ્રમોદે કહ્યું.

"તે વળી બિલાડીને વિવેક કેવો ને વિનય કેવો!" વર્ષાએ પાછો લ્હેકો કર્યો.

"તું ભણેલી છે છતાં તારી મીઠડી ભણેલી નથી એ અવનવું છે!!" પ્રમોદે નવો તુક્કો કર્યો.

"બરાબર, વર્ષાબેન! તમે મીઠડીને નિશાળે કેમ લઈ જતાં નથી?" અનન્તે કહ્યું.

"મારી નિશાળમાં કોઈ પૂછડીવાળી આવતી નથી." વર્ષાએ કહ્યું.

"આવે છે, આવે છે, આવે છે પૂછડીવાળી તો ઘણી આવે છે. માથા પરથી લાંબુ પૂછડું લટકે છે." પ્રમોદે તાળી પાડી.

વર્ષાથી હસી દેવાયું.

"પ્રમોદભાઈ! વકીલ સાહેબ થજો હો! પણ અનન્ત-મામા! તમે બારણા તરફ કેમ જોઈ રહ્યા હતાં- તે તો કહો." વર્ષાએ પાછી સૂજન જૂની વાત ઉપાડી.

"તે વળી એ આંખે જોઈ રહ્યા હતા. એમાં તને અવનવું શું લાગ્યું?" પ્રમોદે કહ્યું.

"પાછું તારું અવનવું." વર્ષાએ મ્હોં મચકોડયું.

"હું ઘરમાં આવ્યો. મેં તમારા બેનો અવાજ સાંભળ્યો. મને લાગ્યું કે વર્ષાનો ઝરમર અવાજ આ બારણામાંથી આવે છે તેથી હું આ બારણા તરફ જોઈ રહ્યો હતો ત્યારે વર્ષાબેન તો બીજી બાજુથી જ ટપકી પડયાં." અનન્તે હસતાં કહ્યું.

"એમ કે? હં." વર્ષાએ ટહુકાર્યું.

અનન્ત સમજ્યો. અહા! પ્રૌઢ જાણતાં નથી હોતાં કે બાળકની જાત કેટલી ચકોર હોય છે!! કેટલીકવાર એની તીક્ષ્ણ

દૃષ્ટિ કેવું નિરિક્ષણ કરે છે! અને તેમાં વળી સ્રી જાત!! એણે વિચાર કીધો.

"કેમ વિચારમાં પડયા?" વર્ષાએ પૂછ્યું.

"એટલા માટે કે તમે દૂધ પીધું. વેણીભાઈ માસ્તરે અતિથિનું સન્માન કરવા તમને શીખવ્યું છે છતાં મને દૂધ નથી આપતાં કે ચા નથી આપતાં વાહ, ભાઇ," અનન્તે પલટો મચેં.

"તે ચાલોની અંદર. દિવાનખાનામાં ચ્હા દૂધ પીવાનાં હોય ખરાં!" પ્રમોદે કહ્યું

"શેઠ બોલાવે છે." નોકર કહી ગયો.

"ચાલો."

અનન્ત ઉઠયો. એક હાથે પ્રમોદ અને બીજે હાથે વર્ષા વળગ્યાં હતાં.



અનન્ત જમીને કોર્ટમાં ગયો હતો તે છેક સાંજના ૭ વાગે આવ્યો. નલિની અને શાશ્વતી હોલમાં બેઠાં હતાં. શાશ્વતી નલિનીના કેટલા પ્રશ્નોનું સમાધાન કરતી હતી. મેટરનીટી હોસ્પિટલમાં હાલમાં શી શી ખામીઓ એને દેખાતી હતી તે વિષે વિસ્તારથી સમજાવતી હતી. સૂતિકાગૃહ આરંભમાં જેટલી કીર્તિ અને પ્રખ્યાતિ મેળવવા પ્રયાસ કરે છે તેટલો ને તેવો સંગીન પ્રયાસ પ્રખ્યાતિ થયા પછી રાખતાં નથી. સ્ત્રી ડૉક્ટરો પોતે સ્ત્રી જાતિના પ્રાણદાતા દેવો હોય, તેમની દવા તે સંજીવિની મંત્ર હોય, તેમની ચિકિત્સા તે દીર્ઘાયુ ભાવનો આશીર્વાદ હોય તેવું ઘમંડ તેઓ ધરાવે છે. દરદી પાસે આવતાં, કે પ્રસૂતિના સમયવાળી સ્ત્રી આવતાં જાણે તેઓએ માંદા પડવાનું અથવા ગર્ભ ધારણનું મહાપાતક સ્વીકારી લીધું હોય અને તેનું પ્રાયશ્ચિત કરાવનારા પોતે મહાસમર્થ ઋષિઓ હોય એવી તેમની મુખમુદ્રા હોય છે. એમના લાંબા શ્વેત ઝભ્ભાની શ્વેતતામાં જાણે પરમાર્થનાં પુષ્પો ગુંથાયાં ન હોય, એમના ગળામાં લટકતાં સ્ટેથોસ્કોપ જાણે સમગ્ર ભૂભાર ખમનાર શેષ નાગની શક્તિ ધરાવતાં ન હોય, એમનાં નયનોમાં જાણે સૂર્યના તાપે પૃથ્વીને શાંતિ આપનારા ચંદ્રો ચમકતા ન હોય, એમની વાણીમાં જાણે સમગ્ર વિશ્વનું શાસન કરવાનું શ્રીભગવાન્ વિષ્ણુનું સામર્થ્ય ન હોય તેવો ડોળ હોય છે. નર્સો ખીલાના જોરે કૂદતી વાછરડીઓ સમી, સૂતિકા સ્ત્રીઓને અવનવાં મ્હેણાં દેતી, તેનાં બાળક પ્રતિ કેટલાકવાર કરડી આંખ કરતી, ડૉક્ટરની હાજરીમાં વહાલભર્યા શબ્દો બાળકોને તથા સૂતિકા સ્ત્રીઓને કહેતી, સૃષ્ટિની ખરી વિધાત્રી હોય તેવો દમામ રાખે

છે. સૂતિકા સ્ત્રીના સ્વાસ્થ્ય આરોગ્ય અને તેમની મનઃપ્રશાંતિ તરફ પૂરતું લક્ષ કોણ આપે છે? અમુક ક્રમવિહિત હોય તેજ ક્રમે યંત્રવત્ કાર્ય ચાલ્યાં કરે છે. નાનાં બાળકો અને પ્રસૂતિની વેદના બાદ શિથિલ બનેલું શરીર અને માનસ–તે પરત્વે માનસશાસ્ત્રના ધારાધોરણ અનુસાર કોણ ધ્યાન આપે છે?

ડૉકટરના દિલમાં દયા, સદ્દભાવ અને લાગણી હોવી જોઈએ. એની આંખમાં સહાનુભૂતિ, પ્રોત્સાહન, આત્મવિશ્વાસ ઉત્પન્ન કરનારૂં સબળ તેજ, હિંમત ઉત્પન્ન કરનારા ભાવ હોવા જોઇએ. એમની વાણીમાં મીઠાશ. સમભાવ, વાત્સલ્ય, મૃદુતા હોવી જોઇએ. તે ક્યાં છે? આવા આવા અનેક પ્રશ્નો નલિનીએ શાશ્વતીને કર્યાં હતા. કેટલાક દોષો પૂર પ્રમાણમાં છે એમ શાશ્વતીએ કબૂલ્યું હતું. કેટલાકમાં એને અતિશયોક્તિ લાગી હતી.

'મેડીકલ કોલેજમાં.' શાશ્વતીએ છેવટે કહ્યું, "દર્દીના માનસશાસ્ત્રના અભ્યાસ પરત્વે ખાસ ધ્યાન આપવું જરૂરનું છે. બાલમાનસ, પ્રૌઢમાનસ, સમૂહમાનસ, સ્ત્રીમાનસ એમ વિવિધ માનસનો અભ્યાસ થાય તેમ શા માટે દર્દીનાં માનસ, તેની વૃત્તિ વગેરેનો અભ્યાસ ન રાખવો એ મને સમજાતું નથી. કેટલાક માનસશાસ્ત્રીઓ માનસશાસ્ત્રના આધારે દર્દીનાં દુઃખ દૂર કરે છે પરન્તુ દર્દીઓ તરફ પોતાનું તેમજ સારવાર કરનારનું વર્તન કેવું હોવું જોઇએ, અમુક અમુક રોગમાં તે કેવું હોવું જોઈએ વગેરે વગેરે ખાસ સમજવાની જરૂર છે, એ હું સ્વીકારૂં છું." શાશ્વતીએ કહ્યું.

"હું એક દાખલો કહું. મેનીનજાઈટીસનો રોગ છે, ટી.બી. સ્પાઈનલ અસર છે એમ નિદાન ડૉકટરે કીધું. આ રોગ કેવો છે?" નલિનીએ પૂછ્યું.

"ભયંકર, દર્દી ભાગ્યે જ સ્વસ્થ રહી શકે. એને એની કરોડરજ્જુમાં અત્યંત વેદના થાય છે, માથામાં ભયંકર દર્દ થાય

છે. ક્ષણુભર પણુ એક બાજુ તે સ્વસ્થ રહી શકતો નથી. એને માટે રેતીની પેટી બનાવી તેમાં દર્દીને રાખવામાં આવે છે. એનું મગજ સ્હેજ પણુ ઉશ્કેરાવું જોઈએ નહિ." શાશ્વતીએ કહ્યું.

"છતાં આવો દર્દી દુઃખની વેદના ન ખમી શકતાં આક્રંદ કરતો હતો ત્યાં ડોકટરે આવી તેને ધમકી આપી. આખી હોસ્પિટલ તમારે લીધે અશાંત બને છે. કેવા મૂર્ખા છો? શાંત થાઓ. કહું છું કે શાંત થાઓ નહિ તો અહિંથી ઊંચકી ફેંકી દેવડાવીશ. તમારાં મળમૂત્ર પથારીમાં જ રખાવીશ, શું સમજો છો?" નલિનીએ કહ્યું.

"ડોકટર કોઇ નવો શીખાઉ હશે." શાશ્વતીએ કહ્યું.

"એવો જ દાખલો પણુ ઉદ્ધત બેદરકારીનો–પ્રસૂતિ ગૃહનો કહું. એક બાઇને છેલ્લા દિવસો જતા હશે. તબિયત સારી. નામ નોંધાવેલું. પરન્તુ સવારના એને કાંઈક અજુગતું લાગ્યું. કલાકમાં છાતી મુંઝાવવા લાગી. મુંઝારો વધ્યો. હોસ્પિટલની સ્ત્રીડોકટરને બોલાવી. 'ગાડી લાવો'. ગાડી ન મળે. ઘણી આજીજી કરી કે ઘર બે મિનિટ જ દૂર છે ચાલો તો કૃપા. પરંતુ પરમાર્થ કે પરગજુપણું ડોકટરની મટીરીઆ મેડીકામાં હોતું નથી. એથી તે બાઈએ કલાક કાઢી નાંખ્યો. માંડ માંડ દર્દીનો વાલી ગાડી મેળવી દોઢ કલાકે આવ્યો. બાઇસાહેબની બેગ તે માણસે ગાડીમાં મૂકી. બાઇસાહેબ દર્દી પાસે આવ્યાં. "કેમ શું છે? આમ કેમ પડયાં છો? જરા હોંશિયારી રાખો. આ કંઈ પહેલી વખતની પ્રસૂતિ છે કે ગભરાઓ છો? કાલે ભજીયાંભૂસાં ખાધાં હશે." આમ વાગ્ધારા છૂટી. દર્દીબાઈથી બોલી શકાતું નહોતું. તેણે ડોકું ધૂણાવ્યું ને મંદ હાથે ના કહી. "પણુ હું તે માનું જ નહિ. તમારા લોકોના જીભના ચટાકા જવાના જ નહિ. ચાલો, દોઢ ચમચો એરંડીયું આપો. અથવા—નહિ—એનીમા આપો."

અભણ મનુષ્ય એનીમા- તે સમજી ના શક્યો એટલે બોલ્યો એની મા તો વડોદરા છે. તાર કીધો છે રાતે આવશે.

"અરે આટલું સમજતા નથી ! ઝાડાની પીચકારી આપો." લેડી ડોકટર બોલ્યા.

"પણ તે કેમ અપાય!"

"તે એનીમા રાખતાં નથી! દરેક જણે ઘરમાં એનીમા રાખવો જ જોઇએ. જોયું! આપણી કેળવણી કેટલી પાછળ છે. આટલી કોમનસેન્સ નથી. ઠીક. એરંડીયું આપો એટલે ઠીક થઈ જશે. બપોરે હકીકત કહેજો. કદાચ સાંજે છોકરૂં જન્મશે. હોશિયાર રહેજો."

લેડી ડોકટર ઉભાં થયાં. દર્દીનાવાલીએ બે રુપીઆ હાથમાં મૂકયા. બાઇનો મિજાજ ગયો. નીચે ફેંકી દીધા. "મારી ફી રૂપીઆ પાંચ છે."

દર્દીના વાલીએ રૂપીઆ પાંચ આપ્યા. દિવેલ લઈ આવ્યો. ચ્હા કરી. પત્નીને દિવેલ પાવા ગયો. પણ તે બિચારી બેભાન જેવી હતી. મોં ઉઘડયું નહિ. પતિ ગભરાયો. પાછો હોસ્પિટલ દોડયો.

"તમે લોકો ઘડી ઘડી હેરાન કરો છો તે ન પાલવે. અમારે એક દર્દી જોવાનો નથી. અનેક છે." બાઇએ કહ્યું.

"પણ, બેન! તે બેભાન છે."

"અરે બેભાન કેવાં! એ તો લાડ. તમારા પૈસા ખરચાવવાની વાત. જાઓ, અહિં લઈ આવો."

"પણ બેભાન જેવીને કેવી રીતે લાવું!"

"તો નર્સને મોકલું છું. અહીં લાવવાનું જે બીલ થશે તે આપવું પડશે." બાઇએ કહ્યું. ગભરાયલા તે પતિએ કબૂલ્યું. ગાડી કીધી. નર્સને લઇ ગયો. પત્નીને સૂતિકાગૃહમાં મૂકી ગયો.

"બપોરે ત્રણ વાગે ખબર કાઢજો. તમે બાપ થયા હશો." બાઈએ ઘડિયાળ સામે જોઇને કહ્યું.

"ચ્હા બા આપવી હોય, ખવડાવવું હોય, તો બાર વાગે.' પાછળથી ઉમેર્યું.

પતિ ગયો. બાર વાગે ચ્હા લઇને આવ્યો. પત્નીને કાંઈક ઠીક દીઠી. એને હિંમત આવી. પત્નીએ ચ્હા પીધી. બે કોળીઆ ખાધા. સુઇ ગઈ. પતિ ઘેર ગયો.

ત્રણ વાગે પતિ ખબર કાઢવા આવ્યા.

"She is dead and lies in that corner room." લેડી ડોકટરે કહ્યું.

પતિ આંખો ફાડી જોઈ રહ્યો.

"શું મારી સ્ત્રી મરી ગઇ?" તેનાથી મોટા અવાજે બોલી દેવાયું.

"ઘાંટા ના પાડો. હોસ્પિટલ છે, તપાસ કરો પેલી છેલ્લી ઓરડીમાં." બાઇ સાહેબે કહ્યું.

"પણ–પણ–"

"પણ બણ શું. અમે શું કરીએ. અમે કોઇ દેવ છીએ. જઇને જુઓ એટલે ખબર પડશે." બાઇ સાહેબ બીજું સાંભળવા ન રહેતાં દર્દીઓને જોવા ગયાં.

હતાશ પતિ. અણધાર્યો ફટકો. લેડી ડોકટરનું મૃદુ, કોમળ સમભાવવાળું હૃદય. રડી પડયો. હિંમત રાખી પૂછતો પૂછતો છેવટની ઓરડીએ ગયો.

પત્નીને એક પાટ પર નાંખવામાં આવી હતી. ઓરડો જાળાંથી ભરપૂર. કચરાથી ભરપૂર. શબ પર માખી બણબણે.

દૃશ્ય અસહ્ય હતું.

" ઓ પ્રભુ! ઓ રામ! તે બારણા આગળ બેસી ગયો. ટાંટીઆ ભાગી ગયા.

અંતે બધી વિધિ બાદ એણે હોસ્પિટલ ચલાવનારી કમિટિમાં તપાસની માગણી કીધી. કમિટિએ સહૃદય તે સ્વીકારી. સહૃદયે કમિટિ અમુક માસે મળી. સર્વે સભ્યોએ સહૃદયે વિચાર કીધો. સહૃદયે લેડી ડાકટરનો ખુલાસો માગ્યો, લેડી ડોકટરે સહૃદયે બીલ કરી સહૃદયી ખુલાસો આપ્યો. તે સહૃદયે વંચાયો. ને તે પછી સહૃદયે જવાબ પેલા પતિને અપાયો.

" ત્રણ વાગ્યાનો પ્રસૂતિ સમય આવે તે પહેલાં બાળક પેટમાં મરી ગયું ને તેનું ઝેર શરીરે ચઢી ગયું. પૂરતા ઉપચારો કરવામાં આવ્યા હતા. બાઈના પતિને બેવાર તેડવા માણસ મોકલેલું પણ તેઓ હાજર થયા નહોતા. બીલ રૂપીઆ ત્રેપનનું થાય છે તેની વિગત નીચે મુજબ. "

" બોલો શાશ્વતી બેન? આ શું કહેવાય? " આ ગોઠવી કાઢેલી વાત નથી પણ મારી બેનપણીની છે હો!'

" તે હશે. હું ના નથી કહેતી.' શાશ્વતીએ કહ્યું. 'બનવા જોગ છે.'

' ના બન્યું છે. છતાં કમિટિમાં બાઈની લાગવગ. અમુક સભ્યોએ તેને બરતરફ કરી, કેસ ચલાવવા દરખાસ્ત રજુ કરી હતી. પણ બાઇ સાહેબની લાગવગ વિશેષ એટલે દરખાસ્ત પસાર ના થઇ. વર્ષ દોઢ વર્ષે તેમને રાજીનામું આપવાની ફરજ પડી.' નલિનીએ કહ્યું.

' હવણાં નવું સંશોધન શરૂ થયું છે. મુંબઇમાં એસ્ટ્રોનોમિકલ એસોસીએશન છે. તેના સભ્યોમાં કેટલાક સંશોધન કરે છે. અલબત જ્યોતિષની દષ્ટિએ દર્દ, દવા અને જ્યોતિષનો સંબંધ શોધે છે. તમે કહ્યા તેવા કેસની ખબર પડતાં. જેમકે કોઇને ભયંકર એક્સીડન્ટ થયો હોય ને તે હોસ્પિટલમાં હોય

તો તે સંશોધકોને ખબર પડતાં હોસ્પીટલમાં આવી દર્દીની જન્મ તારીખ, વર્ષ ને જન્મ સમય નોંધી જાય છે અનેએકસીડન્ટ કયા પ્રકારનો, કેવી રીતે, ઈજા થયેલા અવયવો વગેરેની પણ નોંધ લે છે ને એના પરથી તેઓ નિયમો ઘડે છે. સર જે.જે. હોસ્પીટલમાં હમણાં હમણાં ચાર પાંચ કેઈસ તેઓ નોંધી ગયા છે. આ બાઈની કુંડળી આ લોકોને આપી હોત તો કદાચ તેઓ કોઈ જાતનું અજવાળું પાડી શકત.' શાશ્વતીએ કહ્યું.

'એમ જ્યોતિષ અને વૈદકને સંબંધ છે? નલિનીએ પૂછ્યું.

આજ વખતે અનન્તનું આવવું થયું. એને કાને આ શબ્દો પડયા.

"શું પૂછ્યું નલિની બેન! જ્યોતિષ અને વૈદકનો સંબંધ! લ્યો, આ પુસ્તક 'રાફેલ' અને 'એલનલીઓનું' મેડીકલ એસ્ટ્રોલોજી' અનન્તે બેગમાંથી બે પુસ્તકો કાઢયાં.

"ઓત્તારી! તમને વળી આ શોખ કયાંથી લાગ્યો? નલિનીએ કહ્યું.

"તમે જાણો છો ને કે કેદારનાથજીને ત્યાં ગયા પછી મને વૈદકનો શોખ લાગ્યો છે!'

"હા, પણ તે તો તમારે શાશ્વતી બેનને અભ્યાસમાં મદદ કરવાની હશે તેથી. પણ સાથે સાથે જ્યોતિષને કયાં દાખલ કરી દીધું?' નલિનીએ પૂછ્યું.

"અકસ્માત!"

"અકસ્માત?"

"અકસ્માત જ. ગોંડળ રસશાળા જોઈને હું વૈદરાજને ત્યાં બેઠો હતો. દર્દ ચિકિત્સા સંબંધી ત્યાં થતી વાતો સાંભળતો હતો ત્યાં પ્રશ્ન ઉભો થયો. અમુક દર્દીને તાવ ઉતર્યા પછી સખત ઉધરસ થઇ, પછી પેટનો દુખાવો થયો એમ

એક પછી એક દર્દ ચાલુ ત્યાં તેનું કારણ? એક જણે અભિપ્રાય આપ્યો કે ગ્રહોની દશા ખરાબ હોય છે ત્યારે ઔષધ કાંઈ કામ કરતાં નથી. દશા ઉતરે ત્યારે જ દર્દ શમે. આથી સાબીત થયું કે દર્દ ઉત્પન્ન કરવાની શક્તિ ગ્રહોમાં છે. ત્યારે એક જણે વૈદ્યરાજને પ્રશ્ન પૂછ્યો કે, ગ્રહને અનુકૂળ દવા કે ઔષધોપચાર કરવામાં આવે તો તે ઔષધોપચાર સફળ નીવડે કે ગ્રહોનાં અનુષ્ઠાન સફળ નીવડે? ઘણું ખરૂં તો અનુષ્ઠાનની પ્રથા ચાલુ છે. જોશી મહારાજ કહેશે કે શનિની દશા છે. શનિવાર કરો. શનિના જપ કરો. શનિનાં દાન કરો. અમુક સંખ્યામાં બ્રાહ્મણ જમાડો હવે પ્રશ્ન એ થયો કે એમ કરવાથી ગ્રહનું બળ કેવી રીતે તૂટે! કેમકે ગ્રહોની અસર સૂક્ષ્મ છે." અનન્તે કહ્યું.

'એ વાત પણ ખરી. અનુષ્ઠાન બનુષ્ઠાન તો બધાં ઠીક છે" નલિનીએ કહ્યું.

"મહારાજોને કમાવવાનું સાધન.' શાશ્વતીએ એકાએક પૂર્તિ કરી.

"એક રીતે જોવા જઈએ તો એવું નથી. જોશી મહારાજ ત્યાં બહુ જાણીતા છે તે પણ બેઠા હતા. તેમણે કહ્યું કે સર્વ દુઃખનું મૂળ મન છે. મન અને ઇન્દ્રિઓ ઘણી સૂક્ષ્મ છે. જેવી રીતે ટેલીફોન કરવાનું યા તો રેડીયો બ્રોડકાસ્ટ કરનારું યંત્ર એને રીસીવીંગ યંત્રની જરૂર પડે છે; જેમ એ બંને સાબીત હોય તો જ સંદેશ મોકલાય છે તેમ દરેક ગ્રહની સારી માઠી અસર તેનાં કિરણોમાંથી નીકળે છે. અગ્નિનો તાપ સૂક્ષ્મ છે આથી પિત્ત થાય. શરદીની ઠંડી સૂક્ષ્મ છે આથી શરદી થાય. ખટાઈનો પવન—જેમકે આમલીનાં ઝાડ ઉપરથી આવતો પવન શરીરના સાંધા તોડી નાખે—તેમ તે ગ્રહોના કિરણો દરેક મનુષ્યનાં માનસને સ્પર્શ કરે છે. આ માનસનું જેવું બંધારણ તેવી અસર. માનસનું

બંધારણ અનેક પૂર્વજન્મના પ્રયાસોની સફળતા અને નિષ્ફળતા પ્રમાણે સબળ અને નિર્બળ રહે છે. સ્ટેલિન, ચર્ચીલ, હિટલર વિગેરેનાં માનસ પત્થર જેવાં પ્રબળ, એના પર ગ્રહોના કિરણોની અસર જુદી. આપણાં માનસો પર એજ કિરણોની અસર જુદી અને તેથી એ સૂક્ષ્મ અસર મન પર અસર કરે. ઇન્દ્રિયોની સૂક્ષ્મ વૃત્તિ પર કરે, રક્ત સંચાલનમાં ફેરફાર થાય. એમ એમ શરીરનાં બંધારણ અવયવો વિગેરે પર ફેરફાર થાય, રોગ થાય વિગેરે."

"પણ તેને અને અનુષ્ઠાનને શું?" નલિનીએ પૂછયું.

"શુદ્ધ, સાત્વિક ભાવે, એકાગ્ર ચિન્તે જે મનુષ્ય શુદ્ધ સ્વરથી મંત્રોચ્ચાર કરે તો તે મંત્રોનાં ઉચ્ચારથી ઉત્પન્ન થતા અક્ષરોનાં મોજાં માનસને સબળ બનાવી ગ્રહોના કિરણોની અસર ઓછી કરે છે. જેમકે સૂર્યનાં કિરણોમાંનાં અમુકજ કિરણો કાચમાંથી આરપાર જઈ શકે."

"મગજમાં એકદમ ઊતરે એવી વાત નથી." નલિનીએ કહ્યું.

"કઠિન છે, આથી શરીરના દરેક અવયવ ઉપર ગ્રહોની અસર શોધી છે, અને સામાન્યતઃ તે ગ્રહોનાં સ્થાન, દૃષ્ટિ, પરસ્પર સબંધ વિગેરેની ગણત્રી ઉપરથી શરીરનો અમુક ભાગ સબળ છે યા નિર્બળ છે તે નક્કી થાય છે. સબળ ભાગ નિર્બળ ક્યારે બનશે? ગ્રહની અસર કેવી કરશે તેનું અનુમાન થાય છે. જોશી મહારાજે કહ્યું કે ચોથું સ્થાન શરીરના ઉદરનું છે. ત્યાં વાયુપ્રકોપ કરનાર ગ્રહ હોય જેમકે શનિ કે રાહુ કે મંગળ હોય તો તે મુજબ રોગ કરશે. મંગળ ખરાબ હોય અને ખરાબ દૃષ્ટિનો હોય તો પોતાની દશા તથા તે વખતના ગોચર પરથી ઓપરેશન કરાવવાની સ્થિતિ આણે. શનિ વિગેરે વાયુ પ્રકોપ કરી હૃદયના ધડકા વધારે. પંચમમાં શનિ ખરાબ દૃષ્ટિવાળો હોય તો હૃદય નિર્બલ કરે એમ એમ અનેક વાતો કહી. આથી મને થયું કે આવાં પુસ્તકો વેચાતાં લેવાં ને વાંચવાં."

"કેટલાં મળ્યાં?" નલિનીએ પૂછ્યું.

"ભારતીય જ્યોતિષ ગ્રંથોમાં પણ રોગાદિ વિષે પ્રકરણો છે એટલે એ દૃષ્ટિએ એ અભ્યાસ કરવો જોઈએ, તેમજ અંગ્રેજીમાં પણ છે."

"ત્યારે તો શાશ્વતી બેને કહ્યું તેમ તમે અહિંના જ્યોતિષી મંડળના સભ્ય બનો." નલિનીએ કહ્યું.

"શું જ્યોતિષી મંડળ છે-એટલે?" અનન્તે પૂછ્યું.

"હા. જે જે હોસ્પિટલમાં ભયંકર અકસ્માતોના કેઇસો આવે છે કે ભયંકર રોગોના દર્દીઓ આવે છે ત્યારે આ મંડળના સંશોધનકાર્યમાં રસ લેનારા અભ્યાસકો આવીને તે દર્દ ઉપડવાનો, અકસ્માત થવાનો ટાઇમ નોંધીને તેમજ તે દર્દીઓના જન્મની સાલ, માસ વગેરે જાણી લઈને અમુક સંશોધન કરે છે." શાશ્વતીએ કહ્યું.

"ત્યારે તો બરાબર જન્મના અને દર્દ થવાના સમયની કુંડળી ઉપજાવી ગ્રહોની સ્થિતિ પર વિચાર કરે છે. ઉંધો પ્રોસેસઃ આ અકસ્માત થયો કે આ દર્દ થયું ને ગ્રહો આ સ્થિતિમાં છે તો એનો સંબંધ કેવો હશે! અમુક ગ્રહ અમુગ રોગના કારક છે. તો તે કયા સ્થાનમાં કઈ રાશિમાં છે વગેરે, સમજ્યો." અનન્તે કહ્યું.

"તમે પણ માથું મારવા માંડયું છે એવું લાગે છે." નલિનીએ તારવણી કરી.

"માથું તો મારવા જેટલી શક્તિ આવી નથી પણ દૂરથી દૃષ્ટિપાત કરવાનું મન થાય છે ખરૂં. મને આ વિષય રસિક લાગે છે. અભ્યાસ કરવાનું મન થાય એવો વૈદ્ય કે ડોકટર જ્યોતિષી હોય તો ઘણી સારી ચિકિત્સા થાય." અનન્તે કહ્યું.

"એટલે દરેક ડૉક્ટરે દર્દીના જન્માક્ષર જોતાં શીખવું, દર્દીએ ડૉક્ટરના દવાખાને જન્માંક્ષર લેતા જવું! હા–હા-હા." નલિની હસી પડી.

"ના. છેક એવું તો નહિ. પણ ગંભીર દર્દોમાં જો ડૉક્ટર પોતાના અનુમાનથી દર્દીની નોંધ લે અને પછી ગ્રહોની અસરનો વિચાર કરે તો કાંઈક વિશેષ સફળતા મળે ખરી." અનન્તે જરા ગંભીરપણે કહ્યું.

"એના કરતાં એ એટલે દર્દ વિભાગના અભ્યાસની જ્યોતિષ વિષયમાં યુનિવર્સિટીએ પી. એચ. ડી. ની ડીગ્રી આપવી ને ભયંકર રોગોમાં ડૉક્ટરોએ જ્યોતિષીને કન્સલ્ટ કરવા. બંને જણા કાગળ પર અલગ અલગ ચિકિત્સા લખી રાખે ને દવા સૂચવે. પછી બંને હકીકત મેળવી નિર્ણય પર આવે એ શું વધારે યોગ્ય નથી?" નલિનીએ પૂછયું.

"જરૂર જ. મને એ ગમ્યું. જ્યોતિષ અને આયુર્વેદ અન્યોન્યનાં પૂરક થઈ શકે." અનન્તે છેવટનો નિર્ણય કીધો.

"અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતિની જેમ. ખરૂં ને?" નલિનીએ કહ્યું.

અનન્તે સ્મિત કીધું.

"ને તેમાં સ્ત્રી જ્યોતિષી હોય કે ડૉક્ટર હોય અને પુરુષ ડૉક્ટર હોય યા જ્યોતિષી હોય તો–તો–હા–હા–હા–બરાબર ચોકખું બંધબેસતું આવે." નલિનીએ હસતાં હસતાં કહ્યું.

"અખતરો અજમાવવા જેવો." અનન્તે કહ્યું.

"શાશ્વતીબેન! જ્યોતિષ શરૂ કરો." નલિનીએ કહ્યું

"મેં તો એકડો નજરે જોયો નથી તો દોરૂં તો કયાંથી?" સ્મિત કરતાં શાશ્વતીએ કહ્યું.

"તો જુઓ અને શરૂ કરો."

"હમણાં આ—એકડો તો પૂરો કરું !"

"એ તો થઇ જશે. અનન્તભાઇ મદદ કરશે."

"હા–હા–હા–હા મને એકડો કેવો હોય એની ખબર નહિ ને મદદ કરું ! હા–હા–હા. નલિનીબેન ! કમાલ કરી." અનન્ત હસી પડયો.

નલિનીને આ હાસ્ય હાર્દિક ન લાગ્યું.

"કેમ ! તમે આયુર્વેદનો અભ્યાસ શરૂ નથી કર્યો ?" નલિનીએ પૂછયું.

"હવે એ કાંઈ શાસ્ત્રીય કહેવાય ?"

"તેથી શું પણ અભ્યાસ તો શરૂ કર્યો ને ? વળી જ્યોતિષમાં પણ પડવા માંડયું, એટલે તમે બંનેનો સંપર્ક સાધ્યો તો ખરો. પછી શાશ્વતીબેનને કેમ મદદ ન થાય ?"

અનન્તથી દીર્ઘ શ્વાસ મૂકાઇ ગયો.

"Jack of all and master of none નહિ ત્રણમાં નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં એવો હું ટેનીસ બૉલ જેવી સ્થિતિમાં શું કરી શકું ? છતાં એમને જેટલો ખપ આપી શકું તેટલો આપવા, તેટલી મારી શક્તિ મુજબની તૈયારી કરી આપવામાં અવશ્ય મચ્યો રહીશ જ. એ નિર્વિવાદ છે." અનન્તે કહ્યું.

"સાહિત્યકાર થયા હતા તેમ." નલિનીએ વક્ર દષ્ટિ નાંખી સ્મિત કરતાં કહ્યું.

"ના, ના. હવે તો આયુર્વેદનો પૂર્ણ સંગીન અભ્યાસ કરવાના નિશ્ચય પર જ આવ્યો છું. મારી મૂર્ખાઇ મેં જોઈ. કેળવાયેલા અનુભવી પિતાના અનુભવોને અવગણવા એ ડહાપણ નથી. અનુભવીના પાકટ વિચારોને યુવાનીના તન્મનાટમાં ઠોકરે મારવા એ મહાપ્રમાદ છે." અનન્તે ભૂલ કબૂલી.

" ઠીક ત્યારે વૈદક ને જ્યોતિષનો સુમેળ સાધો ને શાશ્વતી બેન તમે લેડી ડૉક્ટર બનો. પછી એકબીજાને મદદ કરો ને કોઇ સંગીન કાર્ય સાધો." નલિની બોલતી બોલતી ઉભી થઇ ગઈ.

અનન્ત ને શાશ્વતીની દૃષ્ટિ એક થઈ, સ્થિર રહી, નમી, છૂટી ગઈ. બંનેથી દીર્ઘ શ્વાસ મૂકાઈ ગયો. ચકોર નલિનીની ચકોર દૃષ્ટિએ આ ક્ષણિક હૃદયમંથન કરનારી દશાનું ચિત્રપટ લઈ લીધું. તેનાથી ગુપ્ત સ્મિત થઇ ગયું.

" હવે જરા વાડીમાં ફરીશું ? ગપ્પાં તો ઠીક માર્યાં ! ચાલો." નલિનીએ સ્મિત કરતાં કહ્યું.

યંત્રવત્ બંને જણાં ઉભાં થયાં. નલિની સાથે ચાલવા લાગ્યાં.

બંગલાના પાછળના ભાગમાં કંમ્પાઉન્ડ વિશાળ હતું. બાગની રચના પદ્ધતિસર હતી. બંગલાના મધ્ય ભાગમાંથી નીકળતા માર્ગની બે બાજુ બે ગોળાકાર નાની કુવીની ખુલ્લી જગા રાખવામાં આવી હતી અને ત્યાં ચાર ચાર ખુરશી તથા વચ્ચે આરસનું ટેબલ ગોઠવાયેલું હતું. માર્ગની કિનારી ઉપર મોગરો, ગુલાબ, મોગરો–ગુલાબ એમ કલમો નાખેલી હતી. ગોળાકાર જગાની કિનારી ઉપર વિલાયતી ફૂલના નાના નાના છોડવા હતા. આ માર્ગની અંતે નાનકડો ફુવારો તથા તેનો કુંડ હતો. એ કુંડની કિનારી પર અંતરે અંતરે લાઇટની પુતળીઓ હતી. ગોળાકારની કિનારી પરનાં વિલાયતી ફૂલો વચ્ચે વચ્ચે પણ પુતળીઓ પર લાઇટ હતાં. ગાર્ડન પાર્ટી આપવા જગા સોહામણી હતી.

શાશ્વતી, નલિની અને અનન્ત બંગલામાંથી નીકળ્યાં. શ્વેત સાડી પરિધાન કરેલી શાશ્વતી અને શુદ્ધ શ્વેત ઝબ્બામાં સજ્જ થયેલો અનંત બેની વચ્ચે લાલ ટપકાંવાળી નીલ સાડી પહેરીને મંદ મંદ ચાલતી નલિની ચંદ્રિકા અને ચંદ્રનો સુમેળ સાધતી રાત્રિ સમી શોભતી હતી.

“ત્યારે સાહિત્યને તમે ઉંચું મૂક્યું.” નલિનીએ અંતે અનંતને કહ્યું.

“હમણાં તો ખરૂં જ.”

“લેખ પણ લખવાના નહિ?”

“હમણાં તો નહિ.”

" શાશ્વતીબેન ! તમે અનન્તભાઈના લેખો વાંચ્યા છે ? " નલિનીએ શાશ્વતીને પૂછ્યું.

" ના "

" અનન્તભાઈ ! તમે કવિતા કેમ લખતા નથી ? "

" કવિતા લખવામાં પ્રેરણા જોઈએ. લેખની જેમ એ પ્રેરણા સર્વથા સુલભ નથી " અનન્તે અચકાતાં અચકાતાં કહ્યું.

શાશ્વતીથી સ્મિત થઈ ગયું.

" કોઈ કવિતા લખવાનો પ્રયાસ કર્યો છે ખરો ? " નલિનીએ એકાએક પૂછ્યું.

" ના—હા— "

" એ શું ? ના–હા ! " નલિનીને કુતુહલ થયું.

" એકવાર જોડકણું લખેલું. પણ– પણ– તે કાંઈ–નહિ " અનન્તે કહ્યું.

" યાદ છે ! "

" તે વખતે હતું. હમણાં નથી. "

" યાદ કરવા પ્રયાસ કરો જોઉં ! તમારી સ્મરણશક્તિ તીવ્ર છે. "

" એમ યાદ કરવાથી શો ફાયદો ? " અનન્તે હસતાં કહ્યું. " કવિતામાં કોઈ જાતનો દમ નહિં. ઊલટા હાસ્યાસ્પદ બનાય. "

" ખરી મઝા પહેલી કવિતાની જ છે. કેટલીકવાર પહેલી કવિતા જેવી બીજી કોઈપણ કવિતા જીંદગીમાં બનતી નથી. " નલિનીએ કહ્યું.

" કેવળ શબ્દરચના કવિતા ન કહેવાય. એમાં શબ્દોની પાછળ પ્રાણ જોઈએ."

"શબ્દો જોઈએ એવું કાંઈ ખાસ નથી. દર્દ દેખાય એટલે કવિતા થઈ."

"તે મુગી કહેવાય. બોલતી કવિતા તે જ કવિતા કહેવાય."

"ઠીક તમારૂં જોડકણું યાદ તો કરો."

"જોડકણામાં મઝા નહિં."

"પણ મને મઝા પડશે ને, કેમ શાશ્વતીબેન! તમને મઝા પડે કે નહિ?"

"જરૂર જ. કેટલીકવાર જોડકણાં પણ ઊંચી કવિતાને ઠોકરે મારે એવાં હોય છે."

"એ જોડકણું ગાતાં આવડે ત્યારે ને! જોડકણું રાગ વિના અસર ન કરે. જેમકે લગ્નનાં ગીતો." અનન્તે કહ્યું.

"હવે એ તો બોલતા જ મા. તમને ગાતાં આવડે છે એની મને ખબર છે." નલિનીએ કહ્યું.

"ચાલો, અહિં બેસીએ. બોલો, દિલરૂબા મંગાવું કે હારમોનીઅમ?"

"હવે આટલેથી સંતોષ માનોને!" અનન્તે ખુરશી પર બેસતાં કહ્યું.

"શાશ્વતીબેન! તમને આટલેથી સંતોષ થશે! તમને જોડકણું સાંભળવું ગમશે કે નહિ?"

"જરૂર જ. અને તે જો ગવાય તો વધારે ગમે." શાશ્વતીએ કહ્યું.

"હવે શું કરશો અનન્તભાઇ! એક બાજુ અમે બે અને એક બાજુ તમે એક. બોલો! કોનો વિજય?"

"તમારો જ. શક્તિ શબ્દમાં જ બળની સિદ્ધિ છે. સ્ત્રી માત્ર શક્તિ છે." અનન્તે સ્મિત કરતાં કહ્યું.

" તો બોલો, કયું વાદ્ય મંગાવું ? "

" વાદ્ય વિના ચાલશે. "

" શાશ્વતીબેન વગાડે તો ? "

" ઉત્તમ. "

નલિનીએ વાદ્ય મંગાવ્યું. દિલરૂબા શાશ્વતીના હાથમાં આપ્યું. શાશ્વતીને આજે આ વાદ્ય ભારે લાગ્યું. હાથમાં ગજ લીધો પણ હાથની ગતિ મંદ લાગી. ડાબા હાથનાં આંગળાં અકડાઈ જતાં હોય તેમ લાગ્યાં. શરીરમાં જરા બેમાલૂમ કંપ થયો. બળ કરી તાર મેળવ્યા. 'સા' સૂર દિલરૂબામાંથી નીકળ્યો.

" મને ગાવાની ટેવ નથી. કાં ગવડાવો છો ? " અનન્તને જાણે સભાક્ષોભ થતો હોય તેવું લાગ્યું.

" ટેવ નથી એની મને ખબર છે. જોઉં હવે ! "

અનન્તે ધ્રૂજતે અવાજે પહેલી લીટી ગાઈ. શાશ્વતીએ તે વગાડી. બીજી, ત્રીજી, ચોથી, પાંચમી છઠ્ઠી. બંનેને ક્રમે ક્રમે બળ આવ્યું. છતાં મહાશ્રમ પડયો હોય તેમ બંનેના કપાળે મોતીની માળાની જેમ પરસ્વેદનાં બુંદ ચમકવા લાગ્યાં.

" અહાહાહાહા— ખરા તમે સાહિત્યકાર ! આવી સુંદર કવિતાને તમે જોડકણું કહો છો ? " નલિનીએ કહ્યું.

" વરને કોણ વખાણે વરની મા. મારી કવિતા—જોડકણું તેને કવિતા તો તમે જ કહો. બેન, ખરાં ને ! પણ એવાં વખાણુથી હું રક્ષાબંધનની લ્હાણીમાં વધારો નહિ કરું. " અનન્તે સ્મિત કરતાં કહ્યું.

" પૂછો આ તટસ્થને. બોલો, શાશ્વતીબેન ! તમને આ જોડકણું કેવું લાગ્યું ! " નલિનીએ શાશ્વતીને પૂછ્યું.

" જોડકણું ન જ કહેવાય. ચોખ્ખી કવિતા છે. " શાશ્વતીએ સ્મિત કરતાં કહ્યું.

"તમે બંને એકપક્ષી છો." અનન્તે હસતાં કહ્યું.

"એકપક્ષી કે બે પક્ષી. વાત સાચી છે. હવે બીજી કવિતા લખવી પડશે." નલિનીએ કહ્યું.

"બીજી કવિતા— માઇ ગોડ— રામ રામ— વિષય—"

"આ કવિતાનો વિષય ક્યાંથી મળ્યો ? જોતા રહો, નિરીક્ષણ કરતા રહો, વિષયો અનેક મળશે." નલિનીએ કહ્યું.

"હા–હા–હા–હા—" અનન્ત હસ્યો.

"હસવા જેવું કાંઇ નથી. લ્યો હું વિષય આપું. તમને ગાવું ગમતું નહોતું. હું દિલરૂબા મંગાવતી હતી. શાશ્વતી બેન વગાડતાં અચકાતાં હતાં. એના પર જ લખો ને. આ તમે હમણાં કવિતા ગાઈ તેમ! જેમકે:—

"ગાવું મને ગમતું નથી દિલરૂબા મંગાવો કાં ?

"આહોહો– ત્યારે મહાકવિ તમે જ થઇ ગયાં—"

અનન્ત આગળ બોલવા જતો હતો. નોકર આવી નલિનીને બોલાવી ગયો.

"હમણાં આવી. તમે બે જણ મળી કવિતા પુરી કરો."

ઉત્તર મળે તે પહેલાં નલિની ઉતાવળે ચાલી ગઇ.

ક્ષણભર શાંતિ છવાઇ રહી. પવનની મીઠી લહરી આવતી ગઈ.

એકાએક બંનેની નજર મળી. બંને જણ સાથે બોલવા જતાં હતાં.

"કુમાર ! કવિતા પુરી કરો.—" શાશ્વતીએ બળપૂર્વક હસતાં કહ્યું.

"શીરોપૂરી નથી આવડતાં તો કવિતાપૂરી ક્યાંથી આવડે ?" અનન્તે કહ્યું.

"શીરાપુરી કરવાં એ તો એક પ્રકારની રસાયનસિદ્ધિ છે. કવિતા પૂરી કરવી એમાં રસાયનસિદ્ધિ—" શાશ્વતી બોલતાં અટકી ગઈ.

"જરૂર જ કવિતા પૂરી કરવામાં રસાયન સિદ્ધિ જોઈએ જ કેમકે કવિતા એ રસનું અયનસ્થાન છે." રસોઇઓ રસવતી-રસોઇ કરે. કવિ રસવતી કવિતા કરે. આ દૃષ્ટિએ કવિ અને રસોઈઓ બંને સરખા છે. રસોઇઆને અગ્નિનો તાપ ખમવો પડે છે કવિને હૃદાગ્નિનો તાપ ખમવો પડે છે." અનન્તે કહ્યું.

"તો તમારી કવિતામાં તમારે તાપ ખમવો પડયો હશે નહિ વારૂ!" શાશ્વતી સ્મિતભરી વક્ર દૃષ્ટિએ અનન્ત સામે જોઇ રહી.

અનન્તનું હૃદય ઉછળ્યું

"તમે એને કવિતા કહો છો, હું તો એને જોડકણું જ માનું છું." અનન્તે કહ્યું.

"અમુક બાબતમાં અમુક સત્ય હોય તે સત્યથી વિરુદ્ધ માનવું હોય તો માની શકાય. કવિતામાં તમે પ્રશ્ન પૂછયો છે પણ ઉત્તર નથી. કોઇ સ્ત્રીએ પુષ્પ ચુંટયું અને તે તેણે ના સૂંઘ્યું એ તમને ગમ્યું નહિં. પણ તેથી તમને દુઃખ થયું એ વાત તો સાચીને?" શાશ્વતીએ પૂછયું.

અનન્ત જરા ગંભીર દેખાયો.

"સાચી છે કે સાચી નથી તેનો નિર્ણય તમારે કવિતાના વાચક ટીકાકારે કરવાનો."

"પણ કોઈ સ્ત્રીને આવું પૂછવાનો અધિકાર કવિતાના લેખકને કોણે આપ્યો?"

"પ્રભુએ. હૃદય ઉછળ્યું. શબ્દો બહાર નીકળ્યા."

"પુષ્પ પ્રતિ પક્ષપાતને અંગે?—"

" એમ કહો."

" કવિને એમ શબ્દો બહાર કાઢવા અધિકાર છે ખરો ?"

" એને કોની તમા છે ? એ નિરંકુશ છે."

" એથી પ્રતિ વ્યક્તિને અપમાન લાગતું હોય તો ?"

" પ્રતિવ્યક્તિની ભૂલ છે. કવિની કવિતા એણે વાંચવી ન જોઇએ."

" કવિતાના શબ્દો કાને પડે તો ?"

" કાન બંધ કરવા જોઇએ."

" એમ શા માટે નહિ કે કવિએ તે કવિતા ગાવીજ ન જોઇએ"

" કવિને ફરજ પડતી હોય તો તે શું કરે ?"

" આવી કવિતાથી પ્રતિવ્યક્તિનાં હૃદયને આકર્ષવાનું પાપ તે કવિ કરતો નથી શું ?

" પાપ કોને કહેવું એ સમજવું જરુરનું છે."

" અન્યના હૃદયને વ્યથા થાય તેવું વર્તન કરવું તે પાપ."

" કવિની કવિતાથી પ્રતિવ્યક્તિને વ્યથા થઇ છે એ કેમ સમજાય ?"

" એ પ્રતિવ્યક્તિના કહેવા પરથી."

" પરંતુ એજ પ્રતિવ્યક્તિ એ અધુરી કવિતા સંપૂર્ણ કરવાની ફરજ પાડે તો ?"

" તે સંપૂર્ણ કરવી."

" ને પાપ કરવું ?"

" જરૂર જ. એવું પાપ કરવામાં આનંદ આવે તો તે કરવું. કેમકે એવાં કાવ્યથી પ્રતિવ્યક્તિને વ્યથા થવામાં આનંદ પડે છે."

અનન્ત શાશ્વતી સામે જોઈ રહ્યો. બંનેનાં શુષ્ક નયનોમાં ક્રમે ક્રમે રસ ઝરતો દેખાયો. ભાવો નયનમાં સ્થિર રહી ગયા. બંનેએ દીર્ઘ શ્વાસ મૂકયા.

"મારી કવિતાથી તમને વ્યથા થવામાં આનંદ પડતો હોય તો આજથી એ કાર્યમાં મશ્ગુલ રહીશ.

"તમારી કવિતાથી મને વ્યથા થાય છે એવું મેં કયાં કહ્યું છે. તમે કવિતા જે સ્ત્રીને ઉદ્દેશીને લખી તેની વાત છે."

"તે સ્ત્રી કોણ?"

"એ હું શું જાણું?"

"હા–ભૂલ્યો. એ સ્ત્રી તે અમદાવાદની. તમે તો મુંબઈમાં." અનન્તે સ્મિત કીધું.

સ્વાભાવિક લજ્જાએ કેળવાયેલી યુવતિની ધીટતાને હડસેલી દીધી. તેણે મુખ પર સ્વામિત્વ અજમાવ્યું. લાલિમા–સખીએ એને અનુમોદન આપ્યું. અનેરાં સૌંદર્યનો જન્મ થયો. નયનો નીચાં ઢળ્યાં, ખૂલ્યાં જરા ઉંચાં થતાં વક્ર થયાં. વિદ્યુતના ચમકાર થયા. ભીરુતા શ્વાસવાટે ઝરી ગઈ.

"શાશ્વતી" કાંઈક રૂંધાતા કંઠે અનન્ત બોલ્યો. "મર્યાદાનો ભંગ તો મારાથી નથી થતો?

"થાય છે જ."

"થાય છે?"

"કેમ! શેઠની બહેનની મરજી સમજ્યા વિના કવિતાદ્વારા સંબોધન તેને કરવું કે જેમાં કોઈક જૂદો જ ભાવ રહેલો હોય તે શું શેઠના સેક્રેટરીને યોગ્ય છે?" શાશ્વતીએ એ જ વક્ર દૃષ્ટિ રાખી કાંઈક રૂંધાતા સ્વરે મિઠાશથી પૂછ્યું.

"એ કવિતા શેઠના સેક્રેટરીને પોતાને માટે હતી."

"તેથી શું? હૃદય તે તેના તરફ ઢળ્યું ને?"

"હૃદયને કોણ બાંધી શક્યું છે? હાર્ટને બાંધવા જતાં 'હાર્ટ-ફેઈલ' થાય.

"અથવા 'ટ્રેઇન્ડ' થાય."

"ટ્રેઇનમાં અકસ્માત થાય તો–"

"તો અકસ્માતના ભોગ થવું પડે."

"શાશ્વતી! આપણાં હાર્ટને અકસ્માત્ ના થાય એમ ઇચ્છું છું."

"અકસ્માત્ કેવી રીતે અટકાવશો?"

"એક બીજાને સંપૂર્ણ સમજવાથી."

"તે કેવી રીતે સમજશો?"

"મારી કવિતાનો ઉત્તર મળવો જોઇએ."

"એથી સમાધાન થશે?"

"કાંઇક તો શું પણ ઘણે અંશે!"

"જરૂર?"

"જરૂર."

"તો લ્યો." શાશ્વતીએ બ્લાઉઝના અંદરના ભાગમાંથી એક કાગળ કાઢી અનંતના હાથમાં મૂક્યો. અનન્તે ઉકેલ્યો. વાંચ્યો. સ્મિતભર દૃષ્ટિથી શાશ્વતી સામે જોયું.

"સમાધાન થયું? શાશ્વતીએ પૂછ્યું.

"સમાધાન! શાશ્વતી, પિતા પુત્ર વચ્ચે સમાધાન તમે કરાવ્યું તો આ સમાધાન કેમ ત્રુટિત રહે!"

"મેં પિતા પુત્ર વચ્ચે સમાધાન કરાવ્યું? કઈ રીતે!" કુતુહલથી જોતી શાશ્વતીએ પુછ્યું.

"મેં આયુર્વેદનો અભ્યાસ કીધો તેવી રીતે. સાહિત્યકાર તરીકેનું જીવન બદલ્યું એ રીતે."

"અહા—" શાશ્વતીએ સાનંદ સંતોષનો ઉદ્ગાર કાઢ્યો." સ્ત્રીશક્તિને તમે શકિત કહો છો તો પુરૂષોને મારે જ્યોતિર્ધરો કહેવા પડશે."

એકાએક બંગલા બહાર કોલાહલ થતો લાગ્યો. ચીસો સંભળાઈ. દોડાદોડ થતી સમજાય. યુગલની મીઠી ગોઠમાં ભંગ પડયો, બંને ઉભાં થઇ ગયાં.

"કાંઇ થયું લાગે છે!" શાશ્વતીએ કહ્યું.

"જઈએ એટલે ખબર પડે." અનન્તે કહ્યું.

"કોલાહલ ખૂબ વધ્યો. બંને જણાં ત્વરિત ગતિથી ચાલવા લાગ્યાં.

"બહેન! બહેન! ગંગાનાથજીને અકસ્માત થયો છે." નોકર હાંફતો દોડતો આવ્યો.

"ગંગાનાથ અહિં? તેને અકસ્માત્" શાશ્વતી દોડી.



મુંબઇ એટલે અકસ્માતનું કેન્દ્ર. અકસ્માત એટલે મુંબઇમાં લોકોનું કુતુહલ ટોળાંને જમા થવાનું સ્થાન, પોલીસને શાંતિથી તપાસ કરવાનું સ્થળ. મુંબઇની કેળવાયેલી પોલિસના હાથની સિગ્નલ દરેક ખટારાવાળો, ગાડીવાળો, સાયકલવાળો, મોટરવાળો સમજી શકે છે. દરેક પગે ચાલનાર ધ્યાનમાં લઇ શકે છે. રસ્તાઓ પહોળા છે. ડાબી બાજુએ હાંકવાનો હુકમ છે. છતાં અકસ્માત કરાવનાર ગ્રહ મંગળ દેવની હકુમત ઓછી થતી નથી. ક્વીન્સરોડ પર મોટરની લાઇનની લાઇન ચાલુ હોય છે. ઝડપી મોટર ભોં ભોં કરતી આગળ ધપી જાય છે. રસ્તા લીસા લપરક હોય છે. હોર્નબી રોડ, કાલબાદેવી રોડ, પરેલરોડ, સેન્ડહર્સ્ટ રોડ પર ટ્રામની ટંન ટંન ઘંટડીના નાદ અને ધરરર ધરરર ઇલેકટ્રીક પોલનાં ઇલેકટ્રીક વાયર સાથેનાં સંઘર્ષણના અવાજ તથા મોટરબસના રાક્ષસી કદના વાહનના ગડગડાટ એમાં ઉમેરો કરે છે. દરેક વાહનવાળાના મ્હોં પર ગૌરવ અને વાહનમાં બેઠાની યા વાહન ચલાવવાની ભાગ્યશાળી દશાનું તેજ ચમકતું હોય છે. દરેક વાહન હાંકનાર યા વાહનમાં બેસનાર દરેક મનુષ્ય પગે ચાલનારને મૂર્ખ, અક્કલ હીન સમજે છે. તેમ દરેક પગે ચાલનાર, દરેક વાહન હાંકનાર યા વાહનમાં બેસનારને મૂર્ખ તેમજ અત્યંત અભિમાની લેખે છે. સામો આંધળો છે, તોરમાં બેઠા છે, અભિમાનમાં હાંકે છે. એના બાપનો જાણે કે રસ્તો, શા માટે આટલી ઉતાવળ, જોતો નથી કેવો બેફામ છે, વિગેરેના ઢગલે ઢગલે શિરપાવોનો વર્ષાદ પગે

ચાલનાર ગાડીવાળાને આપ્યા જાય છે. "ધીમો ઊતરાવીને ચાલ, ફુટપાથ પર ચાલ, એ બેવકુફ, ટોપીવાળા! એ કાકા! એ એ ઉલ્લુ એવા શિરપાવોનો ખજાનો ઠાલવતો ગાડીવાળો જાણે જહાંગીર બહાદશાહ હોય તેમ ગાડીની બેઠક પર બેઠેલો,ઘોડાની ઢીલી લગામ રાખતો મોઢામાં ચમકતો ધૂમકેતુ રાખતો બેપરવા હાંકતો જાય છે. જાણે પૃથ્વીનો મહાસમ્રાટ હોય, કોહીનુર હીરાનો ઇજારદાર હોય મયૂરાસન પર બેઠેલો હોય તેમ, બાદશાહ સલામતની જેમ મોટરના ગવર્નરને કાબુમાં રાખતો જાણે વાઇસરોયનો ખિતાબ ભોગવતો હોય તેમ શોફર, ખટારવાળાને ગધેડો સમજતો, ગાડીવાળાને કમનસીબ કંગાળ શનિદેવનો મહેમાન સમજતો. સડસડાટ મોટર હાંકતો જાય છે. ખટારાવાળો મોટરવાળાનો તિરસ્કાર કરતો, ગાડીવાળાને ગાળ દેતો, પગે ચાલનારને મંદ અકકલનો સમજતો. પોલિસને પોલ માનતો, ખડખડ ખડખડ ગાડુ ખખડાવતો ચાલ્યો જાય છે. ટ્રાફીક કોન્ટ્રોલ કરનાર પોલીસને વાહનમાં બેસનારાઓ, ઘડી ગણતા; કામમાં થતા વિક્ષેપથી ક્રોધની સીમાએ પહોંચતા. ફરવાની મોજમાં થતી ખલેલથી મિજાજ ખોતા, પોલીસની સ્વાર્થહીનતાને પોતાના સ્વાર્થમાં ડુબાવી દે છે.

મુંબઈમાં વાહન વ્યવહાર–ટ્રાફિક સવારના ઓફિસ ટાઇમે અને સાંજના ઓફિસ ટાઇમ તથા ઓફિસ ટાઈમ બાદ બે કલાક એક નિરીક્ષવા લાયક દશ્ય ખડું કરે છે. મુંબઈમાં મોંઘવારી છે એમ કહેવું એ કલ્પનાતીત વાગ્વ્યવહાર માત્ર છે. એક ફુટપાથ પરથી સામેના ફુટપાથ પર જવું એ ટેવાયેલ મનુષ્ય માટે સાહસિક હોય છે તો મુંબઈમાં પ્રથમ આવનાર બાઘા બનનાર, ગભરાટીઆ માનવ માટે તો યમદૂતનાં દ્વાર તાત્કાલિક ખોલવાનો વગર પૈસાનો પરવાનો છે. એક ફુટપાથ પરથી બીજા ફુટપાથ પર જવા વિદ્યાર્થીની લીટીવાળી યા લીટી વીનાની નોટબુકમાં દોરેલા હાંસિયા જેવા ધોળા લીટાઓ કાળા ડામરીઆ

અથવા એસ્ફાલ્ટ રસ્તા પર શોભતા હોય છે. અમુક અમુક સ્થળે Caution ચેતવણી, Cauttion School ચેતવણી નિશાળનાં પાટિયાં મારેલા હોય છે. અમુક રસ્તાઓ વાહનોને કેવળ જવા માટેજ નિયત હોય છે, ત્યારે અમુક રસ્તા કેવળ આવવા માટેજ નિયત હોય છે. અમુક અમુક નાકા પર ટ્રાફિક કંટ્રોલ માટે વર્તુલ યા ચોરસ પોલિસ માટે નકકી કરેલું હોય છે. અંધારી રાતમાં પોલિસના સાડાત્રણના શરીરનો પોણાબેમણનો ભાગ દેખાય માટે તેટલા ભાગનો પહેરવેશ શ્વેત રાખવામાં આવ્યો હોય છે. યંત્ર ઉભું હોય તેમ તે પોલિસ નામક વ્યક્તિના હાથ ઉંચા નીચા આડા ઉભાં થયા કરતા હોય છે.

આટઆટલી વ્યવસ્થા હોવા છતાં ભાગ્યેજ મુંબઇ શહેર અકસ્માતોથી બચતું હશે. સાયકલવાળો દુધવાળા જોડે અફળાઇ પડતો હશે યા તો તેની વટ પાડીને જવાની સફાઇમાં તેની સાઇકલનું પૈડું ગાડીનાં પૈડાં સાથે સાફ થતું તે સજ્જનને પૃથ્વીપર પાડી ભગવાન સૂર્યને નમસ્કાર કરવાની જૂની પદ્ધતિનું સ્મરણ કરાવતું હશે, અથવા તો ખબ ખબ ખબ ખબ જતી ગાડીના ઘોડાનો પગ સરરર કરતો, આરસી જેવા ચમકતા લીસા ડામરીઆ રસ્તા પરથી સરી પડતાં 'હો હો હો હો' કરતાં લોકોનાં ટોળાંને ભેગાં કરતો હશે, અથવા ખડખડ ખડખડ જતા ખટારાનું પૈડું એકાએક નીકળી જતાં હો-હો થાય તે પહેલાં ગાડાનો સામાન રસ્તા પર પટકાવતું, ગાડાવાળાને ભાગ્યે બચાવતું, બળદને નીચે પૃથ્વી પર ધરીના વજન સાથે ફેંકતું અકસ્માતની ગંભીરતા વધારે છે, અથવા વાંકને રસ્તે જતી ગાડી પર સામેથી આવતી મોટર ધસી આવતાં, રસ્તો ઓળંગતા મુસાફરોને જમીન પર પટકી દેતાં પોલીસની હાજરી આવશ્યક કરતા હોસ્પિટલના મહેમાનોની સંખ્યામાં વધારો થાય છે. કેટલીકવાર ટ્રામને વટાવી જવાના પ્રયાસમાં ખટારો, મોટર યા ગાડીના પૈડાં પર ધસી આવેલી ટ્રામે નિષ્ઠુર

બની નુકશાન કરતાં તેમાંના ઉતારૂઓને ઈજા કરેલી હોય છે.

સાયંકાળનો સમય, મોટરનાં સર્ચલાઇટ જેવાં લાઈટો. 'ગોગલ આઇડ' ગોળ બંબાકાર આંખવાળા રાક્ષસોનું ભાન કરાવતી મોટરબસો પથિકોને ચક્ષુભ્રંમ ઉત્પન્ન કરે તો સામેથી આવતી મોટર, ગાડી, સાયકલ હાંકનારની શી દશા કરે તેનો વિચાર કરી ઝાંખું તેજ આપનારાં લાઈટો રાખવાનો હુકમ સરકાર કાઢે છે. છતાં વાહનનું અમુક ક્ષણપર્યંત યા કાલપર્યંત અધિકારિત્વ ભોગવનાર ભાગ્યેજ તેને પોતાની ફરજ સમજી માન આપે છે. પરિણામે પેડરરોડ યા સેન્ડહર્સ્ટ બ્રીજ જેવા રાજમાર્ગ પર પથિકોની મુશ્કેલી વધે છે. એવામાં રાજાધિરાજની ક્ષણિક મહત્તા ભોગવતો શોફર બાટલીના પ્યાલાની ધૂનમાં યા અસરમાં હોય અથવા તો સીનેમાની મહા-રાણી સમી નટી જેને દેવીની ઉપમાથી ચિત્રપટના સમ્રાટોએ અલંકૃત કરી હોય તેના મનોહર નખરાંદાર મૂર્તિનાં સાયંદર્શન યા કલ્પનાગત આરતી કરતો હોય તો તે વાહનને, પોતાની જાતને, વાહન શોભાવનારી વ્યક્તિઓને પણ તે કલ્પનાગત દેવીના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ કરવા ફરજ પાડે યા તો તેનું બલિદાન દે તો પારિતોષિકના ઇજારદાર તે શોફર મહાશયને દંડ દેવાના પાપનો અધિકાર કોને હોઇ શકે? 'મેરાણુલણુલ સો રહા હય'નો ઉદાત્ત સૂક્તો લલકારતો ગાડીવાળો ચાબુકના પ્રસાદ ઘોડાને ચખાડતો જતો પોતાની ગાડીનું મોટર યા ખટારા સાથે સંઘર્ષણ કરતો હોવ તો તેના પર પુષ્પાંજલિ વર્ષાવવાનો પથિકોને શો હક્ક છે?

સૂર્યનાં તેજ કિરણો ઝાંસા પડતાં અટકી ગયાં હતાં. પશ્ચિમ આકાશની લાલિમા મંદ પડી ગઇ હતી. પૂર્વની કાલિમા ક્ષણે ક્ષણે વધતી જતી હતી. હેંગિંગ ગાર્ડન્સ પરથી કેમ્પ એન્ડ કો તરફ આવતો રસ્તો વધુ અંધારીઓ હતો. પોલીસ નાકા ઉપર

પોતાની ફરજ અચૂકપણે બજાવતો હતો. જર્મની લુફ્તવાફેની જાણે શોધ કરતી ન હોય તેમ કેમ્પ્સ એન્ડ કૉ તરફથી આવતી મોટર પ્રથમ સર્ચલાઈટ ફેંકતી સાઠસિ-તેર માઈલની સ્પીડે આવતી હતી. એમાં પૃથ્વીના ગુરૂત્વાકર્ષણનું આકર્ષણ ક્ષણે ક્ષણે વધતાં વધતાં તે ગતિ વધતી જતી હતી. ફુટપાથ પર ચાલનાર લોકો દિગ્મૂઢ બની મોટરમાં કોણ છે તે જોવાનો પ્રયાસ કરે તે પહેલાં તો મોટરની પાછળની લાલબત્તી તેમને દેખાતાં તે કેવળ ઝીણા મંગળના તારકસમી દેખાતી હતી. આજ વખતે પોલીસનો હાથ એકદમ ઉંચો થયો,એણે જોરમાં સીટી વગાડી. મોટરવાળાએ જોરમાં હોર્ન વગાડવું ચાલુ રાખ્યું. ચોપાટી તરફથી આવતી ગાડીઓ તથા મોટરો નિયમિત રીતે મહાલક્ષ્મી રોડ તરફ સડસડાટ જતી હતી. ફરી પોલીસે તીક્ષ્ણ સીટી મારી, હાથ ઉંચો રાખ્યો હતો. મોટરનું તેજ ઝાંખું પડયું પરંતુ તેની ઝડપ મંદ ના પડી. ઓ—ઓ—ઓ—હો—હો—હો ધડાક કડકડાટ મોટર વિકટોરીઆના પૈડાંને અથડાઇ. વિકટોરીઆ ઉથળી પડી. ડ્રાઇવર પડયો, ઘોડો પડયો, ઉતારૂઓ પડયા, મોટર ફંટાઈ અન્ય મોટર જોડે અથડાઈ, છતાં તેનાં પૈડાં ચક્કર ચક્કર ફરતાં રહ્યાં, મશીનનો ઘરરર અવાજ ચાલુ રહ્યો. કચાટ તૂટેલા કાચની ક્ષણિક વર્ષા પડી રહી. ચીચીયારી કીકીયારી ચાલુ રહી. લોકો દુકાનમાંથી દોડી રસ્તા પર ધસ્યા, વાહનો હતાં ત્યાં અટકયા. ક્ષણમાં સો બસો માણસો ભેગાં થયાં. હો—હો—હો કોલાહલ વધતો ચાલ્યો. ડોકટર નર્સની બૂમો પડી રહી. પોલીસ પોલીસની કીકીઆરી વધી રહી.

ગાડીનું પૈડું તુટી ગયુ હતું. ડ્રાઇવર બેભાન હતો. ઘોડો તંગ તોડવા મથતો હતો. ગાડીના ઉતારૂઓ ફૂટેલા માથાની વેદના ખમી શકતા નહોતા. માથામાંથી લોહીનો પ્રવાહ વહી જતો હતો. મોટરનો શોફર તેજ ક્ષણે મરણ પામ્યો હતો. મોટરમાં બેઠેલા બે યુવકો તથા એક યુવતીની હાલત ઘણી

ગંભીર હતી. શાથી તે મરણ ન પામ્યાં તેની લોકોને નવાઈ લાગતી હતી.

પોતાના બાપુનું રાજ્ય, સાલા મોટરવાળા આંધળા છે, શોફર દારૂડીઆ છે, ગજબ થયો, પચીસ માણસ ઘાયલ થયાં, દશ મરી ગયાં, પોલીસે હાથ ઉંચો નહોતો કીધો, મોટરની બ્રેક તુટી ગઇ હતી, મોટરની લાઇટે આંખને ક્ષણભર આંધળી બનાવી હતી. અનેક પ્રકારની વાતો ચાલી રહી. પોલીસપાર્ટી આવી. ટોળું દૂર કીધું. ક્રમે ક્રમે ઘાયલ મનુષ્યોને સ્વસ્થ કરવા માંડયા. કેમ્પ એન્ડ કો માંથી ફોન છૂટયો. એમ્બ્યુલન્સકારો ઝડપથી આવી.

" આમને હું ઓળખું છું. આ શેઠને મેં આ—પેલા નરોત્તમ શેઠના નારાયણ વીલામાં જોયા હતા. એમનું નામ કદાચ ગંગાનાથ હશે. એમની ડાયરી જુઓ." એક જણે કહ્યું.

" પોલીસ ઇન્સ્પેક્ટરે ડાયરી કાઢી.

પેલા માણસનું કહેવું ખરૂં હતું.

'તમે ઓળખતા હો તો ખબર કરો."

પેલા માણસે દોટ મૂકી. નરોત્તમ શેઠને બંગલે ખબર કીધી. નલિની ચમકી–તુરત જ તેણે શાશ્વતીને બોલાવી. શાશ્વતી અને અનન્ત બાગમાંથી ફાળભર્યાં આવ્યાં.

શાશ્વતી ગંગાનાથને જોતાં જ ગભરાઈ પડી. અનન્તે ધીરજ આપી. પોલીસ ઇન્સ્પેક્ટરે તેમને ગંગાનાથ સાથે જે. જે. હોસ્પિટલ જવા સૂચવ્યું.

એટલામાં અનન્તની બીજા ઘાયલ મનુષ્યો પર દૃષ્ટિ પડી.

વિલાસ ! ગોવિંદ ! ' એનાથી ચીસ પડાઈ ગઇ.

" શું ! વિલાસ !" શાશ્વતીએ ચીસ પાડી.

" તમે ઓળખો છો ?" પોલિસ ઈન્સ્પેક્ટરે કહ્યું.

" અમારાં સંબંધી છે."

" એમને પણ હોસ્પિટલ લઈ જવાનાં છે.' ઇન્સ્પેક્ટરે કહ્યું.

હિંમત રાખવા નલિનીને સંદેશો મોકલી અનન્ત તથા શાશ્વતી ત્રણ જણને લઈ જે. જે. હોસ્પીટલ ગયાં.

ઇન્સ્પેક્ટરે અન્ય ઘાયલ જનોની વ્યવસ્થા કરી.



કેદારનાથ, વસુમતિ વિગેરે તારથી મુંબઈ આવી પહોંચ્યાં હતાં. વેણીલાલને પણ તારથી બોલાવવામાં આવ્યા હતા. ખાલી જેવો દેખાતો નરોત્તમનો નારાયણવીલા ભરપૂર હતો. ગંગાનાથ, ગોવિંદ ને વિલાસ ત્રણ સાથે કેવી રીતે થઇ ગયાં, ત્રણ એકી વખતે અકસ્માતનો ભોગ કેમ બન્યાં તે કોયડાનો ઉકેલ કોઇ કરી શકયું નહોતું. શાશ્વતી દિવસનો મોટો ભાગ હોસ્પીટલમાં રહેતી અને ત્રણે જણ પર પૂર્ણ દેખરેખ રાખતી. દિવસ જતાં ત્રણે જણ ઠીક ઠીક થવાં લાગ્યાં અને હોસ્પિટલમાંથી ખસેડવા તેમને પરવાનગી મળી હતી.

શાશ્વતીએ કવિતાનો આપેલો ઉત્તર અનન્તે હજી વાંચ્યો ન હતો. અકસ્માતના પ્રકરણે એના આનંદના પ્રકરણમાં વિક્ષેપ કર્યો હતો. શાશ્વતીનું દિલ સેવા ભાવનાથી ભરપૂર બન્યું હતું. તેમજ ઘરમાં દરેકના જીવ ઉંચા હતા. અનન્તનું ચિત્ત પણ સ્વસ્થ નહોતું.

આજ કેટલાક કાગળો ખીસ્સામાં ભેગા થયા હતા એનો નિકાલ કરવા બેઠો ત્યાં તેમાંથી શાશ્વતીનો કવિતા ઉત્તર નીકળ્યો. ઉત્સુકતા વધી. તે વખતે કવિતા તેણે વાંચી હતી પરંતુ તેનો રસાસ્વાદ તેણે લીધો નહોતો. એણે કવિતા વાચવી માંડી.

**ચુંટેલ પુષ્પોની સદા ફોરમ ગ્રહે જો દૂરથી,**
**સુંઘતાં જેમ પાંદડીઓ જાયે બળી ના નૂરથી;**
**સૌંદર્યના ઉપભોગની તો છે મઝા ખરે દૂરથી**
**ઉપભોગમાં મૃદુતા મળે તો મોજ એની છે જુદી;**

**સુગંધિના આસ્વાદના કોઠારતો હોયે નહિ,**
**સૌંદર્ય પીતાં નયનથી આનંદ પુર ઉણાં નહિ;**
**મિત્ર, વ્હાલા ! કાં દમે ! નિજ દિલ મારૂં કાં કરે !**
**સુગંધિની મીઠાશનાં આચમન સદા ઉરે ઠરે.**

એકવાર, બેવાર, ત્રણવાર ચારવાર વાંચી. અનંતનું દિલ એ રસાસ્વાદ લેવામાં લોલુપ બન્યું. શું પોતે ભાગ્યશાળી થયો હતો ! હૃદયમાં ઉઠેલા ઉંડા ઝીણા સૂરનો પ્રતિધ્વનિ તે સુણતો હતો ! જે કલ્પતાં દિલ ગભરાતું હતું તે કલ્પના, તે માન્યતા, શું વાસ્તવિકતાનું વસ્ત્ર પરિધાન કરતી હતી ! પિતાની આજ્ઞાપાલનના આશીર્વાદ શું ફલપ્રદ થવા પ્રયાસ કરતા હતા ! શું સૃષ્ટિનો અનેરો આનંદ તેની સમક્ષ પ્રત્યક્ષ પધારતો હતો ! સંસારનાં બારણે શું સુખનાં મંગળ તોરણીઆં બંધાતાં હતાં ? કુમકુમ વેરતાં પ્રેમનાં પગલાનાં પદરવ સુણાતા હતા ! હૃદયાકાશમાં મંગલ ઉષાના આવિર્ભાવનાં કિરણોની સેર ફુટતી હતી ! આ શું હતું ! શાશ્વનીનાં હૃદય કમળની પાંદડીઓ એમાંનો અનુરાગ વેરવા ખીલતાં હતી ? એની વાણીના શબ્દમંડળમાં શું ભાવની મંદ રેખાઓ પ્રગટતી હતી ! એના ઉંડા શ્વાસ દ્વારા શું હૃદયના ઘનાંધકારનાં પટલો વેરાઈ જતાં પ્રકાશને સ્થાન આપતા હતા ! આ બધું શું હતું ! યુગપલટા થાય છે. સંક્રાંતિઓ થાય છે, ક્રાંતિકાળ આવે છે. જીવનના ક્રાંતિકાળનાં વમળે શું જીવન કુદડી ફરતું હતું ! પૂર્વજોનાં પુણ્ય પ્રગટ થતાં હતાં ? ભાગ્યની પાંદડી ખીલતી હતી ! નવ દૃષ્ટિ વિધાન પથરાતું હતું ? પૂર્વ જન્મનાં સત્કૃત્યો દેહકેન્દ્રના આસપાસ રસીલો રાસ રમતાં હતાં ! વિધાતા રમણીયતાના સાથિયા પૂરતી હતી ! રસિકતા રસતાનો છંટકાવ કરતી હતી ?

ધન્યઘડી, ધન્ય આત્મા, ધન્ય જીવન.

અનન્તની અર્ધ મીંચેલી આંખોમાંથી આનંદ ક્ષણે ક્ષણે

ડોકીઆં ફરી રહ્યો હતો, શરીરનાં રૂવાં ઊભાં કરતો પોતાનું અસ્તિત્વ દર્શાવતો હતો.

ઘડિયાળે પાંચ ટકોરા કીધા.

અનન્ત ધ્યાનભંગ થયો.

અનેક જન્મોનાં સુખના લ્હાણાં સમગ્રનો આસ્વાદ પામી સંતૃપ્ત થયો હોય તેમ ઊભો થયો.

મોટરનું હોર્ન વાગ્યું.

ગતિને ત્વરિત કીધી. કપડાં પહેર્યાં. નીચે ગયો.

આજે ત્રણે દરદીઓને બંગલે લાવવાના હતા.

આજદિન સુધી કોઈએ કોઈ દર્દીને પ્રશ્ન કર્યો નહોતો કે એક્સીડન્ટ કેમ થયો, ત્રણે જણાં ભેગાં ક્યાંથી થયાં, કેવી રીતે થયાં. ડોક્ટરની સલાહ નહોતી. ફક્ત સાધારણ સ્ટેઇટમેંટ પોલીસને આપવામાં આવ્યું હતું.

ત્રણે જણ નારાયણ વીલામાં આવ્યાં. દરેકને જૂદા જૂદા ઓરડામાં રાખવામાં આવ્યાં. દરેકની હકીકત જાણવા સર્વે ઉત્સુક હતાં, પરન્તુ આપોઆપ સ્વાભાવિક તક મળે તેની રાહ જોતાં હતાં.

બે એક દિવસ ગયા.

સવારના ચ્હા પીવાઇ ગઇ હતી. ગંગાનાથ પથારીમાં તકીએ અઢેળી બેઠો હતો. બધાં પાસે ખુરશી પર સોફા પર બેઠાં હતાં.

"તમને બધાને નવાઇ લાગતી હશે" ગંગાનાથે મંદ સ્વરે કહ્યું.

"તમે ત્રણે જણાં કુશળ રહ્યાં છો એટલે આનંદ છે. પ્રભુનો ઉપકાર છે." કેદારનાથે કહ્યું.

"કોઇએ તમને કાંઇ કહ્યું નહિ હોય."

"શી ઉતાવળ છે! તેમ જાણવાથી વિશેષ શું છે? ફક્ત આરામ લ્યો. શક્તિ પ્રાપ્ત કરો. હરતા ફરતા થાઓ. બધું સમજાશે." વસુમતિએ કહ્યું.

"વિલાસની શી દશા છે!" ગંગાનાથે પૂછ્યું.

"ઠીક છે. હોંશિયારીમાં છે." વસુમતિએ જવાબ દીધો.

"ને પેલા—હાં—ગોવિંદલાલ!"

"વધુ ઠીક છે." કેદારનાથે કહ્યું.

"આપણે બધા નરોત્તમકાકાને ત્યાંજ છીએને! ચાલો, એ ઠીક છે." ગંગાનાથે કહ્યું.

થોડીવાર તે થોભ્યો.

"ચાલો, હું તમને થોડુંક કહું છું." ગંગાનાથે શરૂ કીધું. "હું ભૂલતો ન હોઉં તો તે દિવસ બુધવાર હશે. આજે કઈ તારીખ?"

"૨૫મી જૂન" અનન્તે કહ્યું.

"૨૫મી જૂન. તો—તો—તે—દિવસે ૫ંદરમી મે હશે. મતલબ લગભગ સવામહિના ઉપરની વાત. સાગર, પ્રભાત, નવચેતન કોઇ પણ ફિલ્મ કંપની સાથે મારે મેળ ખાધો ન હતો. મને ખબર પડી કે એક નવી ફિલ્મ કંપની નામે 'નવયુગ' ફિલ્મ કંપની નીકળે છે અને તે નવા, ઉત્સાહી, લેખકો, ફોટોગ્રાફરો વિગેરેને ઉત્તેજન ખાસ આપે છે. એટલે મેં તેના મેનેજર અને પ્રોપ્રાએટરને મળવા નક્કી કીધું.

હું તેમને મળ્યો. એમણે મારી વાત અથઇતિ સાંભળી. હું કોણ છું વિગેરે પૂછ્યું. બીજે દિવસે મને મળવા બોલાવ્યો. હું ગયો. મેનેજરે મને ઉત્તેજન આપવા વચન આપ્યું. ફિલ્મની દૃષ્ટિએ ફોટોગ્રાફ કેવી રીતે લેવા વિગેરે બાબત પર લાંબું ભાષણ આપ્યું. બીજે દિવસે મને ફોટોગ્રાફી ખાતાના મેનેજરને સોંપવામાં આવ્યો.

મારે આ કળા શીખવા માટે બેથી ત્રણ હજાર પ્રથમ ખર્ચવા પડશે અને જો હું પાવરધો બની જાઉં તો મને એ રૂપીઆ પાછા મળે અને કંપનીમાં પગારથી યા ભાડાથી કામ કરી શકું.

બહાએ મને પાંચ હજાર સુધી ખર્ચવા કહ્યું હતું. મેં બે હજારનો ચેક આપ્યો અને કામ શીખવાનું શરૂ કર્યું. કામરૂ દેશને લગતો પ્લોટ હતો અને તેના ટ્રાયલ સીન્સ લેવાના હતા.

અનેક પ્રકારના ફેટોગ્રાફો મને બતાવવામાં આવ્યા. પોઝીશન કેમ લેવી તે બતાવવામાં આવ્યું. ફિલ્મો કેમ ધોવાય છે કેમ તૈયાર થાય છે તે બતાવવામાં આવ્યું. મારા પર સારી છાપ પડી.

ફિલ્મ કંપનીઓમાં નટ નટીઓ વિગેરે હોય છે. એમને પાર્ટ તૈયાર કરવા સમજૂત આપવામાં આવે છે. એમાં એમને લગતું જેટલું કામ એમણે કરવાનું હોય છે તેટલું જ પ્રથમ તેમને કહેવાય છે. તેનાં રીહર્સલ થાય છે. ટ્રાયલ ફિલ્મ લેવાય છે ને તેમાં જો ધ્યાનપુરઃસર સારી આવી જાય છે તો તે કાયમ રાખવામાં આવે છે. કેટલાક સીનો લેવાયલા હોય છતાં સમગ્ર અસરમાં તે આવી શકે એવા ન હોય તો તે કાઢી નાખવામાં આવે છે. આ બધું જોતાં મને મારી શક્તિ અજમાવવાની ઉત્કંઠા વધી અને પહેલી તક મેં તે શક્તિ અજમાવવા સાધી.

મારે શીખવાનું હતું એટલે મેં મારે ખર્ચે ફિલ્મો તેનો કેમેરા દવા વિગેરે મંગાવવા માંડયાં અને જે ફેટોગ્રાફો ફિલ્મો લેવાતાં હતાં તે હું બારીકીથી જોતો હતો.

આ બધાનું ઊંડાણ હું જાણતો નહોતો. કામ કરવાના ઉત્સાહમાં એ લોકોએ અને તેમાં નવી નીકળતી કંપનીએ મારે માટે શી જાળ કેવી રીતે બિછાવી છે તેનું મને ધ્યાન નહોતું અને હું મારે ખર્ચે કામ કર્યો જતો હતો. કામરૂ દેશની નાયિકાનો એકાન્તનો સીન લેવાનું મને સૂચવવામાં આવ્યું અને તેનાં દશ્યો લેતાં

મારી અનેક ભૂલો મને બતાવવામાં આવી. મારી અનેક ફિલ્મો નકામી ગઇ. ધોવડામણીનો ખર્ચ વધતો ચાલ્યો. આ દરમ્યાન ક્યાંતો અકસ્માતથી કે ક્યાં તો અમુક જણોની ગોઠવણુથી તે કામરૂ દેશની કામિનીનું પાત્ર ભજવતી મિસ અતુલા સાથે એક પ્રસંગ બન્યો."

"મિસ અતુલા!" અનન્તથી બોલી દેવાયું.

બધાંની નજર અનન્ત તરફ ગઈ.

"હા–મિસ–અતુલા–કેમ?" ગંગાનાથે પૂછ્યું.

"એનું નામ મેં સાંભળ્યું છે. આપ આગળ ચાલો, પછી કહું છું" અનન્તે કહ્યું.

"મિસ અતુલાએ" ગંગાનાથે આગળ ચલાવ્યું, "પ્રથમ તો સામાન્ય સ્ત્રી હોય તેમ કામ આપવા માંડયું. પણ બે ચાર દિવસ પછી એની રીતભાત પ્રતિ મને વહેમ ઉપજ્યો અને મને લાગ્યું કે મારે સાવધ રહેવું જોઈએ. એની જેટ જેટલી ફિલ્મ મેં ઉતારી તેમાં કોઈને કોઈ વાંધો ડાયરેકટરે કાઢવા માંડયો. એમ શાથી થવા માંડયું તેની તપાસ કરતાં જ્યારે ને ત્યારે મારી ખોડ નીકળવા માંડી. આ સૃષ્ટિથી તદ્દન અજાણ્યો હું એકદમ સમજી શકયો નહિ કે ખરી વાત શી છે. એક દિવસ ફિલ્મો કાળજીપૂર્વક મશીનમાં ગોઠવીને હું તૈયાર થતો હતો ત્યાં અતુલા મારાં રૂમમાં એકાએક આવી.

"મિસ્ટર ગંગાનાથ! રોજને રોજ કેટલી વખત મને હેરાન કરશો?" એણે પૂછ્યું.

"મિસ અતુલા! તમે જુઓ છો કે હું ઘણીજ કાળજીથી કામ કરૂં છું. કોણ જાણે શાથી મારૂં કામ ફતેમમંદ થતું નથી." મેં કહ્યું.

"તે ફતેહમંદ થવાનું પણ નથી."

"કેમ ?"

"નસીબની જરૂર છે."

"તે આવી પહોંચશે"

અતુલા હસી.

"એમને એમ નસીબ આવતું નથી. નસીબને નિમંત્રણ કરવું પડે છે." એણે કહ્યું.

"એ કેવી રીતે બને ?"

"બને. નસીબને બૂમ મારશો એટલે તે આવશે." તેણે કાંઈક અભિનય કરીને કહ્યું.

"હું વિમાસણમાં પડયો. એનો ભાવાર્થ એકદમ કળી શકયો નહિ.

"મને સમજ પડતી નથી." મેં કહ્યું.

"તો સીનેમામાં નોકરી શું કામ કરો છો ?"

"હું નોકરી કરતો નથી. પૈસા આપી શીખું છું."

"એ બમણી મુર્ખાઇ છે."

"હશે. મારે એ કરવી છે."

"ને ફતેહ મેળવવી છે ?" વાંકી દૃષ્ટિ અતુલાએ કરી. મને વ્હેમ પડયો.

"હા" મેં કહ્યું.

"ને નસીબને બોલાવવું નથી ?"

"કેવી રીતે બોલાવું ?"

"હં. એ શીખવવું પડશે. ઠીક હું તમારે માટે નસીબને બોલાવું."

એમ કહી તે મારી સાથે કોચ પર બેઠી. હું સંકોચાયો.

" જુઓ, તમે ઉમરના થયા છો પણ ઉંબરે પહોંચ્યા નથી."

" એટલે ? "

" મારા જેવી યુવતી સાથે તમને બેસતાં કે વાતચિત કરતાં આવડતી નથી."

હું શંકાથી એના સામે જોઈ રહ્યો.

" જોઈ શું રહ્યા છો ? નશીબને બોલાવવું છે ને ! હાથમાં હાથ આપો. "

મેં ન આપ્યો.

અતુલા હસી.

" અમારી સાથે કામ કરવું ને અતડા રહેવું તો નસીબ ક્યાંથી આવશે ! " તેણે હાથમાં બેગ નચાવતાં કહ્યું.

હું ઉભો રહ્યો. શો જવાબ દેવો તેની મને સમજ ના પડી.

" કેમ ! નસીબને મોકલી દઉં ? બારણા સુધી આવ્યું છે ? " તેણે હસતાં કહ્યું.

" સ્ત્રીઓની સાથે એકાન્તમાં ઠઠ્ઠામશ્કરી કરવાનું મને પસંદ નથી. ચાલો, ફિલ્મ તૈયાર છે." મેં જરા સખત અવાજે કહ્યું.

" બળે તમારી ફિલ્મ ને બળે તમારો કેમેરા."

" તો મારે શેઠને કહેવું પડશે કે મિસ અતુલા ફિલ્મ લેવરાવવા ના પાડે છે. "

" તો કહેજો. છતાં તમે લેશો તો એક પણ ફિલ્મ સારી ઉતરશે નહિ. મારું માનવામાં આવે તો બધી ફિલ્મ સારી ઉતરે." એણે કહ્યું.

" એમ ! શું તમારું માનવાનું છે ? " મેં જરા કરડકણા અવાજે પૂછ્યું.

"મારી સાથે હરવું, ફરવું; હું કહું તેમ ચાલવું ને વર્તવું, જાણે કે હું તમારી સ્ત્રી હોઉં તેમ." અતુલાએ કહ્યું.

"શું! મારી સ્ત્રી હો તેમ મારે વર્તવું ?" મારાથી મોટા અવાજે બોલાઈ ગયું.

"એમાં શી હરકત છે ?"

મને લાગ્યું કે અતુલા કોઇ નફટ સ્ત્રી છે.

"તમારે તમારી ફિલ્મ સારી લેવરાવવી હોય તો હું કહું તેમ તમારે કરવું જોઇએ."

મને અત્યંત ગુસ્સો ચઢયો. કેમેરા ટેબલ પર મૂકી હું બારણા તરફ બહાર જવા નીકળ્યો. અતુલા મારી પછવાડે દોડી.

"કેમ ! કયાં જાઓ છો ?"

"મારા ગુસ્સાનો પાર રહ્યો નહિ. મેં એને ધક્કો માર્યો. એ નીચે પડી.

"ગંગાનાથ ! આનું પરિણામ સારૂં નહિ આવે."

"હું કોઈનો દબાયલો નથી." મેં ગુસ્સાથી કહ્યું.

"તે નહિ હો પણ એક કુલીન સ્ત્રીની આ દશા કરવી કુલીન મનુષ્યને છાજે નહિ" બારણા આગળ ઊભેલી એક વ્યક્તિ બોલી.

હું ચમકયો. તે તરફ ફર્યો. જોઇ રહ્યો.

"ગો–ગોવિંદ! ગોવિંદલાલ !"

"હા હું ગોવિંદ. તમે કુલીન સજ્જનનું ચારિત્ર્ય જોવા આવી પહોંચ્યો છું."

"એટલે ?" મેં સખતાઇથી પૂછ્યું.

"એટલે એજ કે આ કુમારિકાને એકાન્તમાં બોલાવી તેની ઈજ્જત લેવાનો પ્રયાસ તમને ઘટે નહિ.' એણે કહ્યું.

"મેં આની ઈજ્જત લેવાનો પ્રયાસ કર્યો! તમે શું બોલો છો તેનું ભાન છે?" મને અત્યંત ગુસ્સો ચઢયો.

"હાજી. આપ અંદર પધારો." એણે કહ્યું "હું સાબીત કરી આપું."

"તમે શું ધૂળ સાબીત કરશો?"

"આ કુમારિકા ચોધાર આંસુએ રડે છે. જમીન પર પડી છે. વસ્ત્ર અસ્તવ્યસ્ત છે. આપ શી રીતે આપનો બચાવ કરશો?" એણે મને કહ્યું.

ખરેખર, અતુલા ચોધાર આંસુએ રડતી હતી. વસ્ત્રો અસ્તવ્યસ્ત હતાં. હું દિગ્મૂઢ બની ગયો "મેં શું કીધું છે કે એ રડે છે! અને તે ચોધાર આંસુએ?" મેં મારા દિલને પ્રશ્ન પૂછયો.

"શેઠ! ભૂલ તો બ્રહ્મા પણ કરે છે. આપ પણ કરો. હું પણ કરૂં. હવે આપનો શો વિચાર છે એટલું જ જાણવાનું છે." ગોવિંદે કહ્યું.

"શેનો વિચાર! ભૂલ કઇ! કેવી? સંભાળીને મારી સામે બોલો. સમજ્યા!" મારો ગુસ્સો ફરીથી ઝળકી ઊઠયો.

"આવું કામ કરી ગુસ્સો કરવાની કાંઇ જરૂર નથી."

"તમે કોણ છો? આ છોકરી–નટીને અને તમારે સંબંધ શો છે?" મેં પૂછયું.

"ગમે તે હશે. છતાં એક છોકરીની આબરુ જતી હોય તો હરકોઈ મદદ કરી શકે છે." ગોવિંદે શાંતિથી કહ્યું.

એની આ શાંતિ મને ભયાનક લાગી.

"તો હું જાહેર જણાવું છું કે આ નટી સાથે મને કોઈ નિસ્બત નથી. મેં આબરૂ લીધી નથી." મેં કહ્યું.

"જૂઠું, તદ્દન જૂઠું એ ગોવિંદભાઈ! આ દુષ્ટને કોઈ પણ હિસાબે ઠેકાણે લાવો." અતુલા રડી પડી. ગોવિંદને કરગરી પડી. મારું સક્રોધ આશ્ચર્ય વધતું ગયું.

"કોઈ પણ કન્યકા આમ રડી જીવ બાળે નહિં. તેમ મેં જોયું છે કે આપે શું કીધું છે. ધન્ય છે આ બાળાને કે તે આપની બાથમાંથી છુટી, પડી, કુટાઈ, હાથની બંગડીઓ તૂટી, વાગ્યું, લોહી નીકળ્યું બધું જ થયું. એ મારે શરણે આવી છે મારે એનું રક્ષણ કરવું જોઈએ." ગોવિંદે કહ્યું.

"તમે બંને–તમે બંને દુષ્ટ છો, જૂઠાં છો. કોઈ ઊંડો પ્રપંચ રમી રહ્યાં છો.

"આપ સજ્જન છો એ આપનું કાર્ય જ બતાવે છે." ગોવિંદે હસતાં કહ્યું. "આપ જરા અંદર આવો નહિ તો અનેક નરો અહિં ગરબડાટ સાંભળી આવી પહોંચશે તો નાહક વાત વધી જશે, ફજેતી થશે, છાપે વાત ચઢશે ને તમારા પિતાને—" ગોવિંદે કહ્યું.

"મારા પિતાને! મારા પિતાને શું?" મેં ક્રોધથી તેને બોલતો અટકાવ્યો.

"અત્યંત દુઃખ થશે. આપના કુટુંબની કેળવણી, સાંસ્કારિતા વખણાય છે તે વગોવાશે, ન્યાત જાતમાં ઇજ્જત આબરૂ રહેશે નહિં." ગોવિંદ શાંતિથી બોલ્યો.

મારા કાન ઉભા થઈ ગયા. આંખો મોટી થઈ ગઈ, હું યંત્રની જેમ અંદર ગયો. બેઠો. ગોવિંદ પણ બેઠો.

"જે થયું તે થયું. નિકાલ લાવો." ગોવિંદે કહ્યું.

"પણ શું થયું છે? કાંઈ થયું નથી. ઉલટો ચોર–"

"મહેરબાન રહેવા દો. પુરાવા તમારી વિરૂદ્ધ છે." ગોવિંદ બોલ્યો.

"એના જેવો નફટ માણસ મેં કોઇ જોયો નથી." અતુલાએ આંખો લૂછતાં કહ્યું. "મેનેજરને સાફ કહેવાની છું કે આવા ફોટોગ્રાફર જોડે મારું કામ નહિ. મારે આ કંપનીમાં રહેવું જ નથી."

"એનો નિર્ણય મારે કરવાનો છે. આ શ્રીમાનનો પ્રથમ અપરાધ માફ થવો જોઈએ." ગોવિંદે કહ્યું.

"પણ અપરાધ કયો ને કોનો?" મારો ગુસ્સો કાબુમાં રહ્યો નહિ.

"હવે હું વાત દાબું છું, તમે ઉકેલો છો. અનન્તકુમારના તમે મિત્ર છો માટે મારે આટલું કરવું પડે છે." ગોવિંદે કહ્યું.

"એટલે તમે કહેવા શું માગો છો? અંગ્રેજ સરકારના રાજ્યમાં ન્યાય નથી એમ?" મારો ગુસ્સો વધતો ગયો.

"ન્યાય અન્યાય પુરાવા પર આધાર રાખે છે. તમે કદાચ નિર્દોષ હો પણ અમારો પૂરાવો તમને દોષિત જ ઠેરવશે, છાપે ચઢાવશે, ફજેત કરશે, કાંઈ નહિ તો લોકો થોડુંઘણું પણ સાચું માનશે" ગોવિંદે કહ્યું.

મને સ્પષ્ટ લાગ્યું કે બ્લેકમેઇલ સભાના આ સભ્યોએ મને ફસાવવા જબ્બર પ્લોટ ઘડ્યો છે. કેમ છૂટવું તે મને સૂઝયું નહિં. હું મુંગો બેસી રહ્યો.

"મારું માનો ને સમજૂતિ પર આવો." ગોવિંદે કહ્યું.

"સમજૂતિ કેવી વળી! મારી સાથે લગ્ન થવાં જોઇએ." અતુલાએ કહ્યું.

મારી આંખમાંથી ધિક્કાર અને અગ્નિ સાથે વરસી રહ્યાં.

"લગ્ન કરવા કબૂલ થાય તો બધું જતું થાય" તેણે ઉમેર્યું.

હું તિરસ્કારપૂર્વક હસ્યો.

"એ ખોટી વાત છે. ન બને એવું છે. તું કોણ જાત અને ગંગાનાથ કોણ જાત ! બંનેનું પોઝીશન શું ? તું નટી છે તને કેવી રીતે પરણે ?" ગોવિંદે યુક્તિપૂર્વક મારી તરફેણ કરી.

"શું નટી સાથે અંગ્રેજ ઉમરાવો લગ્ન કરતા નથી ?" અતુલાએ પૂછયું,

"આ ઇંગ્લાંડ નથી. હું તને કહું તેમ તારે કરવાનું છે." ગોવિંદે કહ્યું.

"શું ?" અતુલાએ પૂછયું.

"ગંગાનાથ તને જેટલા રૂપીઆ આપે તેટલા લઇ સંતોષ માનવાનો છે."

"મારી આબરૂ મારે વેચવી એમ ?" અતુલાએ પૂછયું.

"તું નટી છે. તેમ આ વાતની આપણા ત્રણ જણ સિવાય કોઇને ખબર નથી. તારે માંડવાળ કરવી પડશે, નહિ તો હું તને હેરાન કરી નાંખીશ." ગોવિંદે અતુલાને ધમકી આપી.

બે જણાની ગોલા લડાઇથી મને જરા હસવું આવ્યું પણ મેં દાબી દીધું.

"હું મુર્ખ કોણ જાણે તમારા હાથમાં કાં ફસાઇ પડી." અતુલાએ છણકો કીધો.

"ગંગાનાથજી ! બે હજારનો ચેક અતુલાને આપી દો. છૂટયા." ગોવિંદે હાઇકોર્ટનું જજમેન્ટ આપ્યું.

"રૂપીઆ રસ્તામાં પડયા હશે કેમ !" મેં તિરસ્કારથી પૂછયું.

"ના તમારી બેંકમાં પડયા છે." ગોવિંદે શાંતિથી કહ્યું. "અને ચેક સેલ્ફ આપો. પાછળ સહી કરો. પછી ચિંતા નહિ."

"ને ન આપું તો ?" મેં પુછયું.

"તમે નહિ આપો એ નહિ બને. સમજુ માણસ છો ને આપશો જ." ગોવિંદે કહ્યું.

"હું અણસમજુ છું ને નહિ આપું." મેં કહ્યું.

"એવું ન બને."

"બનશે."

"તો બનવા દો. ચાલ, અતુલા રડવા માંડ. મેનેજર પાસે જઈએ." ગોવિંદે કહ્યું. "ને આ રિપોર્ટ તૈયાર છે તે "વિશ્વમંડળ" છાપાના પેલા સત્યચંદ્રને છાપવા આપી દે." ગોવિંદે રિપોર્ટ કાઢયો.

મને લાગ્યું કે મને ફસાવવા બરાબર પ્લોટ ગોઠવ્યો છે. ગોવિંદ મને શા માટે ફસાવે? હું સમજી શકયો નહિ.

"ગોવિંદ! તમારે બંનેએ મળીને ફક્ત મારી પાસે રૂપીઆ ઓકાવવા છે કેમકે મારા પિતા પાસે કાંઇ થોડીઘણી રકમ છે તથા મારા પોતાના ખાતામાં કોઇ રકમ છે એમ તમે ખબર મેળવી છે. એ માટે તમે બંનેયે ત્રાગડો રચ્યો છે. હું તમને રૂપીઆ આપું તો ફરીથી તમે આવો ત્રાગડો નહિ રચો એની શી ખાત્રી?" મેં પૂછ્યું.

"આવી કુંપની તમારે માટે નથી. કદાચ અમે તમને છોડી દઇએ તો બીજું નવું તોફાન ઉભું કરે. મારાથી ખાત્રી ન અપાય. તમારી બધી જ ફિલ્મો કેમ ખરાબ થાય છે? તમારે સમજવું જોઇએ. મારી સલાહ આ કંપની છોડી જાઓ એવો છે." ગોવિંદે કહ્યું,

"હું આ કંપની છોડી જાઉં તેમાં તમને શો લાભ?" મેં પુછ્યું.

"વિલાસનાં લગ્ન મોહનલાલ સાથે થતાં અટકાવવામાં તમે સારો ભાગ ભજવ્યો હતો તેથી." ગોવિંદે કહ્યું.

"તેમાં તમારે શું ?"

"ઘણું છે."

"તો યે ?"

"વિલાસ મોહન પાસેથી છૂટી અહિં આવી છે."

"શું ?" મારૂં મગજ ચક્કર ચક્કર ઘુમવા માંડયું. "વિલાસ! અને તે અહિં ?"

"કેવી રીતે ! કયાંથી ! શા માટે ?"

"કોઈક વખત કહીશ. આજે નહિ."

"તો પણ."

"સમય આવે વાત."

"તે કયાં છે ?"

"એનું તમારે શું કામ છે ?"

ગોવિંદની આંખમાં કાંઈક વિચિત્ર ભાવ મેં જોયો. હું સમજી ના શકયો. તે વખતે કાંઈ ન બોલવું એવો મેં નિશ્ચય કર્યો હતો.

"તમે તમારે ચેક આપી ગુપચુપ એક બે દિવસમાં રવાના થઈ જાઓ." ગોવિંદે જરા કડક અવાજમાં કહ્યું.

"હું ટેબલ પાસે ગયો. એના માગ્યા મુજબ મેં ચેક આપ્યો.તે બંને જણાં ઓરડા બહાર નીકળ્યાં.. હું વિચારમાં પડયો.

મેનેજરને આ બેનાં તરકટની ખબર હશે ? એનો પણ એમાં ભાગ હશે ? શું આ સાચી ફિલ્મ કંપની નથી ? પણ વિલાસ ! વિલાસ અહિં કયાંથી ? શું મોહનલાલે એને છોડી દીધી ! શું તે પોતાની મેળે જ ચાલી આવી હતી ? અતુલા અને ગોવિંદને શું ? ગોવિંદ શા માટે વિલાસમાં આટલો રસ લે છે ? શું મોહનલાલે ગોવિંદને કોઇ પ્રકારની સમજુતિ આપી છે ? આ

અતુલા છે કોણ? ગોવિંદ એના પર કેવી રીતે કાબુ ધરાવે છે! એમાંનું હું કાંઈ સમજી શક્યો નહિ.

"હું આજે સમજાવું. આજે એ સમય છે." એકાએક લાકડીના ટેકાથી આવતાં ગોવિંદે કહ્યું.

"શેઠ! રજા હોય તો આવું ને સમજાવું." ગોવિંદે બહારથી પૂછ્યું.

"આવો. તબિયત ઠીક હોય તો કહો." નરોત્તમે કહ્યું.

"ઠીક છે. કહેવાથી વધુ ઠીક થશે." ગોવિંદે કહ્યું.

ગોવિંદ અંદર આવ્યો. ખુરસી પર બેઠો. લાકડી નીચે મૂકી જરા શ્વાસ લીધો. બોલવા લાગ્યો.

"હું દુર્જન છું" ગોવિંદે શરૂ કર્યું. "એ તમે સર્વ જાણો છો. બેશરમ છું, નફટ્ટછું, ધીટ છું, સાહસી છું એ તમે જાણો છો. નહિ જાણતા હો તો મેં અનન્તકુમારને સર્વ લખાવેલું છે. હું મોટો માણુસ નથી. છતાં મેં મારૂં જીવન કેવું છે તે સત્યપણે અનન્તકુમારને જણાવેલું છે. મારૂં હૃદય વેરની આગથી બળે છે. એ આગમાં હું અંધ બનેલો છું. મેં મારૂં જીવન, જીવનની સલામતી, મારૂં સર્વસ્વ—મેં એ આગની ઉપર ખીંટીએ લટકાવ્યું છે. વખતસર ભૂંજાશે તો પકવ ભોજન પામીશ નહિતો બધું બળી ખાક થતાં હું પણ હોમાઈશ.

અતુલા કોઈ ખાનદાન છોકરી નથી. એને સન્માર્ગે વાળવા મેં પ્રથમ ઘણો પ્રયત્ન કર્યો હતો પરન્તુ મા બાપના ગુણથી છોકરાં બેવાકેફ હોતાં નથી અને તે ગુણો તેમનામાં ઊતરે છે. તેનો એ પુરાવો છે. તેનાં માબાપ હયાત નથી. એને સ્વતંત્ર જીવન જીવવા દેવા એનાં માબાપે મને છેવટે કહ્યું છે એટલે એનું સ્વચ્છંદી જીવન એ જીવે છે. હું ફક્ત એનો રક્ષક છું. એ વિલાસી છે. એને એના વિલાસ ભોગવવા દઉં છું. એ પાવરધી બને એમાં મારો સ્વાર્થ છે. હું પોતે સ્હેજ પણ વિષયી નથી. મેં એને સ્પષ્ટ જણાવ્યું છે કે જે દિવસે એ પ્રયોગ મારા પર અજમાવવા જશે તે દિવસે એ જીવતી નહિ હોય. બે ત્રણ વખત મેં મારા હાથનો પરચો એના ગળા પર અજમાવી એની ખાત્રી કરાવી છે. મારો એને ઘણો ધાક છે અને એથીજ મારો એના પર કાબુ છે.

જેના પર મારે વેર લેવું છે તેના પર મારે એનો પ્રયોગ અજમાવવો કે કેમ તે નકકી કરવા હું અનેક અખતરા કરૂં છું. તમારે જાણવા જેવા અખતરા બે છે અને તેમાંનો એક અખતરો મહેસાણાના સુરેશકુમારના પુત્ર પ્રસન્નકુમાર પર મેં કરી જોયો છે ને તે સફળ નીવડયો છે. આ ગુપ્ત વાત છે અને તે તમનેજ કહું છું કેમકે તમે સંપૂર્ણ સજ્જન વિશ્વાસપાત્ર માનવો છો એમ હું માનું છું. મારા કથનનો દુરૂપયોગ નહિજ કરો એમ હું ખાત્રીપૂર્વક માનું છું. અનન્તકુમાર સાક્ષી છે. નરોત્તમ શેઠ સાક્ષી છે. મેં મારાં કર્મો સર્વ રીતે તેમને પ્રસંગોપાત કહ્યાં છે ને આજે કહુ છું. પ્રસન્નકુમારની હકીકત મેં અનન્તકુમારને સંપૂર્ણ કહી છે." ગોવિંદ જરા થોભ્યો.

"કયો પ્રસન્નકુમાર!" વસુમતિએ પૂછયું.

"ભાઈ પાસે નોકરી રહેવા આવ્યો હતો તે– ઉલ્લુનો જમાદાર." ગંગાનાથે કહ્યું.

"એની મૂર્ખતા એટલે સુધી છે કે અતુલાએ એને કહ્યું કે હું તમારાથી ગર્ભવતી છું. એણે સાચું માન્યું. માથેરાન,મહાબલેશ્વર હવા ખાવા જવા લઇ જવા તૈયાર થયો પણ એના બાપ હોશિયાર ન હોત તો એણે ઘરની રકમોનું મીંડું વાળી દીધું હોત." ગોવિંદે કહ્યું.

"હમણાં એ શું કરે છે?" કેદારનાથે પૂછયું.

"મેં મીલમાં જવા સલાહ આપી છે. એના પિતા કરે તે ખરૂં. મને તો એવાને મૂર્ખ બનાવવામાં મોજ આવી, બ્લેકમેઇલ કયાં ફતેહમંદ થાય છે ને કયાં થતું નથી તેની સમજ પડી. નલિનીબેન, નરોત્તમ શેઠ અને સુરેશકુમાર જેવા પણ હોય છે એનું ભાન થયું." ગોવિંદે કહ્યું.

"મને બ્લેકમેઇલનો ભોગ કરવાનું તમારે શું કારણ હતું?" ગંગાનાથે પૂછ્યું.

"તમારાં કુટુંબ માટે મને ઘણું માન છે. તમે ખાનદાન છો. તમને સારી કેળવણી મળી છે. તમારા પર ઘણા સારા સંસ્કારો પડેલા છે અને તેથીજ તમને એ કંપનીમાં જોતાં મને થયું કે આ શેઠ નકામા અહિં ફસાય છે. એ નવયુગ કંપની ફિલ્મ કંપની જ નથી. પ્રત્યેક વર્ષથી એ લોકો અમુક અમુકને લૂંટવાનો આનદાનીભર્યો ધંધો ચલાવે છે; ને મારી ખાત્રી છે કે બે એક વર્ષમાં એ બધા જેલમાં જશે." ગોવિંદે કહ્યું.

"તો તમે ત્યાં કેમ કામ કરો છો" ગંગાનાથે પૂછ્યું.

"હું ત્યાં કામ કરતો જ નથી. મારા સ્વાર્થ માટે જાઉં છું. મેં તમને જોયા. તમને દુનિયાના કાવાદાવાનું ભાન કરાવાનું મન થયું. અતુલાનો પ્રયોગ સફળ થાય છે કે કેમ તે જોવાનો વિચાર થયો અને તમે કંપનીમાંથી ખસી જાઓ એ ઇચ્છા થઈ. આથી મેં અતુલાને પાઠ ભણાવ્યો ને તેણે તે ભજવ્યો." ગોવિંદે કહ્યું. ગોવિંદે જરા શ્વાસ ખાધો ને આગળ ચલાવ્યું. "હું તમને ચોકખા શબ્દોમાં કહું તો તમે ન માનો. મને તમારો વિરોધી ગણો. આથી તમને પ્રત્યક્ષ અનુભવ આપવો, મારે મારી કળા અજમાવવી એવો મેં નિર્ણય કીધો."

"તો આમ રૂપીઆ પડાવવા એ ઠીક ધંધો છે?" ગંગાનાથે પૂછ્યું.

'નાજી, એ પાજીપણું છે. છતાં તમારો ચેક આ રહ્યો. જુઓ વાંચો. છે ને બરાબર?"

ગોવિંદે ગંગાનાથને ચેક વંચાવ્યો. 'લ્યો. આ તમારી સમક્ષ તેને ફાડી નાખું છું." ગોવિંદે ચેકના કટકેકટકા કરી નાખ્યા.

બધાં ગોવિંદ સામે જોઈ રહ્યાં.

"હું તમને વિચિત્ર માણસ લાગતો હોઈશ. ને ખરે જ હું વિચિત્રજ છું. હું પૈસાનો લોભી દેખાતો હોઇશ પણ હું લોભી નથી.

મેં પ્રસન્નકુમારના બાપ પાસે પણ રૂપીઆ માગ્યા હતા, લીધા નથી. નરોત્તમ શેઠ પાસે પણ માગ્યા હતા, લીધા નથી. મારી ખાત્રી છે કે જરૂર પડયે હું માગીશ તો તમે કોઈ ના કહેશો નહિ પણ જ્યાં સુધી મારે જરૂર નથી ત્યાં સુધી ખાનદાન અને કુલીન માણસોનાં પાઈનો કે પૈસાનો પણ મને ખપ નથી. હું ચીરૂં છું તે લુચ્ચા, લફંગા, બદમાશોને જ ચીરૂં છું. હું બદમાશ સાધુ નથી પણ સાધુ બદમાશ છું." ગોવિંદે કહ્યું.

"તો પછી વિલાસને આવી કંપનીનો સંબંધ કરાવવાની શી જરૂર?" ગંગાનાથે પૂછ્યું.

"આપને તથા વિલાસને શો સંબંધ?" ગોવિંદે કહ્યું.

"તમને ખબર નથી કે હું અને અનન્તકુમાર એનું ચારિત્ર્ય સાચવવા બનતું કરતા હતા?" ગંગાનાથે કહ્યું.

"તેમ હું એનો પિતા છું તેથી મારે પણ ખુલાસાની જરૂર છે" વેણીલાલે કહ્યું.

"આપે વિલાસનું વડિલત્વ છોડી દીધું છે એમ હું માનું છું." ગોવિંદે કહ્યું.

"એમ હોત તો હું અહીં આવતજ નહિં." વેણીલાલે કહ્યું.

"વિલાસના પ્રકરણમાં હું રસ શા માટે લઉં છું તે આપથી અજાણ્યું નથી." ગોવિંદે કહ્યું.

"છતાં તે રસ લીધેલો હવે નકામો છે તેમજ જ્યારે તમે આવી લેભાગુ કંપનીમાં તેનું જોડાણ કર્યું ત્યારે તેમ કરવામાં તમારો હેતુ જાણવાની જરૂર છે." વેણીલાલે કહ્યું.

"વિલાસને હું સુધારવા માગું છું. ગોવિંદે કહ્યું.

"આવી ફિલ્મ કંપનામાં રાખીને? અશક્ય." વેણીલાલે જવાબ દીધો.

ગોવિંદ હસ્યો.

"વેણીલાલ કાકા ! તમને કાકા કહેવામાં હું જૂનો જમાનો યાદ આપું છું જ્યારે મારા પિતા આપના ઘણીવાર મહેમાન થતા અને હું આપને ત્યાં અવરનવર આવતો. કાકા સંબોધનમાં હું એ જણાવવા માગું છું કે હું આપના કુટુમ્બનું અધઃપતન નહિ પણ કાંઇક અંશે તે માટે ઠીક લોકમત મેળવવા માગું છું. વિલાસનાં દુઃખ દૂર કરવા માગું છું. વિલાસ પ્રત્યે મારી મમતા પહેલાંના જેવી જ છે અને તે ગમે તે સંજોગોમાં તેવી જ રહેવાની છે." ગોવિંદે કહ્યું.

"એ હું માનું છું, પરન્તુ તે આવી રીતે તેને આવા અનિચ્છનીય સાથમાં રાખવાથી પાર પડશે એમ માની શકાતું નથી." વેણીલાલે કહ્યું.

"તો હું ખાત્રી આપું છું કે એ કંપનીમાંથી કોઇપણ મનુષ્ય વિલાસના વાળ વાંકો કરી શકે એમ નથી. એકેએક જણ મારાથી ડરે છે. એ લોકો મને પોલિસનો માણસ ગણે છે. કેમકે પોલિસ ડીટેકટિવમાંનો કોઇએક પણ હરહંમેશ મારી નજીકમાંજ હોય છે. આ બદમાશો મારી મુઠીમાં છે ને ગમે ત્યારે તેને હું પોલિસમાં પકડાવી શકું છું તે તેઓ બરાબર સમજે છે. વિલાસને તેઓ કાંઈ કરી શકે એમ નથી." ગોવિંદે કહ્યું.

"અહાહા હાહાહા—અહાહાહા—હાહાહા." ગંગાનાથ એકદમ જોરથી હસી પડયો. બધાની નજર તેની તરફ ગઈ. તેના એકાએક આવા હાસ્યથી બધાંજ ચમકયાં.

"ગોવિંદલાલ ! અનુભવી અને હોંશિયાર હોવાનો દાવો કરનાર તમે પણ હજી અપંગ પંખી છો એમાં ખોટું નથી." છેવટે તેણે કહ્યું.

"શું કહ્યું ? હું અપંગ પંખી !" ગોવિંદ જરા ટટાર થયો.

"જરૂરજ. વિલાસને તે ટોળીમાં લાવવાનો જો ભયંકર પ્રમાદ તમે જો કર્યો ન હોત તો આપણા ત્રણેમાંથી એકને પણ આવો પ્રાણઘાતક અકસ્માત થાત નહિ. અત્યાર સુધી વિલાસનું ત્યાં આવવું એ મારે મન કોયડો હતો. હવે બધું સ્પષ્ટ થાય છે." ગંગાનાથે કહ્યું.

સર્વ એક બીજાની સામે જોવા લાગ્યા.

"કેવી રીતે? આ અકસ્માતનો જુમ્મેદાર હું કેવી રીતે? શું તમને અકસ્માતમાં હોમવાનો મારો ઇરાદો હતો એમ તમે કહો છો?" ગોવિંદ જરા ઉશ્કેરાયો.

"નહિ. મારૂં એવું કહેવું નથી. વિલાસ ત્યાં આવી હોત નહિ તો આ અકસ્માત કદી પણ થાત નહિ એટલું જ મારૂં કહેવું છે." ગંગાનાથે કહ્યું. "વિલાસ પણ મારા કથનનું સમર્થન કરશે." ગંગાનાથે ઉમેર્યું.

"મને જરા પણ સમજાતું નથી." ગોવિંદે કહ્યું.

"મારે મોંઢે સાંભળવું છે કે વિલાસને મોંઢે?" ગંગાનાથે કહ્યું.

ગોવિંદ સાશ્ચર્ય ગંગાનાથ સામે જોઇ રહ્યો.

"તમે અસત્ય કહેશો એમ હું માનતો નથી." ગોવિંદે કહ્યું.

"તો સાંભળો." ગંગાનાથ જરા ટટાર થયો.

સહુ સાશ્ચર્ય તેની સામે ઉત્કંઠાથી જોઇ રહ્યાં.

“અતુલાનો અને મારો પ્રસંગ મેં વર્ણવ્યો, તમારા બંનેના ગયા પછી હું વિચારમાં પડયો ને ખુરશી પર બેસી રહ્યો. શું કરવું ? બે ત્રણ હજારનો ખર્ચ કર્યો તેનો હિસાબ લેવાનો બાકી હતો. મેનેજરને મળવું કે એમના એમ ચાલ્યા જવું ? એ પૂછે તો શો જવાબ દેવો ? વિગેરે પ્રશ્નો મગજમાં ઘોળાતા હતા.

કોણ જાણે શા કારણથી હું ઉઠયો, બહાર નીકળ્યો. તપાસ કરતાં તમે તથા અતુલા નહોતાં. મેં જાણ્યું ચેકની ગડમથલમાં હશો. તમારાં બારણાં બંધ હતાં.

કાંઇક આંતર પ્રેરણાથી મેં ત્રણ આંટા માર્યા. મારી નજર ખુલ્લી બારી તરફ ગઈ. અવાજ આવતો હતો. જરા દૂર પથરા પર કુતુહલથી ઉભો થયો ને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

“ વિલાસ ! વિલાસ ! ” મારાથી બોલી દેવાયું. મને એકાએક શ્વાસ ચઢયો. વિલાસ અહિં ક્યાંથી ? ગોવિંદની રૂમમાં ! ફિલ્મ કંપનીમાં ! કદાચ આ વિલાસ ન હોય તો ? વિલાસ જેવી કોઇ બીજી સ્ત્રી તો નહિ હોય ? ” હું વિચારમાં પડયો.

“ નહિ જ, વિસાસજ છે ન હોય. નહિ, એજ છે” મારૂં ચિત્ત ભ્રમમાં પડયું.

“ શું વિલાસે મોહનને છોડયો ? શું તેને સિનેમાની નટી થવાનો શોખ થયો ? હું કોઇ નિર્ણય પર આવી ન શકયો.

" ગોવિંદે મને વિલાસ વિષે ઇશારો પણ નથી કર્યો. શું વિલાસને મળતીજ આ બીજી સ્ત્રી હોઈ ન શકે ? મેં ધારી ધારીને તે સ્ત્રી તરફ જોયું. એ વિલાસજ હતી. એ શા માટે અહિં આવી ? ગોવિંદનાં બારણું બંધ છે. ગોવિંદને અતુલા બહાર ગયાં છે. અંદર બીજું કોઇ હોય એમ લાગે છે. શું મોહન હશે ? મોહનલાલ નાવારસ ઠરવાથી વિલાસ સાથે ફિલ્મ કંપનીમાં જોડાવા ઇચ્છા રાખી હશે ? જોડાયાં હશે ? મારૂં ચિત્ત ચગડોળે ચઢયું.

" બારણું ઠોકી ઉઘડાવું ને કદાચ કોઈ બીજું જ નીકળ્યું તો ?

" મેં ફરીથી ઓરડામાં દૃષ્ટિપાત કર્યો. મને બીજી વ્યક્તિ દેખાઇ. ઓહ, આ તો ડાયરેકટર મારાથી ઝીણી ચીસ પડાઇ ગઈ.

"હવે હું ડાયરેકટર તથા વિલાસ બંનેને જોઈ શકતો હતો. મને સ્પષ્ટ લાગ્યું કે વિલાસ અથવા વિલાસ જેવી સ્ત્રી અને ડાયરેકટરને તકરાર થાય છે.

રિહર્સલ તો નથી ? પણ તે ગોવિંદના રૂમમાં ? આ સ્ત્રી ગુસ્સામાં લાગે છે. ડાયરેકટર સાહેબ કાંઇ લ્હેરમાં લાગે છે. તેમની વાતચિતના શબ્દો સ્પષ્ટ સમજાતા નહોતા.

" તારાથી કાંઇ થઇ શકવાનું નથી. મારા કહેવા પ્રમાણે તારે કરવુંજ પડશે ?" ડાયરેકટરનો અવાજ આવ્યો.

" ગોવિંદ કયાં છે ? એ પ્રશ્નનો જવાબ મને પહેલો મળવો જોઈએ." તે સ્ત્રીએ કહ્યું.

ચોકકસ વિલાસનો જ અવાજ. મેં નિર્ણય કર્યો.

" ગોવિંદ રખડે છે. છતાં એનું કામ શું છે ? મારી જોડેનો સંબંધ એટલે છાપામાં તારૂં અગ્રસ્થાને નામ. અગ્રસ્થાને

ફોટોગ્રાફ. ભીંતે ભીંતે લોકો ટીકી ટીકીને તારા સામું જોય. તું જગતની દેવી બને." ડાયરેક્ટરનો અવાજ આવ્યો.

"ગોવિંદ છે ક્યાં?" વિલાસ ગુસ્સામાં બોલતી હોય એમ મને લાગ્યું.

ખરેખર આ રીહર્સલ નહોતું. વિલાસની જીંદગીમાં બનતો બનાવ મને લાગ્યો. મને લાગ્યું કે મારે વિલાસની વહારે ધાવું. હું ગયો પથરો લાવ્યો. બીજો પથરો તેના પર મૂક્યો. એના પર આસ્તેથી હું ચઢ્યો.

"ગંગાનાથ! આ ચોકકસ બનેલી વાત છે?" ગોવિંદે પૂછ્યું.

"હું, તમે અને આ બધા બેઠા છીએ. તેમાં જેટલું સત્ય છે તેટલુંજ આમાં સત્ય છે." ગંગાનાથે કહ્યું.

"નીચ, પાજી, બદમાશ, મને અને અતુલાને એ દુષ્ટે બેલાર્ડપીઅર કામસર મોકલ્યાં અને એણે મારાજ ઓરડામાં આ તોફાન કીધું! નહિ, એ આજે જીવતો નહિ રહે." ગોવિંદ ઉભો થઈ ગયો.

"ગોવિંદલાલ! શાંતિથી મારૂં કથન સાંભળો. પછી જે કરવું હોય તે કરજો." ગંગાનાથે કહ્યું. ગોવિંદ બેઠો. ગુસ્સાથી એની આંખ લાલચોળ થઈ ગઈ. હોઠ ફરકવા લાગ્યા. શરીર ધ્રૂજવા લાગ્યું. શાશ્વતી ઉઠી. રૂમાલ ભીંજવી તેના કપાળે મૂકવા ગઇ.

"નહિ, બેન! મને કશાની જરૂર નથી. એ ડાયરેક્ટરે જેલમાં જવું જ જોઇએ." ગોવિંદે કહ્યું.

"એ જેલમાં જ છે. તમે સ્ટેઇટમેંટ આપ્યું છે તે યાદ નથી?" શાશ્વતીએ કહ્યું.

"મેં સ્ટેઈટમેંટ આપ્યું છે?" ગોવિંદે સાશ્ચર્ય પૂછ્યું.

"હા. એક્સીડન્ટ થયા પછી ત્રીજે દિવસે." "શાશ્વતીએ કહ્યું. "ડૉક્ટર અને મારી હાજરીમાં. અમારી તે સ્ટેટમેંટ પર સહીઓ છે."

"ને તે હરામખોર જેલમાં છે? બીજા ત્રણ જણ પણ? ગોવિંદે પૂછ્યું.

"કસ્ટડીમાં તો છે. જામીન પર છૂટયા નથી. તમે સારા થશો એટલે કેઇસ ચાલશે." શાશ્વતીએ કહ્યું.

"થેન્ક ગૉડ–પ્રભુ! તારો ઉપકાર." ગોવિંદે જીંદગીમાં પ્રથમ પ્રભુનો ઉપકાર માન્યો.

ગોવિંદે પાણીનું પોતું માથે મૂક્યું.

"હું પછી શું? મારે સંપૂર્ણ સાંભળવું છે." ગોવિંદે કહ્યું.

"પત્થર પર પત્થર મૂકી હું ધીરેથી ઉભો થયો. બારીની બારસાખથી મારૂં માથું સ્હેજ નીચે હશે. મેં કાન દીધા" ગંગા-નાથે કહ્યું.

"મને ખબર હોત કે ગોવિંદે મને ફસાવી છે તો હું આપઘાત કરીને મરત" વિલાસનો સ્વર આવ્યો.

"શું! મેં વિલાસને ફસાવી? નહિ, નહિ, વિલાસની ભયંકર ભુલ થાય છે. વિલાસને આવી રીતે ફસાવવા મેં જીંદગીમાં વિચાર નથી કર્યો. ફક્ત એ મોહનલાલને છોડી મારી સાથે રહે તેવા જ મેં પ્રયોગ અજમાવ્યા છે. હું વિલાસને સિદ્ધ કરી બતાવીશ," ગોવિંદ ઊભો થયો.

"તમારે હકીકત પૂરતી સાંભળવી જોઇએ. અને તે પણ સંપૂર્ણ શાંતિથી. નહિ તો ગંગાનાથ વધુ હકીકત તમને નહિ કહે." શાશ્વતીએ કહ્યું.

ગોવિંદ સ્વસ્થ થઇને બેઠો.

"જરૂર જ. ગોવિંદે અમને વચન આપ્યું છે કે હું નવી નટી લાવી આપું. ભણેલી હોંશિયાર અને તે બદલ તમારે મને હજાર રૂપીઆ આપવા. અમે ગોવિંદને હજાર રૂપીઆ આપ્યા છે.

હવે તું અમારી નટી છે. તારા પર અમારો અધિકાર છે." ડાયરેક્ટર બોલ્યો.

"ખોટું. મેં એક પાઇ પણ લીધી નથી. તેમ મેં કોઈ એવો કરાર કર્યો પણ નથી." ગોવિંદ વચ્ચે બોલી ઉઠયો.

"એ હું માનું છું" ગંગાનાથે કહ્યું. "પણ વિલાસે તરત જ ઉતાર આપ્યો કે હજાર રૂપીયા આપ્યા હોય ગોવિંદને તેમાં મારે શું? મેં કયું લગન કીધું છે! મને કંઈ રકમ આપી છે કે તમારો અધિકાર મારા પર હોય?

"અત્યારે આપું હજાર, બે હજાર કેટલા?" ડાયરેક્ટર બોલ્યો.

"ભૂલ થાય છે, ડાયરેક્ટર સાહેબ! રૂપીઆથી શરીર વેચનારી હું વેશ્યા નથી કે નથી ગુલામ. સમજ પડી? અને જો ગોવિંદે મારી સાથે દગો કીધો હશે તો ગોવિંદને પણ ભારે પડશે." વિલાસે જવાબ દીધો.

ડાયરેક્ટર હસ્યો. મને સ્પષ્ટ લાગ્યું કે તેને દારૂનું ઘેન ચઢતું હતું.

"એ ગમે તે હોય મને તો તારી જરૂર છે. ને તારે મારી મરજી મુજબ કરવું પડશે." ડાયરેક્ટર બોલ્યો.

"ને નહિ કરૂં તો?"

"તું સ્ત્રી છે ને ન કરે એવું બને જ નહિ."

"એટલે? તમારૂં કહેવું શું છે?"

"તારે મારી રખાત રહેવું પડશે."

"બદમાશ, હરામખોર" વિલાસે એક તમાચો ડાયરેક્ટરને લગાવ્યો હોય એવું લાગ્યું. "શું બોલ્યો? ફરી બોલ?"

"શાબાશ, વિલાસ, શાબાશ" ગોવિંદ બોલી ઉઠયો.

ડાયરેક્ટર જવાબમાં ફક્ત હસ્યો.

"વિલાસ! તારા જેવી સ્ત્રીઓ શરૂઆતમાં મારી સાથે આવી જ વાત કરે છે. પછી જ સમજે છે કે તેમણે મારી સાથે કેવી રીતે વર્તવાનું છે. આજે સાંજના વાલકેશ્વર પર રીહર્સલ છે. મારી ચાલાકી જોઇશ કે તરત જ તને લાગશે કે હું સામાન્ય માણુસ નથી. હું રસીઓ છું અને જીવનની મોજ મારી સાથે રહેવામાં, હરવા ફરવામાં છે." ડાયરેક્ટરે કહ્યું.

"તો આજે ખબર પડશે કે મારા જેવી સ્ત્રી સાથે કેમ કામ થાય છે." વિલાસે કહ્યું.

મને લાગ્યું કે વિલાસ બહાર જવા બારણા તરફ ગઈ હશે.

"હા-હા-હા-હા-હું જાણુતો જ હતો. એ બારણે પહેલેથી જ અંદરથી તાળું માર્યું છે." ડાયરેક્ટર હસ્યો.

"આવી નીચતા!" વિલાસે ક્રોધથી ગર્જના કરી.

"હા હા-હા હા–" ડાયરેક્ટર હસ્યો.

"તો આજે તારૂં માથું જ ભાગી નાખીશ." વિલાસનો અવાજ આવ્યો. ખુરસી મરોડાતી સંભળાઈ.

'એમાં શું વળ્યું! ખુરસીનો હાથો ભાંગી ગયો. વિલાસ! જો તેં આજ સીન અમારી ફિલમમાં બરાબર ભજવ્યો હોય તો તને પાંચસો રૂપીયા મળે." ડાયરેક્ટરે કહ્યું. "હવે શો વિચાર છે?"

"તારૂં માથું ભાગવાનો." વિલાસે કહ્યું.

"તે નહિ બની શકે."

"આ બારીમાંથી કુદી પડીશ" વિલાસ હું ઉભો હતો તે બારી તરફ આવતી હોય એમ લાગ્યું.

" એ તક હું આપીશ નહિ."

ડાયરેકટરે દોડી વિલાસનો હાથ પકડયો હોય એમ મને લાગ્યું. મારી ધીરજ ના રહી. મેં બારીની બારસાખનું બેલેન્સ લીધું. અંદર હાથ નાખ્યો. ઘુંટણે ટેકવી બારીમાં ચઢી અંદર કૂદકો માર્યો. ડાયરેકટર પર જ્યુ જુત્સની ટ્રિક અજમાવી. તે નીચે પડયો. મારા સામે જોઇ રહ્યો.

" ફિલ્મનો સીન! બદમાશ! આ ફિલ્મનો સીન પૂરેપૂરો ભજવાય છે ખરું ને!" મેં કહ્યું.

" કોણ—નવો ફિલ્મ લેનાર ગંગાનાથ!" તે બોલ્યો.

" ગંગાનાથ!" વિલાસ બોલી ઉઠી.

" બારણાની ચાવી કાઢ" મેં એનો હાથ આમળતાં કહ્યું

ડાયરેકટરે બીજા હાથે ચાવી કાઢી ફેંકી.

" વિલાસ! બારણું ખોલ." મેં વિલાસને કહ્યું.

વિલાસે બારણું ખોલ્યું. મેં ડાયરેકટરને ઉભો કીધો.

" મારી સાથે ફેલ કીધો છે તો આ હાથ તૂટી જશે. સીધો સીધો ચાલજે." મેં ડાયરેકટરને ધમકી આપી.

" મારો હાથ ભાગી નાખવો છે?" એણે કહ્યું.

" એ પછી સમજાશે, ચાલ." મેં કહ્યું.

તે મુગો મુગો મારી સાથે ચાલ્યો. હું સીધો એને પ્રોપાયટર પાસે લઇ ગયો. સદ્દભાગ્યે પ્રોપાયટર ઓફિસમાં હતા. બે નટ જોડે હતા, ત્રણે જણ એમને આમ જોઇ આશ્ચર્ય પામ્યા.

" આપ જરા બ્હાર જશો?" મેં બે નટોને કહ્યું ને તેઓ તરત જ બહાર ગયા.

" મિસ્ટર રતનશાહ! આ ડાયરેકટર સામે મારી ફરિયાદ છે. આ બેનનું એણે અપમાન કર્યું છે." મેં કહ્યું.

"સાચી વાત છે?" રતનશાહે ડાયરેક્ટરને પૂછ્યું.

"મેં તમને કહ્યું છે કે નટીઓ સાથે છૂટ લઉં તેમાં તમે વચ્ચે પડી ન શકો. વચ્ચે પડો તો હું નોકરી છોડી જઇશ."

"ને મેં પન તમુને સાફ જણાવી દીધું ચ કે તમે ડીસીપ્લીન જરા બી ઢીલી કરસો તો મારે ને તમારે નહિ બને. એ પન એક જેન્ટલમેંન છે. આ બાઇ નવાં છે. હું આપુચાં એમને પિછાનતો નથી. તો એમની ફરિયાદ હોસે તો બી તમુને વેઠવું પડશે. મેં તો બાવાજી! તમુને સાફ જણાવી દીધું ચ પહેલેથી જ." રતનશાએ કહ્યું.

"હાજી. મારી ચોક્ખી ફરિયાદ છે." વિલાસે કહ્યું.

"તમો આ ભાઇને ઓળખો છો?" મને બતાવી રતનશાએ પૂછ્યું.

"એઓ મારા ભાઈ છે." વિલાસે કહ્યું.

"સગાભાઇ!"

"નાજી. મારા બનેવી છે."

"ઓહ. આઇ.સી. તમારી બેનને એવન અદરાયલા છે." રતનશાહે કહ્યું. 'હે મિસ્ટર સોઝા! શું તમારો વિચાર છે? જણાવશો? આ બાઇની માફી માગસો કે?'

"નહિ. હું રાજીનામું આપી છુટો થાઉં છું." સોઝાએ કહ્યું.

"તે કેમ બને બાવા! આજ સાંજના છેલ્લો સીન લેવાનો છે. કોન્ટ્રાક્ટ તોડસો તો કોર્ટે લઈ જઇશ."

"તે લઈ જજો."

"નહિ, મીસ્ટર રતનશા! અમે બંને જ રાજીનામાં આપી છીએ." મેં કહ્યું.

" તે ભલે આપો પણ આજના સીનમાં આ બાઈનો પાર્ટ છે. તે એણે ભજવવો જ પડશે નહિ તો હું રાજીનામું આપી જઈશ." સોઝાએ કહ્યું.

" એવનનો શો પાર્ટ છે ? "

"પ્રેક્ષક બની હીરો શું કરે છે તે જોવાનો." સોઝાએ કહ્યું.

" તે બીજાથી ચલાવી લેજો. " રતનશાએ કહ્યું.

" તે નહી બને. બધા વચ્ચે મારી પ્રેસ્ટીજ જાય. " સોઝાએ કહ્યું.

રતનશાને ગુસ્સો ચઢયો.

મને લાગ્યું કે ખેંચતાણ શા માટે કરવી ? સાંજના ચાલ્યા જવું. પ્રેક્ષક તરીકે ઉભા રહેવામાં હરકત શી !

મેં સમજુતી કરી. રતનશાએ મારો આભાર માન્યો.

અમે બધાં તરતજ વાલ્કેશ્વર ગયાં. મને થતુ હતું કે ગોવિંદલાલ આવશે ને વિલાસને દેખશે ને તેમાં તે મારી સાથે હશે તો કાંઈ નવું જ બનશે. તપાસ કરતાં મને સમજાયું હતું કે ગોવિંદલાલ સાંજના સાડાસાત સુધી આવી શકશે નહિ.

વાલ્કેશ્વર સીન લેવાયો. પ્રેક્ષકમાં વિલાસને ઉભા રહેવાનું હતું તે ભાગ કાપી નાખવામાં આવ્યો. શા માટે સોઝાએ આ આ વિચાર બદલ્યો તે મને સમજાયું નહિ.

સીન પૂરો થયો. અમે રતનશાને શેકહેન્ડ કીધી. અમને પૂછ્યું કે તમારે કયાં જવું છે તેનો મેં જવાબ દીધો કે પેડર રોડ.

રતનશાએ પોતાની મોટર બોલાવી. મોટરવાળો પેટ્રોલ લેવા ગયો છે એવી ખબર આવી. અમારા બંનેના આશ્ચર્ય વચ્ચે સોઝાએ આવી એકાએક માફી માગી અને પોતાની મોટર અમને મોકલવા આપી. અમે તે સ્વીકારી.

"આ બાઇ વિષે ગોવિંદલાલ તપાસ કરશે. મારે શો જવાબ દેવો ?" રતનશાએ પૂછ્યું.

"મારું નામ દેજો. અને કહેજો કે મને મળે." મેં જવાબ દીધો.

"વારુજી" અમે અન્યોન્યને સલામ કીધી.

અમે મોટરમાં બેઠાં. અમને લાગ્યું કે મોટરની સ્પીડ જોઇએ તે કરતાં વધારે છે પણ ડ્રાઈવર હોશિયાર લાગ્યો. અમે બોલ્યા નહિ.

બનેલા બનાવમાં અમારું ધ્યાન હોવાથી વિલાસે મને કાંઇ પૂછ્યું નહિ તેમ વિલાસને મેં પૂછ્યું નહિ.

એકાએક મોટરની સ્પીડ વધતી ચાલી. આઘેથી કૅંપ કંપનીનું ટ્રાફિક કન્ટ્રોલર દેખાયું. પોલીસની વૉર્નિંગ સિગ્નલ દેખાઈ, હમણાં મોટર અટકશે, હમણાં અટકશે એમ વિચાર કરતાં હતાં ત્યાં ડ્રાઈવરે ચીસ પાડી.

"બ્રેક !"

એક ક્ષણમાં મોટર અથડાઇ પડી ને શું થયું તેનું અમને ભાન ન રહ્યું.

"બદમાશ, શયતાન ! મોટરની બ્રેક કાઢી લીધી કે નકામી કરી એણે જીવ લેવાનું કે અકસ્માત્ કરવાનું ભયંકર કાવત્રુ રચ્યું." ગોવિંદભાઇ ઉભો થઈ ગયો.

"કાવત્રુ !" દરેક જણથી બોલી દેવાયું.

"ભયંકર !" મંગાનાથે કપાળ પરનો પરસેવો લુછ્યો.

❧

## પ્રકરણ ૫૯ મું ] [ ઉપસંહાર

"ને, એ ભયંકરતામાં કુદરતે વધારો કીધો તમને પણ ભેળવીને." અનન્તે કહ્યું.

"મારી મને ચિન્તા નથી. મને તો સ્ટુડીઓ હાઉસમાં સાડા સાત વાગે જતાં ફોન આવ્યો કે ગંગાનાથ તમને પેડર રોડ મળવા બોલાવે છે તે તુરત જાઓ. હું અતુલાને ઓરડામાં મૂકી સીધો ગાડીમાં નીકળ્યો ને કુદરતની ખૂબી એ જ કે જે મોટરમાં વિલાસ ને ગંગાનાથ તે જ મોટરના એકસીડન્ટમાં મારી ગાડી. ડામેટિક ટ્રેજેડી." ગોવિંદ બોલ્યો.

બધાં શાંત રહ્યાં. છૂટકારાનો શાંતિ અનુભવવા લાગ્યાં. એક બીજાની સામે જોતાં ચૂપ રહ્યાં.

"આવા બદમાશો કેવા કૃતધ્ન હૃદયના હોય છે એનો આ પુરાવો. "શાશ્વતીએ કહ્યું.

"અને તે ખાસ કારણ વિના શત્રુ બને છે!" વેણીલાલે કહ્યું.

"પણ વિલાસ ત્યાં કેવી રીતે આવી તે હજી મને કોયડો છે." ગંગાનાથે કહ્યું.

"હું તમને કહું. તમે તથા અનન્તકુમારને વિલાસ તથા મોહનલાલ સાથે શી વાત થઈ તે હું બરાબર જાણું છું. એણે તમને ખોટું કહી, છેતરી તમને રૂખસદ આપી. વિલાસને મહિના નહતા. મોહને મને બધી વાત કરી. તમને બનાવવાની એને મઝા પડી એ પણ તેણે સ્વીકાર્યું." ગોવિંદે કહ્યું.

"ઠીક!" ગંગાનાથે હુંકારો કીધો.

"વિલાસ અને મોહન કોઈ પણ હિસાબે છૂટાં પડે એ મારો હેતુ નિષ્ફળ ગયો. એથી મને ઘણો ક્રોધ ચડયો. બંનેની પૂરતી તપાસ રાખવા મેં નિશ્ચય કીધો." ગોવિંદે કહ્યું.

"તમને શો સ્વાર્થ?" ગંગાનાથે પૂછ્યું.

"વિલાસ મારી વિવાહિતા હતી તે તમે ભૂલો છો." ગોવિંદે કહ્યું.

"હા, મને જરા વિસ્મરણ થયું." ગંગાનાથે કહ્યું.

"મોહનનો સ્વભાવ મને અજાણ્યો નહોતો. વિલાસનું દિલ જીતવામાં ફાવ્યો હતો. એની એ કળા મારામાં નહોતી. હું દૂર રહ્યો છતાં બધી ચિકિત્સા જોતો હતો. ગોવિંદે કહ્યું."

"વારુ" ગંગાનાથે કહ્યું.

"વિલાસને મહામહેનતે શિક્ષિકાની નોકરી મળી, પણ એટલામાં તેમનું પૂરૂ થતું નહોતું. મોહનના હાથ છૂટા, નોકરી કરવી નહી, નરોત્તમ શેઠ તરફથી પૈસા મળે નહિ એટલે એને જરા સંઘર્ષણ થવા લાગ્યું." ગોવિંદે કહ્યું."

"બંને યે લગ્ન કર્યાં કે નહિ?" ગંગાનાથે પૂછ્યું.

"ઘણે ભાગે કર્યાં નથી. જાહેર લગ્ન કરવામાં તેઓ માનતાં નહોતાં. તેમજ કેતકીબેનનાં મંડળે તેનું પ્રચાર કાર્ય વેગથી શરૂ કર્યું. કાળોત્રી, નાનાકાળા વાવટા, પૂનાનાં ગુજરાતી પેપરમાં એક બે લેખોનાં કટિંગ, અપરિણયવાદીનીઓની નામાવલિ વગેરે એક બે દિવસને આંતરે વિલાસ પર આવવા લાગ્યાં. એ કંટાળવા લાગી. મોહનને ઠપકો દેવા લાગી. મોહનને ખાસ વિલાસની પરવા નહોતી. કોઈ પણ હિસાબે મોજ કરવી એ એનો સિદ્ધાંત હતો."

"દુષ્ટ છોકરો." નરોત્તમની આંખો લાલ થઈ.

"નવાઇની વાત એ હતી કે વિલાસને ત્યાં દર પંદર વીસ દિવસે ચોરી થવા લાગી હતી. ચોરી કેમ થતી, કોણ ચોરી કરતું તેની સમજ પડતી નહિ. એથી તે મુઝાતી. મોહન ઘણી તપાસ કરતો પણ પત્તો મળતો ન હતો. એણે મારા પર પત્ર લખી નલિનીબેન પાસેથી કોઇ પણ બહાને રૂપિયા પાંચસો, હજાર, બે હજાર મંગાવ્યા. હું નિષ્ફળ ગયો. શેઠના ઘરમાંથી ચોરી કરી લાવવા માટે એણે મને લખ્યું. ક્યાં ચાવી છે, સ્ટ્રૉંગ-રૂમ ક્યાં છે, કેવી રીતે ઉઘડે છે વગેરેની માહિતી આપી. એના પોતાની સેવિંગ્ઝ બેન્કનાં ખાતાનું તળીઉં આવી રહ્યું હતું. એટલે એણે આ રસ્તો લીધો. હું ફાવ્યો નહિ. અનન્તકુમાર આ હકીકત જાણે છે." ગોવિંદ થોભ્યો.

અનન્તે ડોકું ધૂણાવ્યું.

"હવે મોહને મારી પાસે પૈસા માગ્યા. મારી પાસે હોય શું કે આપું? હોત તો યે આપત નહિ. એક દિવસ તાર આવ્યો ને મને એણે બોલાવ્યો. હું પૂના ગયો."

સવારનો વખત હતો. હું એના મકાન આગળ ગયો. ત્યાં લોકોનું ટોળું ભેગું થયું હતું. મેં એનું મકાન ક્યાં છે તે વિષે એક છોકરાને પૂછ્યું.

"કોનું? બે બૈરીવાળાનું?"

"કેમ બે બૈરીવાળો કેમ?"

"એનું મકાન જોવું હોય તો જુઓ લોકોનું ટોળું. એના ઘર પર શું લખ્યું છે તે વાંચો—" છોકરાએ કહ્યું.

હું રસ્તો કરતો લોકોના ટોળામાંથી અંદર પેઠો. ખરેખર ભીંત ઉપર બે બૈરીવાળાનું મકાન એમ લખેલું હતું. કોઇએ તે ભૂંસી નાખવા નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો.

હું ઓટલે ચઢ્યો. ઉપર ગયો.

મોહન ઉભો હતો. વિલાસ ગમગીન બેઠી હતી. પોલીસ ઇન્સ્પેક્ટર નોંધ કરતો હતો.

"બસ, સોનાની ચાર બંગડી, મોતીની એક માળા ને રોકડા રૂપીઆ અઠ્ઠાવન અને બે સાડી બીજું કાંઈ ગયું છે?" ઇન્સ્પેક્ટરે પૂછ્યું.

"ના." વિલાસે કહ્યું.

"ઠીક તપાસ કરીશું. જડશે તો જણાવીશું, કાંઇ નિશાનીઓ છે?"

"નિશાની હોય તોયે શું? બંગડી ગળાવી નાખે, મોતી છૂટક વેચી નાખે. સાડીઓ કદાચ મળે." મોહન બોલ્યો.

મને કાકાને ત્યાંનો સીન યાદ આવ્યો. આજ વિલાસ અને એની બંગડી ચોરનાર કાકાએ મને જ બંગડીચોર ઠેરવ્યો હતો. આજે કોણ ચોરી કરનાર છે તેનો નિરીક્ષક માત્ર છું. મને તો ચોર ઠેરવવામાં નહિ આવે?" મને સ્હેજ ખોટી કલ્પના આવી.

મારી કલ્પના ખોટી જ હતી. ઇન્સ્પેક્ટર નીચે ગયા. લોકો વિખરાવા લાગ્યા.

"ગોવિંદ તું આવ્યો?" મોહને મને પૂછ્યું.

"હા. કેમ, ચોરી થઈ છે?" મેં પૂછ્યું. વિલાસને મેં ઘણે દહાડે જોઈ હતી છતાં લક્ષ આપ્યું ન હતું.

"હા. જોને દર પંદર વીસ દહાડે ચોરી થાય છે જ." મોહને કહ્યું.

"તો ઘર બદલો." મેં કહ્યું.

"એટલામાં તે આટલું સસ્તું ઘર ક્યાંથી મળે?"

"શોધી કાઢો નહિતો પૂના છોડો."

"વિલાસ ના કહે છે."

"તો પછી વેઠવું. તું શું કરે છે?"

"મારે લાયક નોકરી કે ધંધો છે જ નહિ. સટ્ટો તથા રેઇસ રમવાની વિલાસ ના કહે છે."

"જમવા ખાવાનું શું કરો છો?"

"લોજમાંથી આવે છે."

"એનું બીલ ભરવા મેં રૂપીઆ બચાવ્યા હતા. પાંસઠ રૂપીઆ ભરવાના છે તેમાં આજે ચોથીવાર ચોરી થઇ. હું કંટાળી ગઇ છું." વિલાસે કહ્યું.

મેં વિલાસ તરફ જોયું નહિ. મારું હૃદય સળગતું હતું છતાં દયાથી ઉભરાતું હતું. જે દિવસે બંગડી ચોરવાનો મારા પર આક્ષેપ મારા કાકાએ કર્યો તે દિવસે એણે મારો પક્ષ લીધો નહોતો. મારું સગપણ તોડી દિવાકર સાથેનું સગપણ મને કમને પણ કબુલ રાખ્યું હતું. મારા પર એનો પત્ર સરખો પણ નહોતો. આજે મારે એને મદદ કરવાની હતી. પ્રથમ મારે કમને લાચારીથી પેટ ખાતર વિલાસને મોહનનો મેળ કરવો પડયો હતો પરન્તુ તે વેર માટે. દિવાકરનો વિલાસ જોડે સંબંધ તૂટે તે માટે. આજે કયા કારણથી મદદ કરું?"

પણ ચાર પાંચ વખત ચોરી થવાનું કારણ? અને તે એકના એક જ મકાનમાં! કોઇ ચોર પેધો છે! ઘરમાં ભૂત છે? આડોશી પાડોશી લુચ્ચા છે? કે ઘરનાં માણસ—પણ માણસમાં કોણ! મોહન અને વિલાસ તો શું મોહન ચોર છે?

એકાએક આવેલા આ વિચારથી હું તીક્ષ્ણ દૃષ્ટિથી મોહન સામે જોઇ રહ્યો. મોહનથી મારી દૃષ્ટિ ખમી શકાઇ નહિ.

"તો હવે તું મદદ કરી શકે ખરો?" મોહને પૂછ્યું.

"હું શી કરું! હું સાહુકાર નથી." મેં જવાબ દીધો.

"કોઇ મને ઉધાર—"

"કંઈ જાગીર, ઘરેણાં પર ?"

"મેં તને મદદ કરી હતી, તું મને કર."

"પણ તમારી પાસે પૈસા હતા ને મને તમે મદદ કરી. મારી પાસે પૈસા નથી તો કેવી રીતે કરું ?" મેં જવાબ દીધો.

"ત્યારે અમારા બેનું શું થશે ?"

"તમે પરણ્યાં છો ?" મેં પૂછ્યું.

"પરણ્યાં જ કહેવાઇએ ને ?" મોહને કહ્યું.

"સુવાવડ ક્યાં કરવી છે ?"

"સુવાવડ કેવી !" મોહન હસી પડયો. "એતો અનન્તને બનાવવાની વાત."

"તો ઘેર જઈ પિતા પાસે માફી માગો." મેં કહ્યું

"કોઇ સંઘરે નહિ. મારા પિતાનો સ્વભાવ બરાબર જાણું છું, ને વિલાસને તેની મા ઘરમાં પેસવા દે નહિ." મોહને કહ્યું.

"તો હું શું કરું ?"

"મદદ"

"હું સાહુકાર નથી"

"તો બદમાશ છે ? એમ હોય તો તેવી રીતે મદદ કર."

મને ઘણો ગુસ્સો ચઢયો.

"તમારા બંનેના મોજ શોખ ખાતર મારે સરકારનો અપરાધ કરવો એમજ ને !"

"તારે દુનિયામાં બીજું કોઈ નથી. તું તો અનુભવો લેવા માગે છે ને ! સરકારના અપરાધ કરવાનો પણ અનુભવ લે." મોહને કહ્યું.

મારૂં મગજ ગયું. વિલાસ ન હોત તો મોહનને બે ચાર લગાવી દેત.

" તું અને વિલાસ વિચાર કરો. હું જરા બહાર જઈ આવું." મોહને કહ્યું.

મોહન બારણાં બહાર જતો હતો. હું ઉઠયો. એનો હાથ પકડીને મેં બેસાડયો.

" મોહન ! આ મકાનમાં ચાર વખત ચોરી થઇ તેનું શું કારણ ?" મેં તેને એકાએક પ્રશ્ન પૂછયો.

" તેની મને શી ખબર ?" તેણે જવાબ દીધો.

" શી ખબર ?" મેં ગુસ્સામાં પૂછયું.

" મારી પાસે પૈસો નથી એટલે તું મને તતડાવીને પૂછે છે ખરૂં ને ?"

" એ વાત નથી. વિલાસની બંગડીઓ અને રૂપીઆ ક્યાં છે એટલું જ પૂછું છું." મારો અવાજ સખત થયો.

મોહન મારી સામે જોઈ જ રહ્યો.

" પોલીસ એની ઢબ પ્રમાણે તપાસ કરીને ગઇ, હવે હું તને પૂછું છું કે બંગડીઓ અને રૂપીઆ તેં ક્યાં મૂક્યા છે ?"

વિલાસ ચમકી મારી સામે જોઈ રહી.

" અહાહાહાહા." મોહન હસી પડયો. " છેવટે તેં યુક્તિ ઠીક શોધી કાઢી."

" મારે તારી જરાયે જરા જડતી લેવી પડશે." મેં ઉભા થતાં કહ્યું.

" તે લે. આ હું ઉભો." મોહન પણ ઉભો થયો.

હું જરા ઝંખવાયો.

"મોહન ! તારી ચાલાકીથી બીજો છેતરાય હું નહિ. તેં બંગડીઓ અને રૂપીઆ કોઈપણ ઠેકાણે સંતાડ્યા છે. આ પહેલાંની ત્રણ વખતની ચોરી પણ તેંજ કરી છે."

"તું તો ગાંડો થયો છે."

"હું ગાંડો નથી થયો. તારી રહેણીકરણીથી હું વાકેફ છું. પૂનામાં તું ક્યાં જાય છે, શું કરે છે, ક્યાં પૈસા વાપરે છે તેની વિગતવાર મારી પાસે નોંધ છે. તારી પાછળ મેં ખાસ મારો માણસ મૂક્યો છે ને તેના મારી પાસે આ પત્રો છે." મે કહ્યું.

મોહન જરા ગભરાયો.

'આમ કરવાનું કારણ ?"

"કારણ એજ કે મારી ખાત્રી હતી કે તું વિલાસને સુખી કરી શકવાનો નથી."

"મેં એને કયું દુઃખ દીધું છે ! મારી છે ! ગાળો દીધી છે ! મજુરી કરાવી છે ?'

"એજ કે એ કમાય ને તું ભોગવે, આમ ચોરી કરે અને છેવટે એને આમ રિબાવે. અને છેવટે તું એને રખડતી મૂકી ચાલ્યો પણ જાય."

મોહન હસ્યો.

"શું ! મોહન ! મને મૂકી ચાલ્યા જવાના છો ?"

"ભૂખે મરવું પડે તો એમ પણ કરવું પડે !" મોહને કહ્યું.

"મને એકલી મૂકી ?" વિલાસ ગભરાઇ.

"તું વળી એકલી કેવી ? તારી પાસે હિંમત, હોશિયારી, ભણુતર વિગેરે છેજ ને !"

"મોહન ! મોહન !" વિલાસ આગળ બોલી ના શકી.

"તું વધારે ક્ષમા અને આપ. હું સદા તારી પાસે જ રહીશ.

"સ્ત્રી કમાય અને પુરૂષ ભોગવે એમ ?"

"એમાં શું ? આટલા જમાના સુધી પુરૂષ કમાતો હતો ને સ્ત્રી ભોગવતી હતી હવે સ્ત્રી કમાય અને પુરૂષ ભોગવે તો શું ખોટું છે !" મોહને જવાબ દીધો.

વિલાસ સાશ્ચર્ય ડોળા ફાડી મોહન સામે જોઇ રહી.

"એમ ! આટલા માટે હું તને પરણી ?"

"આપણે પરણ્યાં ક્યાં છીએ !! આપણે તો સાથે રહ્યાં છીએ એટલુંજ." તું તારૂં રક્ષણ કરવા સમર્થ નહોતી. તારૂં રક્ષણ કરવા મેં તને મારો સાથ આપ્યો." મોહને સીગારેટ કાઢી. મને એક આપવા માંડી. સીગરેટનો હું શોખીન. સીગરેટને હાથના ઝપાટાથી નીચે ફેંકી.

મોહન ફક્ત હસ્યો.

"તો પ્રેમ જેવું કાંઇજ નહિ ?"

"પ્રેમ વળી કેવો ? એ તો આપણે પ્રેમ શબ્દ વાપરીએ છીએ. બાકી એક બીજાનું શરીર એક બીજાને મળે, તેનું બોલવું, ચાલવું, રીતભાત ગમે અને એમ થાય ત્યાં સુધી સંબંધ રહે પછી શું ? એતો ઇલેક્ટ્રીક પાવર ખૂટયો કે બેટરી બંધ !" મોહને સીગારેટ સળગાવી.

"ઓ મા ! ઓ મારી મા !" વિલાસની ધીરજ ખૂટી. રડતી ખુરસી પર બેસી ગઈ. મને અત્યંત દયા આવી. માની સામે થનારી વિલાસ આજે માને સંભારે છે !!

"ઠીક. ત્યારે હું જાઉં છું. આજે ભાણું આવે તેમાંથી તમે બંને ખાજો." મોહને ટોપી લીધી.

"અને તમે–" વિલાસ એકદમ સફાળી ઊભી થઇ.

"હું–મારી ચિન્તા શી ?".

"તમારે શું કરવું છે ?"

"એ તો ગોવિંદે મારી પાછળ ડીટેકટીવ મૂકયો છે તે તમને બાર પંદર દિવસે, મહિને મારી ખબર કરશે. મારી ચિન્તા કરવીજ નહિ."

"તારી મતલબ શી છે ?" મેં ગુસ્સામાં પૂછ્યું.

પંખીડાં ૫૦

"એ જ કે વિલાસને તેને ઘેર–તેના બાપને ઘેર તારે પહોંચતી કરવી."

"મારૂં જીવન ધૂળમાં મેળવી–" વિલાસ ગુસ્સામાં બોલવા ગઇ પણ બોલી ના શકી.

"ભૂલ થાય છે. મેં તારી ઇચ્છા મુજબ મોજ કરાવી છે. હવે આપણી પાસે મોજશોખનાં સાધનો નથી, તારી પાસે પણ નથી. આપણે બંને છૂટાં." મોહને છેલ્લે પાટલે બેસીને કહ્યું.

"હું ભરણપોષણનો ફરિયાદી માંડીશ." વિલાસે માઝા મૂકી

"હું નાદારીમાં જઇશ. તેમજ આપણે કયાં પરણ્યાં છીએ કે કેસ ચાલે ?" મોહને કહ્યું.

વિલાસને હવે સમજાયું કે મોહને વિધિપુરઃસર લગ્ન કેમ ના કીધાં.

"તેમજ જોની, હું તો ઉદાર વિચારનો છું. નલિનીને પણ મેં લખ્યું છે કે એ છૂટી છે, ફાવે તેને ફરી પરણી શકે. પિતાજીને પણ લખ્યું છે કે નલિનીને બીજા સાથે પરણવું હોય તો પરણે. મારી જરૂર હશે તો એનાં લગ્નમાં હાજરી આપીશ ને જાહેર કરીશ કે મેં એને પરણવા છૂટ આપી છે. ને–ને તારો

પ્રસંગ તો દીવા જેવો ચોકખો છે. તું મને પરણીજ નથી. હું તને પરણ્યો નથી. તું હજી કુંવારી છે. કોઇને પણ પરણી શકે છે." મોહને ઉમેર્યું.

"મોહન ! એમ હું છટકવા નહિ દઉં. સમજે છે ! આખો મોહોલ્લો ભેગો કરીશ." વિલાસે ધમકી આપી.

"તો તેમ કર. મને જરા પણ ચિન્તા નથી. હમણાં મોહોલ્લો ભેગો કરતી હોય તો અડધો કલાક વધારે થોભું." મોહન અત્યંત નફફટ બન્યો.

"નહોતી ખબર કે સોનું માન્યું હતું તે પિત્તળ નીકળશે" વિલાસે ધ્રૂસકે રડવા માંડયું.

"ઠીક, તો હવે હું જાઉં છું. ફરી મળીશું ત્યારે મિત્ર તરીકે. હસતાં-ગુડનાઇટ." મોહન સીગારેટ પીતો નીચે ઊતર્યો.

વિલાસ ખૂબ રડી. મને દયા આવી.

"વિલાસ !"

વિલાસે મારી સામુ જોયું.

"રડવાથી કાંઈ ન વળે. હિંમત રાખ. તારી ઇચ્છા હોય તેમ કરૂં." મેં કહ્યું.

વિલાસ મુગી રહી.

"તારા મનમાં મારે માટે સારો અભિપ્રાય નથી. મારા કાકાએ મને તારી નજરમાં ચોર ઠેરવેલો છે પણ તારા પિતા તને કહેશે કે હું ચોર નથી, પણ મારા કાકાએ તારી નજરમાં મને ઊતારી પાડવા ચોર ઠરાવ્યો હતો. તને મારામાં વિશ્વાસ હોય તો મારી સાથે ચાલ. નહિ તો તારા પિતા પાસે હું તને અમદાવાદ મૂકી આવું અથવા નરોત્તમ શેઠને ત્યાં લઇ જાઉં." મેં એને સાંત્વન આપતાં કહ્યું.

"હું મારે મારું ફોડી લઈશ. પરમેશ્વરે હાથ, પગ આપ્યા છે; મારું જીવન હું જીવીશ. મારે કોઈની જરૂર નથી." વિલાસે કહ્યું.

"તો તારી મરજી. એક જ વાત યાદ રાખજે આ હૃદયમાં તારે માટે, તારી કોઈ પણ દશા અવદશામાં સ્થાન છે. તને ફાવે ત્યારે મારા રક્ષણ નીચે આવજે. હું તને સાથ આપીશ. વિધિપુરઃસર લગ્ન કરી ગૃહસ્થ જીવન જીવવું હોય તો કોઈની પણ પરવા કર્યા વિના હું તારે માટે તેમ પણ કરીશ. તેમ ન કરવું હોય ને ફક્ત મારું રક્ષણ જ જોઈતું હોય તો તે પણ આપીશ. હું એવંચની નથી. ફસાવનારો નથી. પછી તારી મરજી." હું ઊભો થયો. વિલાસની આંખો પાછી સજળ થઈ.

"આ પારકો પ્રદેશ છે. અનેક સજ્જનો તેમ દુર્જનો હશે. તારી સાથે મોહન હતો ત્યાં સુધી ઠીક હતું પણ હવે તું એકલી છે. એક અનુભવથી ચેત. મારું માને તો મારી સાથે ચાલ. મારે સીનેમા કંપનીમાં ઓળખાણ છે. એક બે માસ તું નિભાવ કર પછી તને યોગ્ય લાગે ત્યાં નોકરી શોધી લે. પણ અહિં પૂનામાં એક ક્ષણ વધુ રહેવું તારે માટે ઠીક નથી." મેં કહ્યું.

વિલાસ એકદમ ઊઠી. બે પેટી ને બિસ્તરો તૈયાર કીધાં.

"ચાલો ક્યાં જવું છે?" એણે એકદમ પૂછ્યું.

"મુંબઈની નજીક, ઘાટકુપર." મેં કહ્યું.

"ચાલો."

અમે નીકળ્યાં અને આઠેક દિવસમાં સીનેમા કંપનીમાં બે માસ માટે અજમાયશી નોકરી અઢીસો રૂપીઆની વિલાસે સ્વીકારી. પછી બનાવ બન્યો તે ગંગાનાથજી જાણે છે.

બધાએ છૂટકારાનો શ્વાસ લીધો. ક્ષણભર કોઈ બોલ્યું નહિ.

"ગંગાનાથજી! વિલાસને સીનેમામાં દાખલ કરવાનો મારો પ્રમાદ મને સમજાય છે. મેં એ ભયંકર ભૂલ કીધી." ગોવિંદ બોલ્યો.

કોઇએ જવાબ ના દીધો. બધાં ગોવિંદ સામે જોઇ રહ્યાં.

"શાશ્વતીબેન!" ગંગાનાથે એકાએક શાશ્વતીને સંબોધન કર્યું. "મેં કેટલાક વખત પર એક કેળવણીકારની કવિતા લખી તમને આપી હતી ને!—હું ભૂલતો ના હોઉં તો અનન્તકુમાર આપણે ત્યાં દાખલ થયા તે અરસામાં."

"હા, કેમ!"

"તમને યાદ છે. હું ઘણા શબ્દો ભૂલી ગયો છું. જો એ લીટી ગાઓ તો મારું ઉશ્કેરાયલું મગજ શાંત થાય." ગંગાનાથે કહ્યું.

વસુમતિની આંખોએ અનુમોદન આપ્યું.

શાશ્વતીએ ગાવા માંડયું:—

**અપંગ પંખીડાં! ઊડવાં કયાં સુધી!**
**ગગન વિશાળ છે, વિશાળ નભવાટિકા**
**નાનેરી પાંખનાં! ઊડવાં કયાં સુધી!—**

સર્વ એક ધ્યાનથી શ્રવણ કરી રહ્યાં.



# પ્રો. ગજેન્દ્રશંકર પંડયાનાં પુસ્તકો

**નાટકો ( પ્રસિદ્ધ )**

બે આખ્યાન – ( પ્રેમાનંદ અને વલ્લભનાં જીવનચરિત્ર ઉપર)
મધુનાં લગ્ન–
વકીલાત– એક અંકી
મથુરીઓ– „
અક્કલનો ચમત્કાર– „
કિસ્મતનો સિતારો બે અંકી
કેળવણીકાર ત્રિઅંકી
પાલાપતિ; ન્યાતનાં નખરાં ત્રિઅંકી (બંને કેવળ પુરૂષપાત્રોનાં)

**કાવ્યો**

તરંગમાલા (પ્રકીર્ણ); સંયુકતાખ્યાન (સળંગ શૃંગારપ્રધાન)
રાસબિંદુ; નંગાહૂએ (અપ્રસિદ્ધ હાસ્ય રસ કાવ્ય ૫૦૦૦ લીટી–પૂર્ણ); દક્ષયજ્ઞ (અપૂર્ણ)

**જીવન ચરિત્રો**

નરસિંહ મહેતા; વલ્લભ (પ્રેમાનંદ સુત), ભાલણ, (અપ્રસિદ્ધ સાહિત્ય સંસદ)

**નવલકથા**

ઊઘડતી આંખ (યુગાંતર કાર્યાલય).
જીવનની ઘરી (સંપૂર્ણ–પણ અપ્રસિદ્ધ)

**નાટક**

ક્રોસવર્ડ પઝલ (એક અંકી–અપ્રસિદ્ધ). **ભાષાંતર–**ચંડીપાઠ સપ્તશતી (સમશ્લોકી)

મળવાનાં ઠેકાણાં

**સારિકાસદન** નર્મદ ચકલો સુરત; **યુગાંતર કાર્યાલય** ગોપીપુરા સુરત. કરસનદાસ નારણદાસ નાણાવટ સુરત.

સંસ્કારપોષક, ઉન્નત અને પ્રાણપદ
સાહિત્ય પિરસતું
મહાગૂજરાતનું અજોડ ધાર્મિક માસિક

# સત્ સંદેશ

વાર્ષિક લવાજમ
રૂા. ૫—૪—૦
સવા પાંચ રૂપિયા

એપ્રિલની ૧૫ મી તારીખે

બીજા વર્ષમાં પ્રવેશ કરે છે

**બીજા વર્ષનો દળદાર અને સચિત્ર વિશેષાંક**

# આખ્યાયિકા અંક

આ વિશેષાંક ત્રણ વિભાગમાં વહેંચાયેલો રહેશે. એના (૧) **પ્રથમ વિભાગમાં** વેદ, ઉપનિષદની શિક્ષાપ્રદ સરલ અને રોચક આખ્યાયિકાઓ, (૨) **દ્વિતિય વિભાગમાં** પુરાણકાળની ઉદ્દબોધક અને જ્ઞાનપ્રદ આખ્યાયિકાઓ (૩) **તૃતીય વિભાગમાં** ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને સદાચાર પ્રેરક આધ્યાત્મિક આખ્યાયિકાઓ આપવામાં આવશે.

આ એક જ અંકમાંથી આપને વિપુલ વાચન સામગ્રી મળી રહેશે. જે ધાર્મિક ગ્રંથોમાંથી તારવણી કરેલા એક મૂલ્યવાન ધાર્મિક વાર્તાઓના સંગ્રહ તરીકે સંસ્કારી કુટુમ્બોમાં વસાવવા જેવો થશે. આ અંકની આખ્યાયિકાઓ નાના મોટાં સહુને રસ પડે તેવી હોઇ **આ અંક આપને વાંચવા ભલામણ છે.**

**'આખ્યાયિકા અંક'** એટલે તમામ ધર્મશાસ્ત્રોમાંથી રૂચિકર ધાર્મિક વાર્તાઓનો કરેલ ખાસ નિચોડ અને આત્માને ઓજસ આપીને ઉન્નત માર્ગે દોરનારા વાચન સમૃદ્ધિ; જેમાં લગભગ ૭૦ થી ૭૫ ધાર્મિક વાર્તાઓનો સમાવેશ થાય છે. લગભગ

૩૦૦ પૃષ્ઠના આ વિશેષાંક સાથે બાર માસ સુધી દરમાસે ધાર્મિક અને આબુવાન વાચન મેળવવા માટે આપ આજે જ વાર્ષિક લવાજમના રૂા. ૫–૪–૦ મોકલી આપો.

મહાગુજરાતના સુપ્રસિદ્ધ લેખકો, સંત–મહાત્માઓ અને ભક્તોની સાહિત્ય પ્રસાદી બીજા વર્ષના આ પ્રથમ ખાસ અંકમાં તેમજ તેના ચાલુ અંકોમાં નિયમિત આપવામાં આવે છે.

'**સત્ સંદેશ**' એટલે જનતાનું ખૂબ જ લોકપ્રિય ધાર્મિક માસિક. આ માસિકમાં બિનસામ્પ્રદાયિક લેખો આપવામાં આવે છે જેથી હરકોઈ વર્ગમાં એ છૂટથી વંચાય છે. દર અંગ્રેજી માસની ૧૫ મી તારીખે એ નિયમિત પ્રગટ થાય છે.

'**આખ્યાયિકા અંક**'માં ઉત્તમ વાચન, સુપ્રસિદ્ધ કલાકારોએ દોરેલાં પ્રસંગ ચિત્રો, દ્વિરંગી ટાઈટલ અને મનોહર ગેટ અપ હોઈ આપને આ ખાસ અંક વાંચ્યા વિના નહિ જ ચાલે.

## જાહેર પુસ્તકાલયો અને વાંચનાલયો માટે

# ખાસ અપૂર્વ લાભ

'સત્ સંદેશ' માસિકનો જાહેર વાચનાલયો અને પુસ્તકાલયો, લાભ લઈ શકે એ માટે તેઓનું **વાર્ષિક લવાજમ માત્ર** રૂા. ૪–૪–૦ રાખ્યું છે. **આ ખાસ લાભ માત્ર ૧૫–૪–૪૯ સુધીજ મળશે. લવાજમ મોકલતાં તેની સાથે સંસ્થાના વડાની સહી સાથેનો પત્ર હશે તો જ આ ખાસ કન્સેસન મળશે.**

તા. ૧૫ એપ્રીલથી બીજું વર્ષ શરૂ થાય છે. બીજા વર્ષનો પ્રથમાંક '**આખ્યાયિકા અંક**' તરીકે પ્રગટ થશે જે માસિકના વાર્ષિક ગ્રાહકોને વિના મૂલ્યે ભેટ મળશે. વાર્ષિક અંકો સિલીકમાં હશે ત્યાં સુધી જ મળશે માટે આપ આજે જ ગ્રાહક બનો.

વિશેષ માટે લખો—

**વ્યવસ્થાપક:—'સત્ સંદેશ'**

C/o '**સંદેશ લિ.**' ઘીકાંટા રોડ, **અમદાવાદ.**

